ગુજરાતી પંચની સને ૧૯૨૯ ની



# અંગ્રેજી રાજનો ઉષ:કાળ
અને
# પીંઢારાઓનો હોરહમામ.

પ્રકાશક:
મગુકોરલાલ હરિલાલ ભટ્ટ.
વ્યવસ્થાપક: "કર્મવીર"
અમદાવાદ.

મુલ્ય રૂ. ૧–૪–૦

જગમશહુર મહાન અમેરીકન ઇલાજ

પ્રો. જેમ્સ

# ઇલેક્ટ્રો-ટોનીક પર્લ્સ (રજીસ્ટર્ડ

(પ્રો. જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ.)



દિવસના કામ પછી કંટાળી ગએલા મનુષ્યને સંપુર્ણ શાંતિ મીઠી ઉંઘથીજ મળે છે. પરંતુ ખાધા પછી અનાજનું પાચન નહિ થવાથી અથવા તો ખરાબ સ્વમાં આવવાથી અથવા મનમાં સંકલ્પ વિકલ્પ થયા કરતા હોવાથી રાત્રે મીઠી નિંદ્રા આવતી નથી. જેથી સવારના ઉઠતી વખતે સંપુર્ણ આરામ મળવાને બદલે શરીર સુસ્ત જણાય છે અને તેથી દિવસના કામ ઉપર ચિત્ત લાગતું નથી. આવે વખતે તુરતજ શરીરની સંભાળ લેવાની અગત્ય છે.

**પ્રો. જેમ્સ ઇલેક્ટ્રો ટોનીક પર્લ્સ (રજીસ્ટર્ડ.)**

ઉપર જણાવેલા જ્ઞાનતંતુઓના દર્દો ઉપર રામબાણ ઇલાજ છે અને શરીરના સઘળા અવયવોને પુષ્ટી આપે છે. પિશાબમાં અથવા સ્વમામાં ધાતુ જવાથી શરીરમાં નબળાઇ લાગુ પડે છે, ભુખ લાગતી નથી, હાથ પગમાં કળતર થાય છે, વિગેરે ઉપર આ ગોળીઓ આશીર્વાદ સમાન છે, માટે આજેજ એક બાટલી ખરીદી ખાત્રી કરો.

કી. ૪૦ પર્લ્સની ૧ બાટલીના રૂ. ૨. કી. ૨૫ પર્લ્સની ૧ બાટલીના રૂ. ૧।.

**વી. પી. ખર્ચ ૧ થી ૩ બાટલી સુધી રૂ. ૦-૬-૦ જુદા.**

**૨ દિવસ ચાલે તેટલી નમુનાની બાટલીના ચાર આના.**

**સોલ એજન્ટ:—**

**ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કંપની.**

નં. ૨૮૫ મારકેટ, પોસ્ટ બોક્ષ નં. ૨૦૮૨, મુંબાઇ નં. ૨.

ગુજરાતીપંચની ભેટઃ
સને ૧૯૨૯ સંવત ૧૯૮૫

# અંગ્રેજી રાજનો ઉષઃકાળ

અને

# પીંઢારાઓનો દૌરદમામ.




પ્રયોજકઃ

**રણછોડલાલ હરિલાલ ભટ્ટ.**

વ્યવસ્થાપકઃ—"કર્મવીર"—અમદાવાદ.





મુદ્રક અને પ્રકાશકઃ

**સોમાલાલ મંગળદાસ શાહ**

અધિપતિ અને માલિકઃ—"ગુજરાતી પંચ"

અમદાવાદ.




મૂલ્યઃ પાકું પૂંઠું રૂ. ૨-૦-૦ / કાચું પૂંઠું રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જૂદું.

# લેખકની-પ્રાર્થના.

પ્રસ્તુત પુસ્તક દ્વારા ગુજરાતી પંચના ગુણજ્ઞ વાચકસમુદાયની સેવા કરવાનો સુયોગ ઇશ્વરેચ્છાએ-અનાયાસેજ પ્રાપ્ત થયો છે. મારૂં લખેલું **સતી ત્રિવેણી** પુસ્તક સસ્તી વાર્તામાળાના ગ્રાહકમિત્રોને પસંદ પડવાથી તેના વિદ્વાન સંપાદક સાક્ષરશ્રી ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતાએ નવા વર્ષને માટે આ પુસ્તક લખી આપવાનું મને સૂચન કર્યું, અને તે સંપૂર્ણ લખાઇને તૈયાર થાય તે અગાઉ સસ્તી વાર્તામાળા પ્રકટ થતી અટકી ગઈ. કોઇ પણ સંયોગોમાં આ પુસ્તક મારે પોતાને જ પ્રકટ કરવું એવો મેં નિશ્ચય કર્યો અને તેની જાહેરાત પણ હું આપી ચૂક્યો હતો, પરન્તુ दैवमन्यत्रचिन्तयेत એ વિધિલીલાએ વચમાં આ એક નવોજ પ્રસંગ આણી આપ્યો, તેથી સંતોષ થાય છે. આ ધાર્મિક-ઐતિહાસિક નવલકથાની રચના તેના મૂળ વિદ્વાન લેખક-બંગ સાક્ષર શ્રીયુત સૂર્યકુમાર સોમે ઘણીજ સુન્દર રીતે કરી છે, તેની યથાર્થ પ્રતિતિ પુસ્તક સંપૂર્ણ વાંચ્યા પછીજ થશે. ઘણે ઠેકાણે આવશ્યક-ગુર્જર વાચક સમાજને રૂચિકર થાય તેવો ફેરફાર કર્યો છે, તેમ છતાં મેં તેમના શબ-સાધન નામક બંગાળી સદ્દગ્રંથનો અનુવાદજ કર્યો છે એમ આ સ્થળે સ્પષ્ટ જણાવવાનો હું મારો ધર્મ સમજું છું, અને તે બદલ પ્રથમજ તે વિદ્વાન મિત્રનો આભાર માનું છું.

ઇ. સ. ૧૮૧૫ થી ઇ. સ. ૧૮૩૪ સુધીનો, અંગ્રેજરાજ કર્મચારી લૉર્ડ આમહર્સ્ટ, લૉર્ડ કંબરમેયર, લૉર્ડ વિલયમ બેન્ટિક આદિ તે સમયના ભારતના ભાગ્યવિધાતા તરીકે લેખાતા અંગ્રેજ બહાદુર અને પીંઢારાઓની અથડામણનો આ ઇતિહાસ છે. પીંઢારાઓને મહાત કરતાં પ્રતિપક્ષિ મહાપુરૂષોને જે પાણી ઉતર્યું તેનો આ વીર રસ ભર્યો લેખ છે, તે સાથે લૂંટારાઓ છતાં પીંઢારાઓ કલ્યાણી-શક્તિના કેવા પ્રખર ઉપાસક હતા તેનો આ ધાર્મિક તત્ત્વબોધ છે. કલ્યાણ-આશ્રમના સંસારત્યાગી સમર્થ સાધુ-સન્યાસીઓએ પીંઢારાઓમાં છૂપાએલી દુષ્ટતાનો વિધ્વંસ કરવા અંગ્રેજરાજને કેવી સહાય કરી છે તે જોઇને જરૂર આશ્ચર્યજ થશે!

સંસારમાં સકલ સાધુસમુદાય એ માત્ર ભારત–કામદુર્ગાને ભારરૂપ માત્ર તેનું લોહી ચૂસી ખાનાર બગાઇઓજ છે એવી જેમની માન્યતા હોય તેમને તેમની માન્યતામાં કંઇક ફેરફાર કરવો પડશે. ઉદયગિરિમાં અંગ્રેજીરાજ્યની વિજયપતાકા ઉડી તે તેમનેજ આભારી છે એમ કહીએ તો તેમાં લેશ વધારે પડતું નથી. એ સાધુ–સન્યાસીઓ જેઓ આજ ભારરૂપ જણાતા હોય તેમનો સદુપયોગ આપણે કયે રસ્તે કરી શકીએ–તેમના દ્વારા શો લાભ ઉઠાવી શકાય એમ છે એ એક વિચારવા યોગ્ય પ્રશ્ન છે.

પ્રસ્તુત નવલકથાના મુખ્ય નાયક વીરશ્રેષ્ઠ ચિત્રવરસિંહ ઉર્ફે ચિતુસરદારના નિર્બુદ્ધ સાથીઓ કારંજાની બ્રાહ્મણકન્યાનું હરણ કરી ગયા અને તેમણે નિઃશસ્ત્ર–નિર્દોષ સાધુ–સન્યાસીઓ ઉપર શસ્ત્ર ચલાવ્યાં તેનું અંગ્રેજ સેનાચાર્યોને મહા દુખ થયું તે વાત લક્ષમાં રાખી–આગળ ધરી, મોહિતલાલ નામના એક સાહસિક હિન્દુ જવાનને સાથે લઇ અંગ્રેજકર્મચારીઓએ કેવી રીતે કાર્યોદ્ધાર કર્યો તે તો ચિતુ સરદારે છેવટે ન્યાયપતિની સામે જે એકરાર કર્યો છે એ ઉપરથી સમજી શકાય એમ છે. આત્મસુખ–સ્વાર્થસુખની લાલસા ડાહ્યામાં ડાહ્યા–બહાદુર માણસોની મતિ કેવી રીતે ફેરવી, ભ્રષ્ટ કરી તેની પાસે ન કરવાનાં કાર્ય કરાવી પરિણામે પશ્ચાત્તાપ પમાડે છે એ ઉપર ધ્યાન આપવા જેવું છે.

સંતાનવિહોણા ચિતુસિંહે બ્રાહ્મણકન્યાનું હરણ કર્યું, છતાં તેને ત્યાં તેનું કેવી રીતે લાલન–પાલન થયું તે વાંચ્યા પછી વાચકોને આશ્ચર્ય થશે કે: આ માણસને લૂંટારો કહેવો એ અપરાધ નહિ તો બીજું શું છે? એ એકજ બ્રાહ્મણકન્યાના હરણથી અંગ્રેજી ફોજનો આત્મા કકળી ઉઠયો અને તેજ ક્ષણે તેમણે પીંઢારાઓનો દોરદમામ ઉતારી એ બ્રાહ્મણકુમારિકાનો ઉદ્ધાર કરવાનો દૃઢ સંકલ્પ કર્યો તે ખાતે તેમનો આભાર! પરન્તુ આજ? આજ તો એવી સંખ્યાબંધ બ્રાહ્મણ બાળાઓ–ભારત રમણીઓની તેથી પણ અધિક દુર્દશા થાય છે તેની કેમ કોઇને કંઇ અસર નથી થતી? આજ પણ એજ અંગ્રેજીરાજ છેને? આવો પ્રશ્ન ઉપસ્થિત થાય તે સ્વાભાવિક છે. બધે કંઇ ચિતુસરદાર જેવા પુત્રીવત્ પાલન કરનાર નરરત્નો નથી હોતાં.

ચિતુસરદારના સંબંધમાં એકજ વસ્તુ માટે આપણને સંશય રહી જાય એમ છે કે: ચિતુસરદાર તે ફાંસીને માંચડે ચડે છે કે:

તેના બધા સાથીઓ માર્યા જતાં તે ભયનો માર્યો પ્રાણ રક્ષાર્થે જંગલમાં નાસી જાય છે અને ત્યાં વાઘને હાથે તેનો શિકાર થઈ તે સાંજ પંચત્વ પામે છે ? શ્રીસોમના મત સાથે આપણે મળતા થઇએ એજ વ્યાજબી છે, કારણ આવો વીરચૂડામણિ મરણના ભયથી જંગલમાં નાસી જઇ પશુનો ભોગ થાય તેના કરતાં વીરોચિત મૃત્યુને ભેટે–ફાંસીને માંચડે હસતે મોંયે ચડે એજ વસ્તુ તેના પ્રતાપ અને વીરતાને શોભા આપે–સાક્ષી આપે એવી છે. જેને મૃત્યુનો ભય નથી તે કેમ નાસે ? ખાલી શાહુકારીની વાતો કરી સરદારને લૂંટારોજ માત્ર કહેનાર સજ્જનોએ તેનું વ્યૂઇલ યાને વસિયતનામું વાંચી જોવું અને ત્યારેજ તેનો સાચો પરિચય થશે ! હિન્દુગૌરવની સમ્માનરક્ષાને અર્થે વિશ્વસનીય ઇતિહાસ બહાર પડે એજ ઇષ્ટ છે. આ તો પાડોશી પૈસો આપે એટલે બાળક પોતાની માને ડાકણ કે કુતરી કહે એવો ઘાટ બને છે !

બ્રાહ્મણકુમારી નિર્મળાનું જીવન કેવું નિર્ભય અને તેના નામ પ્રમાણે કેવું નિર્મળ હતું તે ખાસ લક્ષ્યમાં રાખવાનું છે. બ્રાહ્મણની છોકરી એટલે માત્ર ભિખારણ વા બહુ તો લક્ષ્મીવાન હોય તો દમ વગરની–કાચની પૂતળી જેવીજ નહિ, પરન્તુ અંગ્રેજફોજના સેના-નાયક મોહિતલાલ જેવા ચમરબંધીને પણ લમણે હાથ મૂકાવનારી નરમધ્વંશ કરી નાંખે તેવી હતી ભારતવર્ષની કોઇપણ વર્ણમાં એવી બાળાઓ એ ભૂષણરૂપ છે. બાલક–બાલિકાઓને અન્ય ઉપાધિઓમાં નાંખવા કરતાં તેમનામાં નિર્ભયતાનો ગુણ કેળવવાની પહેલી આવશ્યકતા છે.

આદર્શ રમણીમણિ બિન્દુના જીવનમાંથી વાચકને ઘણું જ્ઞાન મળી શકે એમ છે. તેની કર્તવ્યનિષ્ઠા, સેવા-બુદ્ધિ અને પતિદર્શનની અલૌકિક ભાવનાનો પરિણામે કેવો વિજય થાય છે, અને પતિના મૃતદેહ–શબની સાધના દ્વારા પરલોકના અખંડ–અક્ષયમિલનનાં એ દેવદંપતી કેવી રીતે ભાગ્યવાન થાય છે એ વાંચીને આનંદ સાથે હૃદય આર્દ્ર થયા વગર નહિ રહે. શારીરિક સુખભોગની પાછળ ભટકવામાંજ દામ્પત્યજીવનની ઇતિશ્રી માનનાર–પતિ–પત્નીનો સંબંધ તે કેવળ આલોકને માટેજ છે, એવું સમજનારને શાન્ત–બિન્દુનું પારલૌકિક અખંડ–અનંત મિલન ગળે ઉતરશે કે કેમ એ શંકાસ્પદ છે.

સંસારમાં સેવા–ધર્મથીજ મોક્ષ છે એ પોતાના જીવન–કર્તવ્ય ઉપરથી બતાવનાર મંગળાના નિષ્કલંક સાધુજીવનમાંથી પણ ઘણું

જાણવાનું મળે એમ છે. દીન–દુખી, અતિથિ–અભ્યાગતની સેવા અને સત્કારથી પ્રસન્ન થનારી, એ આર્ય વિધવાના જીવનમાંથી સંસારમાં સર્વને પ્રિય કેમ થવાય તેનો સિદ્ધિમંત્ર મળી શકે એમ છે.

ગોસાંઈ, સ્વામીજી, યોગેશ્વર આદિ સંસારત્યાગી સિદ્ધપુરુષોનાં પવિત્ર–યોગજીવનમાં પણ ઓછું આકર્ષણ નથી.

આ ઐતિહાસિક ગ્રંથમાં ધાર્મિકતત્ત્વ એવી સુન્દર રીતે ગૂંથવામાં આવ્યું છે કે યથાર્થ ધર્મપ્રેમ અને ઇષ્ટની ઉપાસના કોનું નામ તે સહજમાં સમજાશે. ખાસ કરીને પીંઢારાઓની વરદાત્રી –કલ્યાણી, અર્થાત્ શક્તિના ઉપાસકોને આ પુસ્તક વધારે પ્રિય થઈ પડશે.

ઐતિહાસિક વસ્તુની શરૂવાત લગભગ આઠમા કલ્પથી થાય છે એટલે ઇતિહાસમાં રસ લેનાર વાચક–સમુદાયને આગળના સાત કલ્પમાં જેવો જોઇએ એવો કદાચ રસ નહિ જણાય એવો અમને કંઇક ભય રહે છે, પણ ભાવે–કભાવે એ વાંચીનેજ આગળ વધવાથી વધારે સંતોષ–આનંદ થશે એવું કહેવામાં કંઇ વધારે પડતું નથી, બાકી મનુષ્ય, જાતે અપૂર્ણ અને દોષથી ભરેલો છે તેની પાસેથી સંપૂર્ણતાની અને નિર્દોષતાની આશા રાખવી એ ઠીક નથી. વાચક-સમૂહ માત્ર સારવસ્તુ ગ્રહણ કરી કૃતાર્થ કરે એજ પ્રાર્થના !

છેવટમાં આ પત્રના અધિપતિ અને માલિક શ્રી સોમાલાલ મંગળદાસ શાહે સ્નેહભાવે ગુજરાતી પંચના ગ્રાહકોની સેવા કરવાનો જે સુયોગ આપ્યો તે બદલ તેમનો આભાર માનું છું.

આશ્વિન શુક્લ દ્વિતીયા<br>સંવત્ ૧૯૮૫,<br>અમદાવાદ.

રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

 

# અનુક્રમણિકા.

## પ્રથમ ખણ્ડ.

## દ્વિતીય ખણ્ડ.

॥ ॐ गुरवे नमः ॥

# અંગ્રેજી રાજનો ઉષઃકાળ
## અને
# પીંઢારાઓનો દૌરદમામ.

## પ્રથમ કલ્પ.

### "બ્હેન! કૃષ્ણ કૃષ્ણ કહો!"

"ઓય મા રે! હવે તો મ્હારાથી આ દુઃખ નથી સહન થતું, ઓય ઓય રે બા! મરી ગઇ રે..........." એક સામાન્ય ક્ષુદ્ર કૂટિરમાંથી ભયંકર માંદગીને બિછાને પડેલી અબળાના સૂકાઇ ગયેલા કંઠમાંથી છેક જ ક્ષીણ સ્વરે ઉપરના ઉદ્‌ગાર નીકળ્યા. પાસેના બીજા ખંડમાં કંઇક આડા અવળા ગૃહકાર્યમાં પડેલી બિન્દુના કોમળ અંતઃકરણમાં એ ઉદ્‌ગાર વજ્રની માફક અથડાયા. એ ઉદ્‌ગારે બિચારી બિન્દુના કાળજાને કંપાવી મૂક્યું. કામકાજ કોરણે રાખી બાવરી બનેલી બિન્દુએ રોગીના ખંડમાં પ્રવેશ કરી કહ્યું: "બ્હેન! શું થાય છે–કંઇ જોઇએ છે વારૂ?" તરશને લીધે ઇન્દુનું ગળું સૂકાઇ ગયું છે. અત્યંત કષ્ટપૂર્વક તેણે કહ્યું: "બ્હેન! થોડુંક પાણી આપોને?" ઓસીકે રાખેલા છમકારેલા પાણીથી ભરેલા ઘડામાંથી એક ચમચા પાણી તેણે ઇન્દુના ગળામાં રેડ્યું. ગળું સહજ ભીનું થવાથી ઇન્દુના જીવને જરા શાન્તિ વળી. અશક્ત છતાં હવે તેનામાં સહજ બોલવાની શક્તિ આવી. કેટલાય દિવસથી આમને આમ પથારીમાં પડે પડે થાકી કંટાળી ગયેલી ઇન્દુએ કહ્યું: "હવે તો આ દુઃખ સહન કરવાની મ્હારામાં રજે શક્તિ નથી. વ્યર્થ રીબાવા કરતાં તો હવે ઇશ્વર ઝટ ખેંચી લે તો સારૂં." ઇન્દુના હૃદયભેદક હતાશ વાક્યથી બિન્દુ સહસા ચમકી ઉઠી. તેના કોમળ-નાજુક હૃદયમાં એ શબ્દોએ મહા ખળભળાટ કરી મૂક્યો. માનો કે: ઇન્દુના એ શબ્દોએ બિન્દુની સઘળી ભાવી આશાઓ અને ભરોંસાનો અંત આણ્યો. તેની આંખમાં જળજળીયાં ભરાઈ ગયાં. એક તરફ દર્દના ભારને લીધે આંખો બંધ કરીને ઇન્દુ કંઇક હોઠ ફફડાવતી પડી રહી છે. બીજી બાજુ લમણે હાથ રાખી ઇન્દુના ભાવી જીવ-

નની કલ્પના કરતી અસહાય બિન્દુ ડસકે ડસકાં ભરી રડી રહી છે. આજ તેનો અંતરાત્મા તેને કહે છે કે: 'ઇન્દુબ્હેન હવે થોડા દિવસનાં મહેમાન છે.' સાલ્લાના છેડા વડે આંસુ લુછી બિન્દુ કંઇક સ્વસ્થ થઇ. ઇન્દુના તેજસ્વી નિર્મળ વિશાળ કપાળ ઉપર પોતાનો સ્નેહભર્યો કોમળ હાથ ફેરવતી તેના મોં સામે જોઇ બિન્દુ કહેવા લાગી: "બ્હેન! ભગવાન ગોપાલકૃષ્ણનું સ્મરણ કરો! બ્હેન! કૃષ્ણ કૃષ્ણ કહો! આ અસાર સંસારમાં કેવળ એજ એક સારરૂપ છે. એજ આપણું કલ્યાણ કરશે. ગભરાશો નહિ હો? તમને કંઇ થવાનું નથી. એ તો ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. સુખ-દુ:ખ ભોગવવાં એ તો દેહના ધર્મ છે. એમાં તે શી મોટી વાત છે! એવી જરીકે નકામી શંકા ન કરશો હો કે!" આ પ્રમાણે આશ્વાસન આપી કામકાજ જેમનું તેમ નાંખીને આવેલી બિન્દુ ઉભી થઇ. ઉઠતાં ઉઠતાં તેણે કહ્યું: "બ્હેન! હું નિરાંતે બધું કામકાજ કરીને તમારી પાસે આવીને બેસું એટલે એ પણ એક પીડા માથેથી ઓછી થાય. કેમ જઇ આવું જરા?"

ભાવભરી આંખે ઇન્દુએ બિન્દુ સામે દૃષ્ટિ કરી ધીમેથી કહ્યું: "કામ તો તારે કરવું હશે તો થોડીક વાર પછી પણ થશે, પરન્તુ બા, બેસીને થાકી હોય તો તો જા."

બિન્દુ: "બ્હેન! જાઓ, જાઓ, એવું શું બોલો છો! બેસીને થાકી તો કંઇ નથી ગઈ, પણ જુઓ! આ સાયંકાળ તો થવા આવ્યો છે. હજી તો મેં દેવતા સરખોય પડયો નથી. આખા દહાડામાં ગોસાંઇએ પાણી સરખું લીધું નથી. થાકયાપાકયા અનેક ઉપાધિથી કંટાળેલા એ ઘેર આવે અને રસોડામાં હજી દેવતા સરખોય પાડેલો ન દેખે, ત્યારે તેમને કેવું લાગે?"

ગોસાંઇ ઉપરના આવા મમતાભર્યા ઉદ્ગાર સાંભળતી ઇન્દુ સ્નેહપૂર્વક બિન્દુના નિર્મળ માયાળુ વદનમંડળ તરફ કંઈક વિચાર કરતી એક નજરે જોઇ રહી. વિચાર કરતાં કરતાં તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. કપાળ ઉપર હાથ મૂકી ઇન્દુએ કહ્યું: "બ્હેન! અદૃષ્ટની જ વાત છે ને? સ્વામીની સેવા એ સ્રીનું પ્રથમ મુખ્ય કર્ત્તવ્ય છે. નારીજીવનમાં એ મહાસેવાથી જ પરમ મંગલ સુખશાન્તિ મળી શકે તેમ છે. પતિની સેવા કરવાનો એ કલ્યાણપ્રદ લહાવ પણ પરમાત્માએ મારા નસીબમાં લખ્યો નથી, એથી તે દુર્ભાગ્યની વાત બીજી કઇ હોય? તેમનું કષ્ટ હવે મ્હારાથી નથી જોઇ શકાતું. પરમાત્મા એમને સદા કુશળ રાખે! બ્હેન! હવે, તું જા, બા જા, હવે તું તારી મેળે ત્હારે જે કંઇ કરવું હોય તે કર." એટલું કહેતા કહેતામાં ઇન્દુ થાકી ગઇ. ઘડીભર પાસું વાળીને આંખો

બંધ કરીને પડી રહી. લમણે હાથ મૂકીને બેસી રહેલી બિન્દુ પણ તરત જ ત્યાંથી ઉઠીને ઉભી થઇ, અને ચાલવા માંડ્યું. વચમાં જ ઇન્દુએ પ્રશ્ન કર્યો: " બિન્દુ ! બચુ કયાં ગઇ ? "

બિન્દુ, ઇન્દુના પ્રશ્નને ઉત્તર આપ્યા વગર એની મેળે ચાલતી થઇ, અને આંગણામાં અશોક વૃક્ષની નીચે લગભગ આઠ આઠ દસ દસ વર્ષની કુમારિકાઓની વચમાં શાણી થઇને બેસી રહેલી, ઢિંગલા ઢિંગલીની રમત જોતી ખુશી થતી બાલિકાને ત્યાંથી સહસા ઉચકી લાવીને, એક મીઠડું ચુંબન કરીને તેની માતા સમક્ષ ઉભી રાખી. " ઇન્દુબહેન ! આ મ્હારૂં મરકડું[1] તને નહિ આપું " કહેતી ઢિંગલીને પોતાની બગલમાં ઘાલી ઉભી રહેલી નિર્દોષ બાલિકા જનેતાના માયાભર્યા મુખમંડળ સામે જોતી આનંદપૂર્વક નૃત્ય કરી રહી. બાલિકાને શી ખબર કે માતા મરણ પથારીએ પડી છે. તેને બિચારા પશુને શી માલમ કે તેનામાં પોતાની સુવર્ણપ્રતિમા—સોનાની પૂતળી જેવી બચુને પોતાના ખોળામાં બેસાડી સહજ ગેલ કરાવવા જેટલી પણ શક્તિ નથી ! એ તો એની મેળે અજ્ઞાત બાલિકા હાસ્ય કરતી કરતી એના મરકડા સહિત વગર બોલાવે ચલાવે માતાની પથારીમાં આમથી તેમ પગ ફેંકતી આળોટવા મંડી ગઈ. અરે ! ગેલ કરતાં કરતાં મૂઇએ માતાને એકાદ બે પાટુ પણ લગાવી દીધી; છતાંય ક્ષમાની મૂર્તિ માતાને તો તેથી ઓર જ આનંદ થયો ! રગરગમાં—હૃદયમાં વાત્સલ્યભાવ જાગ્રત થતાં અતિશય રોગક્લિષ્ટ દેહને સહજ ઉંચો કરી, પરિશ્રમને ન ગણકારતાં ઓસીકે અઢિંગણુ દઈ માતાએ પુત્રીને પડખે લઈ—બેસાડી એક સ્નેહચુંબન કર્યું. જનેતાના મહામોંઘા મીંઠડા ચુંબનથી બાલિકાના મુખકમળ ઉપર એકી વખતે આનંદની સહસ્ર રેખાઓ ફુટી નીકળી. હાસ્યભરિત વદને કાલાઘેલા શબ્દો કાઢતી કોણ જાણે શાથીએ માતાના મ્હોં સામે જોઇ એકાએક: " ઇન્દુ, ઇન્દુબહેન ! હવે હું તને મોટી બહેન કહીશ હોં ! " કહીને કાનમાં ધાક પાડવા લાગી—અશક્ત ઇન્દુના માથાને વીંઝી નાખવા લાગી; ગમે તેમ પણ એ હસતી—ગેલ કરતી બાલિકાના મ્હાંમાંથી નીકળતા શબ્દોએ ઇન્દુના હૃદયમાં એક પ્રકારની જાદૂઈ અસર કરી. બાલિકાનું સરલ—સુન્દર હસવું બોલવું જોઈ તેના શુષ્ક મુખ ઉપર હાસ્યરેખા પ્રકટી ઉઠી. દુઃખી આત્મા પળવાર તો સઘળું દુઃખ વીસરી જઇ અલૌકિક આનંદસ્રોતમાં સ્નાન કરવા લાગ્યો. માતા-પુત્રીના એ હાસ્યસુખાનુભવથી બિન્દુને લેશપણ હસવું આવ્યું નહિ. એ એની મેળે ક્યારની માતા—પુત્રીનો હાસ્યોત્સવ મૂગે મ્હોંયે જોઇ રહી છે. એ બિચારી પોતાના મનથી અનેક પ્રકારના તર્કવિતર્ક

---

૧. રમકડું.

કરી રહી છે. ન્હાની છતાં બિન્દુ બહુ જ ચાલાક છે. અનુભવ વગરની છતાં આજના અવનવા ફેરફારથી બિન્દુને આશ્ચર્ય થયું. લાંબા સમયે ઇન્દુની આ રોગી અવસ્થામાં આવો વિસ્મયકારક ફેરફાર જોયો ત્યાંથી જ તેણે અનુમાન બાંધી દીધું કે: ઇન્દુબહેન અચાનક છેતરશે-હવે એનો ભરોસો રખાય એમ નથી. વયમાં નાની છતાં બિન્દુ મહા ડાહી છે. એને અનુભવ નથી છતાં અનુભવીજનોના ઉદ્ગાર તો તેને કાને અથડાયા છે. સો ગમે તેમ ધારે પણ બિન્દુની ધારણા યથાર્થ છે. અમે પણ એટલું તો સાંભળ્યું છે કેઃ—

ભડકતા હય ચેરાગે આગ જબ ખામોશ હોતા હય.

એ તો હમેશાં દુનિયા ક્યાં નથી જાણતી કે: "ઓલવાતો દીવો વધારે અજવાળાં નાંખતો જાય ?"

રોગીની અવસ્થા જોઇ બિન્દુ નિશ્ચય કરી બેઠી કે: ઇન્દુની આ લોકની મુસાફરીનો અંત હવે નજીકમાં છે. કેટલાક સમય પર્યન્ત એ સ્થાનમાં સંપૂર્ણ શાન્તિ પથરાઇ રહી. મંત્રમુગ્ધવત્ એ બહેનો નિઃસ્તબ્ધ છે. બાલિકા એની મેળે એનાં મરકડાંને એના સદરાની ઝોળી કરી તેમાં ભરીને લઇ જઈ એક જગ્યાએ ખુણામાં બેઠી બેઠી રમવા લાગી. બિન્દુ પણ ઉદાસ ચિત્તે ત્યાંથી ખસી જઇ ધીરે ધીરે ઘરકામમાં પ્રવૃત થઇ.

વાચક ! બિન્દુની ધારણા તમને સત્ય લાગતી હોય કે: ભગવતી ઇન્દુ હવે આ પાપી પૃથ્વિમાં થોડાક સમય છે તો આપણે પણ તેના કલ્યાણ અર્થે તેના કાનમાં એજ પરમ મંગલ મુક્તિમંત્રનો ઉચ્ચાર કરો કે:—

"બહેન ! કૃષ્ણ કૃષ્ણ કહો !"

---

## દ્વિતીય કલ્પ.

---

### પ્રમાનંદનું સંસારસ્વપ્ન.

દક્ષિણ દિશામાં ગોદાવરી નદીને કિનારે કારંજા નામે એક નાનું ગામ છે. સામાન્ય રીતે બ્રાહ્મણ તેમજ મહેનત મજૂરી કરીને ઉદર નિર્વાહ કરનાર મનુષ્યોની સંખ્યા ત્યાં વધારે છે. આ ગામમાં એવી કંઇ ખાસ જાણવા જેવી હકીકત બની હોય એવું જાણવામાં નથી આવ્યું. દીનતા અને દરિદ્રતાના દરબારમાં ગણના કરવા યોગ્ય ભિક્ષુક બ્રાહ્મણોનો નિવાસ જ્યાં વધારે હોય ત્યાં એવી ઘટના સંભવેજ ક્યાંથી ? અમે આ જ સ્થળે જે સમયની વાત કરીએ છીએ તે સમય પર્યંત મહારાષ્ટ્રમાં કોઈ પણ જાતનો વિદ્રોહ થયો નહોતો,

એ પ્રદેશમાં કેવળ મહારાષ્ટ્ર પ્રદેશજ આદર્શરૂપ હતો. મહેનતુ વર્ગ માંનો ઘણો ખરો ભાગ ખેતીવાડી કરીને સુખ-શાંતિપૂર્વક પોતાની જીવનયાત્રા વિતાવતો હતો. યજમાનવૃત્તિદ્વારા યજ્ઞયાગાદિ કરીને બ્રાહ્મણસંતાનો પોતાના ગૃહસ્થાશ્રમ રૂડી રીતે ચલાવતા હતા. કારંજામાં આજકાલના સુધરેલા વૈભવી જમાનાની માફક કંઇ એવા જોવા જેવા બાગ-બંગલાઓ નહોતા. તેમ છતાં તેમાં કુદરતી સૌન્દર્ય કંઇ ઓછું આકર્ષક નહોતું. ગામની ચારે બાજુએ નાનાં મોટાં ફળ ફુલથી લચી રહેલાં, શ્રીમંતાઇમાં કેવી નમનતાઇ રાખવી જોઇએ તેનો નમુનેદાર પાઠ આપનારાં છેક જમીન પર્યંત ઝુકી રહેલાં વૃક્ષનાં ઝુંડ એ ગામની શોભામાં ઓર જ ઉમેરો કરતાં હતાં. ઘર ઘરમાં ન્હાની ન્હાની પુષ્પવાટિકાઓ જોયા જેવી હતી. ભૂતકાળમાં તપોવનનિવાસી ઋષિઆશ્રમની ત્યાં યથાર્થ પ્રતીતિ થતી હતી. માનો કે ન માનો પણ કારંજામાંની એક બે પુષ્પવાટિકાઓને તો શિવપૂજાનો પુષ્પભંડાર કહેવામાં કંઇજ અતિશયોક્તિ નથી. કોક કોક ઠેકાણે શાલ તમાલ અને નાગ કેસરનાં દીર્ઘકાય વૃક્ષ એકબીજાનાં ડાળાં પાંખડાથી ગ્રથિત્ થઇને જગતની-મુખ્યત્વે ભારત પ્રજાને હિન્દુ, મુસલમાન, પારસી સર્વને પોતપોતાની ઉન્નતિને અર્થે ઐક્યભાવનું સદ્શિક્ષણ આપતાં વસુધૈવકુટુંબકમ્ એ મહા સૂત્રનું દર્શન કરાવે છે. ક્યાંક સરોવરના સ્વચ્છ પાણીમાં હંસની હારમાળા સેવાળ ઉપર પગ મૂકી-મૂકીને-ઉંચી ડોક કરીને કોઇ પદ્મિનીની માફક મનહર મંદ ચાલે ચાલી જાય છે. કવચિત્ પાણીમાં આમથી તેમ આડાં અવળાં તરીને એવી સુન્દર રીતે પાણી કાપે છે કે-એક વખત નજરે જોયેલું એ દૃષ્ય સ્વપ્નેય ભૂલાય નહિ. ગમે તેમ કહો પણ કારંજા નાનું ગામ હોવા છતાં તેની ગ્રામ્ય શોભા કંઇ જેવી તેવી નહોતી. સામાન્ય રીતે જોવા જઇએ તો ત્યાં સુખ-શાન્તિનો પણ કંઇ અભાવ નહોતો જણાતો.

જે સમયની ઘટનાને લઇને આ વાર્તાનો આરંભ થાય છે, તેથી પચીશ વર્ષ પહેલાં અર્થાત્ સત્તરમી શતાબ્દિના શેષ ભાગની કેટલીક ઉલ્લેખ કરવા યોગ્ય ઘટના આ સ્થળે જણાવવાની કંઇક આવશ્યક્તા છે. તે સમયે ઘણે ભાગે ભારત વર્ષમાંના મુસલમાન રાજત્વનો અંત આવ્યો હતો. ધીરેધીરે અંગ્રેજનું રાજત્વ ભારત વર્ષમાં સુપ્રતિષ્ઠિત થતાં આપણા પુરાણા વિશ્વવંદ્ય રામરાજ્યનું ગુપ્ત ગૌરવ સહજ જુદા સ્વરૂપમાં પુનઃ પ્રકાશવા લાગ્યું. તે સમયે મધ્ય ભારતમાં અથવા તેની નજીકના-આસપાસના સ્થાનોમાં, વિશેષે કરીને ગોદાવરીના પ્રદેશમાં દૂર્વૃત્ત પીંઢારાઓ અતિ પ્રબળ થઇ ઉઠયા હતા. તેમના અસીમ અત્યાચારને લીધે નિરપરાધી ગૃહસ્થ મનુષ્યો

પોતાની સ્ત્રી-કન્યાઓ સંબંધમાં નચિન્ત રહી શકતા નહોતા. કુંવારી કન્યાઓનાં માતપિતાને સુખે ઉંઘ પણ નહોતી આવતી.-અને આવે પણ ક્યાંથી? તેમનાં બિચારાંના જીવને જરીકે ટાઢક નહોતી એકંદર રીતે જોવા જતાં એ પ્રદેશમાં સ્પષ્ટ અરાજકતાની પરાકાષ્ઠા ઉપસ્થિત થઇ રહી હતી. ઘરમાં રહે રહે મધ્યમ વર્ગના અને દરિદ્ર મનુષ્યોને પોતાનાં જાતિમાનનું સંરક્ષણ કરવાનું પણ વિકટ થઈ પડયું હતું. આબરૂદાર ગૃહસ્થ મનુષ્યો કુળ-માનના રક્ષણને અર્થે દેશત્યાગ કરીને અન્ય સ્થળે ચાલ્યાં ગયાં. જેઓ આ સંસારની વિટંબના-ઓથી છેકજ કંટાળી ગયા હતા તેમજ જેઓ કંઇ દૂરના દેશોમાં જઈ શકે તેવા નહોતા તેઓ વિંધ્યાચળમાં જઇ યોગાશ્રમનો અંગી-કાર કરીને રહ્યા. કોઇ કોઇ પવિત્ર કાશી-ક્ષેત્રમાં જઇ સાધુ સંન્યાસીઓના ટોળામાં જઇ તેમના આશ્રયે રહી કેવળ યોગવૃત્તાવ-લંબન કરવા લાગ્યા. કેટલાક બાકી રહ્યા તેમણે પેટના ભરણ-પોષ-ણનો સોંઘો-સીધો માર્ગ શોધી કાઢયો; અને તે એજ કે.-તેમણે લૂંટારાઓનુ કાર્ય કરી જયાં ત્યાં ત્રાસ વર્ત્તાવવાનો માર્ગ પકડયો "એજ અવશેષ મનુષ્યો મધ્યભારતમાં પીંઢારા એ નામથી ઓળખાયા." દળ વધતાની સાથે સાથે દુર્દાન્ત પીંઢારાઓ સમય જતાં ચારે દિશામાં નિરંકુશ થઇ પડયા-મન ફાવે તેવા ત્રાસજનક અત્યાચાર કરવા લાગ્યા. મધ્યભારતમાં નાગપુર અને દક્ષિણ દિશામાં કૃષ્ણા અને ગોદાવરીનો પ્રદેશ, એ તેમનું મુખ્ય લીલાક્ષેત્ર થયું. પીંઢારાઓનું દમનજ અંગ્રેજી રાજ્યની અક્ષય કીર્તિનુ મૂળ કારણ છે. અને કેવળ એ સૂત્રને અવલંબીનેજ આ વાર્તાની રચના થઇ છે.

અરાજકતાના પ્રત્યક્ષ ઉદાહરણ સ્વરૂપ એ મહાસંકટમય સમયે રામાનંદ ભટ્ટ નામે એક શાસ્ત્રજ્ઞ પવિત્ર બ્રાહ્મણ યુવક કેવળ પાંચ વર્ષના પોતાના એક નાના માતૃહીન બાળક-પુત્ર પ્રેમાનંદના લાલન પાલનનો સર્વ ભાર પોતાના સહોદરના શિર ઉપર નાખી વિંધ્યાચળમાં યોગાશ્રમ ગ્રહણ કરવા ચાલ્યો ગયો. રામાનંદ ધર્મભીરૂ યોગસિદ્ધ મહાપુરૂષ હતા. માતેશ્વરી જગદંબાની પૂજા અને પાઠ કરવાનું તે કોઇ દિવસ ચુકયા નથી. એ તેમનું નિત્યકર્મ હતું. પૂજાપાઠ કર્યા વગર તેમણે કોઇ દિવસ અન્નજળ લીધું નથી. તેમના મોંથી મધુર સ્તોત્ર પાઠ સાંભળનાર આબાલવૃદ્ધ પર્યંત સર્વને પરમ સંતોષ થતો હતો. તેમની અપૂર્વ વિદ્વત્તાને લીધે સૌ કોઇ તેમને પાઠકજી કહીને સંબોધતા. તેમના નામ કરતાં પાઠકજી એ ઉપનામથી તેઓ જ્યાં ત્યાં સારી રીતે સુપરિચિત હતા. શ્રોતૃવર્ગના મનને સંતોષ આપવાની ખાતર પાઠકજી સમયે સમયે તેમને મહાભારત, રામાયણ, આદિ ધર્મગ્રંથોનુ શ્રવણ કરાવતા હતા. નાનપણથી જ વૈરાગ્યવૃત્તિવાળા,

આત્માનું કેવી રીતે કલ્યાણ થાય કેવળ એજ વિચારને જીવનનો ઉદ્દેશ્ય સમજનાર પાઠકજી મનુષ્ય માત્ર આ અસાર સંસારસાગરને તરી જઇ અન્તે કેવા પ્રકારે મુક્તિપદ પ્રાપ્ત કરી શકે તેવો ઉત્તમ ઉપદેશ આપી શ્રોતૃવર્ગને મુક્તિનો કલ્યાણકારક માર્ગ વારંવાર સહેલાઇથી બતાવતા. રામાનંદની હૃદયગ્રાહી વક્તૃત્વ શક્તિથી સૌ કોઇ અંજાઇ જતા. તેમના પિતા દુર્ગાનંદ ભટ્ટ પણ એક સારા વિદ્વાન હતા; તેમને ધર્મ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા અને દેવ-દેવી ઉપર તેમની અચળ ભક્તિ હતી. ધર્માભિમાન તો તેમની નસેનસમાં કોઈ અજબ રીતે વહન થતું. શુદ્ધ સનાતન વૈદિક ધર્મની નિન્દા તો તેઓ જરી પણ સાંભળી શકતા નહિ. ધર્મને માટે તેઓ પોતાનું સર્વસ્વ વિર્સજન કરે એવા હતા. એવા ધર્મપ્રાણ મહાત્માઓના સમયમાં આજ ચોરે ચૌટે રખડતા રવડતા અનેક અધર્મીઓને યથોચિત દંડ મળતો હતો, અને તેથીજ તે સમયે ધર્મનું સારી રીતે સંરક્ષણ થતું હતું. દુર્ગાનંદની ધર્મભાવનાની બલિહારી હતી. ધર્મચિન્તામાંને ચિન્તામાં તેઓ આત્મભાવ ભૂલી ગયા હતા.—સંસારનાં સઘળાં માયિક કર્મ પોતે બિલકુલ વીસરી ગયા હતા. સંસારવ્યવહારના કાર્યમાં તેઓ એટલી બધી કુશળતા નહોતા ધરાવતા. તેઓ કેવળ પરબ્રહ્મની ઉપાસનામાં સાંસારિક કર્મને ભૂલી ગયા હતા. તેમણે માત્ર તેરજ વર્ષની ઉમ્મરમાં સંસારત્યાગ કર્યો હતો. એક વખત સંસારત્યાગ કર્યા પછી પુનઃ તેમણે તેમના જન્મસ્થળ કારંજામાં પગ મૂક્યો નથી! એનુંજ નામ અચળ-અટલ ત્યાગ! આ જમાનાના ત્યાગી-વિરાગી જનોની કંઇજ વાત કરવા જેવી નથી. પિતાની સદ્ શિક્ષાના અલૌકિક પ્રભાવ વડે રામાનંદે પણ નાની ઉમ્મરમાં-ભર યુવાવસ્થામાં સંન્યસ્ત દીક્ષા ગ્રહણ કર્યા બાદ ગૃહત્યાગ કરી એકાન્તવાસ કર્યો હતો. બાલ્ય વયનો અનાશ્રય બિચારો પ્રેમાનંદ કોઇને ભારરૂપ બની કારંજાની એ ક્ષુદ્ર કૂટિરમાં પ્રતિપાલિત થવા લાગ્યો.

પરિવર્તનશીલ જગતના અબાધિત નિયમને લક્ષ્યમાં લેતાં પાંચ વર્ષનો એ બાલક પ્રેમાનંદ પણ ક્રમે ક્રમે યુવાવસ્થામાં પદાર્પણ કરવા લાગ્યો. એ સમય ઘોર પરિવર્તનનો હતો. અંગ્રેજી રાજ્યના રાજત્વનો એ નવયુગ હતો. પીંઢારાઓના અસહ્ય અત્યાચારને લીધે યોગી સંન્યાસિઓ બહુજ ત્રાસી ગયા હતા. કેટલીક વખત યોગી સંન્યાસીઓ અને પીંઢારાઓ વચ્ચે તુમૂલ યુદ્ધ થતાં હતાં. વિચિક્ષણ વિધાતાએ એ વિકટ સમયે સાધુપુરુષોના સંરક્ષણનો ભાર કોણ જાણે કેવી ખૂબીથી શી ઇચ્છાથી પરદેશની શાન્તિપ્રિય કહેવાતી પ્રજાના શિર ઉપર મૂકી દીધો. સાધુ પવિત્રાત્માઓના તેઓ રખવાળ થયા ગણાયા એ સમયે પરદેશી ભાષા અંગ્રેજી શિક્ષણનો માત્ર આરંભ

થતો હતો. સ્વધર્મ અને સ્વભાષાનો જ્યાં ત્યાં પ્રચાર કરવાને ગૌરાંગ પાદરીઓ સ્થળે સ્થળે નિશાળો ઉઘાડી અંગ્રેજી શિક્ષણની સાથે સાથે વિદેશીય ધર્મશિક્ષાનુ બીજ પણ આર્યોના શુદ્ધ અંતઃકરણમાં વાવવાને તનતોડ પરિશ્રમ કરતા હતા. ધીમે ધીમે હિન્દુ ધર્મ ઉપર તીવ્ર કટાક્ષ અને મૂર્તિપૂજાનુ અનેક રસ્તે ખંડન થવા લાગ્યું. અને હિન્દુ ધર્મ ઉપરનું ભીષણ આક્રમણ ગણી એ સમયે અનેક ધર્મપ્રાણ હિન્દુઓ માતૃભાષાનો ત્યાગ કરી વિદેશી ભાષાના પક્ષપાતી થતા અટકયા હતા. એમને લાગ્યું કેઃ આ તો લાડુ બતાવીને કડું કાઢી લેવાની બાજીગરી છે, અને એની એમના જીવને પાકી ખાત્રી થવાથી તો ઉલ્ટા તેઓ સ્વભાષા અને સ્વધર્મના ઉત્કર્ષ સાધનને અર્થે પ્રતિદ્વેષી થઇ રહ્યા ! હિન્દુધર્મના નેતાઓ ભયને લીધે ખ્રિસ્તી ધર્મના સંસર્ગથી જાણે છેકજ અભડાઈ જતા હોય તેમ ગણવા લાગ્યા. તે જમાનામાં અત્યારના જેટલો સુધારાનો પવન પૂરજોસમાં ફુંકાયો નહોતો અને તેથીજ પરધર્મીઓના સંસ્પર્શથી પ્રાયશ્ચિત કરવુંજ પડે એમ તેઓ સાચા અંતઃકરણથી માનતા હતા. એટલે સુધી કે સુસંસ્કૃત આર્યભાષા સિવાય અનાર્ય ભાષાનો મુખથી ઉચ્ચાર કરવો તેને પણ તેઓ ધર્મ વિરૂદ્ધ કહેવામાં લેશ આઘુંપાછું જોતા નહિ. રખેને તેથી પાપ પણ થઈ જાય ! न पठेत् यावनि भाषामूकण्ठप्राण गतैरपि આ તેમનો મુદ્રાલેખ હતો. માનો કે ધર્મપ્રેમી એ પરમ મંગલ સૂત્ર હતું !

શુદ્ધ સનાતન વૈદિક ધર્મકર્મની શિક્ષા આપનાર કારંજામાં રામાનંદ જેવો એકપણ ધર્મવીર સુનિપુણ વિદ્વાન નહોતો, પરન્તુ તે તો બ્રહ્મજ્ઞાન રસાયનપાન કરવાથી કેવળ અભેદ ભાવમાંજ મસ્ત થઇ રહેવાથી સૌને એજ સંભળાવી વિદાય થયા છે કેઃ—

જગત સુખની જૂઠી છેક છોટી ઉપાધિ;<br>
પરવત વન ગુફામાં સુખે લઈશું સમાધિ.

ધર્મપ્રાણ પિતાના સંસ્કારી બાળક પ્રેમાનંદે પણ અગીઆર-બાર વર્ષની નાની ઉમ્મરમાં યથેષ્ટજ્ઞાન સંપાદન કર્યું હતું. પિતાની ધર્મપરાયણતાના પરિણામે કાચી ઉમ્મરમાં કોણ જાણે કયાંથીએ તેને એકાએક વિરાગ ઉત્પન્ન થયો ! એક સમય બરાબર મધ્યરાત્રિએ પ્રેમાનંદ એકાએક કોઇને કંઇપણ કહ્યા કર્યા વગર ગૃહત્યાગ કરી ચાલી નીકળ્યો. જતાં જતાં પુણ્યધામ કાશીમાં જઇ કોઇ એક પરમહંસની પાસેથી તેણે ગુરૂદીક્ષા ગ્રહણ કરી પરિવ્રાજકાશ્રમનો આશ્રય ગ્રહણ કર્યો. સમય જતાં અમુક પ્રતિકૂળ સંયોગોને લીધે લગભગ પૂરાં બાર વર્ષ પછી પ્રેમાનંદે પુનઃ સ્વદેશમાં પગલાં કર્યાં. આંધળાની આંખ જેવા પુત્રતુલ્ય પ્રેમાનંદને લાંબા સમયે આમ

અચાનક પુનઃ પોતાની પાસે આવેલો જોઇને શનકા ફોઇને અતિશય આનંદ થયો. તેમને બિચારાંને હર્ષનાં આંસુ આવી ગયાં. શનકાદેવી નાનપણથીજ વિધવા થયાં હતાં. વિધાતાએ પ્રેમાનંદ દ્વારા સંતતિ સુખનો સ્વર્ગીય લહાવ લેવાને તેમને ભાગ્યશાળી કર્યાં હતાં. પ્રાણાધિક ભાઇ રામાનંદની સ્ત્રીના મૃત્યુ પછી પાંચ વર્ષના સુકુમાર બાળકપુત્ર પ્રેમાનંદના લાલનપાલનનો સર્વ ભાર-ભાઈનું ગૃહદ્વાર ઉઘાડું રાખવાનો બોજો શનકાદેવીના શિરપર આવી પડયો હતો. તેમના સ્નેહયત્નથી પ્રેમાનંદને એકપણ દિવસ માતૃસ્નેહ યાદ નથી આવ્યો. ફોઈબાએ તેને એકપણ દિવસ લેશપણ ઓછું આવવા દીધું નથી. માતા કરતાંય ફોઇએ તેને ઉછેરવામાં-કષ્ટ સહન કરવામાં જરીકે કચાશ રાખી નથી. એવાં ફોઈ તો આ સંસારમાં દોહ્યલાંજ !

ઘેર આવ્યા બાદ પ્રેમાનંદ સંબંધી નાના પ્રકારની કપોળ કલ્પિત પ્રસંશા તેમજ નિન્દા ચાલવા લાગી. જેઓ સરળ અને સત્યનિષ્ઠ હતાં. તેઓ પ્રેમાનંદનાં વિનયવચન અને તેના વિશુદ્ધ વ્યવહારની મુક્તકંઠે વાહવાહ ગાવા લાગ્યાં. નૈતિક દૃષ્ટિથી જોનારાં પ્રત્યેક ગુણગ્રાહી સ્ત્રી-પુરૂષો બેધડક કહી રહ્યાં કેઃ બેશક, પ્રેમાનંદ તેના પિતા કરતાં પણ સારો વિદ્વાન છે-ડાહ્યો પુરૂષ છે. તેની ધર્મપરાયણતાની તો બલિહારીજ ! આ બધું છતાં પરનિન્દા અર્થાત્ સાધુજનોનાં પાપ ધોવાનોજ જેમનો જીવન ઉદ્દેશ છે, તેજદ્વેષ એજ જે પાપાત્માઓનું નિત્યકર્મ છે, તેઓ તો મન ફાવે તેમ કહેવા-ભસવા લાગ્યાં કેઃ "પ્રેમાનંદ આટલા બધા લાંબા સમય સુધી જ્યાં ત્યાં લૂંટફાટ કરી ખૂબ પૈસો મેળવી હવે નિરાંતે ઘેર આવ્યો છે. એ તો જોયા કરોને ! સરકાર બહાદુર અંગ્રેજની ફોજ ચઢી એટલીજ વાર છે ! પછી એવા ઢોંગી તપસ્વી-મહાત્માઓની બરાબર ખબર લેવાશે. જીવનપર્યંત કારાગારમાં રહી સડયા કરતાંએ તેમનો આ ભવમાં છૂટકો નહિ થાય ! પ્રેમાનંદ પણ એક વખત એવી જેલયાત્રા કરશેને કેઃ આજકાલ ગામમાં જેટલાં એ ભાઈની વાહવાહ કરે છે તે સઘળાં પછી મોં ફાડીને જોયાજ કરશે. પછી સૌને ખબર પડશે કેઃ પ્રેમાનંદ કેવી રીતે કયાંથી શું કરીને બારે વર્ષે ઘેર આવ્યો છે ?" પરન્તુ દુનિયાના એવા મતમતાંતર ઉપર પ્રેમાનંદના ભવિષ્યનો કંઇજ આધાર નથી. તેણે પોતાનું આત્મકર્તવ્ય લક્ષ્યમાં રાખીને તે પ્રમાણે આચરણ કરવામાં દુનિયાની લેશપણ પરવા રાખી નથી. પોતાના ભાવી જીવનને ઉજ્જવળ-ઉન્નત બનાવવાને માટે તેણે જે જ્ઞાન-શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ તે તેણે ગુરૂકૃપાથી કયારનીએ પ્રાપ્ત કરી છે. ક્રમશઃ તેની મહત્તા ધીમે ધીમે આપોઆપ જ્યાં ત્યાં વધવા લાગી. તેનો કીર્તિસૂર્ય સ્વયં પ્રકાશી પામર-દુર્જન મનુષ્યોને

બાળી ભસ્મ કરવા લાગ્યો. છેવટે સર્વને વિનામતે કબૂલ કરવું પડયું કે: પ્રેમાનંદ ખરેખર પરમાત્માનો અનન્ય ભકત છે. તે ચુસ્ત વૈષ્ણવ છે. ધર્મશાસ્ત્રમાં પણ તે અદ્વિતીય પંડિત છે. થોડાજ સમયમાં આખા ગામમાં જ્યાં ત્યાં જેને તેને પુત્ર-પુત્રીના જન્માક્ષર જોવરાવવા હોય-જન્મપત્રિકાઓ કરાવવી હોય તેઓ પ્રેમપૂર્વક તેની પાસે આવી આત્મીય જન સમાન વિના સંકોચે તેની સાથે પૂછપરછ કરી મનની શંકાનું સમાધાન મેળવી જતા. ગમે તેમ પણ પ્રેમાનંદ નિરભિમાની સાધુ પુરુષ હતો. તેને મન શત્રુ-મિત્ર સૌ સમાન હતાં. તેની કેવળ એજ સાધુવૃત્તિના પરિણામે પ્રેમાનંદ સર્વનો પ્રીતિપાત્ર થવા ઉપરાંત એક મહાપુરુષ તરીકે માન પામવા લાગ્યો. દિવસે દિવસે પ્રેમાનંદનો પ્રતાપ એટલો બધો વધી ગયો કે: કોઇ તેને નામ દઇને તો બોલાવેજ નહિ ! અજાણ્યા તો તેનું નામ સરખું ન જાણે! માત્ર સૌ પાઠકજી-ગોંસાઈ નામથીજ સંબોધતા-ઓળખતા. તેમનામાં વિનય નમ્રતા હદ વગરની હતી. એક નાના પાંચ વર્ષના બાલક-બાલિકાથી તે સાઠ સિત્તેર વર્ષનાં વયોવૃદ્ધ સ્ત્રી-પુરૂષો સુધી કોઇને તેઓ તોચ્છડાઇથી બોલાવતા નહિ. તેમના પિતા રામાનંદને પણ ભૂલાવી દે તેટલા તેમનામાં સદ્ગુણ હતા. પ્રાણીમાત્ર ઉપર ભક્તિભાવ રાખવો તે તેમનો સ્વાભાવિક નિયમ હતો, અને તે દિવ્ય સદ્ગુણને પરિણામેજ સૌને કબૂલ કરવું પડયું કે: પ્રેમાનંદ યથાર્થ ગોંસાઈ છે. હવે પછી અમે પણ ગોંસાઇ એ ઉપનામથીજ પ્રેમાનંદને ઓળખાવીશું.

ગોંસાઈ ઘેર આવ્યા છતાં તેમને ગૃહસ્થાશ્રમમાં જોડાવાની લેશમાત્ર ઇચ્છા નહોતી. પ્રેમાનંદ લગ્ન કરવા ઘેર આવ્યા છે એવી આશંકા કરવાને પણ કેટલાક દુરાત્માઓ ચૂકયા નહોતા. તેમને ભલા માણસને તેનો સ્વપ્નેય ખ્યાલ નહોતો. તેમણે ગૃહસ્થાશ્રમી થવાનો સ્વપ્નેય ખ્યાલ નથી કર્યો. એ તો ઉલ્ટા એ ઉપાધિ-જંજાળથી સર્વથા અલગ રહેવાય તેવીજ પ્રભુને વારંવાર પ્રાર્થના કરે છે. સંસારની રહસ્યમય લીલાને તેમણે દૂરથીજ નવગજના નમસ્કાર કર્યા છે. એ પોતાની મેળે સાત્વિક ભોજન અને કાષાય વસ્ત્ર પહેરવામાંજ પૂર્ણાનંદ માને છે. ગોસાંઇના આવા રંગઢંગ માતા શનકાદેવીને અસહ્ય લાગે છે. તેના બિચારીના હૃદયને તેથી જબરો આઘાત થાય છે. તે પોતાના મનથી એવીજ કલ્પના કર્યા કરે છે કે: પૂર્ણિમાનો પ્રતાપી ચંદ્ર કરકમળમાં આવવા છતાં પર્ણકૂટિનો અંધકાર તો હજી એમનો એમજ છે ! એ તે કયારે દૂર થશે ? ભગવાન એ દિવસ કયારે દેખાડશે ? એ તો એમજ માને છે કે: ગમે તેટલો છોકરો હોય તેમાં શું થયું ? પરન્તુ જ્યાં સુધી ઘરને શોભાવે

એવી સુન્દર સદ્ગુણી વહુ મલકાતે મુખડે ઘરમાં હરતી ફરતી નથી ત્યાં સુધી ઘરની શોભા વધેલી કહેવાયજ કેમ ? પુત્રવધૂનો લહાવો લેવાને શનકાદેવી અધીરાં થઇ રહ્યાં છે. તે આખો દિવસ પ્રેમાનંદના વિવાહની ગડમથલમાંજ કાળ નિર્ગમન કરે છે. એક સમયે પ્રેમાનંદે તે બાબત શનકાદેવીને કંઈજ ખટપટ ન કરવાને સૂચના કરી, પણ જ્યારે તેની એ આજીજી અને વિનવણીની અસર ઘેલાં ફોઈ ઉપર લેશમાત્ર ન થઈ ત્યારે તેણે મૂગે મોંએ જે બને તે જોવાનુંજ ઉચિત ધાર્યું. ફોઇબાની ઉપર પ્રેમાનંદની અનુપમ માતૃવત્ ભક્તિ હતી. યોગશિક્ષા દ્વારાજ ભક્તિરૂપી ઉત્કૃષ્ટ સાધન પ્રેમાનંદે પિતા પાસેથી સંપાદન કર્યું હતું. ભક્તિરૂપી અનમૂલ માત્રાનો પ્રેમાનંદે શનકાદેવી ઉપર વરસાદ વરસાવી દીધો છે. માતૃભક્તિથી પ્રેમાનંદે ફોઇબાનો દેવી સ્નેહ સંપાદન કર્યો છે. શનકાદેવી પણ પળે પળે પ્રેમાનંદને જોઈ પરમ આનંદ પ્રાપ્ત કરે છે. શનકાદેવીના અલૌકિક વાત્સલ્ય ભાવની તો બલિહારીજ ! એ માતા-પુત્રનાં દૃષ્ટાંતરૂપ ભાવ-ભક્તિ આ સુધરેલા સંસારનાં માતા-પુત્રને અનુકરણ કરવા યોગ્ય છે. ગુરૂભક્તિ અર્થાત્ ગુરૂજનોની ભક્તિ એજ કેવળ સાધનાનો મૂળમંત્ર છે ! માતાની ઇચ્છાની આડે આવવાનું સામર્થ્ય પ્રેમાનંદમાં હોયજ ક્યાંથી ? ફોઇબાની લાંબા સમયની ઇચ્છાનો વિજય થયો. તેમની મહાઆશા પૂર્ણ થઇ. કારંજાથી લગભગ વીસેક માઇલ દૂર શાન્તિપુરના વતની શિવપ્રસાદ નામના એક કુળવાન પંડિત બ્રાહ્મ-ણની એક પરમ રૂપવતી કન્યાનું પાણી ગ્રહણ કરીને ગોસાંઈ સુખ પૂર્વક સંસાર યાત્રામાં જોડાયા. વહુરાણીનુ ચંદ્રમા સરખું નિર્મળ મુખકમળ જોતાં શનકાદેવી ગાંડાં થઇ જતાં. એ સોનાની પ્રતિમા જેવી વિધાતાએ હળવે હાથે ઘડેલી સૌભાગ્યવતી વધૂને હવે સોનેથી મઢી નાંખવાની ઇચ્છા તેમને પ્રબળ થઇ ઉઠી. તેમણે તેમની મેળે પ્રેમાનંદને વાતચિત કર્યા વગર પોતાની પાસે જે કંઇ હતું તે તમામ વસ્ત્રાભૂષણથી નવવધૂને શણગારી દીધી. દેવમંદિરે દર્શન કરવા કે સગાં સબંધીને કંઇ કારણસર મળવા જતાં રસ્તામાં કોઇ સ્વજન મળે અને તે પૂછે તે અગાઉ હર્ષોન્મત્ત શનકાફોઇ તેનો હાથ ઝાલીને ઉભાં રાખી કહેતાં કે: “આ જુઓ, મારા પ્રેમાનંદની વહુ !” મારા પ્રેમાનંદની વહુ કહેતાં તેમનો અંતરાત્મા આનંદસાગરમાં નૃત્ય કરવા મચી જતો. પ્રારબ્ધવશાત્ એ સુખકર દૃશ્ય જોવાને શનકાફોઇ આ ક્ષણિક સંસારમાં વધારે સમય ન રહ્યાં. પ્રેમાનંદનાં પુત્ર-પુત્રી જોવાની તેમની મનોકામના તેમના મનમાં ને મનમાંજ રહી. લગ્ન થયા બાદ લગભગ એક વર્ષે શનકાદેવીનો સ્વર્ગવાસ થયો. ગોસાંઇ-જીનો ભક્તિપ્રવાહ હવે લક્ષ્યભ્રષ્ટ થતાં અન્ય દિશામાં વહેવા લાગ્યો.

પ્રેમ અને ભકિતમય હૃદયમાં હવે ધીમે ધીમે સંસારની આસકિતને સ્થળ મળવા લાગ્યું. ગોસાંઇ આદર્શ વૈષ્ણવ હોવા સાથે તેમનું હૃદય પણ ભકિત અને પ્રેમનું આદર્શ હતું. સ્વામીના સુયત્ન અને સદ્‌-શિક્ષણના પ્રભાવે ઇન્દુમણીએ પણ વૈષ્ણવ ધર્મની દીક્ષા લીધી. તેના રૂપ તરફ દૃષ્ટિ કરતાં ઇન્દુમણી એ નામ સર્વાંશે સત્કાર કરવા યોગ્ય છે. અમે નથી ધારતા કેઃ પ્રેમાનંદની ધર્મપ્રાણા પ્રત્નીનું નામ ઇન્દુમણી છે, એમ અમારે વાચકવર્ગને જણાવવું પડે.

શનકાદેવીના મૃત્યુ પછી ગોસાઇના ગૃહસંસારનો સઘળો બોજો ઇન્દુમણીના શિર ઉપર આવી પડયો. ઇન્દુમણીને તેમાં કંઇ વધારે અગવડતા ન નડી. તે પોતે સંપૂર્ણ ચાલાક અને સંસારવ્યવહારમાં નાનપણથીજ કુશળ હતી, કારણ કે એક તો આદર્શ ગૃહસ્થ કુટું-બના ઘરની કન્યા અને સાથે તેની માતાના શુભ યત્નથી સાધારણ રીતે ગૃહસંસાર કેવી રીતે નિભાવવો, ઘરનાં ગૌરવ–શાન્તિ કેવી રીતે જળવાઇ રહે એવું શિક્ષણ તેણે મેળવ્યું હતું, અને તેથીજ પ્રત્યેક કાર્યમાં લેશમાત્ર કઠિનતા ન જણાતાં તેને સુલભતા અને સરળતાજ જણાતી. ક્રમે ક્રમે ગોસાંઇનો સંસાર સોનાનો થઈ ગયો. થોડાજ સમ-યમાં ઇન્દુમણીની આદર્શ ગૃહિણીમાં ગણના થવા લાગી. જયાં ત્યાં તેની વાહવાહ ગવાવા લાગી. જ્યાં ત્યાં સાસુઓ પોતાના ઘરમાં વહુઓને ઇન્દુમણીની ચતુરાઇનું અનુકરણ કરવાને ઉપદેશ આપવા લાગી.

આમને આમ સુખશાન્તિપુર્વક ગૃહસ્થાશ્રમ ચલાવતાં લગ્ન પછી બરાબર પાંચે વર્ષે ઇન્દુમણીએ એક કન્યારત્નને જન્મ આપ્યો. ગૃહસંસારની શોભા રૂપ નિષ્કંલક સ્નેહપ્રતિમા બાલિકાનું પરમ સુન્દર રૂપલાવણ્ય જોઇ ઇન્દુમણીએ તેનુ નામ નિર્મળા રાખ્યું. તેમ છતાંય માત—પિતા તેને લાડની ખાતર બચુ કહીનેજ બોલાવતાં. સ્વાભાવિક નિયમ પ્રમાણે નાનપણમાં બાળકને જે નામથી બોલા-વવામાં આવે છે તે મોટી વયે પણ લગભગ કાયમજ રહે છે. તે પ્રમાણે બચુ પણ કદાચ લાંબા સમય સુધી બચુ તરીકે ઓળખાય તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. અને એમાં નુકસાન પણ શું છે?

જે સમયે બચુ લગભગ બેએક વર્ષની હતી, જ્યારે એ બા, બાપા, દાદા, આદિ બેચાર શબ્દોજ ઉચ્ચારી માત—પિતાને અતિ-શય આનંદ આપતી હતી, અને જ્યારે સુકુમારીના સૌભાગ્યભર્યા રૂપને જોઇને સુમધુર શબ્દ સાંભળી આનંદસાગરમાં પતિ—પત્ની ઘડીભર ડૂબી જતાં હતાં તે સમયે અચાનક એ નાના ગૃહમંદિરમાં એક પ્રકારની મહા અશાન્તિનો પ્રવેશ થયો! એ આઘાતથી ગોસાં-ઇનું હૃદય ભગ્ન થયું ગોસાંઇ કેવળ હતાશ થઇ ગયા! સુખી સંસારમાં દુઃખનો કાળમેઘ ચડી આવ્યો. વિધિવિડંબનાએ ગોસાં-

ઇના યોગજીવનનાં સુખશાન્તિ ચિન્તા રૂપી ચિતાગ્નિમાં ભસ્મિભૂત થવા લાગ્યાં ! ઇન્દુમણી વ્યાધિગ્રસ્ત થઇ. દિવસે દિવસે રોગ વધવા લાગ્યો. ગોસાંઇ બાલિકાના ભવિષ્યની ચિન્તા કરવા લાગ્યા. રોગીની સેવામાંથી બિચારા ઉંચાજ નથી આવતા ! તે ઉપરાંત સાંસારિક કાર્યો કરવાનાં તે તો જૂદાં ! આ અણધારી વિપદમાં શ્રીમધુસુદન ઉપર વિશ્વાસ રાખી ગોંસાઇ લેશપણ હામ હાર્યા નહિ, અને પત્ની સેવાના શ્રેષ્ઠ કર્તવ્યથી એક તસુ પણ વિમુખ ન થયા. મહાપુરૂષોના કથન અનુસાર સંસાર એ માત્ર સ્વપ્ન છે. એ સંસાર–સ્વપ્ન અનુભવતા પાઠક પ્રેમાનંદના ગૃહજીવનને સ્વપ્ન નહિ તો બીજું શું કહેવું ?

---

# તૃતીય કલ્પ.

---

## આદર્શ દંપતીનો આંતરપરિચય.

શાન્તિપુર પણ કારંજાની માફક એક નાનું સરખું ગામ છે. નાનું કહેવાનો અર્થ એમ નથી કે, તે છેક કાઢી નાખવા જેવું ગૌરવ વગરનું હતું. ગામમાં બે ચાર સારા જમીનદારો ખયેરખાં વગેરે નવાબ સરકારના કેટલાક જાગીરદાર પણ હતા. પ્રજા ઉપર જમીનદાર વર્ગની સારી કૃપા હતી. પ્રજા ઉપર તેઓ સારો સ્નેહ રાખતા. તે વખતનો પ્રજાપ્રેમ તો કંઇક ઓરજ ! તે વખતના ત્યાંના જમીનદાર અમીર–ઉમરાવ પોતાના મનથી એમજ માનતા કે, અમે ગરીબને લીધેજ ઉજળા છીએ. શાન્તિપુરની પ્રજા પણ એવીજ રાજભક્ત વફાદાર હતી. પોતાના માલિક માટે સમય આવે વગર મૂલે વેચાવામાં પણ લેશ આઘું પાછું જુએ તેવા હતા. રાજઆજ્ઞાને સત્તાથી નહિ પરંતુ પ્રીતિપૂર્વક તાબે થતા. યથાર્થ રીતે જોવા જતાં તે સમયે પ્રજા અને જમીનદાર વચ્ચે ઘણોજ સારો સંબંધ હતો. તેઓ સમય આવે એક બીજાને સહાય કરવાની પોતાની મુખ્ય ફરજ સમજતા હતા. વર્તમાન સમયમાં આજકાલ ભક્તિ અને સ્નેહના સામ્રાજ્યમાં સ્વતંત્રતાપૂર્વક વિહરવાને સર્વ આત્મા એક સરખા સૃજાયા છે, પરંતુ એ હક્ક સમજનાર કોક વિરલા જ છે.

દરિદ્ર બ્રાહ્મણ હોવા છતાં શિવપ્રસાદ સહૃદયી,–સુશિક્ષિત અને સારો પંડિત હતો. તે સાથે સારા પ્રતિષ્ઠિત માણસોનો તે કુળગોર હતો. તે ગામમાં અને તેની આસપાસ સો સો ગાઉ સુધીમાં તેનું સારૂં માન હતું. મોટા જાગીરદારના તેમજ બીજા અનેક ધનવાનોના પુત્ર તેના શિષ્ય હતા. ઉપર પ્રમાણે શિવપ્રસાદનું સારૂં માન હોવાથી

કુટુંબના ભરણ પોષણને માટે ધન પ્રાપ્ત કરવામાં આ જમાનાના સટોરિયા–ખટપટિયા બ્રાહ્મણો–વિદ્વાનોની માફક તેને અનેક પ્રકારનાં કાળાં ધોળાં નહોતાં કરવાં પડતાં–દ્રવ્યોપાર્જનમાં તેને કંઇ કષ્ટ સહન નહોતું કરવું પડતું. જો કે, પોતે અવાચક અને નિઃસ્પૃહ વૃત્તિવાળો હોવાથી તેની સ્થિતિ કંઇ એટલી બધી સારી નહોતી, પરંતુ ભગવાનની દયાથી તેમજ તેની સત્ય નિષ્ઠાથી તે તેનો ગૃહસંસાર સુખપૂર્વક નિર્ગમન કરતો હતો. આજના ગોરની પેઠે શિવપ્રસાદ ધનનો હડકાયો, યજમાનના હાડકાં અને લોહીનો તરસ્યો નહોતો. તે તો યજમાનનું મન જે પ્રમાણે સંતુષ્ટ થાય તે પ્રમાણેજ કાર્ય કરતો, અને યજમાન પણ પોતાના ખરા અંતઃકરણથી પોતાના કુળ પુરોહિતને ગુરૂ અર્થાત્ બીજા મૂર્તિમંત સાક્ષાત પ્રભુજ સમજતા! તેની સાત્વિકવૃત્તિની સીમા નહોતી. યજમાન પ્રસન્ન થઇને એક પૈસો દક્ષિણા આપે તોપણ તે લેતો અને હૃદયપૂર્વક તેનું કુશળ પુચ્છતો, કોઇ લક્ષ્મીવાન હોય તો તેણે કદાચ રૂપિયો દક્ષિણા આપી હશે તો તેને માટે કંઈ તેની પાસે મોટો આશીર્વાદ નહોતો. આજના પોપટિયા ગોર દેવતાની માફક ગરીબ અને ધનવાન યજમાનને માટે તેણે જૂદા જૂદા આશીર્વાદ નહોતા રાખ્યા. તેની પાસે તો એકજ વાત હતી અને તે એ કેઃ–

**सर्वत्र सुखिनऽसन्तु सर्वेसन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चित् दुःखमाप्नुयात् ॥**

કેવી પરમ મંગલ આશિષ! કેવા પવિત્ર ઉદ્ગાર! હૃદયના ઉંડાણમાંથી નીકળતા ગુરૂ–પ્રભુના એ આશિર્વાદ કોઇ કાળે અફળ થાય કે? એ આશીર્વાદને પૂજ્યભાવથી માથે ચડાવનાર પવિત્ર આસ્તિક યજમાન કયાં અને નિઃસ્વાર્થ પરમમંગળ મૂર્તિ એવા સદ્ગુરૂરાજ પણ કયાં? શિવપ્રસાદની આસ્તિકવૃત્તિ, તેની નિખાલસતા, સચ્ચરિત્ર વિગેરેથી તેનો શિષ્ય વર્ગ એમજ માનતો કેઃ "ગુરૂજી સાક્ષાત્ શંકર સ્વરૂપ–ભોળાનાથ છે!" શિવપ્રસાદ આરૂઢ શિવ ભક્ત હતો. ઘોર શૈવક! માનો કેઃ સ્વયં શિવરૂપ!

સંતાનમાં શિવપ્રસાદને માત્ર બે કન્યાઓજ હતી. તેમાં મોટીનું નામ ઇન્દુમણી અને નાનીનું નામ બિન્દુમણી હતું. શિવપ્રસાદ ભોગવિભવને ચ્હાનારો નહોતો. તેથીજ તેણે તેની મોટી દીકરી ઇન્દુમણીનો વિવાહ સત્ય–ધર્મનિષ્ઠ મહાત્મા રામાનંદના સત્પુત્ર પ્રેમાનંદ સાથે કર્યો હતો. શિવપ્રસાદને પુત્ર ન હોવાથી તેને પોતાને એટલી બધી ચિન્તા નહોતી, પરંતુ પુત્રના અભાવે પોતાની પત્ની તેમજ શિષ્ય મંડળના સત્યાગ્રહને લીધે પંડિત શિવપ્રસાદે પોતાની નાની કન્યા બિન્દુમણીનાં લગ્ન કરી તેના પતિને ઘરજમાઈ કરીને

રાખ્યો, અને પોતાની પાસે જે કાંઇ હતું તે સર્વ પુત્રીને અને જમાઇને આપી ગૌરીદાનનું મહાન ફળ પ્રાપ્ત કરી પતિ-પત્ની કૃતાર્થ થયાં. પરંતુ નીતિવેત્તાઓએ કહ્યું છે કેઃ સત્ય પાત્રને કન્યા-દાન કરવાથીજ કેવળ ગૌરીદાનનું ગરવું ફળ પ્રાપ્ત થાય છે, પરંતુ આ સ્થળે એમ થયું છે કે નહિ તે એક સંદેહજનક વાત છે. કર્મ-દોષને લીધે તેઓ બિન્દુ સુપાત્રને આપી શકયા નહિ. જીવનનું સાર્થ-કય તો પોતાની કન્યાને સારા વિદ્વાન, રૂપવાન, કુળવાન અને ગુણવાન પતિના હાથમાં સોંપવામાંજ છે. નઠારાં આચરણવાળો, મૂર્ખ, ખૂની જમાઈ ઉલ્ટી એક પ્રકારની બિચારાં કમનસિબ સાસુ-સસરાને ઉપાધિજનક! લોકો તો કહે છે કેઃ આ પ્રમાણે પરાણે પારકાં અપાત્ર અનાથને પોતાનાં કરી બધું તેમને સમર્પણ કરી બેસવું એ હાથે કરીને જીવતાં નર્કમાં પડવા જેવું છે. લક્ષ્મી હોય તો યથેચ્છ રીતે મુક્ત હસ્તે દાન-ધર્મ કરવાથી આ લોક અને પરલોક ઉભય સુધરી જાય છે, પણ માયાવી પ્રાણીને સાચો માર્ગ નથી સુઝતો!

ગોસાંઇની સંસારયાત્રામાં ઇન્દુમણી જેવી સુગૃહિણી સાથી! યોગ-સાધનમાં નવીન આદર્શ યોગિની! તપસ્યામાં તપશ્ચારિણી, તપસ્વિની! આ બધું ખરૂં, પણ તે ઉપરાંત માયાદેવી શનકા ફોઇના પાસાં સેવીને પરિપક્વ થએલી, તેમના આશીર્વાદથી સંપૂર્ણ લાયક ઠરી ચૂકેલી સાધ્વી ઇન્દુમણીને આદર્શ ગૃહિણી કહેવામાં કંઇજ અતિશયોક્તિ નથી. ગોસાંઇના ઘરમાં લક્ષ્મીસ્વરૂપા ઈન્દુમણીનાં પગલાં થતાની સાથે ઘરની સ્થિતિમાં સારો ફેરફાર થઇ ગયો. પ્રેમા-નંદના ઘરમાં એક પ્રકારનો નવપ્રકાશ વિલસી રહ્યો. મંત્ર તંત્ર દેવ-પૂજા વગેરેનો ઠાઠમાઠ દિનપ્રતિ દિન વધતો ગયો. ઈન્દુમણી જેવી લક્ષ્મીસ્વરૂપા વહુ મળવાથી ફોઈબા-શનકાદેવીના હાથમાં તો જાણે સૂર્ય અને ચંદ્ર બે આવી ગયા, પછી પૂછવુંજ શું! આ પ્રમાણે હર્ષ-અમૃતનું પાન કરીને-ફોઇબા એ નાની પણ લીલી વાડી મૂકીને અમરધામમાં ચાલ્યા ગયાં. તેમના મૃત્યુ પછી લગભગ ચારેક વર્ષ એમને એમ સુખશાંતિપૂર્વક ચાલ્યાં ગયાં. બરાબર પાંચમે વર્ષે એક ભીષણ તોફાન આવીને ઉપસ્થિત થયું, એ મહા તોફાનમાં પ્રારબ્ધ-વશ પ્રેમાનંદનો ગૃહસ્થાશ્રમ હતો ન હતો થઇ ગયો.

સહસા ઇન્દુમણી પથારીવશ થઇ. દિવસે દિવસે રોગ વધવા લાગ્યો. રોગીને પીવા પાણી સરખું આપે એવું ગોસાંઇ વગર ઘરમાં બીજું કોઇ ન મળે. નજીકમાં મંગળા કરીને એક સરખી વયની સગીબ્હેન જેવી ભલા દિલની પાડોશણ હતી. તે બિચારી વખતો વખત આવી તેને ઓસડવેસડ આપી જતી. તે બિચારી તેનાથી બનતી સેવા ચાકરી કરતી હતી. તેના વિના બચ્ચુને દુધ સરખું કોઇ પાનાર નહોતું.

જેમાં તેમાં તે પરોપકારિણી મંગળાજ! અમે ધારી શકીએ છીએ કે, મંગળા છેવટ સુધી ગોસાંઇના કુટુંબના કલ્યાણ મંગળને અર્થે કેવળ મંગળાજ રહેશે. ભગવદ્ભક્ત ગોસાંઇને તે સાથે પરમાત્મા ઉપર અચળ વિશ્વાસ હતો. તેમણે સઘળો ભાર તે સર્વશક્તિમાન શ્રીહરિને માથેજ નાખ્યો હતો આવી અવસ્થામાં ગોસાંઇ કોઇવાર ફળમૂળ ખાઇને ઉપર બે પૈસા ભાર પાણી પી શરીરને જ્યાં ત્યાં ભાડું આપતા. જે દિવસે મંગળા ગમે તે કંઇ મઠ બાજરીનો રોટલો ઘડી ગોસાંઇને આપતી તે દિવસે તેમને ઘણી તૃપ્તિ થતી. ગોસાંઈની એ સેવાના પ્રતાપે મંગળા એક વખત મહાદેવી તરીકે સંસારમાં સન્માન પામે પૂજાય તો તેમાં કંઇ આશ્ચર્ય નથી. એક દિવસ ઇન્દુ ગોસાંઇની ચર્ણરજ માથે ચડાવી, આંખમાં અશ્રુ સહિત આર્દ્ર હૃદયથી કહેવા લાગી “ જીવનેશ્વર ! શરીરની આ અવસ્થા જોતાં હવે આ રોગ મટી જાય અને ફરી હરતી ફરતી થઈ આપની સેવા પૂજાનો પરમ મંગલ લહાવ લેવાને પ્રારબ્ધવાન થઉં એવી આશા થોડી છે. હવે તો હું પણ થાકી છું. પથારીમાં પડે પડે મારાં પાસાં બળી જાય છે. આ સ્થિતિ ક્યાં સુધી રહેશે ?”

પ્રેમાનંદઃ “ દેવી ! તેનો ઉપાય તે કંઇ આપણા હાથમાં છે કે ? સુખની વખતે હસી ખુશી થઇને વાતો કરવામાં જે આપણને રજે કામમાં નથી આવ્યાં તે દુઃખની પળે આપણાં ક્યાંથી દળદર મારે ? કેવળ ભગવાન ઉપર ભરોસો રાખવો એજ કલ્યાણકારક છે. સર્વમંગલ ભગવાન આપણું મંગલજ કરશે ? કર્મફળ ભોગવ્યા વગર કંઇ છૂટકો છે ?”

ઇન્દુઃ “ જીવનસર્વસ્વ ! આપણે બિન્દુને બોલાવીએ તેમાં કંઇ હરકત છે કે ? એ છોડી નાની છે, પણ બહુજ શાણી અને ડાહી છે. તેના આવવાથી આપને ઘણી રાહત મળશે. ”

પતિ પત્નીની વાતચિત ચાલતી હતી તેમાં એકાએક મંગળા આવીને ઉભી રહી. તેને ઉદ્દેશીને ઇન્દુએ કહ્યું: “ બહેન ! આ દેહના સારા નરસા પરિણામની કોને ખબર છે ? મારૂં એમ કહેવું છે કે આવી સ્થિતિમાં આમ વ્યર્થ કષ્ટ સહન કરવા કરતાં આપણે બિન્દુને બોલાવવામાં શી હરકત છે ? બિન્દુ આવશે તો ઘણો ફેર પડશે. આપણી બચુ તો તેને બહુજ વહાલી લાગે છે. ગમે તેમ પણ મારી તો ખરીજને ? કેમ, બહેન !”

મંગળાઃ “હા, બહેન ! એમાં શો વાંધો છે ! બિન્દુના આવવાથી ઘણી અગવડ ઓછી થશે. ગમે તેમ પણ પોતાની માની જણી બહેન, તેની તોલે તે કોઇ આવે કે ? એ તે ક્યાં લોક છે ! ઘડી

એ ઘડી તમારી પાસે બેસીને હસી ખુશીથી વાત કરે તોપણ જીવને કેટલો આનંદ થાય ? તેના આવવાથી તમારૂં અડધું દુઃખ ઓછું થઈ જશે. ”

આ પ્રમાણે ધીરજપૂર્વક આશ્વાસન આપવા છતાં મંગળાએ તો ક્યારનાએ નિશ્ચય કરી મૂકયા છે કે ઇન્દુ આખર તાંબાનો રૂપિયો છે. અને તેથીજ તેણે ઇન્દુની ઇચ્છાને ભારપૂર્વક માન આપ્યું. ગોસાઇને ગળે પણ એ વાત ઉતરી.

સૌની ઇચ્છા એવીજ છે એમ સમજી યથાસમયે ગોસાંઇએ શાન્તિપુરથી બિન્દુને બોલાવી લીધી. આંખની કીકી જેવી બચુને બિન્દુના હાથમાં સોંપી ઇન્દુ હવે શાન્ત ચિત્તે મરવાને તૈયાર થઈ. તે પોતે ધારીનેજ બેઠી છે કેઃ આ મંદવાડમાંથી હવે કોઇ પણ ઉપાયે બચી શકાય એમ નથી. ઇન્દુને મરણની જરીકે બીક નથી. તે પોતાના મનથી દ્રઢતાપૂર્વક વિચાર કરે છે કેઃ આખા જીવનમાં મેં કોઇ દિવસ કોઇનું કંઇ પણ અનિષ્ટ કર્યું નથી. પાપ, પ્રપંચ દ્વેષ, અનીતિમાંથી કોઇ પણ જાતનું અહિતકર આચરણ મેં આચર્યું નથી, તો પછી મારે શા માટે મરણનો ભય રાખવો જોઇએ ? નિર્માણ થયેલી વસ્તુને માટે વ્યર્થ શોક શો ? કરગરવાથી મરણનો ડર ભાગે તેમ નથી; તો શા માટે એનો હસ્તે મોંએ શાન્તિથી સ્વીકાર ન કરવો ?”

ગોસાંઈ પણ સંપૂર્ણ નિશ્ચય કરીને બેઠા છે કેઃ આ વખતે ઇન્દુ પથારીમાંથી બેઠી થાય એમ નથી. એવી મૃતસંજીવની શક્તિ–સુધા ક્યાં મળે ? ગોસાંઇ એક દિવસ એ સુધાસંજીવનીની શોધમાં બહાર ગયેલા. તે રાત્રિનો લગભગ એક પ્રહર વ્યતીત્ત થઇ ગયા બાદ ઘેર પાછા ફર્યા. આંગણામાં આવીને ઉભા રહ્યા; છતાં કોઇને બોલાવી શકયા નહિ. આ પ્રમાણે સશંક ચિત્તે ઘરના બારણા આગળ ઉભા રહી તેઓ અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યા. પરમાત્માની કેવી વિચિત્ર લીલા ! અહાહા ! એજ સમયે બચુએ બૂમરાણ મચાવી મૂકી. ઘરની બાજુમાંના એક અશોક વૃક્ષ ઉપર રહે રહે ચિત્કાર કરીને ઘુવડ અશુભ સૂચવવા લાગ્યું. એ આકસ્મિક અપશુકનથી ગોસાંઇના પ્રાણ કંપી ઉઠયા. જીવનનો ઓછો ભરોસો છતાં ગોસાંઇ બાબતની તો ઇન્દુને જરીકે ચિન્તા નહોતી. તેણે માત્ર ક્ષીણ કંઠે આજીજીયુકત સ્વરે કહ્યું: “ હવે તો બચુ દુધ પીયે છે !”

તરતજ પથારીમાંથી ઉઠીને દિવાના આછા પ્રકાશમાં ઇન્દુની પાસે જઇ તેની છાતી ઉપર હાથ ફેરવતાં ફેરવતાં નીચી વળી બિન્દુએ કહ્યુઃ “ બ્હેન ! આજ તમને કેમ છે ? કંઇ ચેન હોય તેમ લાગતું નથી ખરૂં ? ”

ઇન્દુઃ “ ના, ના, એ તો મને સહજ સ્વપ્નું આવ્યું. અમણાં બચુ રડી એટલે મારી આંખ ઉઘડી ગઇ ”—

એજ સમયે બહારથી કોઇએ હાંક મારી: 'બિન્દુ !' એ જાણીતો અવાજ કાને પડતાંજ પહેરેલું વસ્ત્ર બરાબર ઠીક ઠાક કરી બિન્દુ ઘરનું બારણું ઉઘાડવા ગઇ. ઘરમાં આવીને ગોસાંઇએ આતુરતાથી આગ્રહપૂર્વક પૂછ્યું: "બિન્દુ ! તારી મોટી બહેનને કેમ છે બા ?"

"કેમ છે" એ શબ્દો કાને અથડાતાં રાત્રિ પૂર્ણ થતાં ભગવાન સૂર્યનારાયણ ઉદય પામતી વખતે જેમ કમલિની પ્રફુલ્લિત થાય છે તેમ અર્ધજાગ્રત અવસ્થામાં મૃતવત્ પથારીમાં પરાણે પાસાં ફેરવતી પડી રહેલી રોગિણીના શરીરમાં કંઇક નવીન બળ આવ્યું. તેના જીવમાં જીવ આવ્યો અને ક્ષીણ કંઠમાં થોડુંક બળ આવ્યું. ક્ષણવારને માટે ઇન્દુ રોગયાતના ભૂલી ગઇ. આગ્રહ સહિત મૃદુ સ્વરે ઇન્દુએ કહ્યું: "પ્રભો ! તમેજ જીવનસર્વસ્વ આ સંસારમાં તમેજ માત્ર મારા પરમારાધ્ય મહાગુરૂ છો. આપની ચર્ણરજ આપો !"

એ આર્દ્રવચન સાંભળીને કયારનાએ અતૃપ્ત નયને રોગીને આંખથી મસ્તક પર્યંત નિહાળતા ગોસાંઇ ધીરે ધીરે ઇન્દુની પથારી નજીક આવીને બેઠા. વ્યાકુળ હૃદયનો ઉભરો નયન પ્રદેશદ્વારા નીકળતાં દૃષ્ટિરોધ કરવા લાગ્યો. મહા મહેનતે આંસુ રોકી તેમણે પૂછ્યું "આજ કેમ છે ?"

એક નજરે ઇન્દુ ગોસાંઇના સામું જોઇ રહી છે. સ્થિર હોવા છતાં ઇન્દુની એ વેળાની દૃષ્ટિ કંઇક કૌતુહલમયી છે. ઇન્દુની એ સ્થિર દૃષ્ટિ વધારે વાર જેમની તેમ રહી શકી નહિ. તેનો નયન–પ્રદેશ અશ્રુજળ વડે છવાઇ ગયો. પળે પળે તે નિ:શ્વાસ મૂકવા લાગી. એ નિ:શ્વાસ તીવ્ર નિરાશાસૂચક હતા. કંઇક બોલવાની ઇચ્છા છતાં હૃદયની વાત તેના મોંની બહાર નીકળી શકી નહિ. અતિશય કષ્ટ-પૂર્વક હૃદયના ઉભરાને દબાવી આર્દ્ર સ્વરે તેણે કહ્યું: "હું નહોતી ધારતી કે, આજ પ્રાતઃકાળમાં હૃદય-મનને પવિત્ર કરતા મહા મોંઘા તમારા કર્ણપ્રિય શબ્દો સાંભળવાને હું ભાગ્યશાળી થઇશ. આપનાં દર્શન થવાથી હું હવે બે દિવસ વધારે આ દેહ ધારણ કરી શકીશ. દેવ ! આપનાં શ્રીચરણનો વિયોગ એક મુહૂર્ત પણ મારાથી સહન થતો નથી. આજ આખો દિવસ અને રાત વેદનાને લીધે એટલું બધું સહન કરવું પડયું નહોતું, પણ તમારાં અદર્શન–વિયોગની વેદનાથી હું પૂરી હતાશ થઈ ગઇ હતી. એ વિષમ મર્મઘાતી વેદનાની પ્રભો ! હું શી વાત કહું ?"

એ સાંભળીને ગોસાંઇની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં. કોઇ એક પૂર્વકાલીન દ્રશ્ય તેમના સ્મૃતિપટ ઉપર આવીને ખડું થઇ ગયું. તેમને કંઈક સાંભરી આવ્યું, તેથી તેમના હૃદયમાં દારૂણ પરિતાપ

પ્રજ્વલિત થઈ ઉઠયો. એક વાર મનમાં થયું કે: "ત્યારે હું ઘેર શા સારૂ આવ્યો ?" વળી વિચાર્યું: "ઘેર આવીને પુનઃ આ રૂપ સાગરમાં કેમ ડૂબ્યો ?" નિમિષ માત્રમાં ગોસાંઈ આકાશપાતાળની ચિન્તા કરતા દગ્ધ અદૃષ્ટને ધિક્કાર આપતા રહ્યા. વળી નિરાશા-પૂર્ણ મર્મભેદક સ્વરે પત્નીને પૂછવા લાગ્યા: "દેવી! હવે તમને શી આકાંક્ષા છે ?"

ઇન્દુ: "નાથ ! આ સંસારમાં નારીજીવન એ તો મહા અધમ માંનું અધમ છે. નારી તો માયા છે. એ માયાના બંધનમાં, એ ગૃહજંજાળમાં જકડાએલા આત્માઓને સુખ-શાન્તિ કયાંથી ? તમે મહાપુરૂષ છો. હું અધમ માયાના બંધનમાં આપ જકડાયા છો. આપ એ નિન્દ્ય જંજાળમાંથી મુક્ત થયા વિના ઇચ્છાનુસાર કંઇ પણ કરી શકો તેમ છો કે ? માયાના બંધનમાં મુક્તિની આશા કેવી ? જૂઠી જંજાળના જૂઠાં સુખ ! નાથ ! આપનાં યોગ, તપ, સાધન એજ ઇષ્ટ સાધ્ય છે ! અને આ આપની સેવિકાને કૃપાળુ, અંતિમ સ્નેહાશીર્વાદ આપો કે, આખું વિશ્વ જે મુક્તિપદની વાંચ્છના રાખે છે તે આપનાં યુગલચરણનું ધ્યાન ધરતાં ધરતાં પામી જઉં. પ્રભો ! એ અદ્વૈત-અદ્વિતીય મોક્ષ માર્ગની અધિકારિણી થઉં એવી એક દેવી આશિષની માત્ર મને ઉત્કટ અભિલાષા છે તે પૂર્ણ કરો ! જો જો, નાથ ! સ્વામિન્ ! હું સ્વર્ગ-સુખથી વંચિત ન રહું હોં !"

કેટલાક સમય પર્યંત આ પ્રમાણે પવિત્ર વાર્તાલાપ થવાથી ઉભયના આકુળ પ્રાણમાં શાન્તિધારા વરસી રહી. આનંદસાગરમાં તણાતાં ઉભય પતિ-પત્નીનાં આનંદાશ્રુવડે એક બીજાનાં વસ્ત્રાંચળ ભીંજાઇ ગયા. દંપતીમાં ઘડીભર શાન્તિ પ્રસરી રહી. ગરમ આંસુથી ભરેલી બેઉની આંખો એક બીજા ઉપર ઠરી ગઇ છે ! માનો કે, ક્ષણવારને માટે દંપતી મંત્રમુગ્ધવત્ બની રહ્યાં છે.

આ સમયે બિન્દુ બચુને દુધ પાતી હતી. એટલો વખત એ એની મેળે ચૂપચાપ બેસી રહી. ઇન્દુના ભાવી પરિણામનો તેણે કયારનોએ નિશ્ચય કરી મૂકયો છે. એ બાબત એને સમજવાનું કંઇ બાકી નથી. એ બિચારી એક કોરાણે અવળું જોઇને પાષાણ પ્રતિમાની માફક છાનીમાની બેઠી બેઠી પતિ-પત્નીનો વાર્તાલાપ સાંભળી રહી છે.

અચાનક ન કરે નારાયણ અને ઇન્દુ બહેનને કંઇક થયું તો બચુનું શું થશે, એ વિચાર આવતાં બિન્દુ ખૂબજ રડવા લાગી. તેને છાની રાખવાને માટે ગોસાંઇએ અથાગ પ્રયાસ કર્યો પણ ઉલ્ટો બમણો કલ્પાંત કરવા લાગી. હૃદયના ઉંડાણમાંથી પ્રવાહિત થઇ રહેલો નિરાશાનો એ પ્રવાહ કોણ રોકી શકે ?

એક બાજુએ શૂન્ય હૃદયે ઇન્દુ આંખો બંધ કરીને પથારીમાં પડી છે, બીજી બાજુ ગોસાંઇ પણ હતાશ હૃદયે લમણે હાથ મૂકીને ભગવાનની અલૌકિક માયાનો વિચાર કરતા કેવળ મૂઢવત્ બેસી રહ્યા છે. પતિ-પત્નીમાંથી આજ કોઇએ મોં સરખુ એંઠુ કર્યું નથી. બિન્દુએ પણ આજે આખો દિવસ રોકકળમાંજ ગાળ્યો છે. આખર મનનાં સંતાપઉદાસીનતાને અલગ કરી, સ્વસ્થ થઇ, બિન્દુ ગોસાંઇજીના સાયંકાર્યની તૈયારીઓ કરવા મંડી ગઇ. ગોસાંઇએ પણ જેમ તેમ સંધ્યાવંદન આદિ પોતાનું સાયંકાર્ય પતાવ્યું. અનિચ્છા છતાં બિન્દુના આગ્રહને લીધે ગોસાંઇએ માત્ર નામનું વાળુ કર્યું. ઇન્દુના કહેવાથી શોકાકુળ બાળા બિચારી બિન્દુએ પણ બે મોં ભર્યાં. એને મન ખાવું પીવું એ તો અત્યારે ઝેર જેવું થઇ પડયું છે.

કામકાજથી પરવારી બિન્દુએ જીજ્ઞાસાપૂર્વક ગોસાંઇજીને પ્રશ્ન કર્યો: "મહાપ્રભુનાં દર્શન થશે કે ?"

ગોસાંઇ: "મને તેમનાં દર્શન થયાં છે. આવતી કાલ બપોર પછી આવીશ એમ કહી તેઓશ્રીએ મને આશ્વાસન પણ આપ્યું છે?"

બિન્દુ: "એમના એ આશ્વાસન ઉપર આપને વિશ્વાસ છે કે? આપ ઠગાયા તો નથીને ?"

ગોસાંઇ: "ગાંડી નરી ! મહાપુરૂષોના કહેવામાં કોઇ કાળે અસત્ય સંભવે કે ? મોટા પુરૂષોનાં કથન એ તો વિધિના લેખ સમજવા. એવા પુરૂષોના વચનમાં અવિશ્વાસ રખાય કે ?"

બિન્દુ: "ગોસાંઇજી ! શું મહાપુરૂષની દયા-કૃપાપ્રસાદથી આરામની આશા ન રાખી શકાય ?"

ગોસાંઇ: "માત્ર દૈવ બળવાન હોય તો કશુંએ અસંભવિત નથી. નસીબ બળવાન હોય તો અસાધ્ય વ્યાધિ પળવારમાં સાધ્ય થાય-અરે ! જોત જોતામાં આરામ થાય."

બિન્દુ: "એવું તે આપણા નસીબમાં કયાંથી હોય ?"

ગોસાંઇ: "પરમાત્માની ઇચ્છા. સુખ-દુ:ખ, રોગ-શોક, સંપદ વિપદ્, સઘળું જે આવી પડે તે બધું ભગવાન ઉપર શ્રદ્ધા રાખી ભોગવ્યા કરો ! મંગલમય ભગવાન મધુસુદનની ઇચ્છા હોય તેમ થવા દો !"

ગોસાંઇ સંયમી અને ત્યાગશીલ-સમજો કે, કઠોર કષ્ટસહિષ્ણુ મહાનુભાવ છે, અને બિન્દુ ! એ બાલિકા-સરળતાની પ્રતિકૃતિ, કહો કે, કુસુમકોમળ સ્નેહપ્રતિમા ! સંસારના દારૂણ પાપ-તાપ, શોક-દુ:ખ મૂગે મોંએ સહન કરવાની શક્તિ તેનામાં કયાંથી હોય ? ખોળામાં અર્ધજાગ્રત બાલિકાના અનિન્દ્ય, લલિત લાવણ્યમય મુખકમળ ઉપર અતૃપ્ત સ્થિર દૃષ્ટિ સ્થાપન કરી બિન્દુ અવિરત

અશ્રુપાત કરી રહી છે. રડતાં રડતાં મનથી કલ્પના કરવા લાગી: "આ સ્વર્ગસુખથી તે એવું બીજું કેવું સ્વર્ગસુખ હશે ? કોણ કહી શકે કે, આ બાલિકાના નસીબમાં શું લખ્યું હશે ?" બિન્દુની સામયિક ચિન્તા અને ઉત્કંઠાનું કારણ સમજતાં ગોસાંઇજીને જરીકે વાર ન લાગી. તે વખતે તો તેમણે કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર પરમાત્માચિન્તનમાં ચિત્ત દોર્યું. બચુને પારણામાં સુવાડી બિન્દુ પણ પથારીમાં પડે પડે હાલરડાંહાલ કરવા લાગી. એ સમયે ઇન્દુ તંદ્રામાં હતી. રોગયાતનામાં મધુર-મીઠી ઉંઘ ક્યાંથી હોય ? જેની રગેરગમાં રોગ પ્રસરી ગયો છે એવા રોગીને સારી ઉંઘ અને અહારના શમણાં પણ ક્યાંથી આવે ? કોણ કહે કે, ઇન્દુનો આત્મા અત્યારે કયી પ્રવૃત્તિમાં છે ?

---

## ચતુર્થ કલ્પ.

---

### મહાત્મા મુરારિ સ્વામી.

---

દુરાત્મન્ પીંઢારાઓની સંખ્યા દિવસે દિવસે વધવાલાગી. પાર્વત્ય પ્રદેશ એ તેમનું લીલાક્ષેત્ર ગણાવા લાગ્યું. દુર્ગમ ગિરિ-કંદરા, નદી નાળાંના કિનારે કિનારે તેમજ જંગલના રસ્તે ગુપ્ત સ્થાનમાં છુપાઇને રસ્તે જતા નિર્દોષ-અસહાય વટેમાર્ગુઓના પ્રાણ વિનાશ કરીને તેમના ધનમાલનું હરણ કરવું એ તેમનું નિત્યકર્મ હતું. તેમના વ્યવસાયનુ કેવળ એજ એક લક્ષ્યબિન્દુ હતું. એ લોકોના અસહ્ય અત્યાચારોને લીધે વટેમાર્ગુઓને એ રસ્તે જવા આવવાનું ઘણું જ મુશ્કેલ થઈ પડ્યું. ધનધાન્ય વગેરે એક ગામથી બીજે ગામ લઇ જવાનો માર્ગ આથી બંધ થઈ ગયો. જ્યાં ત્યાં વ્યાપાર રોજગાર માથે પાણી ફરી વળ્યાં! દરેક ગામમાં બજારમાંથી જોઇતો માલ મેળવવો મુશ્કેલ થઈ પડ્યો. તેમાં પણ પૈસાપાત્ર મનુષ્યો વગર ગરીબ તેમજ સાધારણ લોકોને માટે તો જીવનયાત્રા ચલાવવાનું પણ ભારે થઇ પડ્યું. કેવળ ધાન્યનો જ અભાવ થઇ રહ્યો. પછી ધનવાનનો પણ સવાલ જ ક્યાં રહ્યો ? પૈસા આપતાં પણ મળે ત્યારેને ? એ કાળમાં ખોરાક પાણી વગર ભલેને પ્રાણ જાય તેની લોક પરવા નહોતા રાખતા, પરન્તુ લૂંટારાઓને હાથે વગર વાંકે-ત્રાસદાયક રીતે માર્યા જવું એ એમને અતિ ત્રાસજનક લાગતું. કેમ ન લાગે ? આ સંસારમાં વગર મોતે પશુની પેઠે મરવાને કોણ રાજી હોય ? ઘણા ખરા લોકો પોતાનાં ગામ છોડીને ક્યાંક ચાલ્યા ગયા. કેટલાકથી એમ

ન બન્યું. ગરીબ બિચારાઓનું ઘરના ખુણામાં બેઠેબેઠે કાળજું ફફે ત્યાં પછી ઘરના ઉમરા બહાર પગ મૂકવાની શી વાત કરવી ? જ્યાં ત્યાંથી ભૂખમરો અને અત્યાચારના પોકાર કાનમાં ધાક પાડવા લાગ્યા. આ સમયે સર્વની આગળ થઇને-મોખરે રહીને એ પ્રમત્ત પીંઢારાઓનુ દમન કરવાના પ્રાધાન્ય કર્તવ્યનો ભાર એ પળે મુખ્યત્વે બુદ્ધિચતૂર અંગ્રેજરાજને માથે આવી પડયો ! કાર્યકુશળ પ્રવીણ ગોરા અમલદારોને તે સમયે તે બાબતમાં માથું મારવાની ખાસ આવશ્યક્તા હતી. કારણ ચારે તરફ જે સમયે પ્રજા નિર્વીર્ય માંહોમાંહે પોતાનો વિનાશ કરવા પ્રયત્ન કરી રહી હોય એવે વખતે અનુકૂળ સમય હાથ આવ્યા છતાં જે નામર્દ પ્રજા લમણા ફોડીને બેસી રહે તેનો ઉદય કયાંથી થાય ? અંગ્રેજ પ્રજા મહત્વાકાંક્ષી હતી-નામર્દ નહોતી, સમયને વધાવી લેવાની તેની કાર્યકુશળતાના પરિણામે જ તે કર્મપ્રવીણ પ્રજા આજ પૃથ્વીના અર્ધા ભાગ ઉપર પોતાની અજબ રીતે આણ વર્તાવી રહી છે.

મુસલમાન રાજત્વકાળમાં અનેક ધર્મપ્રાણ હિન્દુ સંતાન ગૃહત્યાગ કરીને સંન્યાસાશ્રમનો અંગીકાર કરતા હતા. જીવવાની આશાએ-ત્રાસના માર્યા સંન્યાસ ગૃહણ કરનાર અમુક ઢોંગી-તપસ્વીનાં ટોળાંજ લૂંટારા અથવા પીંઢારા એ નામથી જ્યાં ત્યાં સંબોધાવાં લાગ્યાં. એ સમયે તીર્થસ્થાન મુખ્યત્વે પુણ્યક્ષેત્ર વિંધ્યાચળ અને વારાણસીધામમાં દંડી સંન્યાસીના મોટા મોટા અખાડા હતા. નસીબયોગે શરૂઆતમાં જ એ બન્ને સ્થાન ઉપર ગોરા લશ્કરી અમલદારોની દૃષ્ટિ પડી. તેને માટે ખાસ છૂપી પોલીસ રાખવામાં આવી. એ લોકો છૂપી રીતે સાધુસંન્યાસીઓનો કાર્યકલાપ ચાલચલગત ખૂબ બારીકાઇથી જોવા લાગ્યા. હમેશાં રોગ પરખ્યા વગર જેમ ઔષધોપચાર જેવી જોઇએ તેવી અસર નથી કરી શકતો તેવીજ રીતે રાજકર્મચારી મનુષ્યોની કંઇક અજ્ઞાનતાને લીધે શરૂઆતના સઘળા પ્રયત્નો વ્યર્થ ગયા. કહેવાય છે કેઃ મોટા છૂપીપોલીસના એવા તો કંઇક દાદા એ સમયે એ પ્રબળ લૂંટારાઓના ઝપાટામાં આવી ગયા કે કેટલાકના પ્રાણ ગયા, અને તેથી જ જીવજોખમમાં આવી પડવાના ભયને લીધે ગિરિકંદરામાં જઇ લૂંટારાઓનો સારી રીતે પત્તો મેળવવાને માટે તેઓ વલખાં મારવા લાગ્યા. એ સમયમાં ભલભલા સાહસિક બહાદુરો પણ જેવું જોઇએ તેવુ સાહસ કરતાં બહુ વિચાર કરતા હતા. પારવગરના અત્યાચારને લીધે કેટલાક યથાર્થ સાધુ સંન્યાસી પુનઃ પોતાના ઘર તરફ વિદાય થઈ ગયા. જેઓ સાધનકુશળ, દૃઢ અને સ્થિરપ્રતિજ્ઞ હતા તેઓ આશ્રમત્યાગ કરીને અન્ય સ્થળે ચાલ્યા ગયા. એમાંનું એક દળ **ન ચ ગૃહી ન ચ સંન્યાસી ।** એ ન્યાયે રાજકર્મચારી મનુષ્યોને

હાથે સુરક્ષિત રહી શકાશે એ ઇચ્છાથી ત્યાંને ત્યાંજ રહ્યું, પરન્તુ નિશ્ચિંત જીવે યોગસાધન કરવાનું તેને માટે અસંભવિત થઇ પડયું. દરેકને એમ જણાયું કે: "આ મહા વિષમ સ્થાનમાં ગુરૂ-શિષ્ય નથી-કોઇ કોઇનું નથી" ત્યાં કોણુ કોની રાહ જોવા રહે ? અનેક ગુરૂ-શિષ્ય અન્યોન્યનો પરિત્યાગ કરીને ફાવે ત્યાં ચાલ્યા ગયા છે. આ પ્રસંગે પ્રેમાનંદને પણ પુનઃ ઘર તરફ પાછા ફરવું પડયું અને કેટલાક સમયને માટે એ ક્ષુદ્ર કૂટિરજ તેમની શાન્તિકૂટિર થઇ રહી.

સમય જતાં દંડી સંન્યાસીની સંખ્યા ઘણીજ ઓછી થઇ ગઇ. થોડાઘણા જેઓ મુક્તસ્વરૂપ હતા તેઓને કોઇ અન્ય સ્થળે જવાનું કંઇ કારણુ જ નહોતું. કારણુ, માર અને ગમે તેવા ત્રાસની તેમને ભાગ્યે જ દરકાર હતી. યથાર્થ પરમસિદ્ધ યોગીજનોને ભય શો ? અને તેથી જ તે સમયે તેમના યોગજીવનમાં શાન્તિની અસ્ખલિત ધારા વહેવા લાગી. એ મહાપુરૂષો તો એમજ માનવા લાગ્યા કે: શિષ્યો વિદાય થયા એ પણુ એક પ્રકારની ઉપાધિ ઓછી થઇ! થોડાક કાચા-માયાબદ્ધ પરિવ્રાજકાચાર્યો પોતાના શિષ્યોની શોધખોળ કરવા માટે જ્યાં ત્યાં વ્યર્થ અથડાઇ કાળ નિર્ગમન કરવા લાગ્યા.

એ સમયે એક પરમહંસ વિંધ્યાચળનો પરિત્યાગ કરીને જંગલના રસ્તે ગોદાવરીના કાંઠે કાંઠે નગરને રસ્તે આવતા હતા. જ્યાં ત્યાં વિચરણુ કરીને શિષ્યોનો મેળાપ અને સનાતન ધર્મનો પ્રચાર કરવો એજ માત્ર તેમનો ઉદ્દેશ હતો. આવી રીતે ઠેકઠેકાણે ઘેરઘેર ફરીને જેને તેને ભગવન્નામ શ્રવણુ કરાવતા, પરમાત્માપ્રેમનું શિક્ષણુ આપતા તેઓ ગામેગામ પરિભ્રમણુ કરતા હતા. પરમહંસ પોતે વિષ્ણુના ચુસ્ત ઉપાસક યથાર્થ વૈષ્ણવ હતા. ભક્તની સાથે તેમનું અખંડ-અભેદ્ય પ્રેમબંધન હતું.

પરમહંસના આગમનની વાર્તા જ્યારે ગોસાંઇના કાને આવી ત્યારે તેમનાં દર્શન કરવા તેમનું મન તલપાપડ થઇ રહ્યું. ખાસ કરીને તો મરણુશય્યા ઉપર સુતેલી ઇન્દુમણીને તેમનો સાક્ષાત્કાર કરાવી, એ મહાપુરૂષની કૃપા-આશીર્વાદની તેને અધિકારિણી બનાવવી એજ તેમની ઉત્કટ ઇચ્છા હતી. પરમહંસદેવની ચરણરજ અપાવવાથી ઇન્દુની રોગયાતના નિર્મૂળ થઇ જશે એવી પ્રેમાનંદને સંપૂર્ણ ખાત્રી હતી. મહાપુરૂષ-મહાપ્રભુને નામે અનેક પાપાત્માઓનો ઉદ્ધાર થાય છે, તે તેઓ સારી રીતે જાણુતા હતા. પરમહંસે પણુ સ્થળે સ્થળે પવિત્ર હિન્દુ ધર્મનુ ગૌરવ અને ભક્તિસુધાનો વરસાદ વરસાવી મૂકયો હતો. અનેક વંઠી ગયેલા હિન્દુઓના હૃદયમાં હિન્દુત્વની પ્રબળ ભાવના પેદા કરી હતી. અનેક નાસ્તિક આત્માઓને ભગવત્પ્રેમમાં મસ્ત બનાવી દીધા હતા. એ વૃત્તાંત્ત જ્યારે પ્રેમાનંદના જાણુવામાં આવ્યો

ત્યારે તેના મગજમાં કોઇ એક લુપ્ત સ્મૃતિ જાગૃત થઇ. પુનઃ ગુરૂદેવના ચરણનું શરણ લેવાની ઇચ્છા પ્રબળ થઇ ઉઠી, પરન્તુ ઇન્દુનું શુષ્ક–શિર્ણ મુખમંડળ જોતાની સાથે હૃદયાકાશમાં પુનઃ નિરાશાનું વાદળ છવાઇ ગયું. ગોસાંઇને સંપૂર્ણ વિશ્વાસ છે કે: "વિપદમાં સ્વયં મધુસૂદન એજ પરમહંસ સ્વરૂપે આવી ચડયા છે. એ મહા-પ્રભુનો કૃપાપ્રસાદ પ્રાપ્ત થવાથી ઇન્દુના આત્માને શાન્તિ વળશે–તેની સઘળી વ્યથા શમી જશે. તેથી જ ઇન્દુ સહેલાઇની સમજી શકશે કે: "ભાવદર્શનનો પ્રભાવ કેવો અલૌકિક છે?"

બીજેજ દિવસે પ્રાતઃકાળમાં ગોસાંઇ પરમહંસદેવની શોધ મેળ-વવાને માટે ઘેરથી ચાલી નીકળ્યા. કોઇએક સારા અનુભવી વૈદ્યને તેડવા માટે અમુક નજીકના ગામમાં જઉં છું એમ કહી તેમણે ઇન્દુને સાન્તવન આપ્યું, ચાલતાં ચાલતાં કારંજાથી લગભગ કેટલેક દૂર જંગલમાં થઇને પસાર થતાં નજીકના સુન્દર વનપ્રદેશમાં કલ્લકલ્લનાદ કરી વહન કરતી વેગવતી પતિતોદ્ધારિણી ગોદાવરીના તટપર એક સ્થાનમાં તેમણે જોયું કે: ત્યાં અસંખ્ય મનુષ્યો એકત્ર થયાં છે, અને એ જનસમૂહને ભેદીને ઘોર કીર્તનનો શોર એ વનપ્રદેશને ગજાવી રહ્યો છે. વ્રજવાસીગણ અને યમુના તટ ઉપરના નંદોત્સવનું આપોઆપ આ પળે પ્રત્યક્ષ સ્મરણ થઇ આવે છે. પ્રેક્ષકવર્ગની ધક્કામુક્કી અને મધ્યસ્થાનમાં જામેલી શ્રોતાવર્ગની અપૂર્વ ઠઠ આગ-ળથી કોઇના બોલવાનો અવાજ સંભળાય છે. દૂરથી આ સઘળો દેખાવ જોતાની સાથે ગોસાંઇનો આત્મા પ્રફુલ્લિત થઈ ઉઠયો. ઘડી-ભરને માટે તે પોતે ઘરની ઉપાધિ તદ્દન ભૂલી ગયા. પરમ આનંદ સ્રોતમાં તણાતાં તેમણે ખાત્રીથી માની લીધું કે: આ દુઃખથી ભરેલી દુનિયામાં માત્ર આ જ સ્થળે પ્રેમ, આનંદ અને ભક્તિનું નૂતન બજાર જામ્યું છે! એકદમ નજીક જતાં એક મ્લાન વદનવાળા એક પ્રેક્ષકને ગોસાંઇએ પ્રશ્ન કર્યો: "ભાઈ! આ સ્થળે આટલાં બધાં માણસો ભરાયાં છે તેનું કારણ? દરેક જણ જ્યારે આ સ્થાનમાં આનંદપૂર્ણ જણાય છે તો પછી આપની મુખમુદ્રા આમ ઉદાસ કેમ?"

પ્રેક્ષક: "સાધુજન! સાંભળવા મુજબ આ સ્થળે કોઇ એક મહાપ્રભુ પધાર્યા છે. લગભગ આજથી ત્રણ દિવસથી આ સ્મશાન-ક્ષેત્રમાં તેઓશ્રી હરિકિર્તન કરે છે. કેટલાયે પાપી–તાપી આત્માઓ સુમધૂર ભગવન્નામ કિર્તનશ્રવણથી કાનને પવિત્ર કરે છે. પોતે પાવન થાય છે, કેવળ આ મહા પાપીની પાપઘાતના હજુ દૂર નથી થઇ."

આગળ બોલતાં બોલતાં તે કંપી ઉઠયો. તેનાથી આગળ બોલી શકાયું નહિ. બોલવાનો કંઇક પ્રયત્ન કરવા છતાં તેનું ગળુ

ઈંધાઈ ગયું. તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. ગોસાંઇ સારી રીતે અનુમાન કરી શકયા કેઃ હવે આ પ્રેક્ષકનાં જ્ઞાનચક્ષુ પૂર્ણપણે ઉઘડી ગયાં છે. તે આ પળે પોતાનાં પૂર્વનાં કરેલા પાપ કર્મને લીધે અસંત પસ્તાય છે. પ્રકટ રીતે ગોસાંઇએ કહ્યું: " કલ્પના કરી શકાય છે કેઃ આપ ભગવદ્ પ્રેમમાં મસ્ત બની ગયા છો! ભગવન્નામ સ્વરૂપ અમૃતરસપાન દ્વારા જણાય છે કેઃ ભગવદ્ભક્તિનો મહિમા આપના હ્રદયમાં યથાર્થ રીતે ઠસ્યો છે. ભક્તિહીન હ્રદય ઉપર કદાચ આપને તિરસ્કાર પણ ઉપજ્યો હશે-પશ્ચાત્તાપ થતો હશે, નહિ વારૂ ?"

પ્રેક્ષકઃ " આપનું અનુમાન સત્ય છે. શું કહું ? હું ઘોર વ્યભિચારી-પાપાસક્ત સંસારી સાર ત્યાગી અસારમાં રાચી રહ્યો છું મધુસૂદનને ભૂલી જઇ કેવળ સ્વાર્થીઃ શયતાનવત બની દુસ્તર સંસાર સાગરમાં અસારવત ડૂબી રહ્યો છું."

ગોસાંઇઃ "ભાઇ! સંસાર એ પરિક્ષાનું પ્રતાપી ક્ષેત્ર છે. સંસારમાંથી જીવને પ્રેમશિક્ષા પ્રાપ્ત થઈ શકે તેમ છે. ધર્મમાં આસક્તિ પણ એ સંસાર દ્વારાજ થાય છે. એ ધર્માસક્તિથીજ સાધના સિદ્ધ થઇ શકે છે. જ્ઞાન શિક્ષાનું વિશાળ ક્ષેત્ર અથવા તો આત્મસંયમનું મૂળ દ્વારઃ એજ સંસાર! સર્વથા સર્વ પ્રકારે આત્મસંયમજ યોગનો મૂળમંત્ર છે."

કંઇક વિચાર થઇ આવતાં અન્ય આડી અવળી વાતચિતને કોરાણે મુકી જે સ્થળે ભક્તિસુધાનો અસ્ખલિત પ્રવાહ વહી રહ્યો હતો તે તરફ ગોસાંઇએ પોતાની ચિત્તવૃત્તિ દોરી, ભક્ત હ્રદયમાં મધુર હરિનામ સાંભળવાની પ્રબળ આકાંક્ષા થઇ ઉઠી. " જય ભગવન્ જય!" ઉચ્ચાર કરતા ગોસાંઈ આડુંઅવળું જોયા વગર નીચે જોઇને ભીડમાં આગળને આગળ ધસતા ગયા. ધક્કા પાટૂ ખાતા મહાકષ્ટપૂર્વક અનેક માણસોની વચમાં થઈને કોઇ કંઈ બોલે તોપણ તેને કાન તળે કાઢી નાખીને આખર જે સ્થળે પ્રેમોન્મત્ત ભક્તગણ ભક્ત શિરોમણી કોઇ એક મહાપુરૂષને વિંટળાઈ ભક્તિની ખૂબ ધૂન મચાવી રહ્યા હતા એ અનુપમ સ્થળે જઇ પહોંચ્યા. મહાપુરૂષનાં દર્શન થતાંજ તેઓ વગર પરિશ્રમે ઓળખી શકયા કેઃ "ભક્તિસ્થાનના અધિષ્ઠાતા એતો એજ સ્વયં મહાપ્રભુ પોતાના પરમ દીક્ષાગુરૂ-મુરારી સ્વામી અર્થાત્ સ્વામીજી પોતેજ છે. લગભગ અઢારેક વર્ષના લાંબા અંતરે શિષ્યને પોતાના સદ્ગુરૂનો સાક્ષાત્કાર થવાથી તેમનો અંતરાત્મા પ્રફુલ્લિત થયો. ભક્તિભાવ વડે શિષ્યનું હ્રદય ગદ્ગદ્ થઇ ગયું. પળવારને માટે ગોસાંઇ ખરેખર સંસાર ચિન્તાને વિસરી ગયા-ઇન્દુને ભૂલી ગયા. સંસારની સઘળી ઉપાધિ ગુરૂદર્શન પ્રતાપે ઘડીવાર માટે ભૂલાઇ ગઇ. જે સદ્ગુરૂના માત્ર દર્શન પ્રતાપેજ સંસારના સઘળા

સંતાપ શમી જાય, સઘળી ચિન્તાઓથી મુક્ત થવાય, અપૂર્વ સુખ –શાન્તિ અનુભવાય, એ મહાગુરૂ અને ગોવિન્દમાં ફેર શો ! અને તેથીજ સંતજને કહ્યું છે કેઃ

ગુરૂ ગોવિન્દ દોનોં ખડે કિસકુ લાગુ પાય ?
બલિહારી ગુરૂદેવકી જીને ગોવિન્દ દિયા બતાય.

એ મૂર્તિમંત પરમાત્મ સ્વરૂપ શ્રીસદ્ગુરૂનાં દર્શનથી ગોસાંઇના હૃદયપ્રદેશમાં પૂર્વે કોઇ દિવસ નહિ અનુભવેલી એવી એક પ્રકારની અલૌકિક પરમાનંદની સુધામધુરધારા પ્રવાહિત થઇ રહી. ગોસાંઇ ભગવદ્ગુણ કીર્તનમાં તન્મય થઈ ગયા. સ્વામીજીના સુરમાં સુર મેળવીને તેમની સાથે ભક્તગણ પણ મુક્તકંઠે હરિ ગુણગાન કરતા હતાઃ–

અદ્વૈત હૃદય ધન કયું એ કહે મન ?
સૃજન પાલક જે છે નિત્ય નિરંજન. અદ્વૈત૦
સ્થાવર જંગમે હરિ, પરબ્રહ્મ ત્રિપુરારિ
અનલે અનિલે હરિ, હરિમય ત્રિભુવન. અદ્વૈત૦

પોતાનાથી ગવાઇ શકે તેટલા સ્વર–શક્તિવડે ગોસાંઇ મુક્તકંઠે ભગવદ્ કીર્તન કરવા લાગ્યા. ભગવદ્ પ્રેમમાં મસ્ત થયેલા ગોસાંઇ આ સમયે ક્ષણવારને માટે આત્મભાન પણ ભૂલી ગયા. લગભગ એક પ્રહર જેટલો સમય હરિકીર્તન ચાલ્યા બાદ ગુરૂ આજ્ઞા થતાં તે સ્થળે તત્કાળ અપૂર્વ શાન્તિ પ્રસરી રહી. હરિકીર્તન સમાપ્ત થતાં સૌ પોતપોતાની મેળે ભક્તિભાવ પૂર્વક ગુરૂદેવને વંદન કરી–એ મહાપુરૂષની ચરણરજ માથે ચડાવી ચીરકૃતાર્થ થયા સમજી ત્યાંથી વિદાય થયા. સ્વામીજી પણ સ્વસ્થ-શાન્ત થયા. આજુબાજુ બેઠેલા કેટલાક ભક્ત-જન પણ પરમ પ્રશાન્ત તેજસ્વી ગુરૂમૂર્તિનાં અનન્યભાવથી દર્શન કરતા નમ્રતાપૂર્વક હાથ જોડીને ગુરૂઆજ્ઞાની રાહ જોતા બેઠા હતા. સુયોગ પ્રાપ્ત થવાથી સમય સાધીને દીક્ષિત શિષ્ય સમાન ગુરૂને સાષ્ટાંગ દંડવત્ કરી બેઠા થઈ, ગુરૂદેવના ચરણને સ્પર્શ કરી હાથ જોડીને આજ્ઞાની રાહ જોતા ગોસાંઇ ગુરૂ સાનિધ્ય બેસી ગયા. આ અજ્ઞાત સ્થાનમાં, નવીન ભક્તવૃન્દમાં શિક્ષિત ભક્ત–શિષ્યના જેવો આદર્શ વ્યવહાર જોતાં સ્વામીજી વિસ્મિત થઇ ગયા. તે સ્થળેથી તેને ઉઠાડીને સ્વામીજીએ તેને પોતાની પાસે જમણી બાજુ બેસવાને આગ્રહપૂર્વક આજ્ઞા કરી. નવીન આવનાર ભક્ત ઉપર એકાએક ગુરૂનો આવો અનુગ્રહ જોઇને પાસે બેઠેલા સઘળા ભકતોના આશ્ચર્યનો પાર ન રહ્યો ! ધારી ધારીને જોવાથી સ્વામીજી સારી રીતે ઓળખી શક્યા કેઃ એ તો અન્ય કોઇ નહિ, પણ પોતાના પ્રાણોપમ મંત્ર શિષ્ય ગોસાંઇ પ્રેમાનંદ ! લાંબા સમય બાદ આજ પોતાના શિષ્યનો મેળાપ થવાથી ગુરૂના આનંદની સીમાજ ન રહી. મહાઉલ્લાસપૂર્વક સ્વામીજી

બોલી ઉઠયાઃ "વાહ! હરિનામનો કેવો અદ્દભુત મહિમા! ભગવન્નામનો કેવો અજબ ચમત્કાર! આ નવવૃન્દાવનમાં પણ વિંધ્યાચળનો મહાપ્રેમિક આ સ્થળે આવીને ઉપસ્થિત થયો! શ્રીમધુસૂદનની મંગલ ઇચ્છા પૂર્ણ થાઓ! ગોસાંઇ! હવે આ નવીન શિષ્યગણને આવે બહુજ સમય થયો છે માટે તેમને જવા દો! તેઓ સઘળા આરૂઢ વૈષ્ણવ, ભગવાનના પરમ ભક્ત—મારા પ્રિય શિષ્ય છે. પવિત્ર હિન્દુ ધર્મના એ ગૌરવ સ્વરૂપ છે. તમે ઘડી પહેલાં આ સ્થાનમાં એકત્ર થયેલા અનંત વૈષ્ણવ ભક્તોનો મહાસમૂદાય જોયો કે? વયોવૃદ્ધ જગદ્દગુરૂ હિન્દુ ધર્મનો કોઇકાળે નાશ થાય કે? હીન્દુ—સનાતન ધર્મનો કોઇકાળે નાશ થાય કે? મુસલમાની રાજત્વકાળમાં જે વૈષ્ણવ ધર્મ મોટે ભાગે લુપ્તપ્રાય થઇ ગયો હતો તે વર્તમાનમાં જાગૃત થઇ ઉઠયો છે. શુદ્ધ વૈષ્ણવ ધર્મનું યથાર્થ રહસ્ય સમજાવી એ ધર્મના પ્રચાર અર્થે, વિધર્મિઓના પ્રબળ વાવાઝોડાંથી તેને સંપૂર્ણ સુરક્ષિત રાખવાને માટે સાધુ, સન્યાસી અને ભક્તજનોએ સ્થળે સ્થળે વિચરવાની ખાસ જરૂર છે. હિન્દુધર્મનો નાશ કરવા મથનાર દુરાત્માઓનો નાશ થયા વિના શાન્તિથી બેસી શકાશે નહિ. યાદ રાખજો કેઃ પ્રજામાં જ્વલંત રૂપે ધર્મ—જાગૃતિનો આવિર્ભાવ નહિ થાય ત્યાં સુધી આર્ય કન્યાઓ અને હિન્દુ રમણીઓના શિયળ ધર્મનું કોઇકાળે સંરક્ષણ થઇ શકશે નહિ. સ્વધર્મના ઉદ્ધારને માટે સૌ આજથીજ કમર કસો! પછી સમજી લ્યો કેઃ સર્વથા સર્વ કામને માટે તમારા વિશ્વઆદરણીય શુદ્ધ સનાતન ધર્મનો જય—વિજયજ છે! સુપ્રસન્ન ચિત્તે મસ્તિષ્ક નમાવીને શિષ્યોએ ગુરૂઆદેશનું પાલન કરવાને ઇચ્છા પ્રકટ કરી. ત્યારબાદ નવીન ભક્ત—શિષ્ય ગુરૂજીના ચરણમાં પ્રણામ કરીને ત્યાંથી ચાલતા થયા. જોતજોતામાં એ નવીન વૃન્દાવન લોકશૂન્ય થઇ ગયું. ત્યારબાદ અનેક ક્ષણ પર્યંત ગુરૂ-શિષ્ય વચ્ચે નાના પ્રકારનો વાર્તાલાપ થયો. કારંજાનું નામ સાંભળતાં સ્વામીજીનું હૃદય ખળભળી ઉઠયું, તેમનું સર્વાંગ કંપવા લાગ્યું. એ સ્થિતિમાં સહજ પ્રસન્નતાનો પડછાયો પણ દષ્ટિગોચર થવા લાગ્યો. લાંબા સમયની લુપ્ત સ્મૃતિ આજ એકાએક પુનઃ જાગી ઉઠી. મંત્રસિદ્ધ મહાયોગી—સ્વામીજી આત્મસંયમના પૂરા અભ્યાસી હતા. તેમની સ્થિતિ પારખી શકે તેવી શક્તિ ગોસાંઇમાં નહોતી. કેવળ ગોસાંઇ એટલી તો કલ્પના કરી શકયા કેઃ કહો ન કહો પણ મહાગુરૂનું હૃદય સહજ ભારાક્રાન્ત થયું છે. પરન્તુ શાથી તે તો રામ જાણે! હર્ષશોક મિશ્રિત સ્વામીજીના હર્ષોત્ફુલ્લ મુખમંડળ ઉપર એક પ્રકારની વિલક્ષણ છાયા પ્રસરી રહી હતી. સ્વામીજીએ કહ્યું: "ભાઇ! તને તારા માત-પિતાના વિયોગની વાત યાદ છે કે?"

ઉ: "પિતા સંબંધી હું કંઇક જાણું છું, તેઓ મને મુકીને કોણ જાણે ક્યાંય ચાલ્યા ગયા છે. મારી માતા તો મને ત્રણ વર્ષનો મૂકીને સ્વર્ગવાસી થયાં હતાં–માનો કે: ચિર માતૃવિયોગી છું."

પ્ર: "તને તારા પિતાનું નામ યાદ છે કે?"

ઉ: "હા, પાઠક રામાનંદ ભટ્ટ! મારી માતાના મૃત્યુ પછી તેમણે યોગાશ્રમ સ્વીકાર્યો હતો. આજ તો તેને કેટલો કાળ વહી ગયો. એ દીર્ઘકાળ વચ્ચે હું કોઇ દિવસ તેમનાં દર્શન કરી શક્યો નથી. તેઓશ્રી સંબંધી કોઇપણ પ્રકારના સમાચાર પણ મારા સાંભળવામાં આવ્યા નથી."

પ્ર: "ત્યારે, તારા કુટુંબમાં હાલ કોણ કોણ છે?"

ઉ: "મારે એક ફોઇ હતાં, તે પણ આજ ત્રણેક વર્ષ થયાં પરલોકગત થયાં છે. અત્યારે તો મારો સંસાર માત્ર પત્ની અને એક નાની પુત્રીમાં સમાયો છે."

પ્ર: "હં, અને લગ્ન કરે કેટલો સમય થયો?"

ઉ: "લગભગ છએક વર્ષ થયાં હશે. આ સમયે તો આખો સંસાર મને વિષ તુલ્ય જણાય છે. આ વિષમય સંસારમાં અત્યારે હવે મારે માટે તો મધુરતા લેશમાત્ર રહી નથી. મને અગાઉ એવી ખબર નહોતી કે: સંસારમાં આવી અસારતા હશે."

ગુરૂ: "ભાઇ! સંસાર ભાર ગ્રહણ કરવાથી ધર્મમાં અનાસક્તિ પેદા થાય છે એમ નથી, પરન્તુ ધર્મપ્રાણ આત્માઓને માટે એટલું ખરૂં કે: ભાગ્ય યોગે સમયે વા અસમયે એ સંસાર બંધનથી છૂટવાનો અવસર પ્રાપ્ત થાય તો પુનઃ એ વિડંબનામાં ફસાવું એ અનિષ્ટ છે. રોગ–શોક, સુખ–દુખ આદિ ઉપદ્રવોથી ભરેલા આ સંસારમાં સાધના અને સુખ-શાન્તિનું નામ નિશાન ક્યાંથી હોય? તું, હું સર્વ મનુષ્ય છીએ-એકજ રક્તમાંસથી ગહિત પ્રપંચમય દેહી માત્ર! ભગવાનના મહારાજ્યમાં આવી તેની આદેશ વાણીનું પ્રતિપાલન કરવામાંજ યથાર્થ સંસાર–ધર્મ સમાયો છે. નિષ્કામ વૃત્ત ઉદ્યાપન એજ તેની આદેશવાણી છે, અને એ વૃત્તસાધન એજ યોગજીવનનો મુખ્ય ઉદ્દેશ્ય છે. સાધનનું પ્રથમ શિક્ષાક્ષેત્ર એજ આ સંસાર! સંસારમાં સ્ત્રી–પુત્ર–કન્યા વગેરે ઉપરની જે આસક્તિ, તેમનું કલ્યાણ કરવાની જે કામના તેનો સઘળો ભાર શ્રીહરિને અર્પણ કરવો ત્યાંથીજ સાધનાનો સમારંભ થાય છે–તેનુંજ નામ "**સાધન–સમારંભ**!"

અશ્રુપૂર્ણ નયને આર્દ્ર સ્વરે ગોસાંઇએ કહ્યું: "પ્રભો! એ શિક્ષા અને એ દીક્ષા તો સાતમે પાતાળે પેસી-ડૂબી ગઈ છે. હવે હું આપના શિષ્યપદને લાયક નથી. ગુરૂજીએ પૂર્વે જે ઉપદેશ આપ્યો હતો, તે કેવળ અપાત્રેજ દાન થયું છે. ગુરૂઆદેશ પાલન કરવામાં

આ અભાગી જીવ તો મહા પાપી ઠરી ચૂકયો છે. સંસાર પ્રલય થતાં જેને ચિત્ત-વિકાર ઉદ્ભવ્યો છે, એવા વિકારગ્રસ્ત રોગીના અસ્વસ્થ હૃદયમાં આપના સદુપદેશને સ્થાન મળવું એ બહુ દુર્ઘટ વાત છે."

એકવીશ વર્ષની વયે પ્રેમાનંદ સ્વામીજીનું શિષ્યત્વ ગ્રહણ કરી બાર વર્ષ પર્યંત તેમનો પ્રિય મંત્રશિષ્ય રહ્યો. એ લાંબા સમયની અધ્યાપનાને લીધે શિષ્યનાં જ્ઞાનબુદ્ધિ, ચિત્તશુદ્ધિ, ભક્તિભાવ, યોગ-પ્રભાવ આદિ જાણવામાં ગુરૂને કંઇ બાકી ન રહ્યું. શિષ્યનો આર્દ્ર સ્વર સાંભળી ગુરૂજી સમજી ગયા કે: શિષ્યના હૃદયમાં અનુતાપનો અગ્નિ પ્રબળ રીતે પ્રજ્વલિત થઇ રહ્યો છે. તેને આત્મગ્લાનિ થઈ છે. આ સમયે ધર્માલાપ દ્વારા તેની માર્મિક વેદના વધશે પણ ઓછી નહિ થાય, એવો સમય વિચારી સુનિપુણ મહાત્માએ વાતને અન્ય દિશામાં ફેરવીને કહ્યું: "હા, ભાઇ! મારા આવવાથી રોગીની રોગ-યાતના ઓછી થાય એવું તમને ભાસે છે કે?"

શિષ્ય: "રોગીની અત્યારની અવસ્થા તો એવી છે કે: આવ-રદા બળવાન વગર બીજે કોઇ રસ્તે રોગમુક્ત થવાની આશા નથી"

ગુરૂ: "જીવન અને મરણ એ સઘળું ભગવાન મધુસૂદનની ઇચ્છા ઉપર અવલંબન કરે છે. એમાં માણસનું ધાર્યું કશુંએ કામમાં નથી આવતું."

શિષ્ય: "ભગવાન! એ તો સત્યજ છે, પરન્તુ અમારે શિષ્યને માટે તો શાસ્ત્રમાં દીક્ષાગુરૂ એજ ભગવાન કહ્યા છે. તેમના કેવળ દર્શન માત્રથી જ જીવન મરણનો ફેરો ટળે છે! તેમના કૃપાપ્રસાદથી સર્વ ઇષ્ટ વસ્તુ સાધ્ય થાય છે. આપના જેવા સમર્થ સદ્ગુરૂ—કૃપા છત્ર અમારા શિર ઉપર રાજે છે, પછી અમને શેની ઉણપ હોય, પ્રભો!"

શિષ્યના અત્યાગ્રહથી એક વખત જન્મભૂમિનાં દર્શન કરવાનો સુયોગ પ્રાપ્ત થયો જાણી, ગુરૂએ કહ્યું: "પ્રાતઃકાલ થયા વગર આ જગ્યાએથી નીકળી શકાય એમ નથી. પ્રેમમય ભગવાનના આ નવ-રાજ્યમાં પ્રેમનું બજાર વસ્યું છે! ભવિષ્યની થોડા કાળની સોંપણી કરવાની આવશ્યકતા છે. યથોચિત બંદોબસ્ત કરી ઘણાજ થોડા કાળમાં હું તારે ત્યાં આવીને ઉપસ્થિત થઇશ."

આગળ વધારે કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર પ્રસન્ન થતા ગોસાંઇ સ્વામીજીના ચરણમાં પડયા. ગુરૂએ શિષ્યને આશીર્વાદ આપ્યો: "ભાઇ! કલ્યાણ થાઓ! ભગવાનનું કાર્ય એની મેળે ભગવાનજ કરી લેશે–હું તો છું કેવળ નિમિત્ત માત્ર!"

સાયંકાળ થતાં ગોસાંઇ ગુરૂની આશિષ ગ્રહણ કરીને પોતાના ઘર તરફ ચાલતા થયા. સ્વામીજી તરતજ નવ વૃન્દાવનનો બંદોબસ્ત કરવામાં ગૂંથાયા.

## પંચમ કલ્પ.

---

### બિન્દુનું સંસારબિન્દુ !

પૂરાં સોળ વર્ષની નવયૌવના બિન્દુ અત્યંત રૂપસુન્દર હતી. વળી બહિર સૌન્દર્યની સાથે તેના આંતરિક સૌન્દર્યનું મિલન થવાથી તે જેના જેના પરિચયમાં આવી છે તે સઘળાંની તે એકસરખી પ્રીતિપાત્ર બનેલી છે. રૂપ, ગુણ, દયા, દાક્ષિણ્ય ભક્તિ અને સ્નેહ-મમતા આદિ જે જે ગુણો રમણીના આંતર સૌન્દર્યમાં વૃદ્ધિ કરે છે, જે ગુણો દ્વારા રમણી યથાર્થ દેવી એ પદને યોગ્ય ઠરે છે, તે સઘળા ગુણ બિન્દુમાં સંપૂર્ણ રીતે જોવામાં આવે છે. ગૃહકાર્યમાં બિન્દુ સુગૃહિણી તેમજ રોગી-દુઃખીજનોની સેવા-શુશ્રૂષામાં પૂર્ણ પ્રીતિમયી છે. આત્મીય સ્વજનનાં ચિત્ત સંતોષવામાં તે સુનિપૂણ છે. ભૂખ્યાં તરસ્યાં નિરાધાર ભિક્ષુકનાં અશ્રુ વિમોચનાર્થે તે મુક્ત-હસ્તે દાનધર્મ કરે છે. પ્રાણી માત્ર ઉપર સમાન ભાવથી જોનાર બિન્દુ સર્વદા નિષ્કામ કર્મ કરે જાય છે. આ પ્રમાણે અનેક ગુણની અધિદેવી હોવા છતાં બિન્દુનું અદષ્ટ મંદ છે. નથી સમજી શકાતું કેઃ પેલા ભવે તેણે એવાં તે કેવાં અધમ કૃત્ય કર્યાં હશે ? આવા અનેક સદ્‌ગુણ છતાં બિન્દુ ખરેખર કમભાગ્ય છે. પોતાની પંડિતાઇ અને વિદ્વતાના અભિમાનને લીધે, કુળમર્યાદાના મહાપક્ષપાતી હોવાથી શિવપ્રસાદે ઉચ્ચકુળના પરન્તુ એક અશિક્ષિત દુશ્ચરિત્ર બ્રાહ્મણ યુવક સાથે બિન્દુને પરણાવી હતી. સમય જતાં એ કુલીન બ્રાહ્મણ પુત્ર પિતાના કુળની માનમર્યાદાનું યત્કિંચિત્ સંરક્ષણ કરી શક્યો નહિ. પરિણામે પાર્વત્ય પ્રદેશમાં જ્યાં ત્યાં ભટકનારા દુર્જન-પ્રવાહમાં તણાતાં તે થોડા સમયમાં કોણ જાણે કયાં અદષ્ય થઇ ગયો. તે જીવિત છે કે કેમ, તેને માટે પણ સૌ કોઇ આશંકા કરવા લાગ્યાં. બિન્દુના અદષ્ટમાં પતિદર્શનના શ્રેષ્ટ લહાવનો સર્વથા અભાવ થઇ ગયો. તેના સુખ-દુઃખના એક બે પ્રસંગો કંઇક મહત્વના જાણવા જેવા છે, પરન્તુ આ સ્થળે રજુ કરવાથી તે કેવળ અસ્થાને ગણાવાનો ભય રહે છે. અસ્તુ, સમયે જોઇશું.

ધનવાન ન હોવા છતાં શિવપ્રસાદ પોતાના કુટુંબનું ભરણ-પોષણ સુખપૂર્વક કરતા હતા. ગૃહસ્થને ઉચિત ખાવા-પહેરવાનું, દાન-ધર્મ, યાગ-યજ્ઞ, વ્રત-ધ્યાન, નિયમાદિ સારી રીતે ચાલ્યાં જતાં હતાં. માત્ર સાધારણ ભૂષણ અને સામાન્ય વસ્ત્રથી બિન્દુ હંમેશાં સંતુષ્ટ રહેતી. પતિને ભીખ મગાવનારી, સુધરેલા જમાનામાં સુધ-

રેલી ઠાઠમાઠની ભિખારણોની માફક ગાલ વિંધાવીને ઘરેણાં પહેરવા સુધીનો હડકવા તેને નહોતો. કુમકુમ અને કંકણ એ બે બિન્દુનાં મહાભૂષણ હતાં. સમયે એ સાદાં સાત્વિક ભૂષણ જ સ્વામી શાન્તશીલના અધઃપતનના કારણભૂત થયાં. કુસંગમાં પડીને શાન્તશીલ ભોગવિલાસમાં ડૂબી ગયો ! દિવસે દિવસે પૈસા મેળવવાની મહત્વાકાંક્ષા વધવા લાગી. કેડ નમાવીને પૈસા કમાવાનો માર્ગ તેને ન સૂઝ્યો ! માત્ર પત્નીનાં ઘરેણાં ગાંઠાં લઇ વેચીને એશઆરામ, મોજમજાહ ભોગવવા લાગ્યો. જેટલા સમય સુધી પૈસા તેમજ ઘરેણાં વગેરે પતિના હાથમાં સોંપી પતિની માગણીને પોતે પ્રેમપૂર્વક વધાવતી રહી ત્યાં સુધી તે પતિદર્શનની ભાગ્યશાળી થઇ શકી. પોતાથી બને તેટલું થયું ત્યાં સુધી બિન્દુ પતિદર્શનને માટે પ્રયાસ કરતી રહી, પણ જ્યારે શરીર પર પહેરવાનાં વસ્ત્ર વગર તેની પાસે અન્ય કંઇ જ ન રહ્યું, અને તેથી તે અગાઉની માફક પોતાના હુકમને તાબે થવાને, પતિની દુષ્પ્રવૃત્તિમાં સહાય કરવાને તદ્દન અસમર્થ નીવડી ત્યારે તેના દુખનો પાર ન રહ્યો. કેટલીક વખત મર્મઘાતી વાગ્બાણ વડે તે વિંધાવા લાગી, કોઇ કોઇવાર પશુની પેઠે ગડદા પાટુનો મૂગે મોંગે માર સહન કરતી રહી, પરન્તુ કોઇ દિવસ ઉંચે સ્વરે તેણે એકવાર પણ પતિને અપશબ્દ કહ્યો નથી ! સરલા બાલિકા સ્વામીના અપ્રિય કાર્યમાં સાહસ કરીને તેને કંઇ બાધા કરી શકી નહિ. પતિને કુમાર્ગે જતાં અટકાવવાની તેનામાં રજે શક્તિ નહોતી —ક્યાંથી હોય ! કેવળ પરમાત્માને આત્મ સમર્પણ કરી કષ્ટથી અશ્રુપાત કરતી આર્દ્ર સ્વરે તે દયામયને કરગરતી–પ્રાર્થના કરતી કેઃ “વ્રજેશ્વર ! તમે એક છો, પરન્તુ તમારાં અનન્ત સ્વરૂપની તમારે અનંત ગોપિકાઓ–ભક્ત દાસીઓ છે, જેઓ તમને મેળવવાને આકુળ-વ્યાકુળ થાય છે, તેઓ તમને મેળવી સુખી થાય છે. જીવિતેશ્વર ! આટલા કાલાવાલા, આટલું સ્મરણ કરવા છતાં મને આપનો સાક્ષાત્કાર કેમ નથી થતો વારૂ ! શું આપ મને દર્શન નહિ જ આપો ! નાથ ! સમજો કેઃ હું પાપી છું વા પતિત છું, પણ મને એક વખત હે દયામય આપના ચરણારવિન્દમાં સ્થાન આપો ! આ ક્ષીણ–ક્ષુદ્ર હૃદયમાં હે, સર્વ મંગલ ભગવાન ! મહામંગળ ભાવનાઓનાં બીજ રોપો ! આ અભાગણી તમારા એ નામસ્મરણના પ્રભાવ વડે સ્વામી સેવાથી વંચિત ન થાય એવો આશીર્વાદ આપો ! પ્રભો ! ચાહો તો અશ્રુજળ વડે અંજલિ ભરીને આપને અર્પણ કરૂં, પરન્તુ હું અબળા પતિસુખ–દર્શનથી વિમુખ ન થઉં એજ વાંચ્છના છે ! સ્વામી એ તો સ્ત્રીનો ઉપાસ્ય દેવતા છે, ગૃહિણી જીવનનો એ પરમ સિદ્ધિ-

મંત્ર છે! બિન્દુનું આ જીવનવૃત્ત જ તેના ભાવી **શબસાધનનો**[1] મૂળમંત્ર છે!

દિવસે દિવસે શાન્તશીલ વધારે દુરાચરણી થવા લાગ્યો. દુરાચરણની સાથે સાથે પૈસો પ્રાપ્ત કરવાને ચોરી લૂંટફાટ કરવાનો માર્ગ તેને માટે મોકળો થઇ ગયો. વખત આવતાં કુળગૌરવ ઉપર પાણી ફેરવી દુર્ભાગી શાન્તશીલ દુર્વૃત્ત પીંઢારાઓના દળમાં શામિલ થયો. ધીમે ધીમે એ શાન્તશીલ લૂંટારાઓના દળમાં મુખ્ય અગ્રણી ગણાવા લાગ્યો. બિન્દુને હવે સુખીજીવનનું સ્વપ્ન પણ ક્યાંથી આવે? સુખશાન્તિએ તેનો સર્વથા ત્યાગ કર્યો. દુખના અતિશય ભારથી દબાએલી બિન્દુની આંખમાંથી વહેતી ઉષ્ણ અશ્રુધારા પણ હવે જોવામાં આવતી નથી. શ્રીકૃષ્ણની ઇચ્છાથી એ નિરૂદ્ધ અશ્રુધારા મોટા ધોધની માફક સહસ્રધારા રૂપે પ્રત્યક્ષ થવા લાગી. બિન્દુએ વિચાર્યું કેઃ આ જીવનમાં હવે કોક વખત પણ પતિદર્શનનો લહાવ મળે તેટલા માટે પરમાત્માનું નામસ્મરણ કરી જીવન વ્યતિત કરવું એમાંજ સુખ છે. ભગવાનના નામસ્મરણથી પ્રાણીમાત્રની સર્વ મંગળ કામનાઓ સિદ્ધ થાય છે. વાચક! બિન્દુ ભલે પતિસુખનાં ફાંફાં મારે પણ સર્વગ્રાહી કરાલ કાલસ્રોતમાં તેને માટે સુખનું સ્વપ્ન પણ હવે દુર્લભ જ માની લેજો! સંસારમાં સાધુ સ્વભાવનાં નરનારીની આજ ગતિ થાય છે. બિન્દુ તો આ સંસારમાં કેવળ બિન્દુ માત્ર છે!

## ષષ્ઠ કલ્પ.

### ઇન્દુ અમરધામમાં.

બિન્દુ ભગવાન શ્રીમધુસુદનના પ્રેમરાજ્ય સ્વરૂપ સ્થપાયેલા નવવૃન્દાવનમાં નવીન ભક્તમંડળીને વૈષ્ણવ ધર્મની દીક્ષા આપતાં શ્રીકૃષ્ણચંદ્રના સર્વપ્રિય આદર્શ મહિમાનો પ્રચાર કરી સ્વામીજીએ કહ્યુંઃ “ભગવાનને ભક્ત બહુ જ પ્રિય છે. યોગી–મુનિ, સાધુ–સન્યાસીના કષ્ટ સહિષ્ણુ, વિશાળ હ્રદયમાં નિવાસ કરવા છતાં ભક્તના નિષ્પાપ હ્રદયમાં રહી ભક્ત–ભક્તિની શ્રેષ્ટતા પ્રકટ કરવાનું તેઓ

---

૧. પ્રારંભ પ્રાર્થના ઉપરથી વાચકો જાણી શક્યા હશે કેઃ મૂળ પુસ્તક નામ **શબ–સાધન** છે. બિન્દુનું એ શબ–સાધન એટલે માનાસક શક્તિ અને આત્મસંયમદ્વારા યોગ સાધનમાં આગળ વધતાં આ પ્રસ્તુત પુસ્તકના અંત ભાગમાં બિન્દુ પોતાના મૃત પતિના શબને ખોળામાં લઇ જે સાધના કરે છે એજ શબ–શાધન! પરન્તુ એ સાધનાનું રહસ્ય તો આખું પુસ્તક વાંચવાથી જ તેના અંતભાગમાં આપોઆપ જણાશે. એ કંઈ સામાન્ય સાધના નથી,                                                  **લેખક.**

વધારે પસંદ કરે છે. ભગવદ્પ્રેમમાં મસ્ત બની આત્મભાન ભૂલી જઇ કેવળ પ્રેમલક્ષણા ભક્તિ દ્વારા સાયુજ્યપદ પ્રાપ્ત કરવું એ વૈષ્ણવ ધર્મનો પરમ મુખ્ય ઉદ્દેશ છે. ગુરૂદીક્ષા-શિક્ષા પ્રાપ્ત કર્યા છતાં જે વૈષ્ણવ ભગવદ્ ભક્તિમાં કૃપણતા-કચાશ રાખે છે તે ગુરૂના મહા-મૂલ્ય ઉપદેશ અને પવિત્રમાં પવિત્ર ગુરૂઆજ્ઞાનું ઉલ્લંઘન કરે છે. ખરૂં જોતાં એ મનુષ્ય વૈષ્ણવ એ પવિત્ર પદથી ચ્યુત થાય છે. જેટલે અંશે આ જગત્‌માં પ્રકૃત ભક્ત અને શુદ્ધ ભક્તિનો પ્રચાર થાય તેટલે જ અંશે આ સંસાર અપાપ, તેટલું જ આ સંસારનું કલ્યાણ તેમજ તેટલો જ સ્વધર્મનો ઉદ્ધાર થાય છે. ભક્ત ગણ! સર્વ એક બીજાની શિક્ષા-દીક્ષાના કાર્યમાં પરસ્પર સહાયક થઇને સનાતન હિન્દુ ધર્મના ગૌરવની વૃદ્ધિને અર્થે કમર કસો! એક વખત સકળ ભક્ત સમુદાય સમસ્વરે મુક્તકંઠે ગાઓ જોઇયે:—

મહા પરમાનંદે નાચે રે મન.
પ્રભુ-ભજન કરે છૂટે ભવ-બંધન—મહા૦ ઇત્યાદિ.

ભક્તમંડળી ભક્તિપૂર્ણ હૃદયે એકબીજાના સુરમાં સુર મેળવીને મધુર કંઠે ગાવા લાગી:

પ્રભુ-ભજન કરે છૂટે ભવ-બંધન—મહા૦

ચમક ચમક કરતા ગગનવાસી અનંત તારલાઓથી વિભૂષિત મધુરા નિશાદેવીની નિસ્તબ્ધતાનો ભંગ કરી નૈશ સમીરણ સાથે મળી જઇ એ સુધા સંગીતધારા નજીકના વનપ્રદેશમાંથી દૂરના પ્રદેશમાં, એક ગામથી બીજા ગામ સુધી એમ ચારે દિશામાં સમવેગે પ્રસરી ગઇ. ભક્તિભાવમાં તન્મય—ભગવદ્પ્રેમમાં આત્મભાન ભૂલી ગયેલા સ્વામીજી ફરી એકવાર "પ્રભુ-ભજન કરે છૂટે ભવ-બંધન" ઉચ્ચારી નવીન શિષ્યગણને સમજાવવા લાગ્યા કે: વાહ! ભક્તમંડળીમાં ભક્તિનું મિશ્રણ અને શિષ્યગણ સહિત શિષ્યગુરૂનું સાદર સંભાષણ કેવું મનોરંજન! આવો ગંભીર પ્રેમ-ભાવ અને ભગવદ્ભક્તિ અન્ય સંપ્રદાયમાં અતિ વિરલ જ!

આ પ્રમાણે એ પવિત્ર ક્ષેત્રમાં ભગવાનના નામામૃતનું સિંચન કરી, ભક્તિ બીજ વાવીને ઘેરઘેર હરિનામનો અપૂર્વ મહિમા પ્રક-ટાવીને, એ અતિત સ્થાનમાં હરિનામનો જયઘોષ ગજાવીને સ્વામીજી નવીન ભક્તગણ પાસેથી વિદાય થયા. કેટલેક દૂર સુધી ભક્તગણ સ્વામીજીને વળાવવા ગયા. અટકવાનું કહેવા છતાં પાછળ પાછળ ચાલ્યા આવતા ભક્તજન ઉપર દૃષ્ટિપાત કરી સ્વામીજીએ કહ્યું: "બરાબર એક વર્ષ પૂર્ણ થતાં—વાર્ષિક ઉત્સવ નિમિત્ત મહાપ્રભુને અન્નકૂટ ધરાવાશે. અનંત ભક્તમંડળી દ્વારા ભિક્ષામાં પ્રાપ્ત થયેલા ચોખાજ કેવળ મહોત્સવમાં યથેષ્ટ છે! ભગવાનનો આદેશ છે કે:

જેઓ સંસારી છે તેમને માટે શ્રીહરિનામે સંસારભાર વહન કરવામાં કોઈ પણ પ્રકારનો બાધ નથી, પરન્તુ મુષ્ટિ અન્ન મેળવવા આંગણે "भिक्षान्नदेहि" કરતા આવતા ભિક્ષુકના રૂપમાં સ્વયં પરમાત્મા આવે છે, અને તેમની સેવા અર્થે યથાશક્તિ મુષ્ટિઅન્ન આપવાનું ભૂલવું જોઇતું નથી. જેઓ સંસારત્યાગી વિરાગી વા યોગી છે તેમણે યોગરત થઇને વિશ્વભણ્ડારમાં શાન્તિ સ્થાપન કરીને સનાતન હિન્દુ ધર્મનું રક્ષણ કરવું એ ઇષ્ટ છે. આદર્શ ભક્તિ–પ્રેમના પ્રસાર દ્વારાજ દેશનું કલ્યાણ–મંગળ થશે! પ્રાણીમાત્ર ભગવાનનાં સંતાન છે, તેનું સ્મરણ કરવાનો સર્વને સમાન અધિકાર છે. અહિંસા એ પરમ ધર્મ છે. નિષ્કામભાવથી ધર્માચરણ કરવું એજ મુક્તિનું પરમમંગલ સાધન છે!"

ગુરૂઉપદેશ શ્રવણ કરતા કરતા ભક્તજનો એમને એમ કેટલેક છેટે સુધી તેમની પાછળ ચાલ્યા ગયા. ત્યારબાદ સ્વામીજીએ સર્વને આગળ વધતા અટકાવીને આશીર્વાદપૂર્વક પાછા વાળ્યા અને પોતે વેગપૂર્વક આગળ વધવા માંડયું. લગભગ બીજો પ્રહર વ્યતિત થઇ ચૂકયો હતો. મધ્ય આકાશમાં આવી પ્રખર તાપકારી ભગવાન ભાસ્કર અગ્નિ વરસાવવાનો આરંભ કરી ચૂકયા હતા. ગોપ બાળકો ગાયો, ભેંશો, બેદાં આદિકને ગામમાંથી જંગલમાં ચારો ચરાવવા લઇ જતાં હતાં. ઘોર શબ્દ કરતાં ગાય ભેંશનાં ટોળાં સહિત ખભાપર મોટી ડાંગ મૂકી પાછળ પાછળ ચાલ્યા જતા એક તરૂણ વયના હૃષ્ટપુષ્ટ ભરવાડ ઉપર દૃષ્ટિ પડતાં, તેની મનમોહક મનહર ગતિ દૃષ્ટિગોચર થતાં સ્વામીજીના મનમાં ગૌચારીગોકુલેશનું તેમને સ્મરણ થઇ આવ્યું. સાથે સાથે ગોચારણ પ્રિય ગોપિનીવલ્લભની પ્રેમમય મૂર્તિ હૃદયપટ ઉપર જાગૃત થઇ ઉઠી! એ મધુર વાતનુ સ્મરણ થઇ આવતાં ચિન્તાકુળ હૃદય ભક્તિરસવડે પરિપ્લુત થઇ રહ્યું. સ્વામીજીએ વિચાર્યું: આ સમગ્ર વિશ્વ–સંસારમાં સર્વ સ્થળે ભગવાનની વિચિત્ર લીલા–પ્રેમની પ્રતિકૃતિ વગર અન્ય કંઇજ જોવામાં આવતું નથી. સ્થાવર જંગમથી માંડીને સર્વ કંઇ નજરમાં ધ્યાનમાં આવે છે તે સઘળું ભગવાનની સૃષ્ટિની શોભારૂપ છે. કોકકોક સ્થળે છાંયામાં જમિન તથા વૃક્ષ ઉપર તાપથી ત્રાસી ગયેલાં પંખીનાં ટોળાં કલરવ કરતાં અરણ્યને ગજાવી મૂકે છે. મુસાફરી કરી થાકી ગયેલા કોકકોક મુસાફર વિશાળ વટવૃક્ષની શીતળ છાયામાં બેસી અનુચ્ચ સ્વરે શક્તિસ્તોત્રનું ગાન કરે છે. એ સઘળા મનોહર દૃશ્યથી સ્વામીજીના મનમાં થયું કે: માનો કે ન માનો પણ સ્વયં પ્રકૃતિ દેવી પણ જન કોલાહલથી વિરહિત નિભૃત પ્રદેશમાં ઉપસ્થિત થઇ જીવમાત્રના કલ્યાણની પરમમંગલ કામનાને માટે અપૂર્વ શાન્તિધારા

વરસાવી રહી છે. યથાર્થ રીતે જોવા જતાં પ્રકૃતિપ્રિય વિશ્વપ્રેમી આત્માઓને સામયિક આગ્ય શોભા અત્યંત રમણીય અને ચિત્ત-રંજન જણાય તો તેમાં કંઇ આશ્ચર્ય નથી. એ પ્રાકૃતિક શોભા જોતાં જોતાં સાયંકાળ થતા પહેલાં સ્વામીજી ગોસાંઇની કૂટિર આગળ આવીને ખડા થયા. અનન્ય ગુરૂભક્ત ગોસાંઇ પણ સ્વામીજીના શુભ આગમનની રાહ જોતા હતા. ગોસાંઇએ આજ એકાદશીનો ઉપવાસ કર્યો છે. આજ આખા દિવસ મધ્યે તેમણે પાણીનું એક બિન્દુ સરખું મોંમાં લીધું નથી. ઇન્દુના ભાવી જીવનની ચિન્તામાં દિવસ અને રાત્રિ વિતાવતા સાધુ-પુરૂષ ગોસાંઇને ભૂખ-તરસનું પણ કંઇ ભાન નથી રહેતું. તેમને ખાવાની પણ ભાગ્યેજ પરવા રહે છે! તેઓ તો માત્ર શય્યાવશ પત્નીના પડખે બેસી ભક્તિભાવપૂર્વક તેના આલોક અને પરલોકના કલ્યાણને અર્થે મહામૃત્યુંજયનો પાઠ કર્યા કરે છે. મંત્રજાપમાં પૂર્ણ એકાગ્ર હતા, ત્યાં એકાએક કોઇએ બહારથી હાંક મારીઃ "ગોસાંઇજી!" સ્વામીજીનો એ પરિચિત સ્વર કાને અથડાતાં "ઓહ! સ્વામીજી પધાર્યા!" એમ કહેતા એક પળમાત્ર વિલંબ કર્યા વગર વિદ્યુતગતિએ ઉઠી ઉભા થઈ ગોસાંઈ ગૃહદ્વાર સમીપ ગયા. ગુરૂના આગમનનો અવાજ સાંભળતાં બિન્દુ પણ અશ્રુને લઇને ઘરના એક ખુણામાં કોરાણે ખસી ગઈ. અતિશય કષ્ટપૂર્વક પોતાનાં અવ્યવસ્થિત અંગ-વસ્ત્ર સંકોરતી પથારીવશ ઇન્દુએ પણ ગુરૂમર્યાદા ખાતર સહજ માથું ઢાંકયું.

ઘરમાંથી બહાર આવીને ગોસાંઇએ યુગલકર જોડીને મહાપ્રભુ-ગુરૂને સાષ્ટાંગ કર્યા. ઘરની સામે લગભગ નૈરૂત્ય ખુણામાં અથાગ પત્રથી સુંદર જણાતા એક મનોહર અશોક વૃક્ષની સુસ્નિગ્ધ-શીતળ છાયામાં પડેલી બરફ જેવી આરસપહાણની એક નાની શીલા ઉપર પદ્માસનવાળી સ્વામીજી કંઇક વિચાર કરતાં મૌન ધારણ કરી કેટલોક સમય એમના એમ સમાધિસ્થની માફક બેસી રહ્યા. ચિન્તા કરતાં કરતાં તેઓ આતુરતાપૂર્વક આમતેમ કૌતૂહલપૂર્ણ દૃષ્ટિ ફેંકતા હતા. દૃષ્ટિ ફેરવતાં સ્વામીજીએ પ્રશ્ન કર્યો: "આ સુન્દર અશોક વૃક્ષ તમારાજ સુયત્નથી સુરક્ષિત હોય તેમ જણાય છે? તેની શીતળ છાયા ઘણીજ પ્રીતિકર છે."

ઉઃ "મારાં સ્વર્ગસ્થ ફોઈબાએ મને કહ્યું હતું કેઃ મારા પિતાને આ વૃક્ષ ઉપર ઘણોજ પ્યાર હતો—આ વૃક્ષ તેમને ઘણુંજ પ્રિય હતું. આપ વિરાજ્યા છો એ શીલાખંડ ખાસ પવિત્ર યોગાસનને માટેજ આણ્યો હતો. તેઓ તેના ઉપર બેસી સાધન-ભજન કરતા હતા. પ્રસ્તુત શીલા-વૃક્ષ તેમની સાધનાનું સ્મૃતિચિન્હ છે."

અઃ "યથાર્થ છે, આ તરૂછાયા સર્વાંશે સાધનાને માટે ઘણીજ

અનુકૂળ–ઉત્તમ છે, પરન્તુ આની બે બાજુએ વળી તમાલ અને વટવૃક્ષ એક સહોદરની માફક તેની મનોહરતામાં ઓર વધારો કરતાં હતાં; નહિ વારૂ ? આ બધી વ્યવસ્થા યોગાસનને માટેજ કરેલી હોં !"

ઉ: "આપશ્રી કહો છો તે સત્ય છે. મારા પિતાએ એ ઇચ્છાથીજ આ સઘળી યોજના કરી હશે. આપે કહ્યું તે પ્રમાણે આ વૃક્ષની ડાબી બાજુ એક સુન્દર તમાલ અને જમણી બાજુ એક અતિ વિશાળ વટવૃક્ષ હતું. આજ કેટલાંક વર્ષ થયાં એ તરૂયુગલ પ્રબળ વાવાઝોડાંને લીધે જડમૂળમાંથી ઉખડી પડયાં છે. તેનું અવશેષ સ્મૃતિચિન્હ પણ અત્યારે કયાં છે ?"

પ્ર: "એ કેવળ તમારાં સઘળાંની બેદરકારીનુંજ પરિણામ જણાય છે."

ઉ: "આપનું કહેવું યથાર્થ છે. જ્યાં સુધી ફોઇબા જીવતાં હતાં ત્યાં સુધી તેઓ પોતે ઉભય વૃક્ષને મારા પિતાનાં પરમ પ્રીતિપાત્ર ગણીને તેનું સારી રીતે કાળજીપૂર્વક સંરક્ષણ કરતાં હતાં. ફોઇ કહેતાં હતાં કે: "આ પવિત્ર ત્રિછાયાક્ષેત્ર છે."

પ્ર: "તેમને પરલોકગત થયે કેટલાં વર્ષ થયાં હશે ?"

ઉ: "આજ લગભગ સાડાત્રણ વર્ષ થયાં હશે. એ ત્રણ વર્ષમાં તો આ ઘરમાં કેટલુંએ પરિવર્તન થઇ ગયું !"

સ્વામીજી: "અખિલ સંસારજ પરિવર્તનશીલ છે. સંસાર એ એક પ્રકારની લીલાભૂમિ છે. સંસારઆસક્તિમાં રચી–પચી રહેલા પામર આત્માઓ આત્મસુખનો અનુભવ મેળવી શકે તેને માટેજ સાધુજનો પરિભ્રમણ કરે છે. ભાગ્યવાન જીવ એ ઉપદેશ અંતરમાં ઉતારી સંસાર–કલેશથી મુક્ત થાય છે. બાકી તો આખું આ વિશ્વસમસ્તજ પરિવર્તનશીલ છે ત્યાં પછી સુખ–દુ:ખ, હર્ષ–શોક આદિ ઉપાધિઓ કંઇ લાંબો કાળ રહેતી નથી. સત્ત્વગુણપ્રધાન બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થા અને તેથી પણ આગળ ચાલતાં વૃદ્ધાવસ્થાના દુ:ખીવિકટ દિવસો એ સઘળું શું સૂચવે છે ? પરિવર્તન કે અન્ય કંઈ ? એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? ક્ષણભંગુર જીવન અને પરિવર્તનશીલ જગતના સિદ્ધાન્તને વિસરી જઇ ભોગ–વિલાસમાં મશગૂલ બની ભગવદ્દસ્મરણને ભૂલી જનાર સંસારી જનોને સમજાવવામાં–તેમની સાથે માથાં ફોડવામાં મહજ્જનોએ કયાં કંઇ બાકી રાખ્યું છે ? માયાના અભેદ્ય ગણાતા બંધનમાંથી છૂટી જઇ કાળબળ વડે જેઓ આત્મત્યાગી–મહાયોગી થયા છે, તેઓમાંના પૂર્વકાળના ઘોર સંસારીને કોણે જોયા વા સાંભળ્યા નથી ? જે આજ અતુલ ધનવિભવનો અધિપતિ હોય તેને બીજીજ પળે કાળમહાત્મ્યને લીધે

ધર્મપંથે ચઢી મુક્તિની—આત્મકલ્યાણુની ઉત્કટ આકાંક્ષામાં, સદ્ગુરૂની શોધમાં, ગુરૂકૃપાના ભિખારીની અવસ્થામાં જોવામાં આવે છે! ભગવાનના આ મહારાજ્યમાં કેવળ પરિવર્તન એજ અભેદ્યબંધન-કર્માનુશાસન છે. એ શાસનને લીધેજ મનુષ્યમાત્રને પોતપોતાના કર્તવ્યપંથે વિચરતા જોઇયે છીએ. જેઓ જેટલી ઉતાવળથી ઉત્સાહ-પૂર્વક આગળ વધે છે, તેઓ તેટલાજ વહેલા સહેલાઇથી પોતાના લક્ષ્યસ્થાને પહોંચે છે. જે જેટલો તન્મય તેટલોજ ભગવદ્કૃપા-ભગવદ્દર્શનનો સહજમાં અધિકારી થાય છે.”

આ પ્રમાણેના સદુપદેશપૂર્ણ સુમધુર શબ્દો સાંભળીને ગોસાંઇ દિગ્મૂઢ જેવા બની ગયા. તેમના હૃદયમાં આ પળે અપૂર્વ ગુરૂભાવ જાગૃત થયો. ઉપર્યુક્ત ગુરૂવાક્ય શ્રવણથી ગોસાંઇના અંતઃકરણમાં એક પ્રકારની અસહ્ય વેદના થવા માંડી. પોતાના જીવનમાંના પરિ-વર્તનના પ્રત્યેક પ્રસંગોનું સ્મરણ કરી, યોગ જીવન અને સંસારાશ્રમ ઉભયનો વિચાર કરી તેઓ મંત્રમુગ્ધવત્ હરી ગયા. એટલે સુધી કેઃ ક્ષણુવારને માટે તેઓ પોતે કોણ કયાં કયે સમયે કેવી સ્થિતિમાં છે તે સુદ્ધાં વિસરી ગયા. અત્યંત પરિતાપથી ગોસાંઇના હૃદયમાં અનનુભૂત દાહ થતો હતો. વિકારગ્રસ્ત રોગીની માફક તેઓ શબ્દો-ચ્ચાર કરવાને અસમર્થ નીવડયા. તેમનું સર્વાંગ કંપવા લાગ્યું શિષ્યની એ સ્થિતિનું કારણુ શોધતાં ગુરૂને વાર ન લાગી. તેઓ સારી રીતે સમજ્યા કેઃ ગોસાંઇને આત્મગ્લાનિ થઇ છે, પરંતુ એ વિષયક ચિન્તા કરવાનો સમય નહિ હોવાથી સ્વામીજીએ કહ્યુંઃ “જે કાર્ય કરવાનું છે તેમાં વ્યર્થ વિલંબ શા સારૂ થાય છે? ચાલો, એક વખત સાયંકાળ પહેલાં મારે રોગીનિને તપાસવી જોઇએ.”

શિષ્યઃ “જેવી આપની આજ્ઞા!”

સ્વામીજીઃ “એમાં વળી આજ્ઞા કેવી? ભગવાનની ઇચ્છાને આધીન થવું અને તેમના આદેશનું યથાર્થ પાલન કરવું એમાં મારો અને તારો સરખો અધિકાર છે. રોગીની શુશ્રૂષા અને ચિકિત્સા કરી તેને જેમ બને તેમ તાકીદે આરામ થાય તેમ કરવું એ મનુષ્ય માત્રનું સર્વ શ્રેષ્ટ કર્ત્તવ્ય છે. કર્તવ્યથી વિમુખ થવું એ ભગવાનની આજ્ઞાનો અનાદર કરવા બરાબર છે” એમ કહી સ્વામીજી બેઠા હતા તે સ્થળેથી ઉભા થયા અને ગોસાંઇએ સ્વામીજી સહિત ઘરમાં પ્રવેશ કર્યો.

ગુરૂશિષ્યે રોગીના આવાસમાં પ્રવેશ કર્યો. ગોસાંઇએ ઇન્દુ તેમજ બિન્દુને ઉદ્દેશીને કહ્યુંઃ “મહાપુરૂષ પધાર્યા છે. ગુરૂદેવને સૌ પ્રણામ કરો!” ભક્તિપૂર્વક બિન્દુ સ્વામીજીના ચરણુમાં પડી.

તેમની ચરણરજ લઈ તેણે પવિત્ર હૃદયે બન્નુના હૃદયે અને કપાળે લગાવી તેમજ પોતાના માથાપર ચડાવી. પ્રબળ ઈચ્છા છતાં ઇન્દુ બેઠી ન થઇ શકી. ગુરૂદેવના ચરણારવિન્દમાં પડી પાવન થવાનો લાભ મેળવવા એ ભાગ્યશાળી ન થઇ. વ્યાધિગ્રસ્ત દુર્બળ દેહમાં હવે જરીકે શક્તિ નથી. અતિશય કષ્ટપૂર્વક તેણે હાથ જોડીને ક્ષીણ કંઠે કહ્યું: "પ્રભો! ગુરૂના ગુરૂ મહાગુરૂ! દાસીના મસ્તક ઉપર શ્રીચરણ સ્થાપો–કૃતાર્થ કરો!" એજ સમયે સ્વામીજીએ તેની પાસે જઇ કૃપાપ્રસાદ રૂપ પોતાનો કલ્યાણકારી, શાન્તિદાયક હાથ તેના માથાપર ફેરવી તેની મનઃકામના પૂર્ણ કરી. ગોસાંઇના અત્યાગ્રહથી તેના આત્માને સંતોષવાની ખાતર ગુરૂજીએ ઇન્દુની પથારી પાસે બેસી પ્રેમપૂર્વક અપૂર્વ દયાભાવ વડે રોગીના શ્વાસ–પ્રશ્વાસ, આંખ, જીભ, અને નાડી વગેરે તપાસી જોયાં. સ્વામીજી ઉદાસ થયા. નિશ્વાસ મૂકીને પોતાના માનસિક ભાવ છુપાવીને ગુરૂએ કહ્યું: "હરિ હરિ! સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાંથી પણ આવા મહારત્નની પ્રાપ્તિ થવી એ અતિ દુર્લભ છે. ક્ષુદ્ર સંસારીના અદૃષ્ટમાં આવું અદ્વિતીય રત્ન ક્યાંથી છાજે! ગોસાંઇને આ સઘળું સમજતાં કંઈ વાર ન લાગી કેઃ તેના સુખ–સ્વપ્નની સમાપ્તિનો કાળ હવે નજીક છે. એ મર્મઘાતી વાત સાંભળીને ગોસાંઈ બેબાકળા કે એકદમ નિરાશ ન બની ગયા. દૃષ્ટિ સમીપ આવેલા મહાપ્રલયને તૃણવત લેખી કહ્યું: "પ્રભો! દયામયની ઇચ્છા સફળ થાઓ!"

સ્વસ્થ થઇ સ્વામીજી ઘર બહાર આવીને ઉભા રહ્યા. ગોસાંઇએ પણ મૂગે મોંયે તેમની પાછળ પાછળ ચાલવા માંડ્યું. સ્વામીજીએ કહ્યું: "ભાઈ! આજ અનંતચતુર્દશી છે. કેવી મધુર રજની! ભગવદ્ ગુણકીર્તનને માટે આ કેવો ઉત્તમ સમય છે? સર્વ પાપનાશન શ્રીમધુસૂદનના સ્મરણનો માહેન્દ્ર યોગ! ગાઓ–ગાઓ:—

પ્રભુ–ભજન કરે છૂટે ભવ બંધન–મહા.

ગુરૂ–શિષ્યે કીર્તનારંભ કર્યો. પડોશમાં જેઓ ભક્તિસુધારસનાં ભોગી હતાં, જેમના કંઠ મધુર હતા, તેઓ સર્વ તે સ્થળે આવીને એકઠાં થયાં. સૌ સાથે મળીને મનોહર સ્વરે ગાવા લાગ્યાં. કીર્તનની ઝડી વરસી રહી! ભગવદ્‌ગુણકથનમાં ભાવિક હૃદય ઉન્મત્ત થઇ ઉઠયાં. સૌ કોઇ મુક્તકંઠે ગાતાં હોવાથી એ પવિત્ર ગર્જનાનો પડઘો ચારે દિશામાં ગર્જી રહ્યો ભજનની એવી ધૂન મચી કેઃ હવે એ પ્રચંડ ભક્તિપ્રવાહ કયારે અટકશે તેની કંઇ ધારણાજ ન બાંધી શકાય? બરાબર રાત્રિના બાર ઉપર એક વાગે કીર્તનાનંદની પૂર્ણાહુતિ થઇ.

સાયંકાળ પછી ઇન્દુના દુઃખમાં કંઇક ફેર થતો જણાયો. તેની રોગયાતના સહજ શાન્ત થવા લાગી. રોગક્લિષ્ટ મુખમંડળ ઉપર શરદપૂર્ણિમાના સમાન ક્ષણવારને માટે એક પ્રકારનું વિલક્ષણ તેજ સ્ફુરી રહ્યું. માનો ન માનો પણ એક પ્રકારની અપૂર્વ જ્યોતિ એ મુખમંડળ ઉપર જણાવા લાગી. એ સમયે રોગીના મોં ઉપર નજર કરવાથી તેના ભીષણ દર્દની ભાગ્યેજ કલ્પના કરી શકાય! પ્રફુલ્લ નલિનીદળમાં વિમળ પ્રતિભા, કાળાં ભ્રમર જેવાં ચળકતાં મનોહર સુદીર્ઘ નયનકમળમાં થોડાક સમયને માટે જ્યાં ત્યાં સુસ્નિગ્ધ દૃષ્ટિ કરવાની ગયેલી શક્તિ પુનઃ ઉદ્ભવી! એ દૃષ્ટિ સ્થિર હતી, પણ કંઇક કૌતૂહલમયી! સરળ, પરંતુ હૃદયના ભાવ વ્યંજક હતી. ક્ષીણ શ્વાસ ધીમે ધીમે વધવા લાગ્યો. વધતાં વધતાં એ દીર્ઘ શ્વાસ મહાશ્વાસના રૂપમાં બદલાઇ ગયો.

રોગીના ઓસીકા પાસે દીવાલને અઢેલીને એક નજરે તેના વદનમંડળ પર જોઇ રહેલી મંગળા એ અસ્વાભાવિક ફેરફાર જોતાની સાથે સમજી ગઇ કેઃ આ ઓલવાતા દીવાનો અંતિમ ચમકાર છે. આ મર્ણતેજ છે, ઇન્દુનો જીવનદીપક બૂઝાવાનો આ કેવળ પૂર્વાભાસ છે! હરિસ્મરણમાં મશગૂલ બનેલી બિન્દુ, ઇન્દુના મોંપર થતા ફેરફાર જોઇ શકી નહિ. ગાભરી બનેલી ચતુરા–મંગળા તરતજ ત્યાંથી ઉઠી બહાર આવી. ગોસાંઇના કાનમાં એકદમ કંઈ કહી ગઇ! અત્યંત ઉદ્વિગ્ન ચિત્તે ઉતાવળથી ઘરમાં પ્રવેશ કરીને ગોસાંઇએ સહજ મોટા સ્વરથી કહ્યુંઃ "ઇન્દુ!" એક નજરે અતૃપ્ત નયને સ્વામીના નિર્મળ મુખચંદ્રને જોઇ હમેશને માટે મન, વાણી, કર્મથી પવિત્ર થતી ઇન્દુ ધીમેથી કહી રહીઃ "જીવનસર્વસ્વ! આ પાપી જીવનમાં મેં કોઇ દિવસ આપને પૂર્ણભાવથી ઇશ્વર તુલ્ય ગણી આપનું પૂજન અર્ચન કર્યું નથી. એ દુર્લભ લહાવ મેળવીને હું યથાર્થ સૌભાગ્યવતી થઇ નથી. મેં અભાગણીએ સ્ત્રીજીવનનું સાર્થક કર્યું નથી. એમાં કેટલોક દોષ મારા ભાગ્યનો અને અમુક દોષ તો નાથ! આર્યસંસારની અણઘટતી લોકમર્યાદાનો છે. હૃદયમાં વિચાર સ્ફુર્યા છતાં લોક લાજની સાંકળથી જકડાયેલી હું આપને જેવાં જોઇએ તેવાં સુખ–શાન્તિ આપી શકી નથી. પણ પ્રાણવલ્લભ! આજ અંતકાળે એ મર્યાદાને અળગી કરૂં છું. હવે મારે એ એ જૂઠા સંસારના જૂઠા ભયને શું કરવો છે? દેવ! મહાગુરૂના ચરણપ્રસાદથી આજ મારો આત્મા તૃપ્ત થયો છે, આજ મને દિવ્ય જ્ઞાન થયું છે, આજ મારા હૃદયનો અનેક ઘણો ભાર ઓછો થયો છે, મૃત્યુનો ભય દૂર થયો છે, આત્માને પૂર્ણ શાન્તિ છે, વિમળ પતિભક્તિનો હૃદયમાં અપૂર્વ પ્રવાહ વહી રહ્યો છે, હું

આજ મારાં નયન સમક્ષ છેલ્લી પળે આપને મારા ઉપાસ્ય દેવ અને દેવાધિદેવ ગુરૂ-મહાગુરૂને જોઇ કૃતાર્થ થઇ છું! આજ નયનકમળ ધન્ય થાય છે! જીવન સાર્થક થયું છે! આજ મરણને શરણ થવાથી મને પરમ આનંદ થશે! અને બચુ? એ દેવપ્રસાદ? નાથ! આપ ભગવાન મધુસૂદનના અનન્ય ભક્ત છો તેથી એ દેવપ્રસાદ આપની- ભક્તની પાસેજ રહેવા દો! એ મહાપ્રસાદનો ત્યાગ......" આગળ બોલવાની પ્રબળ ઇચ્છા છતાં તે સફળ ન થઈ. તે વધારે બોલી શકી નહી. આંખોમાં પાણી ઉભરાઇ આવ્યાં. કંઠ રૂંધાવા લાગ્યો. મનની વાત મોંથી કહેવાઇ નહિ. સ્વામીજી સંસારના સારીરીતે અનુભવી જ્ઞાનવૃદ્ધ મહાપુરૂષ ત્યાં પછી શું બાકી? મંગળાને એકાએક ગભરાયેલી જોતાની સાથેજ તેઓશ્રી સમજી ગયા કે: શિષ્યપત્નીના અવસાનનો સમય હવે નજીક આવ્યો છે. ગોસાંઇના સુખી સંસારની આજ સમાપ્તિ થશે. એકાન્ત સ્થળે બેઠેલા સ્વામીજી ત્યાંથી ધીમે ધીમે ગોસાંઈની નજીક આવ્યા. ઇન્દુને ચાલ્યો જતો ઉર્ધ્વશ્વાસ અને એક સ્થિર થયેલી અર્ધ દૃષ્ટિ જોઈ સ્વામીજીએ કહ્યું: "હવે શું જુઓ છો? ચેતો, સમય થયો." એ સાંભળી ગોસાંઇ બિન્દુ અને મંગળા વગેરેએ મળીને અનંત શાન્તિની આરાધના કરતા એ અપાર્થિવ રત્નને પથારીમાંથી ઉચકી પવિત્ર દર્ભાસન ઉપર મૂકયું, શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ઉચ્ચાર કરી સ્વામીજીએ પોતાના કમંડળમાંથી ગંગોદક લઇ ઇન્દુના મોંમાં મૂકયું અને તેના આખા શરીર પર છાંટયું. ગંગોદક મોંમાંથી બહાર નીકળી ગયું અને નયન ઉઘડી ગયાં. તેનો આત્મા અમર ધામમાં ચાલ્યો ગયો. એક દિવ્ય તેજની રેખા ઇન્દુના શરીરમાંથી નીસરી જોત જોતામાં અદૃશ્ય થઈ! સ્વામીજી વગર સૌ આશ્ચર્ય પામ્યાં. સ્વામીજીએ પુનઃ એક વાર આંખો બંધ કરીને મૃતદેહ ઉપર શાન્તિ અમૃત છાંટયું. ખોળામાં બચુ સહિત બિન્દુ મૃતદેહ સમીપ બેસી મહા અશ્રુપાત કરતી મૃતદેહની રક્ષા કરવા લાગી. મહાગુરૂની આજ્ઞાથી એ સમય રોકકળ કરવાનું બંધ રાખવામાં આવ્યું. ઇન્દુ જેવી ડાહી યુવતીના મરણમાં રડવા કુટવાનો થયેલો અટકાવ જ્ઞાતિનાં કેટલાંક સ્ત્રી-પુરૂષોને રૂચ્યો નહિ, પરન્તુ ગોસાંઇજીએ તાળીઓ પાડી કીર્તનાનંદનો લાભ લેવા માંડયો. ગુરૂના ઉપદેશ અને ગોસાંઇની ઇચ્છાથી ભક્ત મંડળીએ ભગવન્નામસ્મરણની દૈવી ગર્જનાથી વ્યવહાર કુશળ ગણાતાં ડોળ. ઘાલુ, પામર અંગ ઉઘાડાં મૂકી મુક્તહસ્તે મર્યાદાને ઉભે રસ્તે લૂંટાવનારી સ્ત્રીઓ અને એ નિર્લજ્જ વ્યાપારના હિમાયતી પુરૂષોનાં કાળજાં આથી કપાઇ જવા લાગ્યાં. અરે! ભગવદ્ સ્મરણની એવી ધૂન મચી ગઇ કે: તે સહેજે અટકાવી શકાય તેમ નહોતું. તેમ છતાં ઇન્દુના આત્માના

કલ્યાણની આકાંક્ષાવાળા મહાજ્ઞાની પરમહંસ દેવે મધ્યાસન પરથી ઉભા થઇ બેઉ હાથ ઉંચા કરી સર્વને સહજ શાન્ત થવાની આજ્ઞા કરી કહેવા માંડયું કેઃ ભક્ત જનો ! પ્રભુનાં વહાલાં સંતાનો ! સાંભળો ધર્મેન્દ્રચન્દ્ર ભગવાને કહ્યું છે કેઃ—

नाहं तिष्ठामि वैकुंठे योगीनां हृदये न च ।
मदभक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

એકવાર સૌ મારી સાથે સમસ્વરે ગાઓ જોઇયેઃ—

નાના વૈકુંઠમાં હું વિરાજું રે, નથી યોગી હૃદે કહું સાચું રે;
ગાય ભક્તો મારા તહિં નાચું–લીધું હરિનામ સોહી નર જીવ્યા રે.

( सागर )

ઇન્દુનો પ્રાણ પંખી શરીર–પિંજરમાંથી ઉડી ગયા બાદ તેના આત્માના કલ્યાણ અને શાન્તિને અર્થે રોવા કુટવાના તિરસ્કાર પાત્ર રિવાજને બદલે તેની પાછળ પરમાત્મકીર્તન થયું એના જેવી ઉત્તમ વાત બીજી કી હોય ? મરનારની પાછળ થયેલી ભક્તિગર્જનાથી, નિત્યનિરંજન ભગવાનના નામસ્મરણના પ્રભાવથી સતીના આત્માને માનો કેઃ શાશ્વત સુખ–શાન્તિ મળી ચૂક્યાં છે. મરનારની પાછળ રડવા કુટવાનું દુઃસહ નિન્દવાયોગ્ય નાટક ભજવવા કરતાં કષ્ટસહિષ્ણુ થઇ શાન્તિથી તેના આત્માના શ્રેયને અર્થે પરમાત્મ–સ્મરણ અને જે મળે તે પુણ્યદાન કરવું તે પરમ ઇષ્ટ છે. હિન્દુ સમાજમાં આ પ્રથાને માન અપાય એ ઇચ્છવાયોગ્ય છે.

અમરત્વ પ્રાપ્ત કરી શકાય એવા મહામોંઘા ભક્તિસુધારસના પ્રવાહમાં જેણે પ્રાણ ભરીને સ્નાન કર્યું છે, સ્નાન કરી જેઓ મન–વાણી અને કર્મથી પવિત્ર થયા છે, તેઓજ તેની મીઠી મજા માણી શક્યા છે. તેના રહસ્ય અને તે આનંદની ખબર તેથી રહિત અજ્ઞાની–અહંકારી પામર જીવોને ન હોય એ સર્વથા સ્વાભાવિક છે. સ્વામીજીએ ભક્તિનો મહિમા સમજાવી ભજન બંધ રાખવાની ઇચ્છાથી આસ્તેથી ગાવાને સૂચવ્યું, પણ ત્યાં તો જોતજોતામાં ભક્તિની છોળો ઉછળી રહી ! એ સંકીર્તનના આવેશમાં ગુરૂના સામયિક સદુ-પદેશથી ગોસાંઇનો આત્મા કોઇ કાળે નહિં અનુભવેલા એવા અદ્વૈત રસમાં ડૂબી ગયો. સંસારમાં માયા અને મોહ એ નકામાં–સ્વપ્નવત છે તેની આજે તેમના હૃદયમાં પાકી ખાત્રી થઇ, અને તેથીજ આ હૃદયવિદારક દૃશ્ય–એકાએક આવી પડેલી આફત અર્થાત્ ઇન્દુ જેવી સંસારશોભના ગુમાવી બેસવા છતાં ગોસાંઇના આત્માને વધારે ઉંડી અસર થઈ નહિ. પત્ની મરી જતાં બીજીજ પળે નૂતન પત્નીનાં સ્વપ્ન સેવતા અને સાથે સાથે મરનાર પ્રિયતમાની પાછળ

પોક મૂકીને રડતા આજના પ્રેમિક જનો કરે છે તેમાંનું તો તેણે કંઇજ ન કર્યું ! પરન્તુ મહાપ્રલય થવાની અંતિમ પળે પણ અપૂર્વ ધૈર્ય ધારણ કરી હૃદયની અધિદેવીને એ ધર્મવીરે કહ્યું હતું કે: "જાઓ સતી ! ગોલોક ધામમાં વિરાજો ! મહાગુરૂના કૃપાપ્રસાદથી તમારા દિવ્યાત્માને અખંડ શાન્તિ–અમરપદ પ્રાપ્ત થશે !"

શિષ્યના એ ઉદ્દગારથી ગુરૂના હૃદયમાં તેને માટે અપૂર્વ વાત્સલ્યભાવ જાગૃત થયો. એ સાંભળીને સ્વામીજીએ કહ્યું: "ગોસાંઇ ! તમારૂજ બ્રહ્મજ્ઞાન સાર્થક છે. જે શોક–મોહ વગર સંસારની માયાના અભેદ બંધનને તોડી શક્યો છે, આવા દુર્ઘટ પ્રસંગે જે લેશ પણ વિચલિત થયો નથી, અને જે આનંદપૂર્વક પોતાની સ્નેહમયી પ્રાણવલ્લભાને વિદાયગિરી આપી શકે છે તેણેજ લીધેલી શિક્ષા–દીક્ષાની આ સંસારમાં બલિહારી છે ! તેવા યથાર્થ બ્રહ્મજ્ઞાનીને ધન્ય છે ! ભક્તિ મહાત્મ્ય કલ્પનાતિત છે. આદર્શ ગૃહસ્થ બ્રહ્મજ્ઞાનીના સાધનબળ દ્વારા તેની ભાગ્યવતી પત્નીને અક્ષય શાન્તિનો અદ્વિતીય લહાવ અવશ્ય મળવાનો ! ધન્ય ! ગોસાંઇ ! ધન્ય તમારી દીક્ષા !"

ગોસાંઇ: "એ સઘળો પ્રતાપ ગુરૂકૃપાનો છે. આપ મહાપુરૂષના શ્રીચરણના સ્પર્શથીજ મૃતવત રોગિણીના શરીરમાં નવજીવન આવ્યું હતું. આપનાં દર્શન માત્રથીજ તેનાં સઘળાં દુષ્કર્મનો ક્ષય થવાથી, તેના અમર આત્માએ દિવ્યજીવન ધારણ કરી વિનાશ્રમે દિવ્યધામ પ્રતિ પ્રયાણ કર્યું છે."

ઇન્દુના મૃત દેહની પાસે બેઠી બેઠી મંગળા મહાવલોપાત કરતી હતી. ગોસાંઇના ઉપર્યુક્ત વચન સાંભળી તેણે કહ્યું: "ગોસાંઇજી ! દેં હ્રી ઘડીએ તો સઘળું દુઃખ કોણ જાણે કયાં ચાલ્યું ગયું ? અરે ! તેના મોં સામે જોઇને કોણ કહે કે: તે મરશે–જાણે બધો રોગજ જતો રહ્યો ! હજી પણ જાણે ભગવદ્દચિન્તનમાં ન હોય એમ જણાય છે ! સાવિત્રીની પેઠે સત્યવ્રતપાલનમાં મંત્રમુગ્ધ સતી–મહિલા મહાપદ મેળવે તેમાં શી નવાઈ ? પતિના પહેલાં મૃત્યુ આવે તો સતીનું પૂર્ણ ભાગ્ય સમજવું. એ મૃત્યુમાં તો પરમ સુખ–શાન્તિ–તૃપ્તિ છે !"

સ્વામીજી: "બેટા ! જેઓ સંસારની માયામાં સપડાયેલાં છે તેમનેજ માત્ર મરણથી ભય પામવાનું છે, પરન્તુ જેઓ ભગવાનની કૃપાથી અનાયાસે એ મહાપાશથી મુક્ત થઈ શકે છે, અને શ્રીમધુસૂદનના ચિન્તનમાં સર્વ કાલ રત રહી પ્રસન્ન મને ભગવાનને આત્મસમર્પણ કરી શકે છે, તેમને માટે મૃત્યુ એ કેવળ પંચભૂતાત્મક નશ્વર દેહનું માત્ર રૂપાંતરજ છે. જૂનો દેહ અર્થાત્ જૂનો પોષાક ઉતારી નવો પોષાક પહેરવો એટલુંજ ! નિરંતર ગીતાનો પાઠ કરનારા વૈષ્ણવો वासांसि जीर्णानि यथाविहाय કહે છે ખરા, પરન્તુ મરણનું નામ

સાંભળીને ફફડી ઉઠે છે ! એ સમયે તમામ જ્ઞાનબુદ્ધિ બહેર મારી જાય છે ! સત્ય જ્ઞાનનો અભાવ અર્થાત્ અજ્ઞાનતા એજ ભય છે. નિર્માણ થયેલી વસ્તુનો શોક શો ? તેથીજ ભક્ત કવિ કબીરજી એક સ્થળે કહે છે કેઃ—

જે મરવાથી જગ ડરે, મારે મન આનંદ;
મરવાનું છે એ મળે, તો પૂરણ પરમાનંદ.

આ ભયંકર વજ્રાઘાતથી બિન્દુનું હૃદય કંપી ઉઠયું. ખોળામાંની બચુ ગભરાશે—હીજરાશે એ ભયને લીધે, સમજીને બિન્દુએ રોવું રોકી રાખ્યું. તેમ છતાં એ ઉગતી બાલિકાથી એ અસહ્ય મર્મવેદના વધારે સમય દબાવી શકાઈ નહિ, હાથમાંનું બાળક મંગળાએ લઇ લીધું, અને બેભાન થઇ ભગિનીશોક–વિયોગદુઃખના ભારથી દબાયેલી તે એકદમ ભોંયપર ઢળી પડી. એ દૃષ્ય જોઇ આસપાસનાં પણ આંસુ સારવા લાગ્યાં. અને એક બીજાને કહેવા લાગ્યાં: "ગમે તેમ પણ બા માની જણી બહેનને ?" થોડીક વારે બિન્દુ ઉઠીને બેઠી થઇ, જીવન–પ્રાણ સ્વરૂપ બચુને તેણે તરતજ પુનઃ પોતાના ખોળામાં લીધી. બે અઢી વર્ષની સુકુમાર, માતાના સ્તન્યપાનથી બેનસીબ નીવડેલી બચુ જાણે સમજી હોય તેમ ગભરાયેલી આમતેમ ફાંફાં મારી જનેતાના મૃત દેહ સામે જુએ છે ! કાળજાને શારી નાખે એવા એવા કરૂણાપૂર્ણ પ્રસંગો આ સંસારમાં ઘણાય અનુભવે છે.

ક્રમે એ કાળરાત્રિ સુગભીર થઇ દિક્મંડળ નિરવ અને નિસ્તબ્ધ થઇ રહ્યું. અર્ધજાગૃત જગત્ પણ માનો કેઃ નિદ્રાદેવીના ચિર પાશમાં મીઠી મોજ માણવા લાગ્યું. ગગનમંડળમાં ભગવાન શીતરશ્મિ અને આછા આછા તારલાઓ પૃથિવી ઉપર હૃદયાહ્લાદક પ્રકાશ પાડી રહ્યા હતા. રાત્રિના લગભગ ત્રણેક વાગ્યાનો સમય થયો હશે. સગાં સંબંધી, દયા–માયાવાળા મનુષ્યોની ધીમે ધીમે ઠઠ જામી ગઈ. ઇન્દુની અન્ત્યેષ્ટિ ક્રિયામાં ભાગ લેવા આખુ કારંજા ઉલટયું. હરિનામસ્મરણ કરતાં ઇન્દુના શબને નદી કિનારે લઇ ગયા. સ્વામીજીની ઇચ્છાનુસાર દહન કાર્યને અંગે જોઇતી ચંદનકાષ્ટ અને ઘૃત આદિ સામગ્રીની વ્યવસ્થા કરવામાં આવી. યથાસમયે પવિત્ર સલિલા પાપ–તાપ વિનાશિની નિર્મળા ગોદાવરીના તટપર સતીના શબને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. ઘૃતની આહુતિ અને પવનના સુસવાટાથી અગ્નિએ વિકટ રૂપ ધારણ કર્યું. ચિતાની પ્રચંડ જ્વાળાઓ વચ્ચે જોતજોતામાં સુવર્ણ જેવી કાન્તિયુક્ત અપૂર્વ રૂપસુન્દર દેહની ભસ્મ થઇ ગઇ ! ગોસાંઇના હૃદયમંડપની શોભા પ્રીતિની સાક્ષાત મૂર્તિ સ્વરૂપ ઇન્દુના શબની રક્ષા ગોદાવરીના :પવિત્ર જળપ્રવાહમાં વહી ગઈ ! સર્વ સંસ્કાર સમાપ્ત થયા બાદ એ સ્મશાનક્ષેત્રમાં કેટલાક

સમય સુધી હરિકીર્તન થયું. બાદ સર્વ સ્નાન કરી ઘર તરફ પાછા વળ્યા. આજથી નિર્મળા–બચુ બિચારી મા વગરની થઇ ! બિન્દુને હૃદયમાં બાળે એવી એની બેલ તૂટી ગઈ ! ગોસાંઇનો સુખી ગૃહસ્થાશ્રમ ધૂળમાં મળ્યો ! તેમની સઘળી આશા અને ઉમંગનો અંત આવ્યો ! રહી કેવળ પૂર્વસાધનાની સ્મૃતિ ! રહી માત્ર પરમહંસદેવની આદેશવાણી !

## સપ્તમ કલ્પ.

## સ્વામીજીની વિદાય.

અનંત ચતુર્દશીની કાળરાત્રિએ ઇન્દુને કાળના ગર્ભમાં કોણ જાણે ક્યાંય છુપાવી દીધી ! જડચેતનમાં નવજીવન પ્રેરતા તરૂણ અરૂણના પ્રીતિકર પ્રાતઃકાલિન્ પ્રકાશથી દશે દિશાઓ પ્રકાશિત થઈ રહી. પક્ષીગણના કર્ણપ્રિય કલરવથી વનપ્રદેશ ગાજી રહ્યો. ઘેરઘેરથી નીકળતા સાંસારિક કોલાહલ–મોહમમતાના મંત્રપાઠ જ્યાં ત્યાંથી સંભળાવા લાગ્યા. પથારીમાંથી ઉઠયા પહેલાં "મા મને ખાઉં આપ" કહી જીદ કરતાં રડતાં બાલક–બાલિકાઓના રડવાના અવાજ પણ આજ વધી પડયા જણાય છે ! નાનાં નાજુક પગલાં ભરતી "ઇન્દુ ! મને દુધ–પૂરી આપ" કહી ધારી ધારીને જ્યાં ત્યાં દૃષ્ટિ ફેંકતી–માતાને શોધતી માતૃહિના નિર્મળાએ તો આજ હદ વાળી ! ગાભરી બનેલી બાલિકા માતાની પથારીવાળી જગ્યાએ જઈ આશ્ચર્યવશ ભાવ પ્રકટ કરવા લાગી–બિન્દુના કાલાવાલાભર્યા, મમતાભર્યા શબ્દો ને ન ગણકારતાં જમીનપર આળોટવા લાગી. બચુની આ પ્રકારની બાલહઠ બિન્દુના કાળજાને વિંધી નાખવા લાગી. બિન્દુના હાથનો બાઉ તો તેને કામમાંજ ન આવે ! આખરે પડોશમાંની એક સાધ્વી વસંતે આવીને "આવો, મારી બહેન" કહી બાલિકાને છાતી સાથે દબાવી મહા મહેનતે તેને પોતાને ત્યાં લઇ ગઇ અને તેને હા ના કરી છાની રાખી.

ભાગ્યવતી જનની પથારીમાં પડે પડે અશક્ત હોવા છતાં જો નિર્મળા સહજ રડે તો પોતાના એક પડખે સુવાડીને પોતે છાની રાખતી, તેને માથે હાથ ફેરવી સંતાનસુખનો અપૂર્વ લહાવ લેતી, એવી એ ભાગ્યવતી માતાના દૈવી સ્નેહથી હમેશને માટે વિમુખ થયેલી નિર્દોષ નિર્મળાને "બા, બા" કરી રડતી જોઇ ગોસાંઇ મહા કષ્ટ પામવા લાગ્યા, પણ શું કરે ? બાલિકાને શી ખબર કેઃ કાલે

જે સ્નેહમયી જનની હતી તે આજ આ સંસારમાં નથી. જો સમજણુ હોય તો એવી ખોટી હઠ લે શા સારૂ ? હા, એ માત્ર એટલું તો સમજી શકી છે કેઃ પોતે જે સુખ હમેશ ભોગવતી તે સુખજ માત્ર ચાલ્યું ગયું છે. એક રમકડું બગલમાં ઘાલી ચારે બાજુ પ્રસન્ન ચિત્તે હેરાફેરા કરતી એ ચતુર બાલિકાની સામે આજ રમકડાંનો ઢગલો ખડકાયો છે; છતાં તેનું મન નથી માનતું !

પાછલા કલ્પમાં જણાવેલા પેલા પૂર્વપરિચિત વૃક્ષ અને તેની નીચેના શીલાખંડ સમીપ આજ પણ સ્વામીજી ગોસાંઇ સહિત કંઇક વિચારમગ્ન અવસ્થામાં બેઠા છે. બે દિવસ થયા સ્વામીજીએ બિલકુલ આહાર નથી કર્યો. આજ અનંતચતુર્દશીનાં પારણાં છે. સ્વામીજીએ પાણી સરખું મોંએ અડકાડ્યું નથી, તેથી ગોસાંઇને ઘણોજ ખેદ થાય છે. બિન્દુની માનસિક અવસ્થા જાણવાથી તેને કંઈ કહેવું કરવું તે ગોસાંઇને ઠીક ન લાગ્યું. કોઇ પણ ઉપાય ન હોવાથી આખરે તેમણે પોતાની ઇચ્છા મંગળાને જણાવી. મંગળા તેમની સાખ પડોસણ, અને સાથે એકજ ન્યાતની ધર્મની બ્હેન જેવી હતી. ઉછરતી અવસ્થામાંજ તેને વૈધવ્ય પ્રાપ્ત થયું હતું. ઇન્દુ અને મંગળા વચ્ચે સારો સ્નેહભાવ હતો. સગી બ્હેનોની માફક નિષ્કપટ હૃદયની તેમજ એકબીજાના સુખ-દુખમાં સમાન ભાગ લેનારી હતી. કોઇજીના મૃત્યુ પછી સંસારવ્યવહારના પ્રત્યેક કાર્યમાં ઇન્દુ દરેક કામકાજ મંગળાની સલાહ લઇનેજ કરતી. ગોસાંઇના ઘરમાં શું છે અને શું નથી વગેરે મંગળાથી લેશ અજાણ્યું નથી, અને તેથીજ મંગળાએ બિન્દુને સહજ પણ ખબર પડ્યા વગર ગોસાંઇ અને બિન્દુ માટે આહારની વ્યવસ્થા કરી. અનિચ્છા છતાં ગોસાંઇ તેમજ મંગળાના અત્યાગ્રહથી સ્વામીજીએ સહજ જળપાન કર્યું. સ્વામીજીનો આદેશ અને મંગળાની મરજી સાચવવાની ખાતર અરૂચિ છતાં ગોસાંઇએ માત્ર બે ગ્રાસ અન્ન લીધું. બિન્દુએ પણ બોલ્યા ચાલ્યા વગર જે ભાવે તે બે મોં ભરી લીધાં. આહાર કર્યા બાદ કેટલાક સમય સુધી સ્વામીજી અને ગોસાંઇની વચ્ચે અમુક બાબતની વાતચિત થઇ, જેમાંથી આ સ્થળે રજૂ કરવા જેવી બાબત વાચકને વિદિત કરવાનો અમે અમારો ધર્મ સમજીએ છીએ.

સ્વામીજીઃ " મંગળા કોણુ ? "

ગોસાંઇઃ " આચાર્ય અંબાશંકર શિવરામની એકની એક પુત્રી નસીબ યોગે બિચારીને નાનપણથીજ વૈધવ્ય પ્રાપ્ત થયું છે. ચિરદુખિની છે. મંગળા જેવી સરલા તેવીજ બુદ્ધિમતિ છે. પ્રત્યેક કાર્યમાં પ્રવીણ છે. ભગવાન ઉપરની તેની શ્રદ્ધા-ભક્તિ તો ખરેખર પ્રશંસનીય છે. "

સ્વામીજીઃ " મંગળાની પ્રશાન્ત મૂર્તિ જોતાની સાથેજ હૃદયમાં એવો ભાવ જાગૃત થાય છે કેઃ ગમે તેમ પણ એ ચિરદુખિની હોવા છતાં સર્વમંગલ ભગવાનની સેવા-ભક્તિની તે સંપૂર્ણ અધિકારિણી થશે ! "

ગોસાંઇઃ " એ સમયની તો મંગળા ક્યારની રાહ જુવે છે ! "

સ્વામીજીઃ " અને બિન્દુ ? "

ગોસાંઇઃ "શાન્તિપુરનિવાસી શિવપ્રસાદની એ નાની કન્યા છે, નિર્મળાની માશી થાય. માંદીની માવજત અને બાલિકાને ઉછેરવા માટે બીજુ અંગતનું કોઇ ન હોવાથી મરનારની મરજીથીજ તેને શાન્તિપુરથી બોલાવી હતી. બિચારી ઘણીજ ગરીબ સ્વભાવની સમજુ છોકરી છે. "

સ્વામીઃ " તેને ક્યાં પરણાવી છે ? તેના સ્વામીનું નામ ? તેના ઘરમાં પતિ-પત્ની વગર અન્ય કોઇ છે કે ? "

જવાબમાં ગોસાંઇએ સંક્ષેપમાં ગુણવાન-રૂપવાન હોવા છતાં મંદભાગિની બિન્દુ સબંધી સર્વ હકિકત સ્વામીજીને નિવેદન કરી. તે સાંભળીને સ્વામીજીએ કહ્યુંઃ " તો તમારૂં પ્રથમ કર્તવ્ય એ છે કેઃ તેવા પતિને શોધી કાઢી તેને તેના હાથમાં સોંપવી. ગોસાંઇ ! પતિ-પત્નીનો મેળાપ કરાવી આપવામાં મહા પુણ્ય છે ! એક તો બિન્દુ કાચી ઉમ્મરની અને તેમાં પણ અસહાય હોવાથી તેના સ્વામીને સોંપ્યા વગર તમે તેને ગમે તે સ્થળે રાખી નિશ્ચિન્ત રહી શકશો નહિ. "

ગોસાંઇઃ " અનેક પ્રકારે શોધ કરવા છતાં તેના પતિનો બિલકુલ પત્તો લાગતો નથી. "

સ્વામીજીઃ " કદાપિ એમ બને કેઃ અશિક્ષિત યુવક હોવાથી ઉચ્છૃંખલ બની જઇને ધનની લાલચે પીંઢારાઓના દળમાં શામિલ થઇ ગયો હોય તો ? વર્ત્તમાન સમયમાં પૈસા પ્રાપ્ત કરવાનો એ સરળ માર્ગ છે. દુર્બુધ યુવાનિયાઓને એ માર્ગ ઠીક લાગ્યો છે. લૂંટારાઓના દળમાં તેમને ઠીકઠીક માન મળે છે. નથી સમજી શકાતું કેઃ શાથી ચારે દિશામાં પીંઢારાઓની પ્રબળ સત્તા જામી રહી છે ? પીંઢારાઓનો દૌરદમામ દિનપ્રતિદિન વધારે ને વધારે જોસમાં પ્રસરતો જાય છે ! "

ગોસાંઇઃ " જો એમજ હોય તો તે પુનઃ ઘેર આવે એવી આશા રાખવી એ ફોકટ છે. તેના પતિની શોધ કરી બિન્દુ તેના હાથમાં સોંપાય તો મારા માથા પરનો ઘણોજ બોજો ઓછો થાય. એ વગર મારા ભાવિ જીવનનો માર્ગ સુલભ થાય એમ મને નથી જણાતું."

એટલામાં મંગળાએ નિર્મળાને લાવીને ગુરૂદેવના ચરણમાં સુવાડી. સ્વામીજીએ તેને સ્નેહપૂર્વક પોતાના ખોળામાં લીધી અને આપાદમસ્તકપર્યંત જોવા લાગ્યા. તેના અંગ પ્રત્યંગનું બારિકાઈથી નિરીક્ષણ કરીને સ્વામીજીએ કહ્યું: "બાલિકા છે, તો સંપૂર્ણ સુલક્ષણી, પણ તેની બાલ્યાવસ્થામાં કોઇ દુર્ઘટ પ્રસંગ આવીને ઉપસ્થિત થાય એવો ભય રહે છે. ઠીક, તેને કેટલાં વર્ષ થયાં વારૂ ?"

ગોસાંઇ: "તેને હજી પૂરાં ત્રણ વર્ષ પણ નથી થયાં, અને પૂર્ણ થશે કે કેમ તે પણ પરમાત્મા જાણે !"

સ્વામીજી: "તેનું આયૂષ્યબળ તો ઉત્તમ છે, પરંતુ બરાબર પંદર વર્ષ થયા વગર તેનું લગ્ન ન કરશો. અને પતિ શોધવામાં કુળમર્યાદા વગેરે જોઇ તમારે તેનું લગ્ન કરવું એ શ્રેયસ્કર છે. એટલું કહીને સ્વામીજીએ એક કવચ કાઢી તેને એક સુંદર રેશમી દોરાવડે બાંધી તેના ડાબા હાથે બાંધી દીધું અને કહ્યું: "આ ઇષ્ટ કવચ તેના હાથેથી કદાપિ છોડતા નહિ. કદાચિત્ હાથેથી એની મેળે છુટી જાય તો પુનઃ સંભાળીને કાળજીપૂર્વક બાંધી દેજો !"

ત્યાર્ બાદ સ્વામી ઉઠીને ઉભા થયા. આર્ત સ્વરે ગોસાંઇએ કહ્યું: "પ્રભો ! હવે પુનઃ સાક્ષાત્કાર ક્યાં થશે ?"

સ્વામીજી: "પરમાત્માની ઇચ્છા હશે તો કલ્યાણગ્રામમાં કલ્યાણ મંદિરમાં મેળાપ થશે. પીંઢારાઓના ત્રાસથી હિન્દુસ્થાનને મુક્ત કરવા માટે નાગપુરથી અંગ્રેજ ફોજ જે હિન્દુસ્થાનમાં રાજ્ય સ્થાપન કરવા આવેલી છે તે પણ સત્વર ત્યાં આવી પહોંચશે. યોગી—સન્યાસીના યોગ—સાધનનો માર્ગ નિષ્કંટક કરવા માટે પરિવ્રાજક સંપ્રદાયે અંગ્રેજને સહાય કરવી એ તેમનું કર્તવ્ય છે. એ ઠેકાણે તમારા જેવા ધર્મવીરના બાહુબળની ખાસ જરૂર પડશે. તમારી સહાય વગર આ પવિત્ર ભૂમિમાં તેમનો પગ જામે એ કોઇ કાળે ન માનશો ! તેમને રાખવા કે કાઢવા તે ભારતભૂષણ પરિવ્રાજકાચાર્યો અર્થાત્ સમસ્ત સાધુસમાજના હાથમાં છે. હમેશાં મોટાંના મોટાં કાર્યસાધનમાં નાનાંની નાની સહાય પણ ઘણીજ કીમતી થઇ પડે છે."

પ્ર.: "કલ્યાણગ્રામમાં કેટલા પરિવ્રાજક છે ?"

ઉ.: "અનેક. કલ્યાણીના જેટલા સેવક છે તે સઘળા કેવળ અસંસારી પરિવ્રાજક—બ્રહ્મચારી છે. કલ્યાણસંપ્રદાયના નામથી તેઓ ઓળખાય છે."

એ સાંભળીને મંગળાના મનમાં એક પ્રકારના અપૂર્વ ભાવનો ઉદય થયો. તે પોતે આશાનું સ્વપ્ન અનુભવવા લાગી. મંગળાએ ઉત્સાહપૂર્વક પોતાની જીજ્ઞાસા પ્રકટ કરી: "કલ્યાણ સંપ્રદાયમાં સ્ત્રી વર્ગ છે કે ?"

ઉ: "જગજ્જનની મહામાયાની સેવાનો મુખ્ય ભાર યોગિનીઓ ઉપરજ છે. તેઓ સર્વ 'કલ્યાણુની પરિચારિકા' એ નામથી ઓળખાય છે."

મંગળા: "પ્રભો! તો, તો મારા ઉપર કૃપા કરો! મને તે મહા મંગલસ્થાનમાં લઇ જાઓ! હું જનમની દુખી છું. મારા જેવી નિરાશ્રયા દુખિનીને કલ્યાણુસંપ્રદાયનો આશ્રય અપાવો! માતાજીની સેવા-ભક્તિની અધિકારિણી થવાથી મને પરમ સંતોષ લાભ થશે-હું પૂર્ણ સુખી થઇશ!"

સ્વામીજી: "તે સ્થાને કોઇને સાથે લઈ જવાનો અમને લેશ પણ અધિકાર નથી. કલ્યાણીની કૃપા થાય-તેની ઇચ્છા હોય તો પ્રકૃતભક્ત માત્ર મંત્રમુગ્ધની પેઠે ત્યાં આવીને ઉપસ્થિત થાય છે. બેટા! સાધનાનો પથ મહા વિકટ છે. પૂર્વના એક બીજાના ગમે તેટલા શત્રુ પ્રતિસ્પર્ધી હોવા છતાં ત્યાં આવતાં એ સઘળાં ઇર્ષ્યા, દ્વેષ પલાયન કરી જાય છે. પ્રકૃત ભક્તને વળી શત્રુ કેવો? સંસારની નર્કમાં ઘસડી જનારી સઘળી આસક્તિને દૂર ફેંકી દઈ જેઓ સાધનાના બળ વડે આગળ વધે છે, તેમને માટે પછી અધઃપતનનો અવકાશજ નથી રહેતો. જેના અંતરમાં શત્રુ-મિત્રનો ભેદ છે તેઓ સાધન માટે બિલકુલ અનધિકારી છે!"

ગોસાંઇ પણ પુનઃ સન્યાસ ગ્રહણ કરી ગુરૂની પાછળ જવાને ખડે પગે તત્પર હતા, છતાં અત્યારે અનુગમન કરવાની ગુરૂએ ના કહેવાથી તેઓ અટકી પડયા. "ગૌરાંગ પ્રભુનો ગૃહત્યાગ" જોવાને માટે ગોસાંઇનાં સ્વજનપરજન આદિ અનેક માણસોની ઠઠ જામી ગઇ. ધીમે ધીમે મનુષ્યોની અથાક મેદની ભરાઇ. જવાને તત્પર થયેલા સ્વામીજીએ સર્વને સામયિક બોધ આપતાં આપતાં ઉપસ્થિત જનમંડળીને હાથના ઇશારા વડે કહ્યું: "એક વખત સૌ ગાઇ લ્યો જોઇએ:-

પ્રભુ ભજન કરે છૂટે ભવ-બંધન,
મહાપરમાનંદે નાચે રે મન! ઇત્યાદિ.

પ્રસ્તુત સ્થળે હરિકીર્તનની ધૂન મચી રહી. એ હરિકીર્તનના પરમ આનંદસ્રોતમાં તણાતાં કીર્તનશિરોમણી સ્વામીજી ગૌરાંગ પ્રભુની માફક કારંજાનો ત્યાગ કરી, સર્વ ભક્ત મંડળીને આશીર્વાદ આપી ત્યાંથી ચાલતા થયા. ગોસાંઇ સાથે કેટલાક ભાવિકજનો પણ કીર્તન કરતા કરતા ગોદાવરીના તટ પર્યંત સ્વામીજીને વળાવવા ગયા. સ્વામીજી પણ ભગવદ્ ધ્યાનમાં મગ્ન અવસ્થાએ સર્વને પાછા વાળી પોતે ગોદાવરીને તીરે તીરે પાર્વત્ય પ્રદેશ તરફ ચાલતા થયા. ધીમે ધીમે સ્વામીજી જ્યારે દૃષ્ટિમર્યાદા બહાર નીકળી ગયા ત્યારે નૈરાશ્ય હૃદયે અન્ય ભક્તમંડળી સાથે ગોસાંઇ ઘર તરફ પાછા વળ્યા.

---

## અષ્ટમ કલ્પ.

### ભરતપુરનું પતન,

વા

### સાધુ જનોની સહાય.

દૈવયોગે દિવસે દિવસે ભારતવર્ષમાં અંગ્રેજી રાજ્ય વિસ્તાર પામવા લાગ્યું. પાશ્ચાત્ય રીતિ અનુસાર રાજ્ય કાર્યભાર ચાલવાથી પ્રત્યેક પ્રજા સુખ સ્વચ્છંદમાં કાળ નિર્ગમન કરવા લાગી. નાનાં નાનાં રાજ્યોની સહાનુભૂતિને લીધે તેમજ પ્રજાને કેવી ચાલાકીથી આધીન-રંજન કરવી એ અપૂર્વ કૌશલથી પ્રત્યક્ષ રીતે તો તે સમયે જોત-જોતામાં ભારતનું ભાગ્યચક્ર ફરી ગયું. સુશિક્ષિત અને સુસભ્ય અંગ્રેજી રાજ્યમાં ધાડપાડુ લૂંટારાઓનુ બળ કંઇક કમી થવા લાગ્યું. પ્રજા-રંજક અંગ્રેજી રાજ્યની આધીન પ્રજા પણ સંપૂર્ણ શાન્ત-શિષ્ઠ રાજ્ય ભક્ત હતી. લોકોને એમ લાગ્યું કે: અંગ્રેજી રાજ્યના પ્રતાપે ભારતની સુખ-સમૃદ્ધિ ધીમે ધીમે વધતી જાય છે.

પ્રદિપ્ત બળવિક્રમ દ્વારા બ્રહ્મયુધ્ધમાં વિજય પ્રાપ્ત કરીને જે સમયે બ્રિટિશ રાજ્યની રાજ્યભક્ત પ્રજા પ્રજ્વલિત થઇ ઉઠી હતી, અંગ્રેજ પ્રજાનું વીર્ય-ગૌરવ અને યશ સૌગંધ જ્યાં ત્યાં અબાધિત રીતે પ્રસરી રહી હતી, એજ સમયે ભારતના નિર્મળ શારદ આકાશમાં એક ભયં-કર શ્યામવાદળ-કાળમેઘ જોવામાં આવ્યો! એ કાળમેઘની દૃષ્ટિ પડવાથી ભારતેશ્વરનું સિંહાસન હાલન્ ડોલન્ થવા લાગ્યું. સાધારણ રીતે રાજ્ય વિપ્લવનો એ દુર્ઘટ પ્રસંગ હતો, એમ પણ કહેવાય છે. એકાએક ભીષણ ક્રોધાનલ પ્રકટી ઉઠયો. સમસ્ત ભારતવર્ષમાંથી પ્રતિધ્વનિ થઇ રહ્યો કે: "ભરતપુરનો દુર્ગ અજેય છે, મહાવીર જાટ-રાજની વીર કીર્તિને ભારતવર્ષમાં હજી લેશ ડાઘ લાગ્યો નથી." એ વીરહાકે-એજ વીરગર્જનાએ ભારતેશ્વરના હૃદયમાં વજ્રની માફક અસર કરી. બ્રહ્મદેશ પર વિજય પ્રાપ્ત કરવા કરતાં આ કલંક તેઓને અસહ્ય થઇ પડયું. બ્રહ્મયુદ્ધની ધૂમરાશિ હજી દેખાતો બંધ નહોતો થયો તેટલામાં ભરતપુરનો અજેય દુર્ગ જમીનદોસ્ત કરવાનો આદેશ કરવામાં આવ્યો. થોડા સમય અગાઉના યુદ્ધથી હજી મન ભરીને વિશ્રાન્તિ તો લીધી નહોતી તેટલામાં યોદ્ધાઓને અયેશ-આરામને અળગાં કરી બિચારાઓને કયાંથી પુનઃ યુદ્ધ ઘોષણાને વધાવી લેવી પડી. મેઘગર્જનાની માફક વીર ધર્મનો ઉપ-દેશ કરતાં રણવાદ્ય ખુબ જોસમાં વાગવા લાગ્યાં. જયલાલસામાં ઉન્મત્ત બનેલું અનંત બ્રિટિશ સૈન્ય અતિ ઉલટભેર ભરતપુર તરફ

કુચકદમ ભરવા લાગ્યું. આ યુદ્ધમાં સકળ સૈન્યનો પ્રાધાન્ય સેનાપતિ લૉર્ડ કંબરમેયર પૂર દમામમાં મૂછપર તાવ નાંખતો સબળદળ વડે આગળને આગળ ધપતો હતો. યુદ્ધ સમાચાર સાંભળતાં ભરતપુરની રાજ્યભક્ત પ્રજા અને વીર સેનાએ બ્રિટિશ સૈન્યનો પ્રતિકાર કરવાને માટે સર્વ પ્રકારની ઉચિત તૈયારી કરી. સમરભૂમિમાં બ્રિટિશ સૈન્યનો સત્કાર કરવાને સકળ પ્રજા તલપાપડ થઈ રહી. યથા સમયે ભરતપુરમાં ભીષણ સમરાગ્નિ પ્રજ્વલિત થઈ ઉઠયો. ભરતપુરવાસીજનો પ્રાણની માયા કોરાણે મૂકીને લડયા. એ યુદ્ધમાં ભરતપુરના ગૌરવરવિનો અસ્ત થયો. ઈ. સ. ૧૮૨૬ માં ભરતપુરનો કિલ્લો અંગ્રેજોના હાથમાં આવ્યો. ભરતપુરેશ્વરના વિશાળકાય અજેય દુર્ગને અજેય રાખવાની પ્રબળ ઈચ્છાથી શૂરા સૈનિકોએ અથાક પ્રયત્ન કર્યો—એ ભારતીય વીરોના ઘા ભૂલ્યા ભૂલાય તેવા નથી, છતાં અંગ્રેજ સૈન્યની અગ્નિનો વરસાદ વરસાવતી તોપો આગળ એ કિલ્લો વધારે વખત ન ટકી શકયો. ભરતપુરના શૂરા સૈનિકોનું શૂરાતન ત્યાં કશાય કામમાં ન આવ્યું. પ્રબળ પ્રલયકારક વાવાઝોડાથી જેમ વિશાળ વટવૃક્ષ ધરાશાયી થઈ જાય તેમ સુદઢ પ્રાચીન દુર્ગની પ્રકાણ્ડ વજ્ર જેવી દીવાલો ચૂર્ણ વિચૂર્ણ થઈ ગઈ.

લૉર્ડ આમહર્સ્ટ પછી લૉર્ડ વિલિયમ બેન્ટિકના હાથમાં ભારતવર્ષનો રાજ્ય કારોબાર આવ્યો. તેના શાસન કાળમાં સારી રીતે રાજ્ય શાસન થવાનું તેમજ તેમની કીર્તિ ચિરસ્મરણીય રહેવાનું જે એક મુખ્ય કારણ છે તે એ કેઃ પ્રવીણ બેન્ટિકે દુષ્ટ દમનના યથાર્થ ઉદાહરણ રૂપ ખૂબીથી પ્રબળ પીંઢારાઓનું દમન કર્યું, કે જે આદર્શ કહાણી ઇતિહાસનાં પૃષ્ઠમાં જ્વલંત અક્ષરે છપાયેલી જોવામાં આવે છે. "પીંઢારાઓનો હોર દમામ" ઉતારવાનો તેમણે જે યત્ન કર્યો એજ આ નવલકથાનો મૂળ પાયો છે. એ વિકટ પ્રસંગનું મહાભારતજ આ નવલકથાનો આદર્શ હેતુ છે—એજ "શઠ—સાધન."

લૂંટારાઓનું નામ સાંભળતાં આજ પણ અનેક મનુષ્યોનાં કાળજાં થથરી ઉઠે છે. અરે! શરીરમાંથી લોહી સુદ્ધાં ઉડી જાય છે! પાર્વત્ય પ્રદેશમાં વસનારા અસભ્ય નરહત્યાકારી પીંઢારાઓજ એ સંપ્રદાયના નેતા હતા. નાગપુર અને મધ્યભારતનો પાર્વત્ય પ્રદેશજ એ ધાડપાડુઓની લીલાભૂમિ હતી. પીંઢારાઓની નાની નાની ટુકડીઓ છુટી છવાઇ દુર્ગમ—નિર્જન પાર્વત્ય પથમાં સંતાઇને રસ્તે જતા આવતા પથિકોને બહુજ હેરાન કરતી હતી. એટલે સુધી કેઃ સર્વસ્વાપહરણ કરવા છતાંય તેમને જીવતા જવા દેવાનું તેમને નહોતું રૂચતું! હીંદુ હો કે મુસલમાન, અંગ્રેજ હો કે બીજો કોઈ,

પણ જે હાથમાં આવ્યો તેમને મોંયે મરચાંના તોબરા બાંધીને એવો અસહ્ય માર મારતા કે: માણસ તોબાહ પોકારી જાય ! ટૂંક સમયમાં પીંઢારાઓની સંખ્યા એટલી બધી વધી પડી કે: એ રસ્તે જવું આવવું એ મુસાફરોને માટે ઘણુંજ વિકટ થઇ પડયું. ભોગ જોગે પણ કદાચ કોઈ એ રસ્તે જઇ ચડયું તો ભોગ સમજવા ! સમયે સમયે આ લોકો ખરે બપોરે ગામમાં ધાડો પાડતા. વ્યાપારી–દુકાનદારોની વ્યાપાર રોજગારની સ્થિતિ અત્યંત દયાજનક હતી. લૂંટારાઓના ત્રાસથી જેઓ પેટની લહાયે ગામ–ઘર છોડીને દેશ પરદેશ જવા નીકળતા તેઓ ઠેઠ સુધી સુખે જઇ શકતા નહિ. નસીબજોગે ચોતરફ ભટકતા પીંઢારાઓના પંજામાં આવ્યા તો પૂરી કમબખ્તિજ ! જેઓ જીવવાની આશાએ ઘરમાંથી બહાર નીકળતાં ધ્રુજતા તેઓ ભૂખના દુખથી આખર મરણને શરણ થતા હતા. ગામે ગામ જ્યાં જાઓ ત્યાં મહા ત્રાસ ! એકંદર રીતે જોવા જતાં દેશ અરાજકવત્ થઇ પડયો હતો. એ ભીષણ દૃષ્ય ભારતેશ્વરની આંખે અસહ્ય થઇ પડયું. નામદાર બેન્ટિક બહાદુર આથી કેમ સ્થિર રહી શકે ? આ સમયનો શી રીતે લાભ લેવાય અર્થાત્ આ સમયે પીંઢારાઓને કેવી રીતે મહાત કરવા તે મહત્વના પ્રશ્નમાં પોતે ગૂંથાયા.

પીંઢારાઓનો દૌરદમામ ઉતારવાના ઉદ્દેશથી સુશિક્ષિત કર્મકુશળ સૈનિકોનું એક સૈન્ય મેજર સ્લીમેનની સરદારી નીચે યોજવામાં આવ્યું. કેટલાક સમય સુધી તો મેજર સાહેબ મહાપરિશ્રમ વેઠતા છતાં દગાબાજ પીંઢારાઓ તેમની આંખમાં ધૂળ નાંખીને પોતાનું ધાર્યું કરી પલાયન કરી જતા. અમુક સ્થળે અંગ્રેજ સૈન્ય આપણી શોધમાં ફરે છે, એ વાત તેમને કાને આવતાં તેઓ અદૃષ્ય થઈ જતા. અંગ્રેજ ફોજ પણ કેટલીક વખત સ્હેજ ખાઇ જતી. એ બિભત્સ વ્યાપાર જોઇને લશ્કરી માણસો હતાશ-કેવળ કર્મશૂન્ય થઈ જતા. પીંઢારાઓનો ભેદભરમ તેઓ રજે પારખી શકતા નહોતા. ત્રાસી થાકી ગયેલા શૂરા બ્રિટિશ સૈનિકોને જોતાં મેજર સાહેબનો વીરગર્વ ઉતરી જતો ! એક વખત તો પોતે મોંમાં આંગળી ઘાલી ઉભા રહેતા. આખર તેઓને એમ ભાસ્યું કે: યોગી–સન્યાસીનાં ટોળાંજ–એજ મુખ્યત્વે ઉજળા ઠગ છે, એ લોકોજ માત્ર ધર્મને બહાને લોકોને થાપ ખવરાવવાને એવો વેશ ધારણ કરે છે, સૌથી પહેલાં તેમનેજ યથોચિત દંડ આપવો એ ઠીક છે. આ પ્રમાણે કરેલા સંકલ્પને બેન્ટિક બહાદુરે અમલમાં મૂકયો અને ઠેરઠેર જ્યાંથી હાથ આવે ત્યાંથી સાધુ–સન્યાસીઓને પકડવાનો હુકમ બહાર પાડયો. તિર્થક્ષેત્રમાં વસી ધર્મપ્રાણ સંસારત્યાગી, વિરાગી સાધુ–સન્યાસીઓને યોગ–સાધના કરવી દુષ્કર થઇ પડી. કાશીધામમાં ખુણે ખાંચેથી

સાધુ–સન્યાસીને પકડી ઘસડી જવા માંડયા. એકંદર રીતે જોતા જતાં આખું કાશીક્ષેત્ર સાધુ–સન્યાસીથી શૂન્ય થઇ રહ્યું. આ વ્યવસ્થાથી ધર્મપ્રાણુ હિન્દુઓને ઘણું લાગી આવ્યું. એ દૃષ્ય તેમની આંખે અસહ્ય થઇ પડયું. ધીમે ધીમે એ અનુચિત અત્યાચારની હકીકત બેન્ટિક બહાદુરને કાને પહોંચી. હિન્દુ સંતાનની ધર્મપરાયણતાની યશસૌરભ–ગૌરવકથા ભારતેશ્વરથી અજાણી નહોતી. તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો કેઃ "જે દેશ ધર્મપ્રાણુ છે, જે દેશની લલનાકુળકામિનિઓ સહજ પણ અટકયા વગર સુપ્રસન્ન ચિત્તે, પવિત્ર હૃદયે સંસારની સઘળી માયા–મમતાને અળગી કરી સ્વામીની પાછળ સળગતી ચિતામાં કુદી પડી આત્મવિસર્જન કરી "સતી" થઇ શકે છે, તે દેશનાં હિન્દુ સંતાન ધર્મના નામે જીવહિંસારૂપ મહાપાપ કોઇ કાળે કરી શકે નહિ, અને જ્યાં ધર્મભાવના પ્રબળ છે ત્યાં પથરા ફેંકવા એ સહિસલામત નથી! આથી બુદ્ધિ ચતુર બેન્ટિક બહાદુર તરફથી તરતજ એક આજ્ઞાપત્ર કાઢવામાં આવ્યું કેઃ "સંપૂર્ણ સંદેહ આવ્યા વગર, હરેક પ્રકારે ઘટતી ખાત્રી કર્યા વિના કોઇ પણ સાધુ–સન્યાસી ઉપર એ પ્રકારનો અનુચિત અત્યાચાર કદાપિ નજ કરવો, પરન્તુ તેમને તો નિર્ભયતા બતાવી તેમના ધાર્મિક કાર્યમાં સૌએ ઘટતી સહાય કરી તેમના પવિત્ર કાર્યોદ્ધારમાં અંતઃકરણપૂર્વક ભાગ લેવો!" ઉક્ત આદેશવાણી શ્રવણથી વ્યવસ્થાપક સજ્જનોની આંખ ઉઘડી ગઇ, અને મેજર સાહેબે સાધુપુરૂષોના સાધન કાર્યમાં સહાય કરવાને કબૂલ્યું! અલ્પ સમયના અનુચિત વ્યવહારને પરિણામે સાધુ-સન્યાસીઓને માટે સાધનક્ષેત્ર નિર્ભય–નિષ્કંટક થઈ રહ્યું.

સાધુહૃદયના–થોડા ઉપકારને મોટો ગણી લઈ પ્રત્યુપકાર કરવાના અભિલાષવાળા સાધુ–સંન્યાસીઓ આથી અતિ પ્રસન્ન થયા અને સાધુસંતનાં ટોળેટોળાં પીંઢારાઓના દમન કાર્યમાં અંગ્રેજને તનમનથી યથેષ્ટ સહાય કરવા બહાર પડયાં. ધર્મવીર મહાત્માઓની સહાય વગર જગતમાં કર્મવીર ક્યારે કશું કરી શકયા છે? વાચક! આપ પણ હવેજ વગર ચશ્મે જોઇ શકશો કેઃ "ધર્મવીરની સહાયથી કર્મવીર બ્રિટિશ સૈન્ય હવે શું કાર્ય કરે છે!"

લૂંટારાઓ બને ત્યાં સુધી વસ્તીમાં ન જતા. નિભૃત–નિર્ગમ–ગિરિકંદરા એજ કેવળ તેમનું ક્રિડાક્ષેત્ર હતું. પીંઢારાઓ કરાલવદના, નૃમુણ્ડમાલિની કાલિકાનેજ સર્વમંગલકારિણી–વરદાયી મહાદેવી સમજી તેની નિરંતર ષોડશોપચાર પૂજા કરતા. તેમના ટોળામાં આવીને ભળેલી અન્ય જાતિનાં મનુષ્યો પણ માતાની પૂજા કર્યા વગર કોઇ દિવસ કંઇ પણ કાર્ય કરતાં નહિ. કાલિકાની પૂજા કર્યા વગર

કોઇ પણ કામનો આરંભ કરવાથી તેમાં ફતેહ પમાયજ નહિ એવી તેમને પાકી ખાત્રી હતી. દેવીનાં એવાં કેટલાંક પ્રસન્નતાસૂચક સાંકેતિક લક્ષણ હતાં. તેમાંનાં અમુક અમુક લક્ષણો પૂજા સમયે દૃષ્ટિગોચર થતાં, તેથી પીંઢારાઓના અંતઃકરણમાં અત્યંત હર્ષ પેદા થતો. તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો કે: માતાની ઇચ્છા વિના તેમની દસ્યુ-વૃત્તિની ઉન્નતિ અને સિદ્ધિ કોઇ કાળે થાય નહિ. માત્ર માજીનું નિર્માલ્ય માથે ચડાવીને તેઓ ઉત્સાહિત ચિત્તે પોતાના કામધંધે કેડ બાંધીને મંડતા. જે વર્ષમાં અધિક ધનમાલ હાથ આવતો તે વર્ષમાં વાર્ષિકપૂજા ઘણીજ ધામધૂમથી થતી. એ ઉત્સવ પ્રસંગે માતાનો મંડપ મનુષ્યના વધરક્તથી રંગરોળ થઇ જતો. માતાની પૂજામાં નાળિયેરનું બલિદાન એતો હમેશનો સામાન્ય રિવાજ હતો. નૃમુણ્ડનું બલિદાન આપીને તેઓ ઘણા ખૂશ અને સંતુષ્ટ થતા. પીંઢારાઓ હાથમાં શસ્ત્ર લીધા વગર કોઈ દિવસ બહાર નીકળતા નહિ. પરશુ અર્થાત્ ફરશી એ તેમનું મુખ્ય શસ્ત્ર હતું. ફરશી એ કોવાડાની માફક તિક્ષ્ણધારવાળું શસ્ત્ર હતું. લોકત્રાસને લીધે પીંઢારાઓ પોતાનું રૂપ-વેષ બદલીને, બહુરૂપીની માફક આખું અંગ રંગી રંગાવીને એવું ભયંકર રૂપ ધારણ કરતા કે: ભાગ્યેજ તેમને કોઈ ઓળખી શકતું. ભલભલા હીરાપારખુને તેઓ ગુલાંટ ખવરાવીને તેની નજર સામેથી છટકી જતા, અને તેથીજ ખરૂં જોતાં પીંઢારા-ઓનો ખરેખરો પત્તો મેળવવાનું કાર્ય મુશ્કેલ થઇ પડતું. પીંઢારાઓ મહાચતુર અને હાજર જવાબી હતા. કોઈ વટેમાર્ગુ તેમની નજરે પડતાં તેમના ટોળામાંના કેટલાક તેની સાથે શામિલ થઇ જઈ તેની હામાં હા ભેળવી વાતોમાં ને વાતોમાં તેને ઉંધે રસ્તે લઇ જતા, અને પોતાના મુકરર કરેલા સ્થાન નજીક પહોંચતાં સર્વ પીંઢારાઓ એકઠા મળી પેલા અજ્ઞાન મુસાફરને ગળે કંઇક ફાંસા જેવું નાંખીને વા તેના મોંપર મરચાંનો તોબરો બાંધીને તેની પાસેથી સઘળી માલ-મિલકત છીનવી લઈ તેના પ્રાણ હરતા. એટલી ઉતાવળથી અને ચાલાકીથી તેઓ પોતાનું કાર્ય સાધ્ય કરતા કે: હતભાગ્ય પથિક આત્મરક્ષણને માટે કંઇક બળ અજમાવી શકે તે વાત તો બાજુએ રહી પરન્તુ તેનાથી પુરો શ્વાસ લઇ શકાય તેટલો સમય પણ તેને મળતો નહિ. નથીને કોઇ કદાપિ વાંકો થવા જતો તો ફરશીના એક પ્રબળ ઘાથી તેનું માથું ધડથી અલગ થઇ જતું. ત્યાર બાદ હાથ કરેલી માલમત્તા સર્વસ્વ લઇને પાછા છુટા-છવાયા ચાલ્યા જતા. તેઓ કોઇ દિવસ એકઠા મળીને લાંબા સમય પર્યંત એકજ સ્થાને રહેતા નહિ.

પીંઢારાઓની સાંપ્રદાયિક વ્યવસ્થા વિલક્ષણ પ્રકારની હતી. એ બધાનો એક મુખ્ય નાયક હતો. સંપ્રદાયના સઘળા માણસો મંત્ર-શિષ્ય પ્રમાણે સર્વદા તેની આજ્ઞાનું સારી રીતે પાલન કરતા. આખા વર્ષમાં પ્રાપ્ત કરેલા ધનનો અમુક ભાગ માતાજીની પૂજાના કાર્યમાં વપરાતો, તે ઉપરાંત જે બાકી રહેતું તે સર્વ અમુક ભાગે એકસંપથી વહેંચી લેતા. એકબીજાની શંકાનું સમાધાન કરવું, દરેક જણને યોગ્ય ન્યાય આપવો, સંપ્રદાયમાં સહજ પણ કોઇનું દિલ ઉચું ન થાય અને અંદર અંદર ફાટફુટ ન થાય તેને માટે નાયક સર્વદા ખૂબ સંભાળ રાખતો. પીંઢારાઓ મુખ્યત્વે એકબીજાને માજીનાં સંતાન સમજતા. માતાના સંતાનમાં ગણના થવા પહેલાં માતાજીનું નિર્માલ્ય ગ્રહણ કરીને દરેકને એવા સોગંદ લેવા પડતા કે: "પ્રારબ્ધ-વશાત ટોળામાંનો કોઇ પણ માણસ શત્રુના હાથમાં સપડાય તો તેણે પ્રાણાન્તેય બીજા કોઇનું નામ દેવું નહિ." આથીજ સૌ એકબીજાથી સંતુષ્ટ રહેતા. સૌ અરસપરસ તેથીજ પોતાના ઉદ્યોગમાં સફળ થતા. એકે કંઇ કર્યું તે બીજો પ્રેમપૂર્વક કબૂલ કરતો. અભેદભાવનો મંત્રપાઠ ભણીને તેઓ ભાઇ જેવા બની ગયા હતા, અને કેવળ તેમના એજ સંપ અને સ્નેહથી તેમનો પ્રબળ પ્રતાપ અખંડિત રીતે અટક્યા વગર દિવસે દિવસે ફેલાતો હતો, તેથીજ તેઓ નિર્ભય અને દુર્દમ્ય જણાતા હતા.

---

## નવમ કલ્પ.

### જ્ઞાન-વિનોદ.

ઇન્દુમણીના મૃત્યુ પછી નિર્મળાના લાલન પાલનનો સર્વ ભાર બિન્દુના માથા ઉપર પડયો. સાથે ગોસાંઇના આદેશથી બિન્દુની સંભાળ રાખવાનો ભાર મંગળાને માથે આવી પડયો હતો. બિન્દુ મંગળાને પોતાની મોટી બ્હેન તરીકે માન આપતી અને હમેશાં તેના કહ્યામાં રહેતી. મંગળા પણ બિન્દુની તરફ એક પોતાની માની જાયી નાની બહેનની તુલ્ય સ્નેહભાવથી જોતી. બિન્દુના ભાવી જીવનનો પૂર્ણ વિચાર કરી સંસારની પાપ વાસનાઓથી અલગ રહેવાને પોતાના ખરા અંતઃકરણથી મંગળા બિન્દુને સલાહ-શિક્ષા આપતી. મંગળાના સદુપદેશ તેમજ સદ્દશિક્ષાના પ્રતાપે બિન્દુના હૃદયમાં ભક્તિની જ્વલવંત જ્યોત પ્રકટી રહી હતી. પ્રખર યૌવના-વસ્થામાં યોગિની સમાન બિન્દુના હૃદયમાં ભક્તિ-ધર્મની આસક્તિ જાગ્રત થઇ હતી. એ આદર્શ ગુણવતી પવિત્ર રમણીરત્ન બિન્દુના

સ્વર્ગીય સ્નેહની શીતળ છાયામાં સ્વચ્છંદપણે વિહરતી નિર્મળા શુક્લ પક્ષના ચંદ્રની માફક દિવસે દિવસે મોટી થવા લાગી.

ઇન્દુના મૃત્યુ બાદ ગોસાંઇ પગવાળીને પુરા એકે વાર શાન્તિથી ઘડીવાર ઘરમાં બેઠા નથી. સમયે સમયે તેઓ ઘેર આવીને બાલિકાને જોઇ જતા. જેટલા દિવસ તેઓ કારંજામાં રહ્યા તેટલા દિવસ તેઓ ધર્મ પ્રાણ નર-નારીને એકત્ર કરી ભગવદ્ મહિમા સમજાવતા, કેવળ ધર્મચર્ચામાંજ તેઓ પોતાનો સર્વ કાળ નિર્ગમતા. કેટલીક વખત તેઓ યોગવાશિષ્ઠય, શ્રીમદ્ ભાગવત્ આદિ અદ્વિતીય ગ્રંથરત્નોમાં ભરેલા પવિત્ર જ્ઞાનનો ઉપદેશ કરતા. પોતાની ઇચ્છામાં આવે ત્યારે ગોસાંઇ નિર્માનવૃત્તિથી ગામમાં ઘેર ઘેર ફરીને હરિકીર્તન કરતા. હરિ નામ શ્રવણથી બિન્દુનું મન પ્રફુલ્લિત રહેતું. સંસાર-વ્યવહારના કાર્યમાં બિન્દુ તદ્દન બિન કામેલિયત હતી. ગોસાંઇના ગૃહકાર્યભાર ઉપર મંગળા બરાબર નજર રાખતી. સંસાર વ્યવહારમાં સંપૂર્ણ કુશળ છતાં મંગળાનો પ્રભુ ભક્તિ આદર્શરૂપ હતી. હરિકીર્તનથી મંગળાના હૃદયમાં પણ પૂર્ણ આનંદ અને અપૂર્વ ઉત્સાહ પેદા થતો.

દિવસ ઉપર દિવસ, પખવાડિયાં ઉપર પખવાડિયાં અને માસ ઉપર માસ જતા રહ્યા. ગોસાંઇએ ઘણીજ શોધખોળ કરી, અથાક પરિશ્રમ વેઠયો છતાં બિન્દુના પતિનો કંઇ પત્તો ના લાગ્યો. છેવટે એમ સાંભળવામાં આવ્યું કે: કહો ના કહો પણ એ અજ્ઞાન યુવક પૈસાના લોભને વશ થઇ પીંઢારાઓના દળમાં ભળી જઇ લૂંટફાટનો અધમ વ્યાપાર ચલાવે છે, એ વાત કાને આવતાં સૌએ નિશ્ચય કરી લીધો કે: હવે શાન્તશીલ ઘેર આવે એવો સંભવ નથી. એક દિવસ સૌની સાથે એ અવશ્ય બ્રિટિશ ફોજના હાથ ચડતાં ભયંકર દંડને પાત્ર થશે ! ગોસાંઇએ પણ મનથી નિશ્ચય કર્યો કે: આ જીવનમાં હવે બિન્દુને માટે પતિસુખની આશા રાખવી એ વ્યર્થ છે. સ્વર્ણલતા જેવી ઉદાસિની બિન્દુ અનાશ્રિત અને સહાય વિહીન થઈ પડી. આવી દુર્ઘટ અવસ્થામાં જીવન વ્યતિત કરવામાં સાર શો ? ઉલટું આથી તો અતો ભ્રષ્ઠ તતો ભ્રષ્ટ ની માફક પગલે પગલે લક્ષ્યભ્રષ્ટ થવા સિવાય બીજું કંઇજ નથી. બિન્દુના ઇષ્ટ અનિષ્ટ ઉપર નિર્મળાના ભવિષ્યનો આધાર છે. તેની આંતરવૃત્તિઓ પણ હવે સંસારના બંધનથી છૂટી ચિદ્દઘનના ચરણકમળમાં દર્શનની આતુરતામાં વિહ્વળ બની ઉઠી છે. ગોસાંઇએ વિચાર્યું કે: જો કદાચ એમ થશે તો નિર્મળાની શી સ્થિતિ ? જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ ગોસાંઇના મનમાં અધૈર્ય અને ઉત્પાત વધે જાય છે. એક તરફ જોવા જતાં બિન્દુની ભાવિ ચિન્તા અને

બીજી બાજુ યોગાશ્રમનો અંગીકાર કરવાની પોતાની તિવ્ર જીજ્ઞાસામાં ઉલ્ટી ઉપાધિ ! આ ઉભય ચિન્તાથી ગોસાંઇના હૃદયમાં પૂર્ણ અશાન્તિ ઉપજી રહી છે. એક દિવસ હરિકીર્તન સમાપ્ત થયા બાદ ગોસાંઇએ કહ્યું: " મંગળા ! આટઆટલો પરિશ્રમ કરવા છતાં શાન્તશીલનો પત્તો ન લાગ્યો. તેની ભાળ ન મળવાથી ગુરૂના આદેશપાલન અને કર્તવ્ય સાધનમાં મારે ઘણીજ ઉપાધિ આવીને ઉપસ્થિત થઇ છે. સ્વામીજીની આજ્ઞા છે કે: " બિન્દુના સ્વામીને શોધી કહાડવો એ મારૂં પ્રથમ કર્તવ્ય છે. પરમાત્માની કોણ જાણે કેવી મરજી હશે ! હાં, બિન્દુના સ્વામીનું નામ શાન્તશીલ છે જાણો છોને ? "

મંગળા: " હાજી ! દુર્ભાગિની બિન્દુને માથે પડવામાં હવે શું બાકી છે ? જે દિવસથી તે પતિની લાલસાને તૃપ્ત ન કરી શકી તે દિવસથીજ તેણે કલ્પના કરી લીધી છે કે: હવે આ જીવનમાં મારે માટે પતિસુખ નથીજ. શરદપૂર્ણિમા જેવા સૌન્દર્યવાળી અને તેવાજ નિર્મળ-પવિત્ર સ્વભાવવાળી એ બિચારી છોકરીના ભાગ્યનોજ વાંક ને ! "

ગોસાંઇ: " અસ્તુ. જેવી મધુસુદનની ઇચ્છા ! સંસારની ચિત્ર-વિચિત્ર લીલાને પાર પામવું એ સર્વથા અસંભવિત છે, એ રહસ્યભેદ પામવું એ મહામુશ્કેલ છે ! "

મંગળા: " આશાજ જીવનનું મૂળ છે. પરન્તુ આશામાં ને આશામાં એમ કેટલો કાળ જાય ? એ આશાનો વિચાર કોરાણે મુકી બિન્દુના અદૃષ્ટનો વિચાર કરવાથી મારો જીવ કંપાયમાન થાય છે, શરીરનું લોહી બળી જાય છે. આવા કઠણ સમયમાં એના રૂપ-યૌવનનું શું પરિણામ આવે તે કોણ કહી શકે ? તેમાં પણ નિર્મળાની ચિન્તાનું તો પૂછવું જ શું ?

મૂગે મોંયે બિન્દુ છાનીમાની ઉભય વચ્ચે ચાલતી વાતચિત સાંભળતી હતી, પરન્તુ તેમની વચ્ચે બે શબ્દ બોલવાની તેનામાં લેશ પણ હિંમત નહોતી અને માનો કે: કદાચ હોય તોપણ આજની: " આને પરણું કે પેલાને ? " એવું છચોક કહેનારી, બેશરમ-મર્યાદા વગરની બાળાઓ જેવી તે બેસમજ નહોતી. તે કંઇજ બોલી શકી નહિ. છેવટ નિરૂપાયે તેણે કહ્યું: " તમે સૌ મારે માટે વ્યર્થ શા સારૂ ચિન્તા કરો છો ? મારા પિતાશ્રીના મોંથી મેં અનેક વખત સાંભળ્યું છે કે: " સ્વામી એ એક જ માત્ર આ સંસારમાં સ્ત્રીનો ઉપાસ્યદેવ છે. પતિની આજ્ઞા વગર શ્રીહરિનું સ્મરણ-દર્શન કરવાનો કે આત્મસમર્પણ કરવાનો સ્ત્રીને લેશ અધિકાર નથી. સ્વામી પાસે હોય વા દૂર તેની કંઇજ ફીકર નહિ, પરંતુ દૂર હોવા છતાં તેમનું ચિંતન કરવું, તેમની પવિત્ર પ્રાણપ્રિય

મૂર્તિનું હૃદયમાં ધ્યાન કરવું એજ કલ્યાણપ્રદ છે. તેમની જ ચિન્તા અને તેમનું જ ધ્યાન ધરવું તેમાં જ મારૂં સુખ-સૌભાગ્ય છે. પરમાત્મસ્વરૂપ પતિદેવનું એકાગ્રભાવથી સ્મરણ કરવાથી હૃદયનો અનેક ઘણો ભાર અવશ્ય ઓછો થાય છે. ગૃહદેવતા-ગોવિંદના નામથી હૃદયમાં એક પ્રકારનાં અપૂર્વ શાન્તિ અને આનંદનો ઉદ્ભવ થાય છે. ગોસાંઇજી! મને માત્ર કૃપા કરી એટલો આશીર્વાદ આપો કેઃ એ અવશેષ સ્મરણ સૌભાગ્યનો સ્વર્ગીય આનંદ પણ મારા પ્રારબ્ધમાં કાયમ રહે! હું મારા પૂજ્ય પિતાશ્રીના આપેલા ઉપદેશનું યથાર્થ પાલન કરીશ. સ્વામીના પાદપદ્મનું સદાસર્વદા એક ચિત્તે ધ્યાન કરીશ, એ વગર આ જીવનમાં હવે મને અન્ય એકે પાશવિક સુખની લેશપણ લાલસા નથી."

વિચાર દૃષ્ટિથી જોવા જતાં બિન્દુની સ્વામીભક્તિ-એજ કેવળ-સર્વાંશે "શબ-સાધન"નો મૂળમંત્ર છે. એ મહાસાધનાનું બીજ આજ બિન્દુના હૃદયક્ષેત્રમાં મજબૂત રીતે વવાયું છે. આજ તે પતિસ્મરણ-સાધનાના સ્વર્ગીય ઘેનમાં છે! પ્રતિપળે તેનાં નયન પતિધ્યાનને લીધે કુદરતી રીતે પરાણે મીંચાઇ જાય છે.

બિન્દુની સરળ સાધુક્તિ સાંભળવાથી ગોસાંઇને મહાકષ્ટ થયું. તેમણે વિચાર્યું કેઃ "વળી એ પાપકિટના દર્શનથી કુસુમ નષ્ટ થશે! શાન્તશીલના સમાગમની-દર્શનની આકાંક્ષા એ તે ગાંડપણ કે બીજું કંઈ? ગ્રીષ્મરૂતુના દારૂણ તાપથી રૂતુરાજ વસંતની વન-શોભા પ્રજળી જાય કે બીજું કંઇ? વિધિના વિધાનની પણ વિચિત્ર-તાજ છે ને?"

મંગળાઃ "કોણ કહી શકે કેઃ પરમાત્માની એમાં શી સાધુ ઇચ્છા સમાયેલી હશે! બિન્દુની સ્વામીભક્તિ અચળ છે. તેના સ્વામી ઉપરની તેની આસક્તિ પણ એવી જ પ્રશંસનીય છે."

ગોસાંઇઃ "જેવી કલ્યાણીની ઇચ્છા. સાધનમાં સિદ્ધિ એ તો સ્વાભાવિક છે. બિન્દુમાં હૃદયબળ છે, તેનામાં અનુપમ સાધનશક્તિ છે, ભગવાન ઉપર તેની આસક્તિ પણ તેવી જ અચલ છે. એ હેમ-કાંચન સંમિશ્રણથી મહામૂલ્ય રત્નોત્પત્તિ અસંભવ નથી."

મંગળાઃ "એ અમૂલ્ય રત્ન કયું?"

ગોસાંઇઃ "હૃદયનો આરાધ્ય દેવાધિદેવ-પતિરત્ન!"

એ સાંભળીને બિન્દુએ પોતાના મન સાથે કહ્યુંઃ "આ દાસી તો માત્ર પતિપદની ભિખારિણી છે. ભગવતી તેમને સદા સદ્બુદ્ધિ આપો! જ્યાં હોય ત્યાં પરમાત્મા તેમનું સદા કલ્યાણ કરો!"

" મંગળા: "ગોસાંઈજી! પરમાત્માની કૃપા હશે તો તમારી પારકાનું–પ્રાણીમાત્રનું કલ્યાણ કરવાની કામના અવશ્ય પૂર્ણ થશે, એમાં કંઇ જ અશક્ય નથી. જેઓ પારકાના સુખે સુખી અને દુખે દુખી થાય છે તેમના પારમાર્થિક કાર્યોમાં પરમાત્મા અવશ્ય સહાય થાય છે. તે પવિત્ર આત્માઓની પ્રાર્થના તે કરૂણાનિધાન અવશ્યમેવ સાંભળે છે."

ગોસાંઇ: "મંગળે! તું સર્વમંગળા છે. તારૂં જ્ઞાન અને તારા સદાચારથી પણ અધિક એવી તારી આધ્યાત્મિક સરળ શ્રદ્ધા એ પણ તારા સર્વત્ર વિજયનું કારણ છે, અને એ પવિત્ર પુણ્યફળને લીધે બિન્દુના ભગ્ન હૃદયમાં અપૂર્વ શાન્તિ થાય એમ છે. મંગળા! દરિદ્ર જનોનાં દુખ વિમોચન કરવામાં તારા જેવી દયા, નિઃસહાય સ્વજન વિહીન અબળા પરત્વેની તારી તેથી પણ અધિક સ્નેહ–મમતા આદિ સદ્‌ગુણયુક્ત તારા જેવા આત્મત્યાગી આત્મા આ પાપ પ્રપંચથી ભરેલા સંસારમાં અતિ વિરલ જ હશે! પારકાને માટે તને દુખ થાય, તેને સુખી કરવામાં પ્રવૃત્ત થઇ પોતાની જાતને પારકાને અર્થે ગણી અતુલ કષ્ટ ઉઠાવી તુંજ યથાર્થ સેવા કરી શકે છે! તારૂં ઉદાહરણ તો આધુનિક આચારવિચારથી ભ્રષ્ટ આર્ય-સંસારની અજ્ઞાન વિધવાઓએ અનુકરણ કરવા યોગ્ય છે."

મંગળા: "એ સર્વ આપની સદ્‌શિક્ષાનું જ ફળ છે. આપને જ મોંયે મેં અનેક વખત સાંભળ્યું છે કે: દેહ અનિત્ય અને ક્ષણ-ભંગુર છે. તેના ઉપરની માયા–મમતા રાખવી એ વ્યર્થ છે. આપ જ નહોતા કહેતા કે: જ્યાં સુધી પારકું પોતાનું એવો અંતરમાં ભેદભાવ છે ત્યાં સુધી પારમાર્થિક કાર્ય નહિ થઈ શકે? દીન–દુખીની સેવા કરવાનો લહાવ તો કોઈ ભાગ્યશાળી મનુષ્યના નસીબમાં જ લખાયો હોય છે."

ગોસાંઇ: "મંગળા! ગુરૂ ઉપદેશનું યથાર્થ શ્રવણ તો તેંજ કર્યું છે. તે પ્રમાણે તારૂં શુદ્ધ સાત્વીક વર્ત્તન પણ આનંદ પામવા જેવું છે. યાદ રાખજે જેઓ પારકાની સંભાળ રાખે છે, પારકાના હિતને અર્થે જેઓ પોતાના પ્રાણ પાથરે છે તેની સંભાળ–તેના સંરક્ષણની જવાબદારી ભગવાન પોતાના શિરપર રાખે છે. તું જેટલો વખત પારકાની સેવામાં ગાળીશ તેટલા સમયનો તારો કાર્ય-ભાર શ્રીમધુસૂદન સંભાળી લેશે."

મંગળા: "મહારાજ! આપનું જ જ્ઞાન સાર્થક છે. ભગવાન ઉપર આપની આવી અડગ શ્રદ્ધા–પરમાત્મા ઉપરનો આપનો આવો અચળ–નિર્મળ પ્રેમ જોઇને મારો આત્મા ઠરી જાય છે. આપના જેવા પ્રકૃત ભક્તના કલ્યાણ–મંગળને માટે પરમાત્મા સદા હાજર

રહે એમાં શો સંદેહ ? ગમે તેમ પણ અમે તો સંસારમાં સંસારીપણે રહેલાં પામર પ્રાણી ! આપ તો છો સંસારની આસક્તિ શૂન્ય મહાપુરૂષ ! આત્મસુખ ચિન્તનથી રહિત, પોતાના—પારકા ઉપર સમાન ભાવ રાખનાર—આપ તો સર્વવંદ્ય મહાનુભાવ છો” એટલું કહી ભક્તિ—પ્રેમવડે ઉભરાતા હૃદયે ભગવતી મંગળાએ ગોસાંઇને ભક્તિ—શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કર્યા.

જ્ઞાનવિનોદ પૂર્ણ થયો. મંગળાને ભગવદ્ભક્તિ પ્રાપ્ત થાય એવી ભગવાનને ગદ્ગદ્ હૃદયે પ્રાર્થના કરી આગળ કંઇપણ બોલ્યાચાલ્યા વગર ગોસાંઇ પોતાના મનથી વિદુષી મંગળાના જ્ઞાન-ગુણનાં પ્રસન્નતા પૂર્વક વખાણ કરતા ત્યાંથી ઉઠીને કૂટિરની બહાર આવ્યા, અને સામેના અશોક વૃક્ષની નીચેના શિલાખણ્ડપર પદ્માસનવાળીને બેઠા. આ પ્રમાણે બેસીને પોતે અવશેષ રાત્રિ ભગવદ્ ચિન્તનમાં ગાળવા લાગ્યા. ગોસાંઇ પ્રેમાનંદને પ્રણામ કરી મંગળા પણ વિદાય થઈ. ઇન્દુના સ્વર્ગવાસ પછી કેટલાક સમય પર્યંત ગોસાંઇ આ પ્રમાણે કાળ નિર્ગમન કરવા લાગ્યા.

---

## દશમ કલ્પ.

### પરદુઃખભંજનલાલજી !

ભરતપુરની ભાગ્યલક્ષ્મી અદૃષ્ય થઇ ગઇ. ભરતપુરના વિશાળ “અજેય દુર્ગ” નો મહિમા દૈવવશાત, લાંબા સમયે ધૂળમાં મળી ગયો. અંગ્રેજના રણકૌશલથી ગગનસ્પર્શી મનોહર ગઢ જમીનદોસ્ત થઈ ગયો. ભરતપુરમાં અંગ્રેજી રાજ્યની વિજય પતાકા ફરકવા લાગી. ત્યારબાદ દુર્ગેશ્વર દુર્જનશાલને તેમના કુટુંબ સહિત બન્દીવાન બનાવીને પુણ્યધામ કાશી ક્ષેત્રમાં મોકલવામાં આવ્યા.

આ બનાવ બન્યા બાદ કેટલાક સમયે પીંઢારાઓનો આવિર્ભાવ થયો. જ્યાં ત્યાં હાહાકાર મચી ગયો. અંગ્રેજ ફોજ ગેરવ્યાજબી સંદેહને વશ થઇ સંસાર વિરાગી સાધુ સન્યાસીજનોને ઠગ ધારીને તેમને જેલમાં પૂરવા લાગી. સંશયગ્રસ્ત અંગ્રેજ ફોજને હાથે અનેક સાધુ—સન્યાસી—પરમહંસ વગેરે ભગવદ્ જ્ઞાની મહાત્માઓને અન્યાય મળ્યો. જેમનું નસીબ બળવાન હતું એવી કેટલીક યોગિનીઓનેજ કેવળ ભગવતી તુલ્ય માન આપવાથી તેમને મહામાયા અન્નપૂર્ણાના પવિત્ર ક્ષેત્રમાં ચાલ્યા જવાનો યોગ મળ્યો.

દુર્દમ્ય પીંઢારાઓના પ્રબળ ત્રાસથી પીડિત સાધુજનોના કલ્યાણને માટે તેમને અભય બનાવવા માટે ભરતપુર રાજ્યના ગુરૂવંશનો

મોહિતલાલ નામનો એક કુલીન બ્રાહ્મણ યુવક તેની સ્વતંત્ર ઇચ્છા-થીજ અંગ્રેજને હાથે બન્દીવાન થયો. બાલ્યાવસ્થામાંથીજ માત-પિતાના દૈવી સુખથી બેનસીબ નીવડેલો એ અસહાય બ્રાહ્મણયુવક ભરતપુર-રાજ્યપુરમાં પ્રતિપાલિત થયો હતો. મહારાજાની તેના ઉપર સંપૂર્ણ કૃપા હતી, કારણ તે સાહસિક સ્વાતંત્ર્યપ્રિય હતો. બાવીશ વર્ષનો એ ઉછરતો યુવક કેવળ સત્યનિષ્ઠ અને શૂરવીર હતો. આટલું છતાં તે ધર્મકાર્યમાં સંપૂર્ણ આસ્થાવાળો હતો. ભગવાન ઉપર તેને યથેષ્ટ અનુરાગ હતો; કાશીક્ષેત્રની પુણ્યભૂમિમાં વસતા સાધન તત્પર સાધુ-સન્યાસી તરફ પ્રત્યેક ધર્મપ્રાણ હિન્દુસંતાન હંમેશાં પૂજ્યભાવે જોતા આવ્યા છે, એ મહાત્માઓના દર્શનથી અનેક યાત્રાળુઓ જીવન સાર્થક્ય સમજતા. અનુચિત વ્યવહારથી તેઓ અંગ્રેજોને હાથે હેરાન થવાથી કાશીમાં રહેનારા સઘળાં સાત્વિક પવિત્ર હૃદયનાં મનુષ્યોના હૃદયમાં અત્યંત અનુતાપ ઉત્પન્ન થતો હતો. આથીજ મોહિતલાલનો આત્મા પણ ખળભળી ઉઠયો. સાધુ સન્યા-સીઓના દળને નિરાપદ કરવાને તે અગ્રેસર થઈ અંગ્રેજ ફોજને હાથે અનેક સમય હેરાન અને અપમાનિત થયો, પરન્તુ તે પોતાના લક્ષ્યબિન્દુ-કર્તવ્યથી લેશ પણ વિચલિત થયો નહિ. અનેક કષ્ટ સહન કરીને પણ સ્વકાર્ય સિદ્ધિ કરવી તે તેનો જીવનમંત્ર હતો.

કાર્યભારીના આદેશ અનુસાર મેજર સ્લીમેને એવા સમાચાર બહાર પાડયા કે: "જ્યાં ત્યાં લૂંટફાટ થતી અટકાવીને ભારતવર્ષમાં શાન્તિ-સુખ સ્થાપન કરવાનો અંગ્રેજ ફોજને આદેશ થયો છે, કારણ કે: અંગ્રેજી રાજ્યનો એજ સનાતન સિદ્ધાન્ત છે, અને તે પૂર્ણપણે પાળવાનો છે! ગમે તેમ થાય પરન્તુ દુરાત્માઓનું દમન કરી સર્વથા પ્રજારંજન કરવુ એ અંગ્રેજી રાજ્યનુ પ્રધાન કર્તવ્ય છે. સાધારણ રીતે જોવા જતાં મુખ્યત્વે પ્રજાહિતના એ પવિત્ર કાર્યમાં યોગી, જતી, સાધુ-સન્યાસી વગેરેની સહાયતા વિના એ કાર્ય થઇ શકે તેમ નથી તેથી જેઓ એ પરમાર્થિક કાર્યમાં અંગ્રેજ ફોજને મદદ કરશે તે સહાયકારી મનુષ્યોને રાજસભામાં યથેષ્ટ રીતે માન ચાંદ મળશે-અંગ્રેજી રાજ્ય તેમનું આભારી થશે!"

એ પવિત્ર-ઉદાર ઘોષણા મોહિતલાલને કાને આવતાં તે અણુ-માત્ર સ્થિર રહી શકયો નહિ. હાથ આવેલા સુયોગને અંતઃકરણ પૂર્વક વધાવી-રાજઘોષણાને માન આપી પ્રસ્તુત કાર્યમાં પોતાનાથી બને તેટલી સહાય આપવાને તે તત્પર થયો. મોહિતલાલ એક પ્રતિ-ભાવાન સાહસિક યુવક હતો. રાજદરબારમાં પગ પેસારો કરી આજના વિલાયતના વાયરે ચડેલા રાજાઓ અને શ્રીમંતોની પેઠે ધન-માન મેળવવાની તેને લાલસા નહોતી.

પૈસાટકાની તેને લેશપણ પરવા નહોતી. જો કે ભરતપુરના પતનથી તે પાશ્ચાત્ય રાજસત્તાનો પ્રતિપક્ષિ હતો તોપણ ધર્મક્ષેત્રમાં અરાજકતા જણાવાથી તેણે એ સ્વતંત્ર વિચારને તિલાંજલિ આપી અને જાતીય કર્તવ્યની ભાવના હૃદયમાં જાગ્રત થતાં ભોગ–વિલાસના યથાર્થ ત્યાગી સાધુ-સન્યાસીની સાધનાનો માર્ગ સર્વથા નિષ્કંટક અને નિરાપદ કરવાનું અભિમાન તેના હૃદયમાં ઉપજ્યું. એજ કારણથી સમયને માન આપી અંગ્રેજ બહાદુરની ફોજ સાથે મળી જઇ પોતે મહાઉત્સાહપૂર્વક પીંઢારાઓની શોધમાં પાર્વત્ય પ્રદેશમાં પર્યટન કરવા લાગ્યો. કર્મકુશળ કષ્ટસહિષ્ણુ મોહિતલાલ જોતજોતામાં અંગ્રેજી ફોજમાં અગ્રેસર બની કર્મક્ષેત્રમાં પ્રવૃત્ત થઈ કાર્યોદ્ધારમાં તત્પર થયો. તેની બારિકાઇભરી તપાસ અને કર્મકૌષલથી લૂંટારાઓનાં ટોળેટોળાં પકડાવા લાગ્યાં. સ્વયં મેજર સાહેબ પણ દાંતમાં જીભ ઘાલવા લાગ્યા. તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો ! મોહિતલાલની અદ્વિતીય સહાયથી તેમના બહાદુર હૃદયમાં શાન્તિ વળી કેઃ હવે કાર્યસિદ્ધિમાં વિલંબ નહિ થાય ! સત્યનિષ્ઠ દૃઢપ્રતિજ્ઞ મોહિતલાલ સંપૂર્ણ વિશ્વાસુ જણાયાથી મેજર સાહેબ તેને પૂર્ણ સ્નેહથી ચાહવા લાગ્યા. કેટલીક વખત તેઓ તેને મોંયે પણ ભૂલથી સાબાશી આપતા ! મેજર સાહેબના અત્યંત સ્નેહને લીધે મોહિતલાલ દિવસે દિવસે ઉચ્ચપદ ઉપર નિયુક્ત થતો ગયો. સમય જતાં જાંણવામાં આવ્યું કેઃ દાક્ષિણાત્ય અને મધ્યભારતમાં નાગપુર પ્રદેશજ પીંઢારાઓનું પ્રાધાન્ય લીલાક્ષેત્ર છે, તેથી એક ટુકડી મોહિતલાલની સરદારી નીચે નાગપુર તરફ વિદાય કરવામાં આવી, અને બાકીનાં બીજાં રડયાંખડયાં માણસોની એક ટુકટી સાથે સ્વયં મેજર સાહેબ અગ્રેસર થઇને દાક્ષિણાત્ય તરફ ચાલ્યા. અમુક સમય પછી નાગપુર પ્રદેશમાં–ઉદયગિરિમાં ઉભય ટુકડીઓની છાવણી પડી. સમય જતાં એજ ઉદયગિરિમાંથી પીંઢારાઓના દમનની વિજયપતાકા ઉડવાની શરૂવાત થઈ.

મોહિતલાલને સહાય કરવાને અનેક સાધુ–સન્યાસીઓ તેના સૈન્યમાં શામિલ થયા. મોહિતલાલ પરમાત્માનું નામ દઇને સાહસપૂર્વક વિપદસાગરમાં કુદી પડયો. કેવળ પરોપકારાર્થેજ તેણે આત્મસમર્પણ કર્યું છે, એ હકિકત જ્યારે સર્વના જાંણવામાં આવી ત્યારે કેટલાય મહાપુરૂષો તેના કાર્યમાં મદદ કરવાને પ્રેમપૂર્વક તેની સામે આવીને ઉપસ્થિત થયા. દુર્ગમ ગિરિકંદરાથી મહાત્માજનો જરીકે અજાણ્યા નહોતા, એટલે જાણીતા મનુષ્યોને હાથે જાણીતો રસ્તો હાથ આવવાથી પીંઢારાઓનો દોરદમામ ઉતારવાનું કાર્ય સુલભ થઈ પડયું. મોહિતલાલને આ પ્રમાણે સહાય કરનાર સાધુજનો સાથે કલ્યાણ સંપ્રદાયનો પણ કંઇક પરિચય કરાવવો ઉચિત છે.

કલ્યાણગ્રામમાં કલ્યાણ સંપ્રદાયનાં કલ્યાણીદેવી એ જાગતી-જ્યોત છે. સર્વમંગળા કલ્યાણી પ્રાણીમાત્રનું સર્વથા કલ્યાણ જ કરે છે. પીંઢારાઓ કાલીના ઉપાસક હોવા છતાં કલ્યાણી ઉપર તેમની માનસિક ભક્તિ અચળ હતી, પરન્તુ જીવહિંસાકારી માનીને પાખંડી પીંઢારાઓને માતા કલ્યાણીના મંદિરમાં પ્રવેશ કરવાનો અધિકાર નહોતો, અને તેથીજ તેમની સ્ત્રીઓને પણ માતાનાં દર્શને આવવાની સખ્ત મના હતી. કલ્યાણ સંપ્રદાયના કૃપાળુ મહાત્માઓ પોતાના આજાનબાહુ દ્વારા અંગ્રેજ ફોજને અભય બતાવી, તેમને ખરા મનથી સહાય કરવાને તૈયાર થયા. તેઓ સારી રીતે જાણી ગયા કેઃ " પીંઢારાઓનો હૌરદમામ " ઉતર્યા વગર સંસારમાં જેવી જોઇએ તેવી શાન્તિ પ્રસરશે નહિ.

પીંઢારાઓને મહાત કરવા માટે એકલા સાધુ—સન્યાસીઓ જ તૈયાર હતા એમ નથી. સાધુ-અસાધુ સર્વેએ એ ઉદ્દેશ સાધન માટે કમ્મર કસી હતી. કલ્યાણ સંપ્રદાયના નેતાઓની અભયતા ઓરજ હતી. સ્વયં મોહિતલાલનો ગર્વ પણ તેમની આગળ ઉતરી ગયો. દિવસે દિવસે કલ્યાણ સંપ્રદાય સાથે લાલજીનો સંબંધ વધવા લાગ્યો. સાધુ—સન્યાસી સાહસિક—**પરદુઃખભંજનમોહિતલાલ**ને તેની તરફના માન અને પ્રેમને લીધે તેને લાલજી કહીને બોલાવતા. વાચક ! હવે પછી અમે પણ તેને એ ભાવભર્યા "લાલજી" નામથી જ ઓળખાવીશું.

---

## એકાદશ કલ્પ.

### નિર્મળાનું ઓસડ-કાકાકૌઓ !

માતેશ્વરી ભવાનીની કૃપાથી તેમજ મંગળા અને બિન્દુના સ્નેહ-ભર્યા લાલનપાલનથી શુક્લપક્ષના ચંદ્રની માફક નિર્મળા દિવસે દિવસે મોટી થવા લાગી. ક્રમશઃ ચોથું વર્ષ ઉતરીને તેને પાંચમુ વર્ષ બેસી ચૂકયું છે. આટલી નાની ઉમ્મર છતાં નિર્મળા કેવું સુમિષ્ટ અને મધુર બોલતાં શીખી છે, તેમ છતાંય આનંદની ખાતર મંગળા બિન્દુ તથા પડોશમાંનાં કેટલાંક આનંદપ્રિય મનુષ્યો નિર્મળાને અનેક સમય ખોળામાં બેસાડીને કહે કેઃ—બ્હેન ! જે [1]ભગાન જે ! " જે [2]ગુદેવ જે ! " બહેન ! " [3]મયલા માછીને બોલાવ જોઇએ ! " આવા તેના માધુર્યભર્યા કાલાઘેલા શબ્દો સૌને ઘણાજ પ્રિય લાગતા તેથી મ્હોલ્લામાંનાં સૌ કોઇ તેને પાસે બેસાડીને મનગમતો આનંદ લઇ ખુશ થતાં. નિર્મળાનું મગજ એટલું બધું સરસ છે કેઃ કોઈ

---

૧ ભગવાન. ૨ ગુરૂદેવ. ૩ મંગળામાશી.

જરાક પાસે બેસાડીને કંઇ પણ બોલાવે-સંભળાવે તો તે તરતજ તેને મોંયે થઇ જતું. ગમે તેમ પણ નિર્મળા સુશિક્ષિત ગોસાંઇની સંસ્કારી કન્યા હતી. સુકુમાર બાલિકા સમયે સમયે જે મધુર ગાન કરતી તેની મજા તો સાંભળનારજ જાણે !

બિન્દુના વિષમય જીવનમાં માત્ર સુખનું કંઈ પણ સાધન હોય તો માત્ર એક તેની આંખની કીકી નિર્મળાજ છે. મેઘાચ્છન્ન આકાશમાં જેવી વિદ્યુલ્લતા, અંધકારમય નિવાસસ્થાનમાં જેવો મહામૂલ્ય રત્નમણિ, પાપ-તાપમય સંસારમાં જેવું માયાનું બંધન ! તેવીજ રીતે બિન્દુને આ નિર્મળા હતી.

ઇન્દુમણીના મૃત્યુ બાદ ગોસાંઇએ કારંજાની શ્મશાન તુલ્ય શૂન્ય કુટિરમાં લગભગ બે વર્ષ ગાળ્યાં. જે કર્તવ્ય માટે તેઓ આટલા દિવસ ઘેર રહ્યા તે કાર્ય દુર્ભાગ્યવશાત સફળ ન થયું. બિન્દુના પતિના સમાચાર ન મળ્યા. ત્રીજે વર્ષે ગોસાંઇ ગૃહત્યાગ કરી ભવિષ્યના મંગળકારી માર્ગની શોધમાં ચાલી નીકળ્યા. તે દિવસે સ્વામીજીએ જતી વખતે કહ્યું હતું કે: "કલ્યાણ ગામમાં કલ્યાણીના મંદિરમાં" પુનઃ સાક્ષાત્કાર થશે, તેથી ગોસાંઇ આત્મ-કલ્યાણની વાંચ્છાએ પાર્વત્યપથે [1]કલ્યાણના માર્ગે વળ્યા. ગોસાંઇ સારી રીતે જાણતા હતા કે: બિન્દુના અદૃષ્ટમાં સુખની આશા રાખવી એ ફોકટ છે, તેથીજ તેમણે રમણીકુળભૂષણ સરલા બાલિકાને શીખવાડયું છે કે: સ્વામી એજ સ્ત્રીનો પરમ ઇષ્ટ છે, ઉભયનો સંબંધ કેવળ આજીવન પર્યંતનોજ છે એમ નથી, એ પવિત્ર સંબંધ કર્માનુસાર પરલોકને માટે પણ મનાય છે. આત્માની સાથે કર્મફળ પણ સહગમન કરીને એ સંબંધની સુખસ્મૃતિની રક્ષા કરે છે! એ સદૃશિક્ષાના પ્રભાવથી બિન્દુને જ્ઞાન થયું છે કે: "પતિહિત ચિન્તન વગર સતીની ગતિ નથી." તેણે ગોસાંઇના મોંથી એક સમય સાંભળ્યું છે કે:—

[2]नगरस्थो वनस्थोवा पापो वा यदि वा शुचिः
यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोके महोदयः प्र. श.

તેણે પોતાના મનથી નિશ્ચય કર્યો છે કે: "જો મારા પતિ તરફની મારી ભક્તિ સાચી અને પવિત્ર હશે તો અવશ્ય અંતકાળે પણ હું તેમને પ્રાપ્ત કરી શકીશ. સાધ્વી સ્ત્રીઓને માટે તો પતિ એજ ધર્મ, પતિ એજ કર્મ, અને પતિ એજ મહાન તપ છે.

---

૧ કલ્યાણગ્રામ. ૨ જે સ્ત્રીઓને પોતાનો પતિ નગરમાં હોય વા વનમાં, તેમ પાપી હોય વા પવિત્ર હો પણ પ્રિય હોય છે, તે સ્ત્રીઓનો આલોકમાં અને પરલોકમાં ઉદય થાય છે.

પુત્રીના મરણનો શોક માતાને અસહ્ય થઇ પડયો. ઇન્દુના મરણના સમાચાર સાંભળતાં તેની માતા પથારીવશ થઈ. ઇન્દુના મૃત્યુ પછી લગભગ પંદરેક દિવસે માતાએ પુત્રી શોકમાં પોતાનો પ્રાણ છોડયો. ભગિનીવિયોગથી વ્યાકુળ બનેલી બિન્દુ એટલામાં વળી માતૃહિન થઇ ! શાન્તિપુરમાં હવે તેનું કોઇ ન રહ્યું. પિતાની મિલકત પિત્રાઇ પચાવી પડયા. બિન્દુને મન હવે શાન્તિપુરનો માર્ગ અકારો થઇ ગયો. કેવળ મંગળાની તેના ઉપરની મમતા અને શુભ ઇચ્છાને લીધે કારંજાની એ ક્ષુદ્ર કુટિરમાં પ્રોષિત્ ભર્તૃકા બિન્દુના યોગજીવનના સુપ્રભાતનો ઉદય થયો ! મંગળા આ નવા બ્રહ્મચર્યાશ્રમની શિક્ષાગુરૂ અને બિન્દુ તથા તેની નયનાભિરામ આશ્રમબાલા નિર્મળા શિષ્ય શિષ્યા થઇ. ગુરૂ–શિષ્યા એક ધ્યાન, એક જ્ઞાન, અને એક પ્રાણપૂર્વક યોગસાધન અને પ્રેમપૂર્વક પ્રભુભજન કરે છે.

ભગવદ્‌ભક્તિમાં મસ્ત બની જઈ મનઃપ્રાણ પૂર્વક પ્રભુભજન કરવું એ તેમનું નિત્યકર્મ છે. હરિસ્મરણ કરતી વખતે હૃદયમાં જીવમાત્રના કલ્યાણની ભાવના કરીને સુખી થાય છે. તેમાં પણ ઉભયના હૃદયમાં નિર્મળાના ભાવિ સુખની મંગલકામના નિરંતર રમણ કર્યા કરે છે—એ માયાએ તેમને બહુજ ઘેર્યાં છે.

મંગળા અને બિન્દુએ ગોસાંઈ પાસેથી જે પરમતત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેજ સદ્દશિક્ષાના સંસ્કાર નિર્મળાના ભાવિ જીવનના આદર્શ–શિક્ષારૂપ થયા છે. એ ઉત્તમ સંસ્કારની છાપ અત્યારથીજ નિર્મળાના હૃદય–મન ઉપર સચોટ રીતે પડી છે. તાજી ઉછરતી સુકોમળ લતિકાને શરૂવાતથી જેમ વાળીએ તેમ વળે છે, તદનુસાર નાનાં બાળકોના કોમળ મનને જે દિશા તરફ લઇ જઇયે તે તરફ સરળ રીતે ચાલે જાય છે. ગૃહશાળામાં સુશિક્ષિત શિક્ષિકા જનનીની શીતળ છાયામાં રહી, સદ્દજ્ઞાન મેળવી જે બાલિકાઓ એ ગૃહશાળામાં ઉત્તિર્ણ થઈ છે, તેમને યથાર્થ રીતે જોવા જતાં અન્ય પરિક્ષાઓ પાસ કરવાની કંઇ વધારે આવશ્યક્તા નથી. આદર્શ આર્યમાતાઓની આર્યબાળાઓને અન્ય ચાળાચટકા ભરેલી શિક્ષિકાઓ પાસેથી સદ્દશિક્ષા કોઈ કાળે પ્રાપ્ત થાય ખરી ? કરૂણાવત્સલ દયામયી–જ્ઞાનેશ્વરી જનની પાસેથી જેણે યથોચિત જ્ઞાન મેળવ્યું નથી તે અન્યની પાસે જઇ શું ઉકાળી આવશે ? તેથીજ એક વિદ્વાન કાવ્યકર્તા કહે છે કેઃ—

જે માતાના રૂધિર કણથી નિત્ય બાળા બનેલી,
જે માતાના હૃદય રસમાં નિત્ય બાળા રમેલી.
જે માતાના વચન વશ થઇ નિત્ય બાળા વસેલી;
તે બાળા શું જનની વિણની શીખશે શીખ સારી ?

વળી આગળ કહે છે કેઃ—

જ્યારે બાળા મૃદુ હૃદયને પ્રેમથી પોષવું છે;
જ્યારે બાળા મૃદુ હૃદયને ઐક્યથી જોડવું છે.
જ્યારે બાળા મૃદુ હૃદયને ઈષ્ટ ઝંપ આપવું છે,
ત્યારે તેને ગૃહજન તજી નિત્ય શાળા જવું શે ?

બાલ્યાવસ્થા એ પ્રકૃતિગઠનનો પ્રશસ્ત સમય છે. બાલ્યાવસ્થામાં પ્રાપ્ત કરેલી સદ્દશિક્ષા સારી રીતે ઉમ્મર લાયક થતાં સંપૂર્ણ રીતે દીપી નીકળે છે, અને એ સદ્દજ્ઞાન પ્રભાવવડે તે આપ્તજનોનો સારો પ્રેમ સંપાદન કરી શકે છે. સદ્દશિક્ષાથી ચિત્તવૃત્તિ એક વખત ઉન્નત અવસ્થાને પ્રાપ્ત થાય છે, અને તેનેજ લીધે ક્રમે ક્રમે ચારિત્ર્યની સંપૂર્ણ ઉન્નતિ થાય છે. એ નિર્મળ ચારિત્ર્યના પ્રભાવ વડે મનુષ્યમાત્રમાં દેવત્વની દિવ્યજ્યોતિ પ્રકટી ઉઠે છે.

આ પળે બિન્દુ અને મંગળાએ યોગિનીની માફક તદ્દન સફેદ વસ્ત્ર પરિધાન કર્યાં હતાં. એમનો હમેશનો પોષાકજ એ હતો. નાનપણમાં એક પીરોજા રંગનું ઝભલું હતું, તે ઝભલાનો રંગ નિર્મળાને બહુજ ગમતો. આજ વળી તેને તે સાંભળી આવ્યું. તેણે કહ્યુંઃ “મને પણ મારૂં પેલું વાદળી ઝભલું પહેરાવો !” કોણ જાણે એ ઝભલું ક્યાંયે પડયું હશે, પણ નિર્મળાને અત્યારે એ ઝભલુંજ જોઇએ ! એણે તો પાકી હઠ પકડી અને બાલસ્વભાવ અનુસાર ધમાચકડી કરવા લાગી.

નિર્મળાનું મન મનાવા બિન્દુ અને મંગળાએ ઘણાં વાનાં કર્યાં પણ એ એકની બે ન થઇ તે નજ થઇ ! આખર મંગળા તેને ઘેર ગઈ અને કાકાકૌઆનું પાંજરૂં લાવીને તેની આગળ મૂકયું. મંગળાએ મહા પ્રયત્નવડે એક સુન્દર કાકાકૌઆને ઉછેર્યો હતો. એ પક્ષીની વાણી ઘણીજ મીઠી હતી. સમયે સમયે તે તેને “રામ રામ ! હરે કૃષ્ણ ! સીતારામ !” કહેતાં શીખવતી. એ ચાલાક પક્ષી પણ એ પ્રમાણે હરિનામનો ઉચ્ચાર કરતાં શીખી ગયું હતું. વનમાળી આનંદમાં હોય ત્યારે એકાદ બે ભજન પણ કેવાં સરસ ગાય ! હરિનામ શ્રવણના અભિલાષવાળી મંગળાએ કોઇ પણ પ્રકારે હરતાં ફરતાં ભગવાનનું નામ લેવાય છે એ ઉદ્દેશથી તેનું નામ “વનમાળી” રાખ્યું હતું. વનમાળી નજર સામે આવતાંજ નિર્મળા ઠેકાણે આવી–હવે નિર્મળાનું હૃદય ચક્ર ફર્યું ! નિર્મળાની રમવાની વૃત્તિ જોઇ ચતુર વનમાળી ચેતીને એક નજરે મંગળાના સામુ જોઇ રહ્યો. એ રીતે તે નિર્મળાની સાથે રમવાની મંગળા પાસે રજા માગવા લાગ્યો. કાકાકૌઆને નિર્મળા જે પ્રભુભજન ગાતી તેના ઉપર

અત્યંત પ્રેમ હતો. અને તેથીજ તે નિર્મળા તરફ આકર્ષાતો. મંગળાએ વનમાળી ઉપર એક સ્નેહદૃષ્ટિ ફેંકી કહ્યું: "વનમાળી ગા જોઇએ !" આજ્ઞા થતાંજ કાકાકૈઆએ ગાવા માંડ્યું:—

વનમાળી ! કહે વનમાળી;
ફરી નૃત્ય બજાવો તાળી.
હરિકૃષ્ણ કહે તું ભાવે, દૂધ ભાત તને બહુ ભાવે,
પ્રભુ દેશે પાપ પ્રજાળી—વનમાળી.

ભગવન્નામ સ્મરણની લગની લાગવાથી મંગળાને એટલી બધી ખાવાની ભાગ્યેજ પરવા રહેતી. આહાર–વિહારમાં તે ઘણીજ અનિયમિત હતી. ફાવે ત્યારે દિવસમાં એક વખત ખાધું તો ઠીક, નહિ તો એમને એમ કડાકા પણ ખેંચી નાંખતી. આટલું છતાં કાકાકૈઆની કાળજી તેને ઓછી નહોતી. વનમાળીને ખાવાપીવાની વ્યવસ્થા નિયમિત રીતે થયે જતી. સમય થયો કેઃ મંગળા અગર બિન્દુ તેનો ખાવાનો સમય સંભાળી લેતાં, પરન્તુ જ્યારથી વનમાળી સાથે નિર્મળાનો સ્નેહ બંધાયો ત્યારથી નિર્મળાજ તેની કાળજી રાખતી. એક દિવસ ચિત્તની અસ્વસ્થતાને લીધે એમાંથી એકે રસોઇજ ન કરી. ઘરમાં નિર્મળાને થાય એટલી બે–ત્રણ પુરી પડી હતી, તે નિર્મળાએ પોતે ન ખાતાં સમય થયો એટલે જઇને વનમાળીના પાંજરામાં નાંખી. પણ કોણ જાણે કેમ વનમાળીને એ પુરી ખાવી ઠીક ન લાગી, તેમ છતાં નિર્મળાના પ્રેમની ખાતર તેણે જરીક ખાધી અને બાકીની પુરીઓના કકડા કરીને પાંજરામાં જ્યાં ત્યાં ફેંકી દીધા. વખત બેવખત નિર્મળા કાકાકૈઆને ચણા–મમરા, દૂધ–પૌઆ, ફળફુલ ખવરાવીને આનંદ પામતી.

પ્રાણાત્મ વનમાળીની મીઠી મધુર વાણી સાંભળી નિર્મળાએ તોફાન તજી દીધું. કંઇક સાંભળી આવતાં નિર્મળાએ આનંદમાં આવી જઇ કહ્યું: "વનમાળી ! જો હું ગાઉં કેઃ—

હે, નાથ ! મને નિર્ભય પદમાં સમાવો,
હે, પ્રાણ ! મારા અંતરમાં જ્યોતિ જગાવો—હે, નાથ૦
ત્રિભુવન પ્રતિપાળ શ્યામ, કરૂણાસાગર કૃપાળ,
પરમ સિદ્ધિ બીજ પ્રભો ! હૃદય ક્ષેત્ર વાવો—હે, નાથ૦

મંગળા અને બિન્દુએ પણ સાથે સાથે ગાવા માંડ્યું, તેથી વળી વધારે રમુજ આવી. હરિનામમાં મસ્ત બનતા કાકાકૈઆએ પણ પૂર્ણ મસ્તીમાં આવી જઇ ગાવા માંડ્યું:—

નિર્મળ યશ નાથનો હે નિર્મળા ! તું ગાયા કર,
મનુજ જીવનનો મહાન મુખ્ય છે એ લહાવો—હે, નાથ૦

ગૃહકાર્યથી પરવારીને પડોશમાંની ભક્તિપ્રિય સૌ. રમા, વસંત, પાર્વતિ વગેરેએ આવીને ભગવદ્ ગુણારવિન્દનો સુવાસ લેવા માંડયો. તેમને તાળીઓ પાડતાં શરમ નહોતી આવતી, તેમને ભજન ગાવામાં ભજના નહોતી આવતી, તેમને લાજ આવતી હતી કેવળનિરર્થક નવરાં બેસી લોકનિન્દા કરવામાં-પારકાનાં પાપ ધોવામાં! તેમને શરમ આવતી હતી ગુરૂજનોની સામે ઉઘાડા માથે બેસી હાહાહીહી કરીને આખું ગામ સાંભળે એવી રીતે ઘાંટા પાડવામાં! તેઓ તો જ્યારે જ્યારે ઈચ્છા થાય ત્યારે ત્યારે વગર બોલાવે ચલાવે નિરાભિમાનપણે ભજનમાં ભાગ લેવા આવતાં અને સાથે ગાવા લાગતાં:—

હે, નાથ! મને નિર્ભય પદમાં સમાવો,
હે, પ્રાણ! મારા અંતરમાં જ્યોતિ જગાવો—હે, નાથ૦

એટલામાં વળી કાકાકૌઆએ પોતાનું સ્વતંત્ર સંગીત ચલાવ્યું:-

સદા આનંદે મસ્ત રહી કૃષ્ણ કૃષ્ણ કહો,
સમય સોનેરો મળશે કયાં આવો-હે, નાથ૦

વાહવાહ! મંગળાનો ઉપદેશ કેવો? વનવિહારનું સ્વાતંત્ર્યસુખ તજીને એક વનપંખી પણ લોહ પિંજરમાં પૂરાઇ-પરતંત્ર બનીને આનંદથી ભગવન્નામ સ્મરણ કરીને પાવન થાય છે:-"હે, પ્રભુ! મને નિર્ભય પદમાં સમાવો!" ધન્ય! પંખી! તારૂં જીવનજ સાર્થક છે!

વસંતપંચમીનો અમૃત વરસાવતો ચંદ્ર અસ્ત પામ્યો. ક્રમે આકાશ વાદળથી મુક્ત થયું. એક પછી એક અનંત નક્ષત્ર-તારા-મંડળ આકાશપટપર જણાવા લાગ્યું. હરિનામનો એ વિમોહન ઉચ્છ્વાસ રાત્રિના વહેતા વાયુ સાથે ભળી જઇ દૂરદૂર સુધી પહોંચી ગયો, અને તેના પ્રતિધ્વનિ સ્વરૂપ એ સંગીતધારા-આદેશવાણી નિરતબ્ધ મહોલ્લામાં વહન કરી પ્રત્યેક ગૃહવાસી જનોના કર્ણદ્વારમાં કહી રહી:—

સદા આનંદે મસ્ત રહી કૃષ્ણ કૃષ્ણ કહો,
સમય સોનેરો મળશે કયાં આવો-હે, નાથ૦

ભજન પૂર્ણ થતાની સાથે માતાના ખોળામાં માથું રાખી નિર્મળા ઉંઘી ગઇ, ભજનના આવેશમાં આવેગપૂર્ણ હૃદયે બિન્દુ પણ નિઃસંજ્ઞ બની. એ તે તંદ્રા, મૂર્છા કે: પ્રભુભક્તિનું ઘેન? એ સમજી શકાય એવી બાબત નથી. સંગીતની પૂર્ણાહુતિ થઈ છતાં બિન્દુના હૃદયમાંથી ભજનાનંદની આસક્તિ ઓછી ન થઈ. એ મોહવશ અવસ્થામાં બિન્દુ બોલી રહી: "માતેશ્વરી! તમારી મમતા-ભરી શાન્તિ-છાયા કેવી! માતા! તમારી ત્રિભુવનમોહન કલ્યાણકારિણી

મૂર્તિનાં એક વખત દર્શન કરાવો, માતા ! જુવો, માતા ! આ તપિત આત્માને એક તલમાત્ર શાન્તિ આપશો કે ! ”

પુનઃ બોલવા લાગીઃ “ હા, સ્વામિન્ ! મારે શું કરવું ? કંઈજ ન કરવું ? તો પછી, ભગવન્ ! મારે અને તમારે શું ! શેની ખાતર હું પ્રાણાદપિ પ્રિય દેવ-ધર્મને ભૂલી આ સ્મશાનક્ષેત્રમાં કાળનિર્ગમન કરૂં છું ? પતિની શોધ નહિજ મળે ? શું અશ્રુ વેરીનેજ મારે માત્ર બેસી રહેવાનું ? ”

“ ના ના, તો શું એ અશ્રુબિન્દુમાં કંઈજ નથી ? અગર જો એ ક્ષુદ્ર ક્ષીણ અશ્રુધારા મહાપ્રભુના પદપદ્મને સ્પર્શ કરી શકે છે, એ અશ્રુધારા પ્રભાવે કદી જો ભગવાન મધુસૂદન પોતાનો અભય હાથ લંબાવી પાપાત્માઓનો ઉદ્ધાર કરે છે, અરે ! ઈશ્વરેચ્છાએ ભલભલા પાપીઓનાં મન એક વખત ફરી જાય છે તો પ્રાણેશ્વર ! તમે પણ ગભરાશો નહિ ! જાઓ, તમારે જવું હોય ત્યાં જાઓ ! હું તમને પ્રાણાન્તેય પ્રાપ્ત કર્યા વગર નહિ રહું. નાથ ! કલ્યાણની વાંચ્છા હોય તો કૃપા કરી મહાકૃપાળુ અભયદાતા સ્વામીજી તમારી રાહ જોઈ રહ્યા છે ત્યાં, કલ્યાણમયી કલ્યાણીના કલ્યાણ ધામમાંજ જાઓ ! ત્યાંજ આપણી સર્વ મંગલકામનાઓ સિદ્ધ થશે. હા, પણ પુનઃ પેલું સુધામધુર ગાન ગાઓ જોઈયેઃ

અદ્વૈત હૃદય ધન કયું એ કહે મન !
સૃજક પાલક જે છે નિત્ય નિરંજન—અદ્વૈત૦

ઓહ ! આ વિસ્તિર્ણ આકાશ પ્રદેશમાં કોણ ગાઈ રહ્યું છેઃ “ અદ્વૈત હૃદયધન કયું એ કહે મન ! ” ઓહ ! એટલીવારમાં પાછું આ સંભળાતું બંધ કેમ રહી ગયું ? એ મધુર સંગીત પાપીના કર્ણપટ પર્યંત પ્રવેશ કર્યા વગરજ અધવચ્ચે વાયુ પ્રદેશમાં અદૃશ્ય થઈ ગયું ! ઓ ! હવે નહિ સંભળાય—હવે કદી નહિ ગાય એ મધુર-ગાન—પ્રાણાનંદ-હૃદયસ્પર્શી હરિનામ ! હરિહરિ ! તો શું સાધનસિદ્ધિ નહિ થાય ? પરમાત્મા એ મંગલ કામના સિદ્ધ નહિ કરે ? કહેતાં કહેતાં બિન્દુનો કંઠ સુકાઈ ગયો—ગળું રૂંધાઈ ગયું. કેવળ એ દીર્ઘ-નિઃશ્વાસ અને નયનપથદ્વારા વહેતી અશ્રુધારા એના જીવાત્માના અસ્તિત્વનો પરિચય કરાવે છે ! બિન્દુની તાદૃશ્ય હરિભક્તિ અને તન્મયતા જોઈ મંગળાએ સ્નેહપૂર્વક બિન્દુને પોતાના ખોળામાં લીધી, અને પોતાના મનથી કહેવા લાગીઃ “ બિન્દુ વયમાં તો બાલિકા છે, પરન્તુ તેની ભગવદ્ભક્તિ અને સાધના—જ્ઞાન વૃદ્ધોને પણ અનુકરણ કરવા યોગ્ય છે. ”

મંગળાના સ્નેહમય કોમળ કરસ્પર્શથી બિન્દુને ભાન આવ્યું. સ્વપ્નમાંથી જાગ્રત થાય તેમ બિન્દુએ કહ્યુંઃ “ સ્વર્ગમાં નિરંતર

સુરજનો મધુર સ્વરે મહાપ્રભુનું ઉત્તમ પ્રકારે ભજન-કીર્તન કરે છે, એ વાત સત્ય હશે કે ?" બિન્દુ ઉપર પૂર્ણ વહાલ આણીને મંગળાએ કહ્યું: "સ્વર્ગમાં નહિ-ભક્તની ઝુંપડીમાં-મારી બિન્દુના આંગણામાં !"

એ સાંભળીને બિન્દુ લજ્જિત થઇ, મંગળાના હાથમાં હાથ ભેળવી ક્ષણવાર દૈવીસુખ ભોગવતી તે આખર આભાર પ્રકટ કરતી નિરૂત્તર રહી.

---

## દ્વાદશ કલ્પ.

---

### વજ્રપાત.

કાલ મહાત્મ્ય જાણવું એ અતિ દુષ્કર છે. આજનો સુખી સંસાર આવતી કાલ સ્મશાન સમાન થાય છે. ધન-ધાન્યથી ભરેલી રસકસવતી વસુન્ધરા નિરસ-કસ વિહીન બની જાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લયકારક ભીષણ પ્રલય એ સઘળું પ્રકૃતિની વિકૃતિ કે અન્ય કંઇ ! એ સઘળું કરાલ કાળના કૂટિલ કટાક્ષપાતનેજ આભારી છે. સમયે એ દુષ્ટ કાળ પણ વહી જશે, કાળ બળ વડે તેનું પણ પરિવર્તન થશે-વિલોપ થશે ! કેવળ રહેશે તેની સ્મૃતિ-રહેશે કેવળ લોકશિક્ષાનો વિચિત્ર આલેખ્ય !

ગોસાંઇએ ગૃહત્યાગ કર્યાને લગભગ એકાદ વર્ષ જેટલો સમય વ્યતિત થઇ ગયો, પરન્તુ બિન્દુના પ્રારબ્ધનું પરિવર્તન નજ થયું. પતિદર્શન કરવાને તે ભાગ્યવાન ન થઇ. સદ્દશિક્ષાના પ્રભાવ વડે બિન્દુ હવે પતિ પ્રેમની ભિખારિણી રહી નથી. બિન્દુ તો ભગવાન મધુસૂદનના ચરણકમળમાં ચિત્ત સ્થિર કરી વારંવાર એજ પ્રાર્થના કરે છે કે: "હે પરમાત્મા ! હું અભાગણીના મહા અપરાધી પતિને સન્મતિ આપજો !" બિન્દુને સંસારનાં અન્ય સઘળાં અનિત્ય સુખની લેશ પરવા નથી. ભોગ વાસનાથી વિરક્ત બિન્દુ, પતિને સુખ-શાન્તિ મળે તેને માટેજ યત્ન કરે છે. આ સંસારમાં બિન્દુને કેવળ ભગવાન ઉપરજ આસક્તિ છે. એજ દયામયની પાસે તે પુનઃ પુનઃ નિર્મળાના કલ્યાણની પ્રાર્થના કર્યા કરે છે. આ સમયે નિર્મળાએ પણ રમવા-રૂખડવાનું બિલકુલ ત્યજી દીધું છે. તેને પણ ભજન-કીર્તનનોજ મોહ લાગ્યો છે. સદ્દશિક્ષા પ્રભાવથી તેણે રામનામનું રમકડું મેળવી આઠે જામ તેની સાથેજ રમવાનું પસંદ કર્યું

છે. સંતસમાગમનુંજ આ ફળ છે. પૂર્ણ યુવાવસ્થામાં બ્રહ્મચારિણી-નવયૌવના યોગિની બિન્દુએ અંગ પર કાષાય વસ્ત્ર, ગળામાં રૂદ્રાક્ષની માળા, હાથમાં રૂદ્રાક્ષનાં કંકણુ, કાને રૂદ્રાક્ષની વાળીઓ ધારણ કરી છે. જીવન કલ્યાણ અર્થે તેણે શુદ્ધ-સાત્ત્વિક વેશ ધારણ કર્યો છે. દિવસમાં તે ફક્ત એકજ વાર આહાર કરે છે. સમયે ફળ મૂળ દ્વારા પણ ચલાવે છે.

કારંજા નાનું ગામ છતાં તેમાં જન સંખ્યા વધારે હતી. આટલી સારી વસ્તીવાળું ગામ હોવા છતાં બિન્દુના સુખ-દુખમાં ભાગ લે એવું ત્યાં કોઇ નહોતું. બિન્દુ કેવળ સૌન્દર્યની અધિદેવી-રૂપની ખાણુ છે, માનો કેઃ રૂપની સરિતા છે, પણ તરંગ નથી! એ અસહાય અબળાને સત્યનિષ્ઠાથી મારી પોતાની કહી આશ્રય આપે એવું સાધુ સ્વભાવનું માત્ર મંગળા વગર ત્યાં કોઇજ નહોતું. કુટિલ કલિ પ્રભાવને લીધે તેની રૂપસુન્દરતાપર પામર વિષય લંપટ માણસો મરી ફીટવા લાગ્યા. બિન્દુને રૂપ એ એક મહા અશાન્તિનું કારણ થઇ પડયું! એ રૂપ-અગ્નિમાં પડી બળી જવાને કંઈક વર્ણસંકર પતંગિયાં તનતોડ પરિશ્રમ કરી, હાથે કરીને મહોત માગવા લાગ્યાં. આથી એ બિચારી મનમાં ને મનમાં બળી જવા લાગી, પરન્તુ જેનો આત્મા ભગવદ્ પ્રેમમાં ઉન્મત્ત બની ગયો છે, જેણે ભગવાનના પાદ પદ્મમાં જીવન-સર્વસ્વ સમર્પણ કર્યું છે, જે ભગવદ્દર્શનની ચિન્તામાં નિમગ્ન છે તેને બહિર ઉપાધિઓ લેશ પણ બાધ કરી શકતી નથી. ધર્મ માર્ગમાં અચળ રહી ભગવાનના ચરણ શરણને ગ્રહણ કરી-તેનેજ માત્ર જીવનનો ઉદ્દેશ માની તેણે સાધન માર્ગમાં આગળ વધવા મહા પ્રયાસ કરવા માંડયો છે. આબાલવૃદ્ધ પર્યંત નરનારી પ્રત્યેક જણ માને છે કેઃ બિન્દુના ચારિત્ર્યબળની અવધી છે! તેનું સાધન-મહાત્મ્ય અપૂર્વ છે! પારકાને નિચોવી લુચ્ચાઈથી ધન મેળ-વવું એજ જેનું અંગ ભૂષણ છે, પરનિન્દા જેમનું નિત્ય કર્મ છે, પારકાને પીડારૂપ થવાથી જેમના આત્માને ટાઢક વળે છે, પળે પળે અસત્ય-અશ્લિલ ભાષણ કરવું એ જેનો નિત્ય સ્વભાવ છે, તેઓ બિન્દુના મોં આગળ લજ્જા પામીને નીચું મોં ઘાલે છે. તેઓ સાચા દિલથી માને છે કેઃ જે હરિનામપર સર્વસ્વ વિસર્જન કરે છે, જે હરિમય થઇ રહે છે, તેને સંસારનાં પાપી મનુષ્યો શું કરી શકે! વિશાળ વટવૃક્ષની શીતળ શાન્તિદાયક છાયાનો આશ્રય લેનાર પથિ-કને અગ્નિ વરસાવતા સૂર્યના પ્રખર તાપનો ભાગ્યેજ ભય રહે, તેમ ધર્મમાયા અને સત્ય છાયા વડે જેનો આત્મા છવાયેલો છે તેને તુચ્છ પાપપ્રવાહ તલ માત્ર સ્પર્શ કયાંથી કરી શકે? એ દુષ્પ્રાપ્ય મહા મોંઘું ધર્મ બળ-સત્ય પ્રતાપ મેળવી બિન્દુ એ ક્ષુદ્ર કુટિરમાં નિર્મળા

સહિત જીવન-કાળ ગાળે છે. સંસાર સંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવાને મંગળા બિન્દુને એક મોટું અસ્ત્ર છે. મંગળાની અપ્રતિમ સ્નેહ મમતા અને એકાત્મભાવના-બળને લીધે બિન્દુ પ્રત્યેક કાર્યમાં વિજયી થાય છે.

આ પ્રમાણે એમનેએમ કેટલોક સમય નીકળી ગયો. એકાએક આકાશમાં મહા પ્રલયકારી ભીષણ ગર્જનાઓ સંભળાવા લાગી. સાગરમાં નિર્ભય રીતે વિહાર કરતી નૌકાઓ પણ હાલનડોલન્ થવા લાગી, ભયંકર તોફાન ઉપસ્થિત થયું. શાન્તિથી નિદ્રા દેવીની સોડમાં સપાયેલાં પશુપક્ષી એકાએક બરાડા-કિકિયારીઓ પાડી મહા અનર્થ સૂચક ભયંકર પરિણામની જગતને સૂચના કરવા લાગ્યાં. એ મહા વિકટ સમયે અસહાય અબળાનું બળ, ગરીબના-રાંકના ધન સ્વરૂપ અમાનુષી-અપાર્થિવ રત્ન-નિર્મળાને નિર્દય લૂંટારાઓ હરી ગયા ! બિન્દુના સુખી જીવનમાં આગનો વરસાદ વરસી રહ્યો. તેની સઘળી આશાઓ ધૂળમાં મળી ગઇ ! આ આકસ્મિક વજ્રપાતથી તેના મનઃપ્રાણ કંપી ઉઠયા. "હે, નિર્મળા !" "હે, બ્હેન ! મને અધવચ્ચે નિરાશ કરી, મને તદ્દન નિરાધાર-રસ્તાની ભિખારણ કરીને તું ક્યાં ચાલી ગઈ ?" આ પ્રમાણે આક્રંદ કરતી બિન્દુ એજ પળે એ કારંજાની આશ્રમ કુટિરનો ત્યાગ કરી નિર્મળાની શોધમાં ચાલી નીકળી, ત્યાર પછી એક પણ વખત કોઇએ બિન્દુને કારંજામાં જોઇ નથી.

દિવસે દિવસે પ્રત્યેક સ્થળે લૂંટારાઓનો ઉપદ્રવ વધી ગયો. તેમને વશ વર્તાવાનું કાર્ય અનિવાર્ય થઇ પડયું. ગોદાવરીના પ્રદેશમાં લૂંટફાટ દ્વારા ગૃહસ્થ જનોના ધનમાલનું હરણ કરી લૂંટારાઓએ મહા ઉત્પાત મચાવી મૂકયો. એક દિવસ ગોસાંઇની કારંજાની કુટિરમાં ચોર આવ્યા. ભિક્ષુક બ્રાહ્મણના ઘરમાંથી શું હાથ આવે ? પરન્તુ કંઇ પણ લીધા વગર પાછા ફરવું એ જેમના ધર્મથી વિરૂદ્ધ મનાય તેઓ પોતાના નાયક તરફથી મહા ઇનામ મેળવવાની આશાએ બિન્દુના જીવન પ્રાણ સ્વરૂપ નિર્મળાને ઉપાડી ચાલતા થયા ! અને આ બ્રાહ્મણ કન્યાનું હરણુજ એ લૂંટારાઓના દમનનું-તેમના સમૂળગા મૂળોચ્છેદનનું મુખ્ય કારણ થયું. આ સમાચાર કાને આવતાંજ અંગ્રેજ ફોજે ચારે તરફ પડાવ નાંખ્યા, અને ગોદાવરીનો પ્રદેશ એ લૂંટારાઓનું મુખ્ય લીલા ક્ષેત્ર જાણીને સૌથી પહેલાં મેજર સાહેબે એ તરફ દૃષ્ટિ નાખી, અને એક પળનો પણ વિલંબ કર્યા વગર તેમણે પીંઢારાઓના દમનનો પ્રબળ પ્રયાસ આદર્યો. આથી અનેક સાધુ-સન્યાસીઓ અંગ્રેજની ફોજમાં દાખલ થયા અને તેમની સૂચના અને સહાયથી એક પછી એક લૂંટારાઓનાં ગુપ્ત સ્થળ

હાથમાં આવ્યાં. થોડા જ કાળમાં પીંઢારાઓના દમનનો ભગીરથ પ્રયાસ આરંભાયો.[1]

## ત્રયોદશ કલ્પ.

### ચિતુસરદારને ચરણે!

કાલપ્રવાહને વહેતાં શી વાર? નિર્મળ જળવાહિની સરિતાનો પ્રવાહ ક્યારે કોઇની રાહ જુવે છે? એ ક્યારે કશાયને ગણકારે છે? કાળની ગતિને જેમ કોઇ રોકી શકતું નથી તેમ સાગર પ્રવાહ પણ અનિરૂદ્ધ અને અનંતગામી છે. સેંકડો વાંક અને અનંત ખાડા-ટેકરા, પહાડ પથરાને ચૂર્ણ વિચૂર્ણ કરીને ગર્વિષ્ટપણે લક્ષ્યસ્થાને પહોંચે છે-મહાસાગરને મળે છે. એ સાગરના જીવનમાં માનવજીવનનું પ્રતિબિમ્બ જણાય છે. પ્રત્યેક તરંગમાંથી જીવનબિન્દુ પ્રતિફલિત થાય છે. પ્રત્યેક પળે મનુષ્યપ્રાણી આ સઘળી બાબતો ઉપરથી અનંત જ્ઞાન પ્રાપ્ત કરી શકે એમ છે. રાત્રિ સમાપ્ત થતાં દિવસ ઉગે છે, અને ભગવાન દિવાકર પૂર્વમાંથી પશ્ચિમાકાશમાં અસ્ત પામે છે. જે ગર્વિષ્ટ દિનમણિએ સરસ વસંત શોભાને અત્યંત તાપે તપાવી નાખી તે દિનકરને રાત પડતાં જગત્ ભૂલી જાય છે. વાસ્તવિકરીતે સંસારમાં કોઈ કોઇને ચહાતું નથી-કોઇને કોઈની નથી પડી! અને એજ ન્યાયે આજ આ જગતની પ્રવૃત્તિઓ ચાલા રહી છે. પણ એ મોહગર્વ શો? આ સંસારની સઘળી વસ્તુઓ નાશવંત છે. કંઇકની આશાઓ મનમાં ને મનમાં રહી ગઈ છે. એવા અભિમાની અને અહંકારી કંઇક ક્યાંય ચાલ્યા ગયા છે! કાળ-પ્રવાહમાં કંઇક તણાઇ ગયા તેમનો પત્તો જ નથી! આ માનવ શરીર એ તે ચાર દિવસની ચાંદરણી કે અન્ય કાંઈ? શરીર અનિત્ય, શરીરી અનિત્ય-તેથી પણ વધારે જોવા જઇયે તો આ જીવન જ અનિશ્ચિત! તો પછી આ બધી ખટપટ, માયા-મમતા શા સારૂ? કોઇ કાળે વિચાર કર્યો છે કેઃ આ સંસારમાં નિત્ય-સારધર્મ શો? કેવળ વિવેકવાણી કર્ણદ્વાર પર આવીને એજ કહે છે કેઃ "નિષ્કામ યોગ-સાધન! પતિતપાવન ભગવાન મધુસૂદનનું સ્મરણ-સાધન!

---

[1] પ્રારંભમાં માત્ર એકજ બ્રાહ્મણ કન્યાના હરણથી અંગ્રેજ ફોજ અને ભારતીય સંસારી-વિરાગી જનોને હાથે ભારતની એક બળવાન કોમનો નાશ થયો! એજ અંગ્રેજ રાજ્યના મધ્યાન્હ સમયે આજ અનેક વિધર્મીઓને હાથે દર વર્ષે સંખ્યાબંધ રમણીઓનાં-આર્યકન્યાઓનાં હરણ થાય છે. આજ પણ એજ અંગ્રેજની આણ વર્તે છે, આજ પણ ભારતમાં લાખો સાધુઓનું લશ્કર છે! પણ કોને કોની પડી છે? લેખક.

શીતૠતુ પૂર્ણ થતાં વિનોદી વસંતે આવીને તેનું વિશ્વ વિમોહન સ્વરૂપ બતાવી તેના હૃદયલોભન હાસ્યમાં જગતને મશગૂલ બનાવી મૂક્યું. નવાંકુર–પત્રપુષ્પથી આચ્છાદિત અનેક વૃક્ષરાજીથી વનપ્રદેશની શોભા અધિકાધિક મનોમુગ્ધકર બની રહી ! સમસ્ત કુન્જ કાનનમાં કોકિલાઓના મીઠા–મનોહર ટૂહૂકારથી સમસ્ત વનપ્રદેશ ગાજી રહ્યો છે. એ મધુરધ્વનિએ વિલાસિની યૌવનાઓના ઉરમાં કંઇક અજબ ચમકાર કરી મૂક્યો ! બિચારી પતિસુખ વિરહિતા નવોઢાઓનું તો પૂછવુંજ શું ? અજબ ખૂશબો ભરી અનેક પુષ્પોની મીઠી સુવાસ લઇ નિર્દય પવન પણ મન ફાવે તેમ મકલાતો વહી રહ્યો છે ! વસંત આગમનનું સુમધુર–ગીત ગાતા મધુકરના ગુંજારવનું પણ શું કહેવું ? એ વસંતોદ્યાનમાં સ્વયં પ્રકૃતિ દેવી હાથમાં વિણા લઇ જગત્ કલ્યાણનું મંગલ ગીત ગાઇ–બજાવી રહી છે ! સુખદાયી વસંતે મધુમાસમાં પ્રકૃતિને મનમોહન વેશથી ભૂષિત કરી છે ! તેણે જગતના પ્રત્યેક જીવના કર્મક્ષેત્રમાં નવો ઉત્સાહ આણી મૂકયો છે.

આજ ચૈત્ર માસની શુક્લાષ્ટમી છે. ભગવાન શીતરશ્મિએ શીતળ પ્રકાશથી જગતમાં શાન્તિ અમૃત વરસાવી મૂક્યું છે ! વિશાળ સ્વચ્છ આકાશ પ્રદેશ આજ અત્યંત મનોહર લાગે છે. વનવાસી–યોગીજનમનને લોભાવે તેવું પુષ્પ સૌન્દર્ય પ્રકૃતિની લીલાભૂમિને વધારે શાન્તિપ્રદ બનાવી રહ્યું છે. એ કેવું સ્વર્ગીય દૃષ્ય !

રોજની માફક આજ પણ બિન્દુના આંગણામાં હરિકીર્તન થયું. રોજની માફક આજ પણ હરિકીર્તન પૂર્ણ થયા બાદ મંગળા પોતાને ઘેર ચાલતી થઇ. કાકાકૈઆએ પણ નિત્ય નિયમ પ્રમાણે:

સદા આનંદે મસ્ત રહી કૃષ્ણ કૃષ્ણ કહો,
સમય સોનેરો મળશે કયાં આવો—હે, નાથ૦

એ પ્રમાણે ગાઇને બિન્દુ પાસેથી વિદાયગીરી લીધી. બિન્દુ આજ કંઇક ચિન્તામગ્ન હોવાથી કંઇ બોલી નહિ. જે વખતે મંગળા ગઇ તે વખતે લગભગ બીજો પ્રહર પુરો થવા આવ્યો હશે. ઘેર જતાં જતાં તેના માથા ઉપર થઇને બેવાર ચીબડી બોલી ગઇ–એક વખત બિલાડી પણ આડી ઉતરી ! કેવું આશ્ચર્ય ? આજ બિન્દુના આત્માને શાન્તિ નથી, તોપણ તે તો ઇશ્વિરમાંજ ધ્યાન લગાવી–જાણે જીવને કંઇજ નથી એમ માનીને બેઠી હતી. કેટલાક દિવસથી તેને જીરણ તાવ પણ આવે છે; બિન્દુની આવી સ્થિતિ છે. અને નિર્મળા ? એ અબોધ બાલિકા પોતાના ક્ષુદ્ર આત્માને પરમાત્માના ચરણમાં સમર્પણ કરી નિશ્ચિન્ત મને શાન્તિમય નિદ્રાદેવીના વિશાળ અંકમાં વિહાર કરી રહી છે–ઉંઘે છે. સદ્દશિક્ષાને લીધે એ સરલા

બાલિકાને સંપૂર્ણ વિશ્વાસ છે કે: "જેને હરિનામનો નેહ લાગ્યો છે તે સંસારમાં નિર્ભય છે. જે પરમાત્માના દર્શનને માટે ઝૂરે છે જેઓ પ્રભુભજનમાં મસ્ત રહે છે તેમને જીવનમાં શોક-દુખ, પાપ-તાપ, જરી પણ સ્પર્શ કરી શકતાં નથી. એ સઘળી ઉપાધિઓ પ્રકૃત ભક્તની પાસે આવતીજ નથી."

છિદ્રેષ્વનર્થા બહૂલિ ભવન્તિ છીદ્ર શોધવામાં અનર્થ બહુ થાય છે, પણ નજરે ચડે તેનું શું કરવું ? આજનો યોગજ એવો છે. આજ કુદરતનાં તમામ કાર્યોમાં કંઇક વિચિત્રતાજ પ્રતિત થાય છે. બાગમાં પુષ્પ ન મળે ! સાગરમાં તરંગ ન મળે ! આત્માને શાન્તિ ન વળે ! બધું વિપરિત ! આજની મહા કાળરાત્રિએ નિરાશ્રયા-દુખી બિન્દુના માથા ઉપર એક વજ્રપાત થયો-તે મૃતવત્ થઇ ગઇ ! મહાપરિશ્રમે -પ્રાણુપણે ઉછેરેલી માતૃવિહિના સ્નેહલતા-નિર્મળા એકાએક અદૃષ્ય થઇ !

કોણ કહી શકે કે: ભગવાનની આમાં શી સદ્દઇચ્છા હશે ? એ ભીષણ રાત્રિએ લગભગ એક બે વાગ્યાના સુમારે ગોસાંઇના ઘરમાં ચોર પેઠા, રાત્રિ અંધકારમય હતી, આખું જગત્ શાન્ત હતું-પોળ મહોલ્લામાં સર્વત્ર શાન્તિ પ્રસરેલી હતી. વન જંગલમાં કેવળ કોક-કોક પંખી કંઇક શબ્દ કરતાં રાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ કરતાં હતાં. ગોસાંઇના આંગણામાં અશોક વૃક્ષ ઉપર બેઠે બેઠે ચીબડી આજ ઉભે શ્વાસે ગુમરાણ કરવા મચી ગઈ છે ! આવી અંધકારમય ભીષણ રાત્રિએ પાપાત્મા-પીંઢારાઓએ સાવધાનતાથી ગોસાંઇના ઘરમાં પ્રવેશ કરી ચોતરફ જોયું પણ સાધુ પુરૂષોના નિવાસ સ્થાનમાં વિલાસ-સામગ્રી કયાંથી હોય ! પરન્તુ મર્દાને ઘેર જવું પણ ખાલી હાથે ઘેર ન જવું એ જેમનો જીવનમંત્ર-તેમના ધર્મ વિરૂદ્ધ તે ખાલી હાથે કેવી રીતે પાછા જાય ? તેમણે જોયું: આંગણામાં એક સ્થળે નિર્મળા ઉંઘતી હતી, અને બિન્દુ બિચારી અધમુવા જેવી અશક્ત પડી હતી. બિન્દુની આવી અસહાય અવસ્થા જોઇ એ ટોળીમાંના કેટલાક દુષ્ટ પીંઢારાઓ ભાન ભૂલી નિર્મળાના રૂપ-લાવણ્યમાં ડૂબી ગયા. એ હાવભાવ જોતાની સાથે દલપતિ-તેમાંનો મુખ્ય પુરૂષ સમજી ગયો અને તરતજ ઇશારતથી તે બ્રાહ્મણ કન્યાને ઉપાડી જવાનો હુકમ થતાની સાથે દુષ્ટ પીંઢારાઓ નિશ્ચેષ્ટ અને નિશ્ચળ સુકોમળ બાલિકાને ઉપાડી ત્યાંથી પલાયન થઇ ગયા. અમીરઅલી આ દળનો અધિપતિ હતો. ફોજની માફક પીંઢારાઓની નાની નાની ટુકડીઓ હતી. તેમાંથી એક જણુને યોગ્યતા પ્રમાણે આગેવાની મળતી. ટોળાનાં પ્રત્યેક માણસો એ આગેવાનની આજ્ઞા પ્રમાણેજ કાર્ય કરતાં.

અમીરઅલીએ કહ્યું: "ખયેર, આજ મોહવશ થઇ અમે રૂપ અગ્નિમાં બળવા તત્પર થયા છીએ, પરન્તુ એ અપરાધ અમારો ધર્મ સહન નહિ કરે. એકને એક દિવસ આ હિન્દુ બાળા ઉપરના અત્યાચાર અને હરણથી અમારૂં સર્વનાશ થશે–પરમાત્મા થોડા કાળમાંજ અમને તેનો ઉચિત બદલો આપશે. સતીનો રૂપાગ્નિ વસ્ત્ર વડે ઢાંકી શકાશે નહિ, પણ ઉલ્ટો એ પ્રબળ રીતે પ્રદિપ્ત થઇ અમે દુષ્ટાત્માઓ–પીંઢારાઓના સમસ્ત કુળને ભસ્મીભૂત કરશે."

આ સાંભળીને બધા લૂંટારાઓ નિસ્તબ્ધ થઇ ગયા, પરન્તુ એક મરણને ભૂલી ગયેલો મૂર્ખ યુવાન પોતાના મનથી અમીરઅલીને ગાળો દેતો સ્વગત્ કહેવા લાગ્યો કે: "આજ સુધી ધનરત્ન મેળવવામાં જરીકે કચાશ નથી રાખી, બાપુ ! આજ તો આ રમણીરત્ન ઠીક હાથ લાગ્યું છે, એ અમૂલ્ય રત્નને એક વખત પ્રેમથી કંઠમાં ધારણ કરીને પછી ભલે જહન્નમમાં જવું પડે કે, ફાંસીને માંચડે ચડવું પડે તેની કુછ પરવા નહિ ! તેથી પણ આનંદજ થશે ! વાહ ! એ તે બેહેસ્તની પરી કે: દેવાંગના ?"

બીજાએ કહ્યું: "આ સુન્દરતાની ખાણ મેળવીને આજ તો પૂર્ણ કૃતાર્થ થયા છીએ. પ્રાણાન્તેય આવી મનોહર બાલિકાને પાછી સોંપાય કે ? આ નાજુકડી–રૂપની પૂતળી તો રોજ માતાજીની સેવાના કામમાં આવશે."

ત્રીજાએ કહ્યું: "સરદારજીની પેલી છોકરી મરી ગઇ, તેના જેવીજ મૂઇ આબેહૂબ છે ! એનાં મોં એકજ આવે છે. ચાલો, એમને છોકરૂં નથી તે ઠીક થયું."

ચોથાએ કહ્યું: "આપણે આમાં ખોટું શું કર્યું ? વૃક્ષ અને ફળ સાથે રહે એ બનેજ કેમ ? આપણે તો ફળની સાથેજ કાર્ય એટલે વૃક્ષને રહેવા દઇ ફળ ઉપાડી લાવ્યા !"

થોડી વાર સુધી પીંઢારાઓમાં ઉપર પ્રમાણે વાદ ચાલ્યો. આગળ ચાલતાં ટોળાનાં અન્ય માણસો જુદે જુદે માર્ગે વળ્યાં અને નિર્મળાને ઉચકનાર બાકીના બે પીંઢારાઓ અને અધિનાયક અમીરઅલી બીજે રસ્તે વળ્યા.

દુખ શું અને વળી દુખમાં રડવાનું કેવું એનો નિર્મળાને ભાગ્યેજ ખ્યાલ છે. બાલિકા માત્ર એટલુંજ જાણે છે કે: માણસનું હૃદય જ્યારે ભગવદ્ ભક્તિમાં તન્મય થાય છે ત્યારે મધુર હરિ નામના પ્રભાવ વડે આંખમાંથી હર્ષાશ્રૂ નીકળે છે, અને ક્વચિત્: "હે પ્રભુ ! અમને નિર્ભય પદમાં સમાવો" એ યાચના કરતાં કરતાં હૃદય ગદ્ ગદ્ થઈ જાય છે. એજ પ્રમાણે બિન્દુ સુખ–ભોગમાં કંઈ સમજતી નથી. નિર્મળા સુખ અનુભવે છે, પણ કેવળ પ્રભુ

ભજનમાં ! કાકાકૈઆને ગાતો સાંભળી નિર્મળાને મહા આનંદ થાય છે. બિન્દુ મંગળા અને કાકાકૈઆ વગર જાણે આ દુનિયામાં કોઇ છેજ નહિ ! પડોશમાંનું તેને કોઇ બોલાવે તો તે શરમાળ બાળા જવાબ આપ્યા વગર માત્ર નીચુંજ જોઇ રહે. તેનામાં વિનય કેવો—નમ્રતા કેવી ! કેવું હાવકું બોલે ! જે નિર્મળાને પોતાના મહોલ્લામાં ફરતાં ભય લાગતો તે નિર્મળા આજ એક અપરિચિત કદાવર પુરૂષની કાંધે ચઢી છે—માનો કે એક યમદૂતના વજ્રાંગપર શરીર રાખી બેભાન અવસ્થામાં ચાલી જાય છે !

જે સમયે નિર્મળાની આંખ ઉઘડી તે સમયે પહો ફાટવાની તૈયારી હતી. તરૂણ પ્રભાકર નિબિડ અરણ્યમાં ઉંચાં નીચાં ડોકિયાં કરી રહ્યો છે. જેમ જેમ આગળ વધે છે તેમ તેમ પીંઢારાઓ અતિશય સાવધાનપણે ચારે દિશામાં દૃષ્ટિ ફેંકતા ચાલે છે. સંતાતા ત્વરિત વેગે દુર્ગમ-વિહંગકુલકૂજનવિરહિત પાર્વત્ય પથે અવિરામપણે ચાલ્યા જાય છે. આંખો મસળતી નિર્મળાએ આંખો ઉઘાડીને જોયું તો વિકટાકાર—બેડોળ ઉચકનારા ચોરોની નિર્દયતાસૂચક રાક્ષસી મૂર્તિઓએ તેના હૃદયને કંપાવી મૂક્યું. ભયને લીધે તેણે ફરી આંખ ન ઉઘાડી. મનથી ભગવાનનું સ્મરણ કરી રહી. ગમે તેમ પણ બાળકજ ને ? જે બાલિકા પુરૂષના છાયાદર્શનથી કારંજામાં છેટે નાસતી તે આજ અજાણ્યા કદાવર રાક્ષસના હાથમાં સપડાયાથી તેનું કાળજું ફફડી રહ્યું છે.

બાલિકા સમજી ગઇ કે: તેને ઉચકનાર કોઇ લૂંટારો છે, અને તે મને ઉચકીને એક સ્થળે લઈ જાય છે. હા, પણ હવે હું કાકાકૈઆ—વનમાળી સાથે કેવી રીતે આનંદ કરી શકીશ ? બાળક બુદ્ધિની નિર્મળાએ લેશ પણ સંકોચ વગર પેલા યમકિંકર સાથે વાત શરૂ કરી, તેણે પ્રશ્ન કર્યો: " તમે કોણ છો ? "

ઉ: " અમે મહાકાળીના દાસ છીએ માજીની સેવા—ભક્તિ કરવી એ અમારૂં નિત્ય કાર્ય છે. "

પ્ર: " માતાના સેવક-તમારા જેવા કેટલા હશે ? "

ઉ: " માજીનો સેવક સંપ્રદાય તો બહુજ મોટો છે, તેની સંખ્યા ઘણી છે. "

પ્ર: " ત્યારે, અહીં તમે એકલા કેમ ? બીજા બધા ક્યાં ગયા ? "

ઉ: " નિબિડ વનમાં—પાર્વત્ય પ્રદેશમાં માજીનું મંદિર છે ત્યાં. માતાજીની સેવાનો સમય થવા આવ્યો છે, તેથી તેઓ સઘળા ઉતાવળા ઉતાવળા ત્યાં પહોંચ્યા હશે. "

પ્ર: " પણ, તમે મને ક્યાં લઇ જશો ? "

ઉ: " સરદારગૃહમાં. "

પ્રઃ " હજી, તે અહીંથી કેટલે દૂર છે ?"

ઉઃ " હજી થોડુંક દૂર છે."

પ્રઃ "હા, પણ, મારી બિન્દુ ક્યાં છે ?"

ઉઃ "ધારવા મુજબ તે તો મરી ગઇ હશે."

પ્રઃ " પણ તેને કોણે મારી નાખી ?"

ઉઃ " તેને કોઇએ મારી તો નથી નાંખી, પરન્તુ તેનું શરીર રોગી હોવાથી મરી ગયા જેવી એ આંગણામાં તારી જોડે પડી રહી હતી. તે તો ભાગ્યેજ અત્યારે જીવતી હશે."

પ્રઃ "તો, તમે મને મારી બિન્દુ પાસેથી અહીં શા સારૂ લઇને નાસી આવ્યા ? મારી બા વગર મારાથી જરીકે રહેવાશે નહિ. તેને જોવાથી મને બહુજ આનંદ થાય છે. તમે મને લઇ જઇને શું કરશો ?"

ઉઃ " તારે તો ફક્ત માતાજીની સેવાજ કરવાની છે."

પ્રઃ " એ વળી કેવી માતાજી ? એ માતાજીને મારી સેવા પસંદ પડશે કે ?"

ઉઃ " અરે ! માતાજી બાળકની સેવાથી તો બહુજ પ્રસન્ન થાય ! અમારા સરદાર છે ને ? તેમને કંઇ છૈયું છોકરૂં નથી, એટલે એ ખુશી ખુશી થઇને તને પોતાના બાળકની પેઠે-પ્રેમપૂર્વક પાળશે. તું જોજે તો ખરી, તને બહુજ આનંદ થશે ! તું તારી બાને પણ ભૂલી જઇશ–સુખી થઇશ."

પ્રઃ " શેનું સુખ ? સુખ તો માત્ર મને ભગવાનના ભજનમાંજ લાગે છે. શું એ મને પ્રભુ ભજન સંભળાવશે ?"

ઉઃ "હા હા, તે તો તને માતાજીનાં કેવાં કેવાં સારાં સારાં સ્તવનો શીખવશે."

લાંબા સમય સુધી આ પ્રાણે વાતચિત કરવાનો નિર્મળાના જીવનમાં આ પહેલોજ પ્રસંગ હોવાથી, આખર બોલતાં બોલતાં તે થાકી ગઈ. કોણ જાણે તેને શું થયું ! વળી પાછી તેને બિન્દુ, મંગળા અને કાકાકૈઆની યાદ આવી કે શું ? બાલિકા થથરી ગઇ, તેની આંખોમાં અશ્રુજળ ભરાઇ આવ્યાં. આ પ્રમાણે કેટલોક સમય નીકળી ગયો. બાલિકાને પાર વગરની ગભરામણ થવા લાગી. તેનું કાળજું જોરથી ધડકવા લાગ્યું. બાલિકા મનમાંનેમનમાં ભગવાનને પોકારી રહીઃ—

રામહી દુખ હરન, ભજ મન ! રામહી દુખ હરન હો ! (૨)
શેષ શારદ કરત અસ્તુતિ કાલ લાગ્યો ડરન—ભજ મન.
દ્રૌપદિકી લાજ રાખી ચીર લાગ્યો બઢન—ભજમન.
મીરાં કે મારન કે કારન ઝહર અમૃત કરન—ભજ મન.

ઇશ્વરસ્મરણુ એ મહાદુખની અમોઘમાત્રા છે. ભગવદ્ કીર્તનથી નિર્મળાના આત્માને શાન્તિ વળી. ભગવાનના ધ્યાનમાંને ધ્યાનમાં તેની આંખો મીંચાઇ ગઇ. ઉચકનારે પણ ચેતી જઇને જરાક પણ ખોલ્યા કર્યા વગર વેગ પૂર્વક ચાલવા માંડયું. યથા સમયે અમીર-અલી મુણ્ડલશૈલ સમીપ માતાના મંદિરે પહોંચ્યો, અને સલામ ભરીને બાલિકાને સરદારજીના હાથમાં સોંપી દીધી. સૌન્દર્યની મૂર્તિ-મંત પ્રતિમા—સુવર્ણબાલા નિર્મળાને જોતાંજ સરદાર પ્રસન્ન પ્રસન્ન થઇ ગયો, તેની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં, તે પોતાના મનથી કલ્યાણીની પ્રાર્થના કરતો ગદ્ગદ્ થઇ રહ્યો ! હર્ષિત વદને તેણે કહ્યું: " અમીર ! અમીર ! પણ, તું આ સ્વર્ગભ્રષ્ટ સુકુમારી—કન્યા-રત્ન કયાંથી લાવ્યો ? આવું અનકૂલ પુત્રીરત્ન મેળવી આપીને તેં તારો ધર્મ પૂર્ણ રીતે પાળી બતાવ્યો છે. આ તારી કાર્યકુશળતા-નોજ પ્રતાપ છે. હું આનો બદલો તને કેવી રીતે વાળી આપું ? જા, આજથી હું તને મારો મુખ્ય સહાયક—દફાદાર બનાવી તારી બહાદુરીનો કંઇક બદલો આપું છું, તે સાથે તને સહાય કરનાર અન્ય સઘળાઓને પણ યોગ્ય પુરસ્કાર આપવાની ગોઠવણુ થશે. પૂજા કર્યા બાદ મહામાયાનું ચરણામૃત આપી નિર્મળાને શિવમંત્રની દીક્ષા આપી તેને નામ કરણ સંસ્કાર કરવામાં આવ્યો. તેણે તે દિવસથી તેનું નામ " जयतारा " રાખ્યું. તે તેને પોતાના પ્રાણુ સમાન ગણુવા લાગ્યો—જીવનના ધ્રુવતારા તુલ્ય માનવા લાગ્યો. બીજેજ દિવસે તારા સહિત સરદાર નવાગઢ પહોંચ્યો નાગપુર પ્રદેશનો એક જબરજસ્ત—પ્રતિષ્ઠિત, જાગીરદાર એજ ચિતુસિંહ—સરદાર—પીંઢારાઓના દળનો મુખ્ય અધિનાયક તે એજ વીરવર પોતે ! વાચક બન્ધુ—ભગિની ! ઇતિહાસ પ્રસિદ્ધ વીરમણી ચિતુસિંહની ઓળખાણુ હવે પછીના કલ્પમાં આપીશું.

---

## ચતુર્દશ કલ્પ.

---

### સરદારનો સાચો પરિચય.

આ સ્થળે ચિતુસરદારનો પરિચય કરાવાની જરૂર છે. એ મોટા ઘરનો છોકરો હતો. તેનો પિતા વીરસિંહ ઉર્ફે વીરૂસરદાર રાટ સંપ્રદાયનો એક અગ્રગણ્ય, અને નાગપુર પ્રદેશનો મોટો જાગીરદાર હતો. વીરૂસરદારનો પિતા ભોંસલે રાજ્યનો મુખ્ય સભાસદ હતો. રાજકાજમાં તેની સલાહ બહુ કીમતી લેખાતી. તેની અપૂર્વ રાજ્ય ભક્તિ અને કાર્યદક્ષતાના પ્રતાપે તેને લગભગ સીત્તેર ગામ જાગી-રમાં મળ્યાં હતાં. નાગપુર એ મુખ્યત્વે પહાડી પ્રદેશ છે. એ પ્રદેશની

ભૂમિ સાધારણ રીતે પત્થર જેવી છે, પરન્તુ પત્થરમાં પણ પારિજાત-પુષ્પ પ્રકટી નીકળે છે, એ ન્યાયે વીરૂસરદાર પણ એક અપૂર્વ સાહસિક અને બુદ્ધિબળવાળો પુરૂપ પાકયો અને તેના અથાક પરિશ્રમને લીધે એ પહાડી પ્રદેશનાં નાનાં નાનાં ગામોમાં વસ્તી વધવા લાગી. પ્રજા ધન-ધાન્યથી સુખી અને સમૃદ્ધ થવા લાગી, તેની સાથેજ વીરૂસરદારની યશસૌરભ પણ જ્યાં ત્યાં પ્રસરવા લાગી. સમય જતાં વીરૂસરદાર રાટ સંપ્રદાયના એક મુખ્ય નેતા તરીકે ઓળખાવા લાગ્યો. ભોંસલે રાજ્યમાં તેનું માન અને પ્રતિષ્ઠા ખૂબજ વધી ગયાં.

અમે જે સમયની વાત કરીએ છીએ તે સમયે નાગપુર પ્રદેશમાં ધાન્યની ઉત્પત્તિ નહિ જેવીજ થતી, કારણ કેઃ પહાડ પથરા વાળી રસકસ વગરની જમીનમાં વરસાદ વરસીને પાછો પહાડના જળ પ્રવાહમાં ભળી જાય એટલે એથી શું વળે? વીરૂસરદારે લોકોને ઉત્તેજન આપી તેમનું લક્ષ્ય ખાસ કરીને ખેતી તરફ વાળ્યું. તેણે પોતાના અધ્યવસાય અને બુદ્ધિબળ વડે નાનાં નાનાં તળાવ અને વાવ-કુવા બંધાવા માંડયા. મુખ્યત્વે વહી જતા પાણીને બંધ બાંધીને તેને ઉપયોગમાં લેવાનો પ્રબળ પ્રયત્ન આરંભાયો. આથી આ ભૂમિમાં ધાન્ય થાયજ નહિ અને થાય તો પાણી મળે નહિ એ લોકોનો ભ્રમ દૂર થયો. લોકોને ઓછાવત્તા પ્રમાણમાં પાણી મળતું રહ્યુ અને સ્થળે સ્થળે ધાન્યની ઉત્પત્તિના પ્રયાસ આરંભાયા. પાણીના મહાસુખની પ્રાપ્તિથી દિવસે દિવસે અત્યંત પાક ઉતરવા માંડયો અને એ પર્વતમય વજ્રભૂમિએ રસકસ ભર્યું નયનમનોહર રૂપ ધારણ કર્યું. ગામે ગામ કુવા ખોદાવાથી પાણીની યોગ્ય વ્યવસ્થા થઈ, તેના પરિણામે વીરૂસરદારનાં ગામ પણ ખેતીવાડીને લીધે આબાદ સ્થિતિમાં આવ્યાં, તેનાજ પરિણામે તેનો ગૃહભંડાર પણ પુષ્કળ ધન-ધાન્યથી પરિપૂર્ણ થઇ રહ્યો. આજ નાગપુર પ્રદેશમાં ખેતી ઉત્તમ પ્રકારે થાય છે. પ્રત્યેક સ્થળે વાવ, કુવા, તળાવ આદિ જળાશયો નજરે પડે છે. આ પ્રદેશમાં વસનારા આદર્શ ધનાઢયો આજ પણ એ મહાવીર-બુદ્ધિચતુર વીરૂસરદારના નામ અને કામ તરફ પૂજ્ય બુદ્ધિથી જુવે છે, માનો કેઃ એ આદર્શ લોકનાયકની પ્રેમ પૂર્વક પૂજા કરે છે. લોક કલ્યાણ કરનાર મહાપુરૂષો તરફ સમાજ આંતરિક ભક્તિ અને કૃતજ્ઞતા પ્રકટ કરે છે તેનો કેવળ એજ ઉદ્દેશ છે.

પ્રજાહિતચિંતક ભોંસલે સરકાર રઘુરાવે પોતાની પ્રજાની યથાર્થ ઉન્નતિને અર્થે કૃષિકર્મવિશારદવીરૂસિંહની દીવાન પદ ઉપર નિમણુક કરી. કાર્યકુશળ વીરસિંહે થોડાજ સમયમાં રાજ્યની યથેષ્ટ

રીતે ઉન્નતિ કરી, રાજા-પ્રજાની અત્યંત પ્રિતિ સંપાદન કરી. વીરૂસરદારનું નિવાસગૃહ દીવાનગઢના નામથી ઓળખાતું. તેના નિવાસ સ્થાનનું મૂળ નામતો શીલાહુર હતું, પરન્તુ વીરૂ સરદાર ભવાનીનો પરમ ભક્ત હોવાથી બહુજ ધન ખરચીને તેણે એક મોટું મંદિર બનાવરાવી સર્વમંગળા ભગવતીની મૂર્તિની ત્યાં પ્રાણ પ્રતિષ્ઠા કરાવી હતી, અને તેથીજ તેનું નામ શીલાહુર બદલીને ભવાનીપુર રાખવામાં આવ્યું. જગતકલ્યાણી ભગવતીની નિત્ય સેવા માટે રોજના એક હજાર રૂપિયાની આવક જેટલી રકમ તેણે અમુક સ્થળે અનામત મૂકી હતી.

ઉત્તરાધિકારી તરીકે વીરૂસરદારને એકનોએક પુત્ર ચિતુ-સરદાર અર્થાત્ ચિત્રવરસિંહજ હતો, પરન્તુ એ અથાક સમ્પત્તિનો ભોક્તા-વારસ છતાં પ્રારબ્ધયોગે તેના બાપદાદાનો એકે ગુણ તેનામાં નહોતો. તે નાનપણથીજ સાહસિક, બહાદુર અને સ્વતંત્ર મિજાજનો કહો કેઃ ઉચ્છૃંખલ હતો. યુવાનીમાં ખરાબ સોબતમાં પડવાથી—સંગદોષના પ્રતાપે તેની માનસિક વૃત્તિઓને તે વશ રાખી શકયો નહિ. માનસિક વૃત્તિની લગામ તેણે એકદમ છૂટી મૂકી દીધી. મનમાન્યા વિભવ વિલાસ ભોગવવાના હડકવામાંને હડકવામાં પિતાએ મહાપરિશ્રમે મેળવેલી સમ્પત્તિ તે થોડા કાળમાં ગુમાવી બેઠો.

એક સમયે સમસ્ત દેશમાં હાહાકાર મચી ગયો. લાગલાગટ બે વર્ષ પર્યંત વદસાદ ન આવ્યો, અને ધાન્ય પાકયું નહિ એટલે આવક બિલકુલ ઓછી થઈ ગઇ, રહી માત્ર નજીવી આવક તેમાં ચિતુનું લખલૂંટ ખર્ચ કયે રસ્તે નભી શકે ? બહુજ મુશ્કેલી આવી પડી. પ્રારંભમાં અતિથિ સત્કાર બંધ થયો. નોકર ચાકરોના પગાર પણ એમને એમ ચડે ગયા. આવક ઘટી જવાથી, વ્યાપાર રોજગાર બહુજ મંદ પડી ગયો. લોકો પાસે લેણું હતું તે યથાસમયે ફરી ન વળ્યું, હવે ચિતુ "હા, પૈસો ! હા, પૈસો !" કરીને જ્યાં ત્યાં વ્યર્થ ફાંફાં મારવા લાગ્યો-બિચારો આકુળ વ્યાકુળ બની ગયો. રાટ જાતિ હમેશાં કષ્ટસહિષ્ણુ, સાહસી અને બળવાન રહે છે. તરવારની સાથે તો તેઓ બાલપણથીજ દોસ્તી કરતાં શીખે છે. તીર-કામઠામાં પક્કા નિશાનબાજ ! આખર એ રાટ લોકોએ પેટની લહાયે-નછૂટકે લૂંટફાટનો ધંધો આદર્યો. કાળે કરીને એજ લોકો પ્રબળ પીંઢારાઓના નામે ઓળખાયા. ચિતુ સરદારે એ પીંઢારાઓના દળની આગેવાની લીધી. દિવસે દિવસે તેમના એ ધંધામાં તેઓ ખુબજ ફાવ્યા. જેમ જેમ તેમના દળમાં માણસોની સંખ્યા વધવા લાગી તેમ તેમ તેમનો પૈસા મેળવવાનો માર્ગ મોકળો થતો ગયો.

હવે પછી ચિતુને પૈસાની રજે પરવા ન રહી. માતાજીની પૂજાનો ઠાઠમાઠ પણ દિવસે દિવસે વધી ગયો. હમેશાં માતાની ષોડશોપચાર પૂજા થવા લાગી, એ તે કેવી મજા અને કેવો આનંદ ! અગાઉની પેઠે ભૂખ્યાં, અપંગ, અસહાય, દુખી માણસોને માટે અન્નક્ષેત્ર ઉઘાડવામાં આવ્યાં. એ ઉદાર પુરૂષે પોતાની પ્રજા પાસે બાકી રહેલું લેણું એમને એમ માંડી વાળ્યું. પોતાના આશ્રિત અને જ્ઞાતિજનોને તે મુક્ત હાથે સહાય કરવા લાગ્યો.

ભવાનીના પ્રત્યેક ઉપાસકો કેવળ સ્વતંત્ર મિજાજના બહાદુર ધર્મભીરૂ બ્રાહ્મણ હતા. ચિતુની નિષ્ઠુર વૃત્તિ અને અત્યાચારથી મેળવેલી લક્ષ્મીથી ભવાનીની પૂજા કદી ન થાય. એ કાર્ય સર્વાંશે ધર્મવિરૂદ્ધ માનીને પૂજારી વર્ગ મહા દુખી થવા લાગ્યો. તેમણે વ્યથિત ચિત્તે માતાની પૂજા–સેવા કેટલાક વખત સુધી ચાલુ રાખી પરન્તુ આખરે મંદિરના મુખ્ય અધ્યક્ષ જ્ઞાનવૃદ્ધ વાસુદેવપંડિતે સમય સાધીને સરદારને કહ્યું: " આપ સરકાર તરફથી હાલમાં થોડા સમયથી જે મહાપૂજાની સામગ્રી આવે છે તે મહામાયાની સેવા માટે તદ્દન નકામી છે–ભ્રષ્ટ છે." એટલું સાંભળતાની સાથે આંખો લાલચોળ કરીને ચિતુએ કર્કશ સ્વરે કહ્યું: " મહારાજ ! માતા ભવાનીની નિત્ય સેવામાં હાલ જે દ્રવ્ય વપરાય છે તેની સાથે રાજ્યને સંબંધ નથી કે ? " વયોવૃદ્ધની સાથે જ્ઞાનવૃદ્ધ વાસુદેવ પંડિત સંપૂર્ણ શિષ્ટાચારી અને સદા સર્વદા દીવાનના વંશનું કલ્યાણ ઇચ્છનારા હતા. ચિતુ સરદાર પણ તેમને કુળ પુરોહિત માનીને સારી રીતે માન આપતા. સાધારણ બાબતમાં પણ " ગુરૂજી " વગર વાત નહિ ! તેમ છતાંય આ સમયે લાખ પ્રયત્ન કરવા છતાં તેઓ શિષ્યની મતિ ફેરવી શકયા નહિ. યાગ–યજ્ઞ, પૂજન–સાધન દ્વારા પણ જ્યારે ચિતુને તેના નૃશંસ કાર્યથી અલગ ન કરી શકયા ત્યારે ભવાનીના પૂજારી વર્ગે ધ્રુવ નિશ્ચય બાંધ્યો–તેઓએ કલ્પના કરી કે: " આ મહા પાપને લીધે થોડાજ કાળમાં ભવાનીપુરનું અવશ્ય અધઃપતન થશે. "

ચિતુનો જવાબ સાંભળીને ગુરૂજી તો ઠંડાજ બની ગયા. થોડી વાર મૌન ધારણ કરીને તેમણે કહ્યું: " સરદારજી ! હું તો કેવળ વૃદ્ધ બ્રાહ્મણ છું. માતાજીની સેવા-પૂજા એજ મારા જીવનનો આનંદ છે. આપના કલ્યાણ વગર મારે એ મહામાયાની પાસે બીજું કંઇજ માગવાનું નથી. ગમે તેમ પણ દુખી કે દરિદ્રી, ધનવાન કે રંક એ બધાં માતાનાં સંતાનજને ? તેમને તો આખું જગત્ સરખું ! જરી વિચાર કરો કે: એક સંતાન બીજા સંતાનને મારી છૂંદીને

તેના લોહીની માતાજીને અંજલિ આપે તો શું તેથી મહામાયા જગજ્જનની પ્રસન્ન થાય કે ? તેથી તો ઉલ્ટી તેમની અવકૃપાજ થાય ! માતેશ્વરીની ભક્તિ–પૂજા યથેષ્ટ રીતે થાય એ ઉત્તમ વાત છે, પરન્તુ પારકાનાં ધન માલ, સર્વસ્વનું હરણુ કરીને તે મહા પાપનાં માતાજીને ભાગીદાર બનાવીયે તે આપણને શોભે કે ? જુવો ! મહા પરાક્રમી સ્વર્ગીય મહાપુરૂષનું પુણ્ય છે ત્યાં સુધી તો ઠીક છે- બાકી શું કહું ?"

ગુરૂજીના અંતરની વાત સાંભળીને ચિતુના હૃદયમાં જબરો આઘાત થયો–તેની તેને બહુ અસર થઇ. તે કંઇજ પ્રતિવાદ કરી શકયો નહિ. તેને નથી સમજણુ પડતી કે: મારે હવે ગુરૂજીને શો જવાબ આપવો ! ચાહે તેમ કહો પણુ ચિતુ દૃઢ પ્રતિજ્ઞ–કર્મવીર છે, કર્તવ્યને કોરાણે મૂકે એવો નથી. પળવાર વિચાર કરીને તેણે કહ્યું: " ગુરૂજી ! આપ કહો છો તે યથાર્થ છે. ભવાની સમીપ હું મહાપાપી છું, ખરેખર હું કુળકલંક છું, પરન્તુ માજીની સેવા, ભક્તિ સમયે આપ મારા હૃદયમાં એ પાપવૃત્તિ જુવો છો કે ? આ પાપીને લીધે કદાચિત્ એ સેવાને મહામાયા ગ્રહણુ ન કરતાં હોય તો તે હું અત્યારથીજ બંધ કરી શકું છું. ચિતુની પાપ છાયા ભવાનીપુર સુધી તો નહિ પહોંચેને ? મારૂં તો માત્ર એજ કહેવું છે કે: ગમે તેમ થાય પરન્તુ માજીની સેવા કોઇ પણુ પ્રકારે અટકવી ન જોઇએ. દેવીની સેવાને માટે જેટલી આવકની જરૂર છે તેટલી તો મૂળથી નિયમિત આવે જાય છે ને ? અત્યાર સુધી તેની સઘળી વ્યવસ્થા તમેજ કરતા આવ્યા છો અને તે તમારેજ કરવાની છે. કહો ! હવે આ પાપી સાથે તમારે કોઈ જાતનો સબંધ રહ્યો ? ગુરૂજી ! આ જીવને તમારી વિવેક વાણીની જરાકે અસર નહિ થાય. ભલે એ એનું કાર્ય કરે અને પરિણામ ભોગવે તેની આપ ફીકર ન કરતા ! મને નહિ પરન્તુ આપ નિરંતર માત્ર માજીને સુપ્રસન્ન રાખ્યા કરો !" ગુરૂજી સમજી ગયા કે: હવે સરદારને જે કંઇ કહીશું તે બધું ધૂળ ઉપર લીંપણુ જેવું થશે. પૃથ્વી હવે રસાતળ જવા બેઠી છે. પ્રકટ રીતે ગુરૂજીએ કહ્યું: " ભવાનીપુરનો ત્યાગ કરીને કદાપિ માતાજીની અન્ય સ્થળે જવાની ઇચ્છા ન હોય તો પછી ?"

ચિતુ: " ભલે, એમણે સ્થાનાંતર કરવાની કંઈ અગત્યતા નથી. આ નજીકના પર્વતના શીખર ઉપરજ માતાજીનું એક અન્ય સ્થાન કરીશું. એને માટે એક ભવ્ય–સુન્દર નવો ગઢ બનાવવાની હું હાલજ વ્યવસ્થા કરૂં છું અને એજ સ્થળે નૃમુણ્ડમાલિની કાલિકાની મૂર્તિ સ્થાપન કરી અમે નિત્ય માતાની સેવા ત્યાંજ કરીશું. જોઉં છું કે: માજી પ્રસન્ન થાય છે કે નહિ ?"

ગુરૂ: "સંતાન અનેક પણ માતા એકજ છે. કાળ અને પ્રયોજન ભેદને લીધેજ માત્ર જુદા જુદા આકાર બનાવ્યા છે. આ એજ સુવર્ણની શાન્તિ સ્વરૂપિણી ભવાનીની આનંદમયી મૂર્તિ અને જેને નૃમુણ્ડમાલિની કરાલવદના કાલિકાની મૂર્તિ કહીએ છીએ, તે માતેશ્વરીની દનુજદલની વિષાદ મૂર્તિ છે."

ચિતુ: "માતાને વળી વિષાદ કેવો ?"

ગુરૂ: "કામના એજ કર્મનું મૂળ છે. વાસનાનુયાયી કર્મ અને કર્માનુયાયી વાસના છે. એટલા માટે જો વાસનાનુયાયી કર્મ ફળ માનીને લૂંટારાઓના સંપ્રદાયના ભાવિ પરિણામની ચિન્તા કરીને જો આપણે માજીની ગમે તેટલી પૂજા કરીયે તો માતા પ્રસન્ન નહિ પણ અપ્રસન્નજ થાય. તમે અત્યાચાર અને અનાચારથી મેળવેલી લક્ષ્મીની પુષ્પમાલા, અલંકાર કે પ્રસાદ લાવીને માજીને ચરણે ધરો તેથી માજી કોઈ કાળે પ્રસન્ન થાય કે ? જુવો ! દુષ્કાળ આદિ ઉપાધિનો અંત આવી ગયો છે, જગતમાં જ્યાં ત્યાં શાન્તિ છે, પૃથ્વિ ધન-ધાન્યવતી થઈ છે."

ચિતુ: "ગુરૂજી ! એ બધું હું સમજું છું. માનો કે: ઠગવિદ્યામાં પાપ છે, પરન્તુ જે નરમુણ્ડ માતાના કંઠનું ભૂષણ છે, તે મુણ્ડપાત કરતાં તેના ભક્તજનોએ શા માટે અટકવું જોઈએ ? પીંઢારાઓ એ માતાના મુખ્ય સેવક છે. નરશોણિત વડે માતેશ્વરીની પૂજા કરવી એ તેનાં સન્તાનનું ચીરજીવનવ્રત્ત છે ! યાદ રાખજો ! વીર લૂંટારાઓનાં ભૂતકાળમાં ગાન ગવાયાં છે, અને આજ પણ ગવાય છે-વિક્રમશાળી પુરૂષો-દેશી અને વિદેશી જનો અંદરથી કે બહારથી અમારી તારીફ કરે છે. તે મારી જાણ બહાર નથી. મૃત્યુનો અમને ભય નથી. આજ પ્રમાણે ભવિષ્યના ભાવિ પડદામાં છૂપાયેલો કોઈ ભલેને લૂંટારો કહે એવો બહાદૂર બચ્ચો સુધરેલા જમાનામાં સંસારને ચકિત્ કરતો પ્રારબ્ધ અને પુરૂષાર્થના ઉભય બળ દ્વારા અજીત પુરૂષ તરીકે રાજપદ પ્રાપ્ત કરે-પોતાની આણ વર્તાવે તો તેમાં આશ્ચર્ય શું છે ? અમારે માટે આપ નચિન્ત રહો !"

ગુરૂ: "સાધુજનોને પીડા કરનાર નરરક્ત પીપાસુ-દનુજદળ સંહાર કરવા માટેજ મહામાયા કરાળ-ભીષણ રૂપ ધારણ કરે છે. એ ભીષણ રૂપ નિર્દોષ અને નિરાશ્રિત પથિકોના મુણ્ડપાતને અર્થે નથીજ ! ધર્મ માર્ગે મેળવેલું ધન એજ સાચું સુખ આપનાર છે. આ લોકમાં ધર્મ જેવી બીજી એકે વસ્તુ નથી. નાશવંત-તુચ્છ ધનના લોભને વશ થવું એ કોઈ કાળે ઇષ્ટ નથી. મને લાગે છે કે: અંગ્રેજીરાજ-પ્રભાવ વડે એક દિવસ પીંઢારાઓનું સર્વનાશ થશે !"

ચિતુઃ "પીંઢારાધિપતિ મૃત્યુના ભયથી જરીકે ગભરાય તેમ નથી. હા, તેને ભય છે કેવળ મહામાયા—જગજ્જનિનો! ભવાનીપુર સાથે હવે મારો વધારે સમ્બંધ નહિ રહે તો પણ પિતાજીની આજ્ઞા મુજબ માતાજીની પૂજા વગેરેની વ્યવસ્થા તો વ્યવસ્થિત રીતે ચાલ્યાજ કરશે."

એટલું કહીને ગુરૂના પગમાં પડી ચિતુ ત્યાંથી વિદાય થયો. એજ દિવસે તેણે ગોદાવરી તીરે આવેલા એક નાના ગામનો સમૂળગો નાશ કર્યો. બાદ થોડાજ દિવસમાં તેણે એક નાનું કિલ્લાબંધ ગામ વસાવ્યું અને તેના મધ્ય ભાગમાં એક સુવિશાળ કાલિ મંદિર રચાવ્યું, ત્યાર પછી ચિતુ એના જીવનમાં એક પણ વખત ભવાની-પુર ગયો નથી, તેમ છતાં કુટુંબમાંથી અન્ય કોઇને ત્યાં જવાનો પ્રતિબંધ નહોતો.

ચિતુ સરદારને કુટુંબમાં માત્ર બે પત્ની—રમા અને અનુપમાજ હતાં. ચિતુ નિઃસંતાન હતો. રમાને એક પુત્રી થઇ હતી, પણ તે પુરાં ચાર વર્ષની થતામાં ગુજરી ગઇ. અનુપમાએ તો સારો દિવસ જોયોજ નહોતો, પરન્તુ ચિતુના જીવનપ્રાણ સ્વરૂપ હરણ કરી લાવેલી બ્રાહ્મણ કન્યાને તેઓ બન્ને—રમા અને અનુપમા પોતાની પુત્રીવત્ ચહાતાં. રમા અને અનુપમા ઉભય ભગવતીનાં ભક્ત હતાં—માતાજીનાં ભજન—પૂજનથી તેમને અત્યંત આનંદ થતો. બન્ને માતાઓની સાથે દીકરી પણ ક્વચિત્ ભવાનીપુર જતી આવતી. દિવસે દિવસે તારાનું માન વધવા લાગ્યું. ગુરૂજી તારાને બહુજ ચહાતા. ભવાનીના સેવક સંપ્રદાયનાં પ્રત્યેક સ્ત્રી—પુરૂષો તારા ઉપર બહુજ વહાલ રાખતાં.

અઢળક ધનભંડાર છતાં શું છે અને શું નથી તેમાંનું રજ પણ ચિતુ સરદારથી અજાણ્યું નહોતું. કોઇ વસ્તુ તેની નજર બહાર નહોતી. તેણે અથાક સમ્પત્તિનો વ્યય કરીને નવું મંદિર બનાવરાવ્યું હતું. એ મંદિર કેવળ મણીમય હતું, અને તેથી તેને ચોતરફ દૃષ્ટિ રાખવી પડતી. ચિતુસરદાર મુખ્યત્વે કરીને આ નવમંદિરમાંજ રહેતો. કોઇને કારણસર મળવું હોય તો તે ત્યાંજ મળતો, અને તેથી લોકોને નવાગઢ સુધી જવું ન પડતું. પ્રત્યક્ષ રીતે ઠગ લોકોને હવે નવાગઢ સાથે એટલો બધો સંબંધ નહોતો.

નવાગઢમાં ચિતુને ત્યાં કંઇ અનેક દાસ—દાસીઓનું લશ્કર નહોતું. નવાગઢમાં કોઇએક ધર્માત્મા—શ્રીમંતના જેવોજ કાર્યભાર ચાલતો. દેવદેવીનું પૂજન અર્ચન, યાગયજ્ઞ, ભજનસાધન, તે તો તેમનું નિત્યકર્મ હતું. દુખી—રોગી જનોને માટે દવાદારૂની સેવા સુશ્રુષાની પાકી વ્યવસ્થા હતી, ભિક્ષુક અતિથિ અભ્યાગતને માટે

તેણે અન્નક્ષેત્ર ઉઘાડ્યું હતું. બ્રાહ્મણ-પંડિતને માટે દાનનો પ્રવાહ વહ્યા કરતો. જરૂરજોગ-પોતાના ઘરની મૂળ પ્રતિષ્ઠા પ્રમાણે સિપાહી, સંત્રી, ચોબદાર, ખજાનચી તિરંદાજ વગેરે બધું હતું, પણ કોઇનામાં ધનગર્વ નહોતો. ઘરમાં લેશમાત્ર અશાન્તિ નહોતી! ત્યાં આગળ નોકર-ચાકરોના નિસાસા પણ નહોતા સંભળાતા! એ બધો પ્રતાપ કેવળ આદર્શ સદ્‌ગુણી ગૃહિણીનોજ હતો. ચિતુ કર્મવીર હતો, પિતૃક સમ્પત્તિની તે જરીકે પરવા રાખે તેવો નહોતો. ચિતુના ધનભંડાર ભરેલા હોવાથી તેને હવે ધનનો જરીક પણ લોભ નહોતો.

શાન્તશીલ નામનો એક બ્રાહ્મણકુમાર નઠારી સોબતમાં પડવાથી જાતીય ધર્મ-કર્મને તિલાંજલિ આપી દુર્વૃત્ત પીંઢારાઓના દળમાં શામિલ થયો. બ્રાહ્મણ સંતાન જાણીને ચિતુસિંહે તેને ધનભણ્ડારનો વ્યવસ્થાપક-કોષાધ્યક્ષ બનાવ્યો, અને તારા પણ બ્રાહ્મણકન્યા હોવાથી તેના ખાવા-પીવાનો ભાર શાન્તશીલ ઉપર પડ્યો. મુખ્યત્વે જે પ્રસાદ માતાજીને હમેશાં ધરાવાતો તે તેઓ બન્ને જમતાં. ભક્તિપરાયણ, ધર્મપ્રાણા, રમા અને અનુપમા પણ માતાજીના પ્રસાદ વગર બીજું કંઇજ ખાતાં નહિ. શુદ્ધ આચાર અને શુદ્ધ આહારથી ચિત્તશુદ્ધિ થાય છે, તે વાત સત્ય છે. કાળ મહાત્મ્યને લીધે શાન્તશીલને માટે પણ એમજ થયું. શાન્તશીલનો પરિચય આપવાની અત્યારે કંઇ આવશ્યકતા નથી.

---

## પંચદશ કલ્પ.

### કારંજાની શેષકથા.

આ એજ કારંજાની ક્ષુદ્ર કૂટિર છે. આ આપણું એજ પૂર્વપરિચિત મહાનુભાવ ગોસાંઇજીની સંસારલીલાનું પ્રિય ભુવન છે. આંગણા આગળના અશોકવૃક્ષની નિબિડપલ્લવ શાખા-પ્રશાખા પવનને લીધે મૃદુમંદ રીતે ઝોલાં ખાય છે. એક ડાળ ઉપર આજ પણ એક ઘુવડ બેસી મહા ચિત્કાર કરી વહેમ ઉપજાવે છે, પરન્તુ આજ કૂટિરમાંથી કંઇ શબ્દ સંભળાતો નથી. કેવળ મંત્રમુગ્ધવત્ આજ તેમાં નિસ્તબ્ધતા જણાય છે. જ્યાં ત્યાં ધૂળના થરનાથર જણાય છે, આથી માત્ર એટલીજ કલ્પના થઇ શકે છે કે: આ આગણાની હાલમાં સંભાળ લેવાતી નથી-આ સ્થાન જનવિહીન છે! આજ એ આંગણામાં હરિનામ નથી સંભળાતું! ભૂતકાળનું એ શોભાસ્થાન આજ સ્મશાનક્ષેત્રના રૂપમાં પરિણીત થઇ રહ્યું છે. જ્યાં ત્યાં ચારેકોર ઉપર નીચે કેવળ શૂન્યતા પ્રસરી રહી છે. ભયંકર કાળરાત્રિનું ભીષણ દૃશ્ય ભલભલાના કાળજાને થથરાવી નાંખે તેવું છે.

એ કાળરાત્રિ પછી એમને એમ કેટલાક દિવસ વહી ગયા. માધુર્યભરી સુસ્નિગ્ધ ચંદ્રમસી રજનીમાં કેટલીયવાર વચ્ચે વાદળાંએ આવી તેની વિઘ્ન સંતોષી વૃત્તિને પ્રકટ કરી, પણ એ તો એમનું એમજ ચાલ્યા કરે છે ને ? પ્રાતઃકાળ થતામાં અનેક પક્ષીગણ શાન્તિથી એક વનમાંથી બીજા વનમાં, એક દેશમાંથી બીજા દેશમાં ઉડી જઈ પોતાનો દાણો મેળવવા મહાપરિશ્રમ આદરે છે. કારંજાના એ કુઞ્જકાનનની સમૂળગી શોભા નાશ પામી છે. પશુ–પક્ષી, તરૂલતા પણ હાહાકાર કરી રહ્યાં છે. નિર્મળાના વિયોગ–દુખથી સમસ્ત જડ ચેતનમાંથી નિશ્વાસની વરાળો નીકળતી જણાય છે. માયાના આ મહારાજ્યમાં સૌ આત્મજ્ઞાન વળાવી બેઠાં છે !

અને બિન્દુ ? એજ રોગિણી–નિર્મળાના વિયોગ–દુખે દુખી થયેલી શિવપ્રસાદની કન્યા ? રોગમુક્ત થવા છતાં આજ બિન્દુ નિસ્તેજ છે. થોડાજ સમયમાં આટલો બધો ફેરફાર ? એ અગાઉનું રૂપ ક્યાં ગયું ? સુવર્ણ પ્રતિમા ચિન્તારૂપી રાખના ઢગલામાં ઢંકાઇ ગઇ છે ! વસંતરૂતુમાં જેવી રીતે વનપુષ્પ અસહ્ય–પ્રખર તાપને લીધે બળીને ખાખ થઇ જાય છે, તે પ્રમાણે લલિત લાવણ્યવતી લલના ઉષ્ણ નિશ્વાસવડે રાત્રિ–દિવસ સોસાઈ જાય છે ! આજ બિન્દુની આવી હૃદયભેદક અવસ્થા છે, તેની આંખોમાં હવે પહેલાંના જેવું નિર્મળ તેજજ ક્યાં છે ? અશ્રુધારાનો અખંડિત પ્રવાહ વહેવાથી તેની આંખો સુજી જઇ કેવળ બિહામણી બની ગઇ છે ! તેના મોંથી હરિનામ પણ સંભળાતું નથી. પૂર્વ સંસ્કારને તો તે ભૂલીજ ગઈ છે. આજ તેની કેવળ કર્મસ્મૃતિ રહી છે !

મધ્ય આકાશમાં રહે રહે રૂપેરી અમીરસ ઢોળતા ભગવાન નિશાનાથને જોવા છતાં આજ તેના દુખી મનને તેથી જરીકે આનંદ થતો નથી. આજ તે અંતરિક્ષમાં ભગવદ્ ભક્ત મહાયોગી પરમહંસની એજ પ્રશાન્ત મંગલમૂર્તિ જોઇ રહી છે ! વચ્ચે વચ્ચે તે છ વર્ષની બાલિકા–નિર્મળાને જુવે છે ! એ જોતાંની સાથે તેનું કાળજું ઉથલી જવા લાગ્યું. હતભાગિની બિન્દુ, હાશ ! કરીને કપાળ કુટતી એકાએક ધૂળમાં આળોટવા લાગી ! મર્મઘાતી વિરહવેદનાને લીધે તે મરવા જેવી થઇ છે ! નિઃસંતાન હોવા છતાં આજ તે પુત્રી–શોકમાં આકુળવ્યાકુળ બની ગઈ છે !

મંગળા અને જમીના પ્રયત્નથી દિવસે દિવસે બિન્દુને તાવ ઉતરતો ગયો, પરન્તુ તેની આંતરજવાળા તો એમને એમ વધતીજ ગઇ ! કેવળ " હા, નિર્મળા ! મારી નિર્મળા ક્યાં ? " કહીને તે આક્રંદ કરે છે. તેના મોંથી એ વગર બીજો શબ્દજ નીકળતો નથી. એના એ નિર્મળાવિરહદુખની વૈદ્યો પણ ક્યાંથી દવા લાવે ?

ઘડીમાં ઉન્માદિની અને ઘડીકમાં ધ્યાનમગ્ન સાક્ષાત શાન્તિદેવીજ જોઇ લ્યો ! એક દિવસ મંગળા, જયા અને બિન્દુ એ ત્રણે જણુ મળીને ઘરમાં વાતો કરતાં હતાં, બિન્દુની ભાવિ ચિન્તાને લીધે રડી રડીને ઉભય બહેનપણીઓએ પોતાનાં વસ્ત્રના પાલવ ભીંજવી નાંખ્યા. બિન્દુની કોટે વળગી મંગળાએ કહ્યું: "બિન્દુ ! તું ક્યાં સુધી આવી રહીશ ? તારી કઠોર સાધન તત્પરતામાં આ દેહ કેટલો વખત ટકશે ? ક્યાં તારૂં દુર્બળ શરીર અને ક્યાં તારી પ્રબળ સાધના ?"

જયા: "કેમ, બહેન ! તેંજ એક વખત નહોતું કહ્યું કે: વિપત્તિમાં ધૈર્ય અને અભ્યુદયમાં ક્ષમા રાખવામાંજ ખરૂં મહત્વ છે ! વળી પાછી તુંજ આમ એક સામાન્ય સ્ત્રીની માફક આકુળવ્યાકુળ થઇ જાય છે ?"

હૃદયના વેગને મહા કષ્ટપૂર્વક રોકીને બિન્દુએ કહ્યું: "બહેન ! આ એ અગાઉના દેહ નથી, મહાપ્રલયને લીધે એ વિચૂર્ણ થયો છે. હું નથી સમજી શકતી કે: આ ભગ્નહૃદયમાં હવે આ પાપી પ્રાણુ શા સારૂ ટકી રહ્યો હશે–હજીય આ ભાગ્યમાં કેટલું સહન કરવાનું લખ્યું હશે ? મંગળે ! હવે આ જીવનમાં મારે કંઇ પણુ ઇચ્છા નથી, હૃદયમાં કોઇ પણુ પ્રકારની લેશ પણુ વાસના રહી નથી. કેવળ એજ ઇચ્છા છે કે: ફક્ત એક વખત મનભરીને મારી નિર્મળાને ક્ષેમ–કુશળ જોઇને હું સુખેથી મરણુ પામું. જયે ! મારી આ મનઃકામના કોણુ પૂર્ણ કરશે ?"

મંગળા: "ભગવાને શ્રીમુખે કહ્યું છે કે: જેઓ સદાસર્વદા નિત્ય–સત્ય ધર્મને વળગી રહે છે, તેને અસત્ય–અનિત્ય કર્મ કદાપિ સ્પર્ષ કરતાં નથી." બહેન ! જ્ઞાનપૂર્વક વિચાર કરી જુવો ! જીવતાં હોઇશું તો હરેક પ્રકારે આજ નહિ તો કાલ અને કાલ નહિતો કાળાંતરે પણુ તમારી મનઃકામના સિદ્ધ થશે. આ પ્રકારે દેહપાત કરવાથી ગુમાવેલા અપાર્થિવ રત્નનો ઉદ્ધાર નહિ થાય. ભાવનાબળવડે હૃદયને દૃઢ કરી–સનાતન સત્યને લક્ષ્યમાં રાખી સાધના દ્વારા એકવાર મનઃસંયોગ કરો ! નિમિષમાત્રમાં હસ્તી–રમતી નિર્મળા આવીને તારી નજર સામે ઉભી રહેશે."

બિન્દુ: "હવે ફરી નિર્મળાને હું જોઉ એ તે મારા ભાગ્યમાં ક્યાંથી હોય ! એ સ્વર્ગીયરત્ન એકવાર જેના હાથમાં આવ્યું તે શરીરમાં પ્રાણુ હોય ત્યાં સુધી તેને છોડે કે ? શી તેની ઉજ્વળ લાવણ્યપ્રભા ? શું તેનું સુધામધુર હાસ્ય ! નંદનકાનનનું એ દેવદુર્લભ પારિજાતક ! મારા અભાગિનીના હાથમાં ફરી ક્યાંથી આવે ? નિરાશાના પ્રચંડ અગ્નિવડે રાત–દિવસ મારો જીવ બળીને ખાખ થઇ જાય છે. આ શરીરનો અંત આવ્યા વગર એ મર્મજ્વાળ કદી ઓલવાય તેમ નથી.

હવે આ ઉપાધિમય-નિરસ જીવન ધારણ કરવામાં મને સાર નથી જણાતો."

મંગળા: "મને લાગે છે કે: નિર્મળા જાણે ઘરના એક ખુણામાં બેઠી બેઠી નિશ્ચય ભાવે પ્રભુ ભજન ન કરતી હોય! જાણે હરિપ્રેમમાં ઉન્મત્ત બનીને આ વાર્તાલાપ ગુપ્ત રીતે સાંભળી રહી છે. જ્યારે તમારો આ મોહ છૂટશે-જ્યારે તમે માયાજાળને છોડી શકશો ત્યારે તે તરત આવી મળશે. અરે! તમને માશીબા કહીને હર્ષોત્ફુલ્લ વદને આવીને તમારા નિર્ભય પદનો આશ્રય ગ્રહણ કરશે-કૃતાર્થ થશે! લીલામય ભગવાનની એજ ઇચ્છા છે. પ્રકૃત ભક્તની કસોટીને અર્થેજ તેણે દેવકુમારી નિર્મળાને આપણી નજર સામેથી અદૃષ્ય કરી છે. પૂર્ણપરીક્ષા થયા બાદ સર્વમંગલા માહામાયાની કૃપાવડે નિર્મળા પુનઃ પાછી ફરશે."

બિન્દુ: "ના બાપુ ના, એ તો મેં જાણ્યું. નિર્મળા હવે આલોકમાં નથી. નિર્મળાને પુષ્પ સાથે રમવાનો વધારે મોહ હતો, મને તો લાગે છે કે: એ આકાશમાં સ્વર્ગીય પુષ્પોદ્યાનમાં પ્રત્યેક ફુલે ફુલે ભિન્નદેહે વિહાર કરે છે-તે તો તેમાં ઓતપ્રોત થઈ ગઇ છે. જયે! પણ આશું? હું શું સાંભળું છું! આ જગતના પ્રત્યેક ખુણામાંથી-જોને મારી આસપાસથી આ શો દિવ્ય નાદ થઇ રહ્યો છે! સાંભળે છે કે? જોતો ખરી! શું મને નિરાશ જાણીને આશ્વાસન વાકય સંભળાવે છે: 'નિર્મળા જીવિત છે, તે તને અવશ્ય આવી મળશે!' મંગળે! આ તેં જે કહ્યું તેનો જ પ્રતિધ્વનિ? મને નથી સમજણ પડતી કે: આમાં સત્ય શું છે? હું તને પગે લાગું છું, દયા લાવીને મને કહે-મને એકવાર સમજાવ કે: એકવાર એ દેવબાળા જેના હાથ આવી તે તેને પ્રાણાન્તેય છોડે કે? જેણે એક વખત તેના મોંથી પવિત્ર-મધુર હરી નામ સાંભળ્યું તે તેને કોઈ કાળે ભૂલે કે?"

મંગળા: "બિન્દુ! હવે જવા દે એ બધું, અને એક વાર ગા જોઇયે:—

અદ્વૈત હૃદય ધન કયું એ કહે મન!
સૃજક પાલક જે છે નિત્ય નિરંજન-ઇત્યાદિ૦

બિન્દુ: "ના મંગળા! ના, તું ગાઇશ તેથી મને આનંદ નહિ થાય, હું તો કોઇ દેવાંશી આત્માના સુધાવર્ષણીય કણ્ઠે ગવાતું એ મધુર ગીત ક્યારની સાંભળી રહી છું! એ ભગવદ્ભજન સાંભળવાથી આ આત્માને સંપૂર્ણ તૃપ્તિ થાય એમ છે. માયાબંધન તો તરત તૂટી જાય! અરે! પણ મંગળા! તેં પેલા કાકાકૈઆને શું જોઇને પાંજરામાં પુરી રાખ્યો છે? એ બિચારો નિત્યપ્રતિ માયાના અભેદ

બંધનથી મુક્ત થવાય એવું સુમિષ્ટ પ્રભુ–ભજન સંભળાવે છે તેથી જ તેં તેને બંધન કર્યો છે કે ? ”

રમણીત્રિવેણીની અત્યાર સુધીની સર્વ વાતચિત વનમાળી મૂગે મોંયે કાન માંડીને સાંભળી રહ્યો હતો. સમય સાધીને તે અચાનક બોલી ઉઠયો:

વનમાળી કહે, વનમાળી !
નાચી પાડી પ્રેમે તાળી.

હરિ હરિ કહે મન તું ભાવે, દુધ ભાત તને બહુ ભાવે.

એ સાંભળીને વિરક્તિભર્યો અનુચ્ચ સ્વરે બિન્દુએ કહ્યું:—

મર મૂર્ખ મૂગો, વનમાળી !
જોયો તારો વનમાળી.
ખૂબ ભક્તિ તારી જોઇ,
રહું પુત્રી વગર હું રોઇ.
નકટા નાખીશ હું ઝૂડી,
મર જા આકાશે ઉડી.
વન પંખીમાં ભટકાજે,
દુધ ભાત પછી ત્યાં ખાજે.

આ સાંભળીને વનમાળી લાચાર બની ગયો. નમ્ર ભાવે તેણે કહ્યું:—

કરી કૃપા માત ! જાવા દો !
એ દિવ્ય દયા થાવા દો !

નિર્મળા આવશે ત્યારે દુધને ભાત ભાવશે,
બિન્દુ: હોય જો ગર્વ તો જાઓ, તું વિના પણ ચાલશે.

લાવીશ ભાળ કદી નિર્મળ નિર્મળાની,
તો જે કહીશ પ્રિય તે દઉં તુર્ત માની.

બિન્દુના આત્માના સંતોષની ખાતર ભગવાન પર ભરોસો રાખી મંગળાએ તે સમયે મહા પ્રયાસે ઉછેરેલા પ્રાણોપમ નિર્દોષ વનમાળીને બંધનમુક્ત કર્યો ! અણુમાત્ર અટકયા વગર માથું નમાવીને કૃતજ્ઞતા દર્શાવતો વનમાળી “જય હરિઃ જયહરિઃ” કરતો ત્યાંથી ઉડી ગયો. જેટલા સમય સુધી દેખાયો તેટલા સમય સુધી મંગળા સજળ નયને વનમાળીને આશિષ આપતી રહી, અને વનમાળી પણ માતૃવત્ મંગળાને અશ્રુભરી આંખે જોઈ દયા–ભિક્ષા માગતો આશિષ ચહાતો રહ્યો.

મંગળાની ત્યાગવૃત્તિ હવે પ્રતિદિવસ વધારે પ્રબળને પ્રબળ થતી ગઇ. બિન્દુને અર્થે અને તેથી પણ વધારે તો પ્રિય ધન નિર્મળાના પુનરુદ્ધાર માટે મંગળા પોતાના પ્રાણ આપતાં હવે લેશ પણ અટકે

તેમ નથી. સ્વતંત્રતાને ચાહનારી—બંધનને ના પસંદ કરનારી મંગળાએ મહા પરિશ્રમે ઉછેરેલા પંખીને ઉડાવી દીધો. અને એમાં થયું શું ? વનનું પંખી વનમાં જાય, વૃક્ષે વૃક્ષે ઉડીને વનફળ ખાય, અને સકળ વન પ્રદેશમાં સ્વતંત્ર રીતે વિહાર કરી ઉડી—રમી ત્યાંથીજ સંસારના પાપ પ્રપંચમાં રચી પચી રહેલાં સ્ત્રી પુરૂષોના કર્ણ દ્વાર સુધી નિર્મળ પાવનકારી હરિ નામનો મંગળ ધ્વની પહોંચાડે તેથી વધારે આનંદની વાત મંગળાને મન બીજી કયી હોય ?

મંગળાનું વર્તન જોઇ બિન્દુ અને જયા તો દિઙ્મૂઢ બની ગયાં, એ ક્ષુદ્ર કૂટિરમાં ઘડીભર નિસ્તબ્ધતા પ્રસરી રહી. ક્રમશઃ દિવસ આથમવા આવ્યો. પશુ પંખી પોતાના વિરામસ્થાન તરફ જવા લાગ્યાં. સાયંકાળ થયો જાણી મંગળાએ કહ્યું ગાઓ જોઇયેઃ—

અદ્વૈત હૃદય ધન કયું એ કહે મન !
સૃજક પાલક જે છે નિત્ય નિરંજન. ઈત્યાદિ૦

એ ગાનથી વિષવિદગ્ધ હૃદયમાં કંઇક શાન્તિ વળી. મંગળાના આત્માને પણ આનંદ થયો. બાદ મંગળા અને જયા ત્યાંથી ચાલ્યાં ગયાં.

આ પ્રમાણે કેટલોક કાળ વહી ગયો. મંગળા અને જયા હમેશાં બિન્દુના વ્યથિત ચિત્તને બીજી દિશામાં દોરી જવા પ્રયત્ન કરતાં. આ પ્રમાણે મહા પ્રયાસે તેમણે તેનું ચિત્ત નિર્મળા તરફથી ખેંચી ભગવત્ ચિન્તનમાં દોર્યું. જેટલી ઘડી આનંદ વિનોદ થતો તેટલી ઘડી બિન્દુની મૂર્ત્તિ એકાએક, શાન્તિમય અને ભક્તિયુક્ત જણાતી. વળી એકાએક જુવો તો એ મૂર્તિમાં આકુળતા, ખેદ અને અનેક પ્રકારના આવેગ વગર કંઇજ ન જણાય ! એક દિવસ રાત્રિના સમયે તેની માનસિક ચિન્તા—ચંચળતા વધી પડી—તેનું ચિત્ત ચકડોળે ચડયું. તેણે પોતાનો વેશ બદલવા માંડયો. સાળુને બદલે તેણે શરીર પર એક ભગવું વસ્ત્ર ધારણ કર્યું. સુન્દર સુદીર્ઘ કેશની વેણી છોડી નાખી, તેણે તેને જટાની માફક અસ્ત વ્યસ્ત બાંધી દીધી. સર્વાંગ પર છાપ—તિલક લગાવી દીધાં, અને "जय दुर्गे जय दुर्गति नाशिनी" ઉચ્ચાર કરીને તે ઘરમાંથી બહાર નીકળી ગઇ. તેના મોંથી જપ—મંત્રની શરૂવાત થઈ. તેના હાથ પર રૂદ્રાક્ષ કંકણુ અપૂર્વ શોભા વિસ્તારી રહ્યાં છે. આ પ્રમાણે બિન્દુએ સાધના સામગ્રી એકત્ર કરી હતી. તે સાથે બિન્દુએ પોતાની સાથે એક કચકડાની નાની દાબડી પણ રાખી છે. જેમાં નિર્મળાની માતાનાં એકાદ બે આભૂષણ છે. એ લેતી વખતે બિન્દુની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. પરમહંસ દેવે આપેલું ઇષ્ટ કવચ પણ તેણે સાથે લીધું. એ હાથ પરથી છુટી જઇ એક વખત પથારીમાં પડેલું તે તેણે લઇને પેલી દાબડીમાં સાચવી

મૂકયું છે. તેણે બીજું પોતાની સાથે કંઈજ લીધું નહિ. હા, તેણે એક ચકમક પત્થર અને લોખંડનો કટકો પણ સાથે રાખ્યો છે! આજ બિન્દુનો કારંજા સાથેનો સંબંધ સમાપ્ત થશે. રૂણાનુબંધ પૂર્ણ થયો! કોઇ જાણશે પણ નહિ કે: કારંજામાં બિન્દુ હતી કે નહોતી!

મંગળા, દરિદ્ર બ્રાહ્મણ કન્યા છતાં મધુર બોલનારી અને ધર્મિષ્ઠા છે. તે બિચારી નિરાશ્રયા વિધવા છે. બિન્દુ સાથે તેને એવો ગાઢ સ્નેહસંબંધ બંધાયો છે કે: જ્યારે બિન્દુનો ગૃહત્યાગ તેના કાને આવ્યો ત્યારે તેનો પ્રાણ થથરી ગયો! ત્યારબાદ કેટલાક સમયે તે પણ ભગવતી કલ્યાણીની કૃપાની ભિખારિણી થઇને ગૃહત્યાગ કરી ચાલતી થઇ.

કારંજાનું દુર્ઘટ દૃશ્ય આ સ્થળે વિલીન થાય છે!

કારંજાની કરૂણકથાનો આ પ્રમાણે અંત આવે છે–પડદો પડે છે.

---

## ષોડશ કલ્પ.

---

## વીરમિત્રોની વાતચિત.

---

અદૃષ્ટવાદી મનુષ્યો અદૃષ્ટ ઉપર વિશ્વાસ રાખી કાર્ય કરે જાય છે. તેઓ માને છે કે: ભાગ્ય પ્રમાણેજ બુદ્ધિ ઉપજે છે–બુદ્ધિ પ્રમાણેજ કર્મ કરવામાં વૃત્તિ પેદા થાય છે, અને કર્મ પ્રમાણે ફળ પ્રાપ્ત થાય છે. અર્થાત્ ફળ મળવું એ અદૃષ્ટને આધીન છે. કર્મ માર્ગમાં આગળ વધવાને બુદ્ધિ એ ભોમિયા રૂપ છે. બુદ્ધિબળ વડેજ કર્મ કુશળતા જણાય છે, અને તેથીજ કર્મફળ પ્રાપ્ત કરવાને બુદ્ધિપૂર્વક કર્તવ્યપરાયણતાની આવશ્યકતા મનાય છે. સુખ–દુખનું એજ મૂળ તંત્ર છે! અને એજ તંત્ર-સિદ્ધિમાં મહાન ઉપયોગી છે.

મોહિતલાલ અદૃષ્ટવાદી છે. એ કર્મફળને પૂર્ણપણે માનનારો છે. એની એવી ચોકકસ માન્યતા છે કે: આજ નહિ તો કાલ પણ એ પાપાત્મા પીંઢારાઓને અવસ્ય તેમના પાપનું ફળ ભોગવ્યા વગર છુટકો નથી, નરહિંસા મહાપાપ છે, એ મહાપાપ, ધર્મ કદી સહન નહિ કરે! મોહિતલાલની સત્યપ્રિયતા અને ધર્મનિષ્ઠા અજબ છે! નૃશંસ અત્યાચાર તે સહન ન કરી શકયો. તેની આંખે એ જોયું ન ગયું, ત્યારેજ તે પીંઢારાઓના સર્વ સંહારને માટે સૌથી અગ્રેસર થયો. અંગ્રેજ ફોજ સાથે તે સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવતો, તેનું

હૃદય એટલું બધું આકુળ વ્યાકુળ થઇ ઉઠયું છે કેઃ પીંઢારાઓના દમનને અર્થે એક પળવાર પણ વિલંબ ન થવો જોઇએ. લૂંટારાઓની શોધને માટે તે પોતાના જીવના જોખમે પણ આગળને આગળ વધે જાય છે. મોહિતલાલને કોઇ પણ પ્રકારનો ભય નથી. તે નિર્ભય છે. તેનું કર્તવ્ય–કર્મવાસનાશૂન્ય કેવળ નિસ્વાર્થ છે! પરન્તુ તેની ભાગ્યદેવી પ્રસન્ન નથી–તેનું નસીબ વાંકુ લાગે છે. લાંબા સમય સુધી ગિરિકંદરામાં અહીંથી તહીં દોડાદોડી કરવા છતાં તે ફાવી શકયો નહિ–કાર્ય સિદ્ધિ ન થઇ! તેથી તે એવા ચોક્કસ નિશ્ચય ઉપર આવ્યો કેઃ જ્યાં સુધી અંગ્રેજના લશ્કરી ઓફીસરો આ દેશના મનુષ્યો ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખતાં નહિ શીખે, નિઃશંક ચિત્તે, સરળ મને, શુદ્ધબુદ્ધિથી તેમના હાથમાં યોગ્ય અધિકાર નહિ સોંપે ત્યાં સુધી સઘળી મહેનત વ્યર્થજ નીવડવાની–ત્યાં સુધી કાર્યસિદ્ધિ અદ્ધર લટકવાની!

લાંબા સમય પર્યંત અથાક પ્રયત્ન કરવા છતાં, અનેક યુક્તિઓ અજમાવા છતાં ચતુર પીંઢારાઓના અત્યાચારનું નિવારણ ન થયું. આખરે થાકીને આ સમાચાર ફોજના નાયકોએ મેજર સાહેબને વિદિત કર્યા. એ સમાચાર મળતાંજ મેજર સાહેબની આંખ ઉઘડી ગઈ. તેમણે મોહિતલાલની અક્કલ, નિર્ભયતાપૂર્વક જે હોય તે સાફ સાફ જણાવી દેવાની તેની હીંમત જોઇને તે આભા બની ગયા! તેઓ સમજ્યા તેજ પળથી પોતે મોહિતલાલની સલાહ મુજબ કાર્ય કરવા કબૂલ થયા. મોહિતલાલે ઘાટ જોઇ બે ધડક કહ્યું કેઃ "જો તમારે કામજ કરવું–લેવું હોય તો તમે તમારા અંતરનો સઘળો મેલ કાઢી નાંખી અકપટ ભાવે દેશી જનો ઉપર વિશ્વાસ રાખતાં શીખો! ધર્મપ્રાણ સાધુ–સન્યાસીઓના સંરક્ષણને અર્થે ચોક્કસ પગલાં લેવાશે એવો હુકમ બહાર પાડો! તેમને સહાય કરવા તમે જાતે કમર કસો! તમે જાણો છો? તમારી એ સૂચના સાધુ–સન્યાસીઓને કાને પહોંચતાં એ શાન્તિપ્રિય ધર્મભિરૂ મહાવીર પુરૂષો તમને અપૂર્વ સહાય કરશે–તમને યથેષ્ટ સહાય અર્પવા તેમના પરોપકારી હૃદયમાં અવશ્ય સહવૃત્તિ પેદા થશે. અસ્ત્ર શસ્ત્ર ધારણ કર્યા વગર તેઓ વિજય પ્રાપ્ત કરી શકે છે–તમને વિજય અપાવી શકશે. તેમને પોતાના ધર્મ–યોગ બળરૂપી દિવ્ય શસ્ત્ર ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે–તેમના એ **ત્રિભુવન વિજયી ખડગ–યોગશસ્ત્ર**ની સામે જગતની કોઈ પણ શસ્ત્રબળધારી પ્રજા કદી નહિ ટકે! એ પ્રલયકાળનું શસ્ત્ર છે. એ યોગબળ વગર કલ્યાણીના પ્રખર ઉપાસક પીંઢારાઓનો દૌરદમામ ઉતરવો સર્વથા અસંભવ છે.

મોહિતલાલની તેજસ્વી મુખમુદ્રા અને તેવો જ નિર્ભય વાણી પ્રવાહ સાંભળીને મેજર સાહેબ ઠંડાગાર થઇ ગયા. ઉપરોક્ત સલાહ તેમને ઘણીજ કીંમતી લાગી. ત્યારપછી લાંબા સમય સુધી ઉભય વીરમિત્રો વચ્ચે કેટલીક વાતચિત થઈ. શી વાતચિત થઇ ? તે સમયે જણાશે.

ખ્રિસ્તાબ્ધ ૧૮૨૬માં અર્થાત્ જે સમયથી પીંઢારાઓના દલનના પ્રયત્નનો આરંભ થયો, તે સમયથી ઈ. સ. ૧૮૩૪ના શેષભાગ પર્યંત અંગ્રેજ ફોજને હાથે માત્ર ગણ્યા ગાંઠયા પીંઢારાઓ કબજે થયા હતા. એ લાંબા સમય દરમિયાન દળપતિ ચિતુસરદાર અને અમીરઅલીનો તો કંઇ પત્તોજ ન લાગ્યો. કારણ એ લૂંટારાઓના ટોળામાંથી જેઓ પકડાયા તેમાંના કોઇએ મરવા છતાંય પોતાના સરદાર અને અન્ય સઘળાઓમાંથી કોઇનાં નામે ન આપ્યાં. તેઓ માનતા કે: તે સર્વથા અમારા ધર્મ વિરૂદ્ધ છે. પીંઢારાઓ કંઈ અંગ્રેજ ફોજથી રજે ગાંજ્યા જાય તેવા નહોતા. તેમને મરવાનો તો ભય જ ન મળે ! તેઓની કૃતઘ્નતાની તો હદજ ! પ્રાણાન્તે પણ તેઓ બદલો લીધા વગર રહે નહિ ! તેમની પૈશાચિક વૃત્તિનું તો પૂછવુંજ શું ? પશુ પ્રકૃત્તિના પીંઢારાઓની પ્રતિહિંસા પરાયણતા ગજબ ! અંગ્રેજ ફોજને પોતાની કાર્યતત્પરતા—બહાદુરીનો સ્વાદ ચખાડવા તેમણે અંગ્રેજ ફોજની નજર સામે સમરક્ષેત્રમાં જ લગભગ દસ—બાર સૈનીકોનો વધ કરી પ્રતિહિંસાની પરાકાષ્ઠા બતાવી, તે સમયે કેટલાક લોકો અંગ્રેજોના બળનો ઉપહાસ કરવા લાગ્યા. એ નૃશંસ દૃશ્ય મોહિતલાલની આંખે અસહ્ય થઇ પડયું. પીંઢારાઓનો દૌરદમામ ઉતારવાની તેના હૃદયમાં પ્રબળ પ્રવૃત્તિ પેદા થઈ. તેણે નિશ્ચય કર્યો કે: હવે પ્રાણની માયા રાખે પરવડે તેમ નથી. આત્મસંરક્ષણનો ભાર ભગવાન્ ઉપર નાખી દેશના કલ્યાણ માટે વાસના શૂન્ય મહાત્માઓનો આશ્રય ગ્રહણ કરી, તેમનો આશીર્વાદ મેળવીને કાર્યક્ષેત્રમાં સૌથી મોખરે ઉપસ્થિત થયા વગર બીજો માર્ગ નથી. તેની આ વ્યવસ્થાથી પ્રસન્ન થઇ દેશમાં શાન્તિ સ્થાપન કરવા અને સાધનમાર્ગ નિષ્કંટક કરવાના હેતુથી અનેકાનેક મહાપુરૂષોના નિર્મળ અંતઃકરણમાં એ દુરાત્માઓનો વિનાશ કરવાની મહા ઉત્સાહવૃત્તિ પેદા થઇ. તેમના બાહુબળ અને કાર્ય કૌશલ દ્વારા ઘણાજ થોડા સમયમાં હજારોની સંખ્યામાં પીંઢારાઓ તાબે થયા. વાસ્તવિક રીતે જોવા જતાં કલ્યાણ સંપ્રદાયની સંપૂર્ણ સહાયને લીધેજ આટલી ફત્તેહ મળી. તેથી કલ્યાણ સંપ્રદાયની સાથે તેમને ઘણો ગાઢસંબંધ બંધાયો, અને એ સંબંધને લીધેજ લાલજીને સમાચાર મળ્યા કે:—નવાગઢાધિપતિ ચિતુસરદારના

અંતઃપુરમાં જે કન્યાનું પ્રતિપાલન થાય છે એજ કારંજાની હરણ થયેલી બ્રાહ્મણ કન્યા છે. એ "બ્રાહ્મણ કન્યાનું ઉદ્ધાર સાધન અને પીંઢારાઓનું દમન એજ અંગ્રેજી રાજ્યનું પ્રધાન કર્ત્તવ્ય છે."

એક સમયે મધ્ય પ્રદેશમાં વિંધ્ય પર્વતના ઉદયગિરિ નામક એક રમણીય સ્થાનમાં સર્વ વિજયી બ્રિટીશ પતાકા ઉડી રહી છે, ઠેર ઠેર છાવણીઓ પડી છે. ચારે બાજુ શસ્ત્રધારી સિપાહિઓ પહેરા ભરી રહ્યા છે. ઠેકાણે ઠેકાણે વ્યવસ્થાપૂર્વક સૈનિકો ગોઠવાયા છે, પણ તેનું કારણ? ચિતુસરદારના ગઢપર અચાનક આક્રમણ કરી હરણ થયેલી બ્રાહ્મણ કન્યાનો ઉદ્ધાર કરવો એજ તેમનો ઉદ્દેશ છે. તેઓ ખાત્રીથી માને છે કેઃ જ્યાંસુધી ચિતુસરદાર અને અમીરઅલી તાબે ન થાય ત્યાં સુધી તેમનું જોર નરમ ન પડે-તે વગર પીંઢારાઓનું દમન ન થાય. અને તેટલાજ માટે ગુપ્ત રીતે તે સંબંધી યોગ્ય ઉપાય લેવાની પ્રવૃત્તિની શરૂવાત થઇ. એ સંબંધી એક વિશાળ તંબુની અંદર મેજર સાહેબ અને મોહિતલાલ વચ્ચે જે વાતચિત થઇ તેમાંની કેટલીક આ સ્થળે ઉલ્લેખ કરવા યોગ્ય છે. ક્યાં મેજર સાહેબ શ્વેતદ્વિપનિવાસી-ગૌરાંગદેવ અને ક્યાં મોહિતલાલ બિચારો શ્યામરંગી-દેશી માણસ! આજ વિજયી અને પરાજીતનાં સમાન કર્મ, કાર્યદક્ષતા અને જ્ઞાનની કંઇક પિછાન થશે!

મેજર સાહેબે કહ્યું: "રાત્રિના સમયે સૈન્યને છાવણીમાં રાખવું એજ ડહાપણભરેલું છે. આપણા આ પડાવ સંબંધી વાત તેમને કાને પહોંચતાં તેઓ દુર્ગમ ગિરિગહ્વરમાં ક્યાંય છુપાઇ જશે તો પછી તેમને શોધી કાઢવા કઠણ થઇ પડશે."

મોહિતઃ "ફીકર નહિ. ક્ષિપ્રા નદીના કિનારે કિનારે, પર્વતને માર્ગે ઠેઠ નવાગઢમાં પેસવાના દ્વાર સુધી મેં સંખ્યાબંધ સૈનિકોના પહેરા ગોઠવ્યા છે. આવજાવ બિલકુલ બંધ થઇ ગઇ છે. જો મહા-દેવીની કૃપા હોય તો અવશ્ય કાર્ય-સિદ્ધિ થશે.

મેજરઃ "તમે આ એક મોટી ઉપાધિ વહોરી છે. જોજો! પર્વત માર્ગથી અમે તો તદ્દન અજ્ઞાતજ છીએ-ભોમિયા નથી!"

મોહિતઃ "સત્ય પ્રણોદિત કર્મકુશળ અનેક મહાત્માઓ ખરા અંતઃકરણથી સહાય કરવાને દરેક રીતે તત્પર થયા છે, એ આપણા સૌભાગ્યની વાત છે. આરંભેલું કાર્ય સેંકડો વિઘ્ન આવવા છતાં તેઓ પૂર્ણ કર્યા વગર છોડે તેવા નથી. જે કાર્યના આંતરભાગમાં ધર્મવાસના ભરી છે-જે કાર્યથી સાધનમાર્ગ નિષ્કંટક થાય એમ છે, તેવા મહત્વના કાર્યમાં પ્રમાદ તો તેમની આંખે જરીક પણ જોયો ન જાય! ભૂતમાત્રનું કલ્યાણ થાય એજ તેમનું કર્મ-દુષ્ટોનું દમન તેમના સિદ્ધાન્ત પ્રમાણે આવશ્યક છે."

મેજરઃ "હું ધારૂં છું કેઃ તિર્થક્ષેત્રમાં તેમનો તાપ ખરો પરન્તુ રણક્ષેત્રમાં........."

મોહિતઃ "રણક્ષેત્રમાં? કર્મક્ષેત્ર–રણક્ષેત્રમાંજ એમની કાર્યદક્ષતા જણાશે. તેઓ ધર્મભિરૂખરા પણ કર્મભિરૂ નહિ. મહાપુરૂષો હમેશાં યોગાશ્રમમાં સ્થિરચિત્ત ખરા, પણ સાધનવિઘ્નવિનાશન ક્ષેત્રમાં ઉગ્ર ભૈરવ જેવા અચળ–અટલ–રહી સમર ભૂમિને ધ્રુજાવી શકે છે. તે દિવસે શોણિતપિપાસુ દુરાત્મા–પીંઢારાઓના કરાળગ્રાસમાંથી જે મુક્તિ મેળવી અને યોગ્ય કાર્ય સિદ્ધિ થઇ તે તેમને આભારી છે, નહિ તો ઉદયગિરિમાં બ્રિટીશ પતાકા ઉડવી એ બાળકોની રમત નથી.!"

મેજરઃ "તે બદલ તેમનો આભાર! પરન્તુ શાન્તિપ્રિય–નિસ્પૃહ મહાત્માઓના ભરોસે બેસી રહી, બધો બોજો એ નિઃશસ્ત્ર પુરૂષોને માથે નાખવો એ મને ઠીક નથી લાગતું."

મોહિતઃ "તેઓ પ્રાણ હરણ ન કરે, પરન્તુ પોતાના બાહુબળ દ્વારા સામાને તાબે કરતાં પાછા ન પડે! જ્યાં સદ્ભાવ છે ત્યાં કલ્યાણ છે. તેમની આંખ બગડયા પછી ઇશ્વિર પણ રક્ષણ નહિ કરે! સ્વાભાવિક રીતે તેઓ નિશ્ચિંત, સ્થિર અને નિસ્પૃહ રહે છે."

મોહિતલાલની મર્મ વાણીથી મેજર સાહેબ લજ્જિત થયા હોય તેમ પળવાર નીચું જોઇ રહ્યા. તેમણે સહજ હસીને કહ્યું: "જરૂર, કલ્યાણ સંપ્રદાયની કાર્યકુશળતા નજરે જોઇને હું ઘણોજ ખુશી છું–મહાત્માઓ સર્વપુજ્ય છે!"

મોહિતઃ "હજી તો તેમની ઘણીજ જરૂર છે. તેમની યથેષ્ટ સહાય વગર બ્રાહ્મણકન્યાનો ઉદ્ધાર કંઇ રસ્તામાં પડયો છે? એ કંઈ છોકરાંના ખેલ નથી! ખાંડા ધારપર ચાલવાનું છે."

ઉપરોક્ત વાક્ય સાંભળી મેજર સાહેબને રોમાંચ થયો. તેમણે દાંત વચ્ચે જીભ દબાવી. આજ સુધી તે એમ માનતા હતા કેઃ એ બ્રાહ્મણકન્યા પાપી પીંઢારાઓના હાથે કયારની મરણને શરણ થઇ હશે, પરન્તુ તે અદ્યાપિ જીવિત છે એમ જ્યારે સાંભળ્યું ત્યારે તેમને અત્યંત આનંદ થયો. તેમણે આશ્ચર્યવશ થઇ પ્રશ્ન કર્યો: "લાલજી! તમે તે સંબંધી કંઇ જાણો છો કેઃ એ બાલિકા અત્યારે કયાં અને કેવી સ્થિતિમાં છે? કંઇ ખબર મળી છે?"

સાધારણ વાતચિતમાં મેજર સાહેબ સ્નેહભાવને લીધે મોહિતલાલને "લાલજી" કહીનેજ બોલાવતા.

લાલજીઃ "સાંભળવા મુજબ તે નવાગઢમાં ચિતુના અંતઃપુરમાં છે."

મેજરઃ "તો તો, નવાગઢ ઉપર આક્રમણ કર્યા વગર એ કન્યાનો ઉદ્ધાર નજ થાય ને?"

લાલજી: "હાલમાં એનીજ ગોઠવણુ ચાલે છે."

મેજર: "હાં, ચિતુ સરદાર હાથમાં ન આવે ત્યાં સુધી ગઢ કબજે ન થાય કેમ?"

લાલજી: "એ સાક્ષાત્ નરસિંહ છે! સાવચેતીથી કામ લેવાનું છે. આ યુદ્ધઘોષણાના બે ઉદ્દેશ છે, તેમાં પ્રથમ દલાધિપતિ ચિતુ સરદાર અને તેના સેનાપતિ અમીરઅલીને તાબે કરવા, અને બીજું– બ્રાહ્મણકન્યાનો ઉદ્ધાર!"

આ સમયે ખૂબ ખુશી થઇને હાસ્યભેર મેજર સાહબે મોંમાંથી ધૂમાડાના ગોટેગોટ કાડતાં કહ્યું: "લાલજી! આ તમામ મારા ધ્યાનમાં છે, કાર્યસિદ્ધ થયેથી તમને સારો હોદ્દો પ્રાપ્ત થશે!"

મોટી ચેરૂટ ફુંકતાં ફુંકતાં મેજર સાહેબે સતૃષ્ણ નયને સામેની સુસજ્જિત શય્યાપર દૃષ્ટિ ફેંકી. એ સાંકેતિક ભાવ સમજી–સમયને માન આપી તેણે કહ્યું: "આજ પાર્વત્ય પ્રદેશમાં ખૂબ ભટકવાથી સાહેબ બહાદુરને વધારે શ્રમ પડયો જણાય છે. થોડીકવાર વિશ્રાન્તિ લ્યો!"

મેજર: "હા, લાલજી! આજ મારા મગજપર બોજો વધારે લાગે છે. ઠીક બે ઘડી નામનો આરામ સમજી આડા થવાનો વિચાર કરૂં છું. તમે પણ થોડોક આરામ લ્યો!" કહી મેજર સાહેબ આળસ મરડી ઉભા થયા, એટલે લાલજીએ પણ કપડાં ખંખેરીને આગળ બોલ્યા વગર હસ્તધૂનન કરીને ત્યાંથી ચાલતી પકડી.

## સપ્તદશ કલ્પ.

### તારા–શાપભ્રષ્ટદેવી!

ઓગણીસમી શતાબ્દિના પ્રારંભકાળમાં ભારતવર્ષમાં રેલગાડીનો વ્યવહાર લગભગ અજ્ઞાત હતો. એ સમયે મુસાફરો દળબદ્ધ થઇને મુસાફરી કરતા. વનમાર્ગે એકલા જવાનું કામ બહુજ ધાસ્તી ભરેલું હતું. હિંસક જીવજન્તુના ભય કરતાં લોકો લૂંટારાઓના ભયથી થથરી જતા. લોકોના પ્રાણ–ધનના સંરક્ષણને અર્થે જંગલમાં સ્થળે સ્થળે ચોકીઓ મૂકવામાં આવી હતી, છતાં લૂંટારાઓનો ત્રાસ કમી ન થયો. તેમની નજર સામે પથિકો હેરાન થવા છતાં તેઓ યોગ્ય કરી શકવા સમર્થ નહોતા. ઠગ લોકો સારો યોગ જોઇને મુસાફરોની ટોળીમાં યાત્રાળુ તરીકે ભેગા ભળી જઇને લાગ ફાવતાં પોતાનું કાર્ય સાધતા અને એ પ્રમાણે વેશ બદલીને ચોકીઓવાળાની આંખોમાં ધૂળ નાંખીને સ્વતંત્ર રીતે ચાલ્યા જતા.

મધ્ય ભારતવર્ષ અને નાગપુર મુખ્યત્વે પર્વતમય પ્રદેશ છે. નાના નાના પહાડ એક એકની સાથે સંધાઇને કેટલેક દૂર સુધી એમને એમ ચાલ્યા ગયા છે. તેના શિખર ઉપર સુન્દર વૃક્ષ સમુદાય એક એકની સાથે ગીચોગીચ ભીડાઇને પર્વતમાળાનું અનુકરણ કરતાં હોય તેમ લાગે છે. કેટલેક સ્થળે વેગવતી સરિતાઓ પર્વતને ભેદીને ગર્વિષ્ટપણે નિર્ભય રીતે એ ભીષણ સ્થાનમાં વહીને પથિકોના ત્રાસમાં ઉમેરો કરે છે. તેમાં પણ મુખ્યત્વે વર્ષાઋતુ પર્યંત પાર્વત્ય પ્રવાહનું જોર ભલભલાનાં આંજાં ગગડાવી નાંખે એવું હોય છે; અને એ ભીષણ વર્ષાકાળજ પીંઢારાઓની અભિષ્ટ સિદ્ધિનો સર્વશ્રેષ્ટ સમય છે. પાર્વત્ય પ્રવાહનો કોઈ પણ માર્ગ પીંઢારાઓથી અજાણ્યો નહોતો. અમુક પ્રવાહ ક્યાંથી નીકળે છે અને ક્યાં ભળે છે તે બધું તેમની ધ્યાનમાં રહેતું. સામાન્ય રીતે ખાડા ટેકરાવાળી જગ્યાઓમાં થઇને–જ્યાં આગળથી પ્રવાહ ચાલ્યો જતો હોય તેને કિનારે મુસાફરોની તેઓ રાહ જોતા–છૂપાઈ રહેતા, અને અસહાય પથિક જો ભોગજોગે ત્યાં આવી ચડતો તો ત્યાં તેનાં સો વર્ષ પૂરાં થઇ જતાં. તેઓ મનુષ્યના પ્રાણ હરણ કરીને તેના મૃત દેહને અગાધ જળમાં ફેંકી દેતા. આવી નિર્દયતાને લીધે તેઓ ઉઠાવગીર, ચાંચીયા, ગળકટ્ટુના નામથી સંબોધાતા. ક્ષિપ્રા નામક એક વેગવતી સરિતાના અગાધ જળના મધ્ય ભાગમાં રજત્ મેખલા સમાન–શત્રુના ભયથી મુક્ત જળદુર્ગ સમાન નવાગઢને વીંટળાઇ રહી છે, તેથી પીંઢારાદળપતિ ચિતુસરદારને ધ્રુવ વિશ્વાસ હતો કે: વિદેશી–શત્રુઓ આ અગાધ સલિલાના પ્રવાહને ભેદીને નવાગઢ ઉપર કોઈ કાળે આક્રમણ કરી શકે તેમ નથી. ઉદયગિરિ પર્યંત અંગ્રેજ ફોજ આવી છે એ સમાચાર સાંભળતાં ચિતુ સરદાર લેશ પણ ગભરાયા વગર આત્મસંરક્ષણને માટે કટિબદ્ધ થયો. તેને શત્રુ સંબંધી એક પછી એક સમાચાર મળતા રહ્યા. ક્ષિપ્રા-નદીના કિનારે કિનારે ગિરિગહ્વરમાં જ્યાં ત્યાં અંગ્રેજ ફોજના જાસુસો ગોઠવાયા છે એ તેનાથી અજાણ્યું રહ્યું નહિ, અને તેથી તે અત્યારથીજ તે સંબંધી વ્યવસ્થા કરવામાં રોકાયો. તેણે પ્રથમ ગઢરક્ષણનો ભાર પોતાના પૂર્ણ વિશ્વાસુ–વફાદાર અમીરઅલીને સોંપ્યો.

અનુક્રમે દિવસ ઉપર દિવસ, માસ પછી માસ, વર્ષ ઉપર વર્ષ નીકળી ગયાં, અને પાંચ વર્ષની તારા ઉર્ફે નિર્મળાએ પંદરમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. આનંદમયી પ્રતિમા સ્વરૂપે તે ચિતુ સરદારની શાન્તિ-દાયિની વત્સલા બની રહી છે. રમા અને અનુપમાના લાડકોડ અને સ્નેહને લીધે તારા દરેકના શોક–સંતાપને હરનારી અભયા વનદેવી સ્વરૂપે નવાગઢને દીપાવી રહી છે. તારાને ફુલકુમારી અને ફુલેશ્વરી નામે સરખી વયની બે બહેનપણીઓ છે. કાલના

અદ્દભુત મહાત્મ્ય-બળવડે તેમના સંસર્ગમાં આવી મનગમતો આનંદ વિનોદ પ્રાપ્ત કરવાથી તે સઘળી બાલક્રિડાને ભૂલી ગઇ છે. કેવળ પેલું શ્રુતિમધુર હૃદયોન્મત્તકર ગાન તે વીસરી શકી નથી–" હે પ્રભો ! મને નિર્ભય પદમાં સમાવો." ફુલકુમારી અને ફુલેશ્વરીને પણ આ ગાન મોંયે થઇ ગયું છે. એ ત્રણે સખીઓ સાથે મળીને જ્યારે એ ગાન ગાય ત્યારે રમા અને અનુપમા તો પ્રત્યક્ષ એમજ માનતાં કે: કેવળ આ સ્મશાન ક્ષેત્રમાં સ્વર્ગ આવી વસ્યું છે. તારાને ફુલ બહુજ વહાલાં હતાં. સોનારૂપાના મહામૂલ્ય અલંકાર કરતાં તેને પુષ્પશ્રૃંગાર તરફ વધારે ભાવ હતો. જે સમયે ફુલનાં આભરણુ પહેરી તે પુષ્પોદ્યાનમાં વિહાર કરતી તે સમયે તે એક અલૌકિક વનબાલા સમાન દેખાતી. એ સર્વજનમોહન રૂપ જોઇને રમા અને અનુપમાને બહુ આનંદ થતો. ક્વચિત્ તેઓ તેને "પુષ્પા" કહીને પણ બોલાવતાં.

એ સખીઓમાં ફુલકુમારી કંઇક બુદ્ધિવાન અને શાન્ત પ્રકૃતિની હતી, પરન્તુ ફુલેશ્વરી પૂર્ણ ચંચલ, ચતુર અને વિનોદી સ્વભાવની મહાન ટીંખળી હતી. એક સમયે વાર્તાચિત ઉપરથી તારાને માલમ પડ્યું કે: પીંઢારાઓ નરહિંસા કરનાર નિર્દય લૂંટારા છે, અને ચિતુસરદાર તેમનો આગેવાન છે, અને તેથીજ તે વધારે સમય ગઢમાં રહેતો નથી, એ હકીકત સાંભળીને તારા હબકી ગઈ. તેથી તેને મહા દુખ થયું. તે હવે સરદારની દુષ્પ્રવૃત્તિને ટાળવાનો ઉપાય શોધવા લાગી. તારાએ બસ એવીજ એક હઠ લીધી કે: "સરદારજી ગઢમાંથી બહાર જાય છે તે મને નથી ગમતું, મારો જીવ ગભરાય છે." ધીમે ધીમે એ વાત છેક સરદારના કાન સુધી પહોંચી. તારાનું દીલ ન દુભવી શકવાથી સરદાર હવે લૂંટફાટ કરવા ગઢમાંથી બહાર નથી નીકળતો, તેમ છતાંય કર્તવ્યને લીધે અંગ્રેજ ફોજની નજરે ન ચડાય તેને લીધે તેણે પોતાના દળ સહિત પર્વત શીખર પર આવેલાં અનેક ગુપ્ત ભુવનોમાં રહેવાનો ઠરાવ કર્યો છે, તે પોતે તો મુખ્યત્વે નવાગઢમાંજ રહેતો. ચિતુનો ધનભંડાર ધનરત્નથી છલકાઇ જતો, તેમ છતાં ભોગ વિલાસ તરફ તેની જરીય વૃત્તિ ન મળે ! તેનું પોતાનું ખર્ચ તો માત્ર નામનુંજ હતું, પરન્તુ નૃમુણ્ડમાલિની જગજ્જનનિની નિત્યસેવા અને અન્નક્ષેત્ર વગેરેને માટે ખર્ચનો પાર નહોતો. દીન–દુખીનાં દુખ વિમોચન કરવામાં તેનો હાથ છૂટો હતો, એ ગુણમાં તે એકંદરે દાનેશ્વરી હતો. રાજના કર ઉપરાંત તે પ્રતિ વર્ષે ભોંસલે સરકારને યથેષ્ટ નજરાણું આપતો, અને જ્યારે જ્યારે રાજ્યભંડારમાં નાણાંની તંગી હોય ત્યારે ત્યારે તે મુક્ત હસ્તે તેમને મદદ કરતો. રાજદરબારમાં તેનું માન–પ્રતિષ્ટા કંઇ ઓછાં

નહોતાં અને તેથીજ સમસ્ત દેશમાં તેનો કોઇ શત્રુ નહોતો, છતાં પાપકર્મનું ફળ ભોગવ્યા વગર છૂટકો છે?

ચિતુની આંતરિક ઇચ્છા એવી ખરી કે: કોઈ સારા ઉચ્ચ વંશમાં તારાનો વિવાહ કરી સંગ્રહ કરેલા ધનને એ શુભ કાર્યમાં વાપરી હાથ કંકુવાળા કરૂં–જીવન સાર્થક કરૂં. આવો શુભ સંકલ્પ હોવા છતાં પરમાત્માએ તેને સહાય ન કરી. અનેક સારાં સારાં મોટાં ઘર સાથે તેના વિવાહ સંબંધી વાતચિત થઈ, પણ રમા અને અનુપમાને તેમાંનું એકે પસંદ ન પડયું. તારા માત્ર સરદારની પ્રતિપાલિત બ્રાહ્મણ કન્યા છે તે કોઈથી અજાણ્યું નહોતું. કદાચ ભગવાનની એવીજ ઇચ્છા હોય કે: તેનો વિવાહ–સંબંધ તેને લાયક કોઇ સારા કુલિન સાથે થવાનો હોય તો? સરદારજીની મરજી એવી હતી કે: ભોંસલે રાજવંશ સાથે તેનો વિવાહ કરી પોતાની સમ્પતિ અને નામને શોભે તેવી પાંચ લાખની રોકડ પહેરામણી આપવી. ભોંસલે સરકારની આર્થિક સ્થિતિ જેવી જોઇએ તેવી સારી નહિ હોવાથી તેણે પોતાના પુત્ર સાથે તેનો વિવાહ કરવાને પોતાની પસંદગી પણ જાહેર કરેલી, પરન્તુ વચ્ચે અંગ્રેજ ફોજના આવવાના સમાચાર સાંભળવાથી એ સુભકાર્ય પાર પડયું નહિ. નવાગઢના કોષાધ્યક્ષ શાન્તશીલે સરદારજીને સમજાવવા પ્રયત્ન કર્યો કે: ગમે તેમ પણ તારા બ્રાહ્મણ કન્યા છે. જો અકુલિન–ફાવે તેવા માણસ સાથે તેનાં લગ્ન કરશો તો તે સર્વથા પતિતા–ભ્રષ્ટ કહેવાશે–તે હિન્દુઓના કુળાચારથી વિરૂદ્ધ છે. એ વિચારથી તારાનું કલ્યાણ નહિ પરન્તુ અકલ્યાણજ થશે! આથી ચિતુસિંહ કિંકર્તવ્યવિમુઢ બની ગયો. રમા અને અનુપમાએ પણ શાન્તશીલના વિચારને અનુમોદન આપ્યું, અને તેથીજ તારાના વિવાહ સંબંધીનુ કાર્ય થોડા સમયને માટે બંધ રહ્યું. બાલ્યાવસ્થાની ધર્મભાવનાઓ વય વધતાની સાથે વધતી ગઈ, તારાનો ભક્તિભાવ પણ ઉત્તરોત્તર વધતો ગયો. નવાગઢમાં નવી પ્રતિષ્ટિત કરેલી નૃમુણ્ડમાલિનીની નિત્યસેવાનો ભાર તારા ઉપર પડયો. તે સાથે ભવાનીપુરમાં ભવાનીના પ્રસાદ અને કલ્યાણધામમાં કલ્યાણીના નિર્માલ્યનો લહાવ લેવો એ તેનું નિત્યકર્મ હતું. કલ્યાણ સંપ્રદાયમાં સંસારત્યાગી યોગી બ્રહ્મચારી અને પરિચારિકાઓ તો ભૈરવી વેશે સાક્ષાત્ મૂર્તિમંત શાન્તિદેવી સમાનજ જણાય છે! એ સ્થાનના મહાત્મ્યને લીધે તારાને વસ્ત્રાલંકાર બિલકુલ પસંદ નથી. તેના ચળકતા લાંબા–સુંવાળા સુદીર્ઘ કૃષ્ણકેશકલાપ મૃદુમંદ પવનને લીધે ફરફર ફરફર ઉડી તેના વદનમંડળને

ઢાંકી દે છે. એ ને કેવી અપૂર્વ શોભા ! સફેદ વસ્ત્ર અને પુષ્પભુષણ પહેરવાથી તારા પણ આદર્શ ભૈરવી સમાન તેજસ્વિની જણાય છે. તારાને એ વેશમાં જોઇને રમા અને અનુપમા હમેશાં મનથી એવીજ કલ્પના કરે છે કેઃ પ્રકૃત રીતે તારા શાપભ્રષ્ટદેવીજ છે ! ”

એક દિવસ સાયંકાળના સમયે તારા ફુલકુમારી અને ફુલેશ્વરીને લઇને પુષ્પોદ્યાનમાં પુષ્પ વિણતાં વિણતાં ગાતી હતીઃ—

“ હે, નાથ ! મને નિર્ભય પદમાં સમાવો ! ” ઇત્યાદિ.

એ ગાન બંધ રહેતાની સાથે થોડેક છેટે એક આમ્રવૃક્ષની ટોચ ઉપર બેસીને એક પક્ષીએ પણ ગાવા માંડયુંઃ—

“ હે, શ્યામ ! મને નિર્ભય પદમાં સમાવો ! ”

પક્ષીના મોંથી એ કર્ણપ્રિયગાન સાંભળીને તારા આશ્ચર્ય પામી, તેના કરતાં તેની બે સખીઓને વધારે નવાઇ લાગી. ઉત્સૂકતાપૂર્વક તારાએ એ પક્ષી તરફ દૃષ્ટિ કરી આંગળી લાંબી કરીને કહ્યુંઃ—

તરૂવરપરથી હે પક્ષી તું આવ નીચે,
હરિ હરિ ભજતાં હું શીખવું ભાઇ પ્રિતે;
કનક પિંજરમાં હું પ્રેમથી નિત્ય રાખું,
ભજ ભજ ભવસ્વામી ભાવથી એજ ભાખું.

તેના પ્રત્યુત્તરમાં પક્ષીએ કહ્યુંઃ—

સદા આનંદે મસ્ત રહી કૃષ્ણ કૃષ્ણ કહો,
સમય સોનેરો મળશે કયાં આવો—હે નાથ૦

તારાએ કહ્યુંઃ—

પ્રાણથી જતન કરીશ, તું આવ નીચે, આ એ છે મારો કોલ !
ખાઈ દૂધ ભાત ખુશીથી ભાઇ પછી તું હરિ હરિ મુખ બોલ !

ભગવાનની કેવી અલૌકિક માયા ! વનપક્ષી મંત્ર મુગ્ધ સમાન ઉડતું આવીને તારાના ડાબા હાથપર બેઠું, અને ચાંચ વડે તે તારાની આંગળીને સ્પર્શ કરી સ્નેહસ્વાગત કરવા લાગ્યું. આ સમયે તારાને કોઇ પૂર્વસ્મૃતિ થઇ આવી. એને જોતાની સાથે ઓળખી શકી કેઃ બાલ્યાવસ્થામાં જેની સાથે હું પ્રેમપૂર્વક રમતી હતી તેજ આ કાકાકૌઓ. તેને થયુંઃ “ હા પણ તે અહીં કયાંથી ? ” અતૃપ્ત નયને તારા કાકાકૌઆને જોઇને પ્રેમપૂર્વક તેના સર્વાંગે હાથ ફેરવવા લાગી, લાંબા સમયને અંતરે પણ પોતાની બાલસખી—એ બ્રાહ્મણકન્યાને સુખી જોઇને કાકાકૌઆએ આનંદમાં આવી જઈ તેના હાથપર આમતેમ આંટા મારવા માંડયા, આજ તેના આનંદનો પાર નથી ! તારા પણ ભૂતકાળને યાદ કરતી મહા વિમાસણમાં પડી ગઈ છે.

આટલીબધીવાર સુધી કાકાકૌઓ તારાની પાસેને પાસે રહ્યો અને તારાને પણ જાણે બધું ભૂલી ગઇ હોય એવી વિચારમગ્ન અવસ્થામાં જોતાં ફુલેશ્વરીએ ચોક્કસ નિર્ણય કર્યો કે: "તારા ખરેખર વનદેવી છે, અરે! વનનું પક્ષી પણ તેનું સહચર!"

સાયંકાળ વિત્યા બાદ ફુલકુમારી અને ફુલેશ્વરી સહિત તારાએ ગઢ તરફ પ્રયાણ કર્યું. ગઢમાં પ્રવેશ કરીને સૌથી પહેલાં તેણે રમા અને અનુપમાના ખંડમાં પ્રવેશ કર્યો. તારાના ડાબા હાથપર બેસી કાકાકૌઓ આમતેમ જોઇને કંઇક ખોળવા લાગ્યો. રખેને તેણે રમા અને અનુપમાને બિન્દુ અને મંગળા તો નહિ ધારી લીધાં હોય! તે આમતેમ ચાલતો બોલી ઉઠયો:—

સદા આનંદે મગ્ન રહી કૃષ્ણ કૃષ્ણ કહો,
સમય સોનાનો મળશે ક્યાં આવો–હે નાથ૦

તારાના મોંથી હમેશાં: "હે નાથ! મને નિભય પદમાં સમાવો" એ ગાન સાંભળીને રમાના અંતઃકરણમાં પ્રભુભક્તિનું બીજ અંકુરિત થયું છે, તેમાં વળી એકાએક આ પક્ષીના મોંથી મધુર શ્રીકૃષ્ણ નામ સાંભળી રમા પણ વિસ્મય પામી. સાથે સાથે અમુક બાબત તેના સમજવામાં પણ આવી. તેણે કંઇક કલ્પના પણ કરી લીધી. વયધર્મ પ્રમાણે અનુપમા ગંભીર અને સમજણવાળી હતી. કાકાકૌઆના મોંથી હરિનામ સાંભળીને અનુપમાના હૃદયમાં કોઇ એક પ્રકારના નૂતન આવિર્ભાવનો ઉદય થયો. હસીને તેણે ફુલેશ્વરીને કહ્યું: "ફુલેશ્વરી! જો, વનપક્ષી જેવું પણ પ્રભુનામનો ઉચ્ચાર કરે છે અને તું રામ નામ નથી લેતી?"

ફુલેશ્વરી: "ના, બા! રામ નામ તો તારાબાને સોંપ્યું, ફુલેશ્વરી તે ફુલ સંચય કર્યાં વગર બીજું શું કરી શકે? બા! આ પક્ષી તો બહુ ચાલાક છે, એને તો તારાએ રામ નામ શીખવ્યું છે એનો ચેલો છે!"

વચમાંજ ફુલકુમારીએ હળવેથી કહ્યું: "બા! તમે સૌ ગમે તેમ કહો, પણ હું કેમ માનું? અરે! આ તો સાધારણ પક્ષી નથી પણ એ તો દૂત છે. જુવોને, કેવો ચતુર કોણ જાણે ક્યાંથી તારાને શોધવા આવ્યો છે! નાનપણમાં તારાની સાથે રમતાં ભજન ગાતાં શીખી ગયો લાગે છે?"

એક દિવસ તારાના મોંથી રમાએ જે પક્ષીની વાત સાંભળેલી, જે પક્ષીને તેણે પ્રભુ સ્મરણ શીખવેલું એ પક્ષીના મુખથી પ્રત્યક્ષ હરિનામ સાંભળવાથી: "આ એજ કાકાકૌઓ" એટલું સમજતાં રમાને વાર ન લાગી. રમાએ માન્યું કે: ફુલકુમારીનું અનુમાન સત્ય

છે. એ આ સ્થળે દૂત કાર્ય કરવાજ—તારાની ભાળ લેવાજ આવ્યો છે. જેવી કલ્યાણીની મરજી ! સાવધાનતાપૂર્વક મનના ભાવ શુભ રાખીને રમાએ પોતાના મન સાથે કહ્યું: "આ મહા ચતુર પક્ષી એ તારાનું ઉછેરેલું છે. તારાનો જીવ ચકડોળે ચડ્યો, તો અમારા બધા મનોરથ ભાગી પડશે. કયાં એ છોકરીની માયામાં પડવું અને કયાં આવો દહાડો જોવાનો વારો આવવો ?"

રમાના મોં ઉપર એકદમ ઉદાસિનતા આવેલી જોઈ—ઉંડા વિચારમાં પડી ગએલી નિઃશ્વાસ નાંખતી જોઈ કાકાકૌઆએ તેના સામું જોઈ ગાવા માંડયું—

સદા આનંદે મસ્ત રહી કૃષ્ણ કૃષ્ણ કહો,
સમય સોનેરો મળશે કયાં આવો !—હે, નાથ૦

આથી ચતુર રમા સમજી ગઈ, તેને ક્ષણભર આનંદ થયો, તેણે બેઠી હતી ત્યાંથી ઉઠીને કાકાકૌઆની પીઠપર માયાભર્યો હાથ ફેરવ્યો—કાકાકૌઆએ માથું નમાવ્યું—ઉપકાર માન્યો ! બીજી બાજુ તારાના મનમાં કોઈ એક શુભ સ્મૃતિ જાગ્રત થઈ. એક નાનીશી ઝુંપડી, અને તેના આંગણામાં આનંદથી રમતાં તે હકિકત તેને સાંભળી આવી. લીલામય ભગવાનની અદ્ભુત લીલાનો વિચાર કરતી એ બાળા આંખો બંધ કરીને ભગવાનનું ધ્યાન કરવા લાગી. તેની અનંત દયા માટે તે મહાન દયામયનો પુનઃ પુનઃ આભાર માનવા લાગી. વાચક ! આવો ! આપણે પણ આ સ્થળે પળવાર વિશ્રાન્તિ લઈએ ! આવો ! આપણે પણ એ અનંત શક્તિમાન શ્રીહરિના વિશ્વ-વિમોહન સ્વરૂપનું પ્રેમપૂર્વક ધ્યાન કરીએ—જીવન સાફલ્ય કરીએ !

## અષ્ટાદશ કલ્પ.

### કલ્યાણને પંથે !

ઘોર અંધકારમય રજનીમાં કારંજાની એ ક્ષુદ્ર કૂટિરનો પરિત્યાગ કરીને ઉન્માદિની સમાન બિન્દુ એકલી ભયંકર વનમાર્ગે ચાલી નીકળી. કયે માર્ગે જવાનું અને હું કયે રસ્તે જઉં છું વગેરેથી તદ્દન અજ્ઞાત બિન્દુ અટકયા વગર ગોદાવરીની તીરે તીરે પર્વતને માર્ગે ચાલવા લાગી. સ્વામીજીએ ગોસાંઈને કહ્યું હતું કે: "કલ્યાણગ્રામ કલ્યાણના મંદિરમાં પુનઃ સાક્ષાત્કાર થશે" એ આદેશવાણીને લક્ષ્યમાં રાખી જગતકલ્યાણકારિણી ભગવતી કલ્યાણીના ચરણ કમળમાં આત્મ સમર્પણ કરવા તે પ્રવૃત્ત થઈ છે.

ગૃહત્યાગ કરે લાંબો સમય વહી ગયો પરન્તુ ચોક્કસ માર્ગ તેના હાથ ન આવ્યો. દિવસે દિવસે પીંઢારાઓનો અત્યાચાર વધવાથી માર્ગમાં મુસાફરો પણ ભાગ્યેજ જોવામાં આવતા. બિન્દુને હિંસક જીવજન્તુ કરતાં માર્ગમાં પીંઢારાઓનો વધારે ભય છે. મોટે ભાગે તેથીજ બિન્દુ દિવસ થતાં કોઇ પર્વત કંદરામાં લપાઇ રહેતી અને સૂર્યાસ્ત થતાં આગળ વધતી. પાર્વત્ય પ્રવાહમાં નાવિક વગર ચાલી જતી નૌકાની માફક બિન્દુ વેગથી ચાલી જાય છે. આવી રીતે વન વિહંગિની સમાન વન-જંગલમાં પહાડ-પર્વતમાં અથડાતાં અથડાતાં ૭ વર્ષ નીકળી ગયાં, પરન્તુ કમનસિબે કલ્યાણીનાં દર્શનનો લહાવ બિન્દુ ન લઇ શકી.

પીંઢારાઓના દમનને અર્થે પાર્વત્ય પથે ઠેકાણે ઠેકાણે ચોકી પહેરા બેઠા છે. સાધુ-સન્યાસીગણુની આગેવાની નીચે અંગ્રેજી ફોજ નાની નાની ટુકડીમાં વહેંચાઇ જઇને ઠેર ઠેર યમદૂતની માફક ફર્યા કરે છે. વારંવાર અંગ્રેજ ફોજ અને પીંઢારાઓ વચ્ચે ચકમક ઝરે છે. પીંઢારાઓ પણ દુર્દમ્ય, દૃઢપતિજ્ઞ અને સાહસિક હોવાથી જરીકે પાછા પડે તેમ નહોતું. એજ પ્રમાણે અંગ્રેજ સૈન્ય પણ કેમ ડગે ? બુદ્ધિચતુર અંગ્રેજ સાધુસમુદાયની ચાલાકીથી ફાવવા લાગ્યા-પીંઢારાઓ આત્મસંરક્ષણમાં અસમર્થ નીવડવાથી અંગ્રેજ ફોજને તાબે થવા લાગ્યા. એક પ્રસંગે પીંઢારાઓનું સંખ્યાબળ વિશેષ હોવાથી અંગ્રેજ ફોજને સમરભૂમિમાં જબરી થાપ ખાઇને પાછા ફરવું પડ્યું, એ ફોજના અગ્રેસર કલ્યાણ સંપ્રદાયના શિરોમણી સ્વામીજી પોતે હતા. મૂળમાં સ્વામીજી ઉપર પીંઢારાઓની કરડી નજર તો પહેલેથીજ હતી, કારણ તેમની આજ્ઞાથીજ કલ્યાણ સંપ્રદાયનાં અનેક મનુષ્યો અંગ્રેજ ફોજને યથેષ્ટ સહાય અર્પતાં હતાં. દુષ્ટાત્માઓએ તક સાધીને-પ્રતિહિંસા પરવશ થઇને એ વિકટ સંગ્રામમાં પોતાના પ્રિયશસ્ત્ર-ફરશી વડે સ્વામીજી ઉપર અનેક ઘા કર્યા, અને તેમના નિશ્ચેષ્ટ શરીરને ગોદાવરીના પ્રબળ પ્રવાહમાં ફેંકી દઇ તેઓ ત્યાંથી પલાયન કરી ગયા. સૌભાગ્યવશાત: એ ઘવાયેલું શરીર નદીના ગર્ભમાં ન સમાયું, પણ તણાતાં તણાતાં તટપર આવેલા એક મોટા વૃક્ષને લીધે આગળ વધતું અટકી પડ્યું, મહાપુરૂષના પ્રત્યક્ષ વધ સંબંધી વાત કોઇના જાણવામાં ન આવી.

સૂર્યાસ્ત થયા બાદ આ ભયંકર વન પ્રદેશમાં એટલો બધો અંધકાર છવાઇ રહે છે કે: વાત ન કરો ! એવા વિકટ સમયે એક યોગિની ત્યાં થઇને ચાલી જાય છે. ચાલતાં ચાલતાં કંઇક તેના અડફટમાં આવવાથી તે બિચારી પડી ગઇ. સારૂં થયું કે: પત્થરની શીલા જેવું કંઇ નહોતું નહિ તો તેની યોગલીલાની ત્યાંજ સમાધી થાત !

પરન્તુ યોગિની એક પોચી વસ્તુ ઉપર પડી, તેથીજ તેને વધારે ન વાગ્યું. તે ધ્રુજી ઉઠી. તે સમજી કે: આતો કંઇક મૃતદેહ જેવું છે. તેજ ક્ષણે તે તેની પાસેથી ખસી જઇને કોરાણે ઉભી રહી. તેણે એક નિઃશ્વાસ મૂકીને "હે, ભગવાન !" કરીને ચિત્તને સ્થિર રાખવા યત્ન કર્યો. તેને અતિ આશ્ચર્ય લાગ્યું. આટલું થવા છતાં તે જરીકે ભય ન પામી. સાવધાન થઇને તેણે પોતાની પાસેથી ચકમક અને એક લોખંડના કટકાને ઠોકીને અગ્નિ ઉત્પન્ન કરતાની સાથે આસપાસ અજવાળું પ્રસરી ગયું. નજર પહોંચી ત્યાં સુધી તેણે ચારે બાજુ દૃષ્ટિ કરી પરન્તુ કંઇ ન જણાયું. ધીરે ધીરે તે પેલા મૃતદેહની પાસે ગઇ. તેની મુખાકૃતિ અને અર્ધા મીંડેલાં નયન ઉપરથી તેણે અનુમાન બાંધ્યું કે: આ મૃતદેહ નથી, પણ કોઇ મૃતકલ્પ સાધુપુરૂષ છે. તેણે વિચાર્યું કે: આ કાર્ય નૃશંસ અત્યાચારી પીંઢારાઓ વગર કોઇનું ન હોય ! એ દૃષ્ય જોવાથી તેના કોમળ હૃદયમાં વજ્રાઘાત થયો. સંસારમાં જેને પારકા જેવી કોઇ વસ્તુજ નથી એવી સંસારસુખથી વિમુખ બિન્દુએ આત્મસુખને જલાંજલિ આપી ગૃહત્યાગ કર્યો છે. જીવમાત્રને શી રીતે સુખ પ્રાપ્ત થાય તેજ માર્ગ હવે તેણે શોધવા માંડયો છે. સાધુ-પુરૂષની એવી દુર્ઘટ અવસ્થા જોઇને તે કાયમનોવાકયપૂર્વક તેની સેવામાં પ્રવૃત્ત થઇ છે. એનો મંગલમય કરસ્પર્શ અને સેવા-શુશ્રૂષાના પ્રભાવવડે સહજ ગળામાં પાણી ઉતરતાંની સાથે એ મૃતવત્ દેહમાં જેમ પ્રાણ-સંચાર થાય તેમ થયું. લુપ્તસંજ્ઞા જાગૃત થઇ. જ્ઞાનપૂર્વક સરળ દૃષ્ટિવડે પડખે વિરાજેલી દયામયી મૂર્તિ ઉપર દૃષ્ટિ સ્થાપી, મહા કષ્ટપૂર્વક તેમણે કહ્યું: "પાણી." બિન્દુએ તેમના ગળામાં સહજ પાણી રેડયું. જળપાન કરવાથી શરીરમાં કંઇક બળ આવ્યું. સાધુ-પુરૂષ હવે એક નજરે રમણી સામે જોઇ રહ્યા. તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા કે: આવા નિર્જન સ્થળમાં આ સમયે આવો શુભ સમાગમ એ કલ્યાણીની કૃપા વગર કેમ બને ? એ તો માયામયીની માયા-લીલાજ ! મહાત્માએ આસ્તેથી પાસું બદલીને પોતાની કેડમાંથી કંઇક ઓસડ કહાડી ઘા ઉપર લગાવ્યું, અને તેમાંનું થોડુંક પીલું પણ ખરૂં, પરન્તુ તેમનામાં હજી બોલવાની શક્તિ નહોતી આવી. આખા વનપ્રદેશમાં કેવળ નિસ્તબ્ધતા પ્રસરી રહી હતી. યોગિની પોતાના સુકોમળ કરપલ્લવવડે મહાનુભાવની સેવા કરે છે. શરીરપર એટલા બધા ઉંડા ઘા પડયા છે કે: તેમાંથી પૂર્ણતઃ લોહી બંધ થતું નથી. અશક્ત સાધુએ મહામુસિબતે પોતાની પાસેનું ઓસડ તમામ જગ્યાએ ચોળાવ્યું, આથી લોહી વહેતું તરતજ બંધ થઇ ગયું. આ પ્રમાણે બિન્દુની તાત્કાલિક સેવા-શુશ્રૂષાથી મહાપુરૂષ

આસ્તેથી ઉઠીને બેઠા થયા. મહાત્માની તેજસ્વી પ્રશાન્ત મૂર્તિ જોઇને યોગિનીએ ધ્રુવ નિશ્ચય કર્યો કેઃ પોતે અવશ્ય કોઇ મહાપુરૂષ છે. શરીરની અવસ્થા ઉપરથી તે તેમની ઉમ્મરનું પ્રમાણ આંકી શકી નહિ. શુષ્ક શાલવૃક્ષ સમાન તેમનો દેહ વૃદ્ધ–શીર્ણ હતો. માથે મોટી સફેદ જટા હતી. બેઉ આંખો ઉંડી પેસી ગએલી છતાં દૃષ્ટિ તિક્ષ્ણ અને સરળ હતી.

એ વિકટભૂમિની નિસ્તબ્ધતાનો ભંગ કરીને મહાનુભાવે ધીમે સ્વરે કહ્યુંઃ "સત્ય કહો, માતેશ્વરી ! આપ કોણ છો ? ભૈરવી-વેષભૂષિત તમે ક્ષુદ્ર માનવી નથી–તમે છો આ વનનાં અધિષ્ઠાત્રી–મહાદેવી !"

ભૈરવીઃ "મારો આત્મપરિચય આપવાનું કંઇજ પ્રયોજન નથી. હું તો આ સૃષ્ટિનું અધમમાં અધમ પ્રાણી છું–અંધારાનું ક્ષુદ્ર કિટ ! પ્રભો ! મારૂં જીવનજ કેવળ અંધકારમય છે."

સાધુઃ "ના, મા ! ના, તમે મહાયોગિની છો ! મા ! હે મા ! માતા સંતાનનો ત્યાગ કરે કે ? માતા સંતાનથી ગુપ્ત રહે કે ?"

ભૈરવીઃ "મા સંતાનનો ત્યાગ કરે કે કેમ તે હું અત્યારે નથી કહી શકતી, પણ સંતાન તો માતાનો ત્યાગ અવશ્ય કરે છે–એ દૃશ્ય તો મેં નજરે જોયું છે." એટલું કહેતાં કહેતાં ભૈરવીની આંખોમાં પાણી ભરાઇ આવ્યું, તે સાધુપુરૂષ સ્પષ્ટ જોઇ શક્યા. તેમણે ચોક્કસ ધાર્યું કેઃ યોગિની સંતાનવિરહિણી છે. તેમણે કહ્યુંઃ "માતા ! દુષ્ટ બાળક વગર સ્નેહમયી–સંતાનવત્સલા જનનીને કોણ તજી શકે ? અરે ! પણ મા ! આજ તો અમારી મા પણ અમારાથી અળગી થઈ બેઠી છે ! આજ અમારાં યોગસાધન પૂર્ણ ભયમાં છે."

યોગિનીઃ "પ્રભો ! અળગી થાય તે માતા ન હોય ! પ્રેમપૂર્વક કાયમનોવાક્યવડે માતાને યાદ કરવાથી માતા અવશ્ય દર્શન આપે છે. ભક્તના હૃદયમાં પ્રતિષ્ઠિત થએલી માતા ભક્તની ઇચ્છા વગર ત્યાંથી અણુમાત્ર અળગી થઇ શકતી નથી."

સાધુઃ "મા ! તને કોણ કહે કેઃ તું અજ્ઞાન છો ? તું તો સાક્ષાત્ જગત્કલ્યાણી દેવી છો ! મા ! તુંજ કેવળ જ્ઞાનરૂપિણી સ્વયં ભગવતી છો ! મા ! કહો એક વખત કેઃ આટલી નાની વયમાં આ અનુપમ શિક્ષા તમે કયાંથી પ્રાપ્ત કરી ?"

ભૈરવીઃ પ્રભો ! શક્તિ–ભગવતી એ વળી શું ? અરે ! હું તો પતિતા–સામાન્ય સ્ત્રી છું. પરંતુ કૃપાળુ ! આપ કોણ અને આ સ્થિતિમાં કયાંથી, એ હરકત ન હોય તો જણાવશો !"

સાધુ: "હું એક માતાનો કૃપાકાંક્ષિ બાળક! સાચવજો, આ સ્થાન નિરાપદ નથી. કદાચિત્ એ ધૂર્ત પીંઢારાઓ તમને ખોળતા હશે! તેમણેજ મારી આ દશા કરી છે."

ભૈરવી: "હા, હું જાણું છું. એ ધનલોલુપ ઠગારાઓની સાધુજનોને જોતાંજ ચાર આંખો થાય છે." જરી બેસી ગએલા અવાજે સાધુપુરૂષે કહ્યું: "મને જરીક પાણી આપશો?"

બીન્દુએ થોડુંક જળ આપ્યું. વળી એક વાર અગાઉની માફક મહાત્માએ ઔષધોપચાર કર્યો તેથી ધીમે ધીમે તેમની વેદના નિર્મૂળ થઇ. શરીરમાં સામાન્ય બળ આવ્યું. હૃદયમાં શાન્તિનો સંચાર થતાં સાધુપુરૂષે કહ્યું: "પીંઢારાઓનો દૌરદમામ ઉતારવા અંગ્રેજ ફોજ એ તરફ ફરે છે, એ કાર્યમાં મારી પણ સંપૂર્ણ સહાનુભૂતિ છે. પીંઢારાઓના કુળનો સમૂળો ઉચ્છેદ થયા વગર સાધક સંપ્રદાયની સાધનાનો માર્ગ નિષ્કંટક નહિ થાય. અરે! અનેક યોગી-સન્યાસી ભયના માર્યા યોગાશ્રમનો ત્યાગ કરીને પુનઃ સંસારી થયા છે!"

ભૈરવી: "અંગ્રેજ ફોજ ક્યાં હશે?"

સાધુ: "ઉદયગિરિ-છાવણીમાં"

ભૈરવી: "અને આપનો સાધનાશ્રમ?"

સાધુ: "કલ્યાણુમાં કલ્યાણના મંદિરમાં સાધના એજ અમારૂં સર્વસ્વ!"

ભૈરવી: "સાધક-સંપ્રદાય કેટલો હશે? તેમાં કેટલી સંખ્યા હશે?"

સાધુ: "સંખ્યા જણાવવાની આજ્ઞા નથી. સાધક અને સાધિકા સૌ તેમાં ભળી શકે છે."

ભૈરવી: "ઉદયગિરિ અને કલ્યાણને કેટલું છેટું હશે?"

સાધુ: "પ્રચલિત રસ્તેથી તો ઘણુંજ દૂર છે, પરંતુ ગુપ્ત-પાર્વત્ય પથના માર્ગે તો માત્ર પાંચજ ગાઉ થાય."

ભૈરવી: "એ ગુપ્ત માર્ગ ફોજથી જાણીતો છે કે?"

સાધુ: "અમેજ તેમને એ માર્ગ દેખાડયો છે. કલ્યાણ સંપ્રદાય સાથે તેમનો સંબંધ દિવસે દિવસે વધતો જાય છે."

ભૈરવી: "હું પણ ઉદયગિરિજ જઇશ."

સાધુ પુરૂષે આશ્ચર્ય પામીને કહ્યું "કેમ?"

ભૈરવી: "હું જઇને અંગ્રેજ ફોજને મળીશ."

સાધુ: "મા! એ શું? તમે તો પૂર્ણ યુવાવસ્થામાં-યોગિની છો!"

ભૈરવી: "આ વેષ બદલીને સન્યાસિના વેશ ધારણ કરીશ."

સાધુ: "એ તમારાથી બનશે?"

ભૈરવી: "માજીની ઇચ્છાથી બધું થઇ રહેશે."

એ સાંભળીને સાધુપુરૂષ મૌન રહ્યા. કંઇક વિચાર કરીનેતેમણે કહ્યું: "તમે માજીનાં દર્શન કર્યા છે કે ?"

ભૈરવી: "હું તો પહેલી વખતજ કલ્યાણ ધામમાં જઉં છું, ત્યાં જઇને માજીનું નિર્માલ્ય ગ્રહણ કરીશ ! હા, પણ ત્યાં કાર્તિકી અમાંવાસ્યાને દિવસે મેળો ભરાય છે કે નહિ ?"

સાધુ: "માતા ! પણ આ બધી હકિકત તમને કોણે કહી ?"

ભૈરવી: "આ બધું મેં સ્વામીજીના મોંથી સાંભળ્યું હતું."

સ્વામીજી ચમકયા, તેમણે કૌતૂહલવશ થઇને કહ્યું: તમે અગાઉ સ્વામીને જોએલા ખરા કે ?"

ભૈરવી: "હા, કારંજામાં–ગોસાંઈ પ્રેમાનંદને ત્યાં."

સસ્મિત વદને સ્વામીજીએ કહ્યું: "મેળો ભરાશે એ વાત ખરી પરન્તુ એ મેળામાં કંઇ ગમે તેમને યોગદાન નહિ અપાય."

આ પ્રમાણે વાર્તાલાપ ચાલતો હતો ત્યાં સહસા એ નિર્જન ક્ષેત્રમાં કેટલાંક માણસોના આવવાનો અવાજ સંભળાયો, સાધુ પુરૂષે ઇસારા વડે રમણીને મૌન રહેવાને સૂચવ્યું. સહજ આગળ વધી કાન માંડીને તેમણે જોયું કે કોઇના પગરવ સંભળાય છે ખરા ! ક્રમે એ અવાજ નજીકમાં સંભળાવા લાગ્યો; ત્યારબાદ ઘોડાના ડાબલાનો અવાજ પણ કાને અથડાયો. આવનાર કોઇ ઠગ નથી એવી પાકી ખાત્રી કરીને તેમણે અમુક સંકેત–ધ્વનિ કર્યો. સામેથી આવનારે પણ તેવોજ સાંકેતિક ઉત્તર આપતાની સાથે બે હાથ ઉંચા કરીને સ્વામીજીએ આનંદ ધ્વનિ કર્યો: " "કલ્યાણ કલ્યાણ કરો !" આવનાર માણસ એ પરિચિત સ્વરથી સમજી ગયો કે ગુપ્ત સંકેતકાર એ સ્વયં સ્વામીજીજ છે, તે પણ તેમનીજ શોધમાં છે. આવનાર અંગ્રેજ ફોજનો મુખ્ય સહાયક અશ્વારૂઢ સ્વયં મોહિતલાલ છે. નજીક આવતાંજ સ્વામીજીએ ઉપસ્થાનપૂર્વક કહ્યું: "લાલજી ! કલ્યાણ થાઓ !"

ઉ: "આપ કૃપાળુનો આશીર્વાદ છે ત્યાંસુધી આનંદ છે."

"આનંદ કરો !" કહીને સ્વામીજીએ લાલજીને છેક નજીક આવવા ઇશારત કરી. લાલજી ઘોડા ઉપરથી ઉતરીને સ્વામીજી પાસે આવ્યા. પીંઢારાઓને હાથે પોતાને જે વેઠવી પડી તે સઘળી બીના તેમણે મોહિતલાલને કહી સંભળાવી. એ સાંભળીને લાલજીના ગુસ્સાનો પાર ન રહ્યો ! તેમની આંખોમાંથી ક્રોધનો અગ્નિ વર્ષી રહ્યો. વજ્ર-ગંભીર સ્વરે તેમણે કહ્યું "ઓહ ! શું કહો છો ? પીંઢારાઓ આટલી બધી હદે ફાટી ગયા છે ? હવે તેમનું અવશ્ય મહોત આવ્યું છે. આ

અસહ્ય વાત છે. હવે બેસી રહે નહિ ચાલે! અરે! મહા અનર્થ થઇ જાત! મહાપ્રભુ! આપ અશ્વ ઉપર વિરાજો!"

સ્વામીજી: "ના, તમે મારી ફીકર ન કરશો. હજી પણ આ દેહમાં જોઇએ તેટલું બળ છે. ભૈરવીને કલ્યાણધામમાં જવું છે. તેમને પહેલાં સાવધાનતાથી ત્યાં પહોંચાડવાં જોઇએ."

લાલજીએ બ્યૂગલ બજાવ્યું, તેનો અવાજ ઠેઠ ઉદયગિરિમાં અંગ્રેજ ફોજના કાને અથડાયો. સ્વામીજી અને ભૈરવી સાથે સાથે ચાલવા લાગ્યાં. ઘોડેસ્વાર થઇને લાલજી પણ તેમની પાછળ ચાલ્યો. લાંબી મુસાફરીથી અશ્વ પણ થાકીને લોથપોથ થઇ ગયો હતો.

રાત્રિ પડયા પહેલાં સૌ ઉદયગિરિ પહોંચ્યાં કબજે કરેલા બંદીવાન–પીંઢારાઓ સહિત મોહિનલાલ સેનાપતિના તંબુ તરફ ચાલતા થયા. ભૈરવી અને સ્વામીજી સાધક સંપ્રદાયસહિત કલ્યાણને માર્ગે વળ્યા. અનેક ગુપ્ત માર્ગ વટાવતા વટાવતા તેઓ એક અતિશય વિકટ અને ભયંકર માર્ગમાં આવી પહોંચ્યા. સૂર્યનો પ્રકાશ તો ત્યાં આગળ પહોંચીજ ન શકે! એ અંધકારમય રસ્તે બહુજ ચૂપકીથી ભૈરવી સ્વામીજીની પાછળ પાછળ આવે છે. અશક્તિને લીધે–બહુજ ચાલવામાં આવવાથી ભૈરવીના પગ લથડી ગયા છે, ઘણું સાચવવા છતાં તે આત્મરક્ષા ન કરી શકી, સહસા તે એક ઉંડી ખાઇમાં પડી. સ્વામીજી ભૈરવીની પાસેજ હતા. એ મોટો અવાજ થતાની સાથે સ્વામીજીએ પાછા વળીને જોયું. તો ભૈરવી તેમના જોવામાં ન આવી. વચમાંજ એક જણે પૂછયું: સ્વામીજી! એ શેનો અવાજ થયો?"

ઉત્તર મળ્યો: "સર્વનાશ! ભૈરવી ગુફામાં પડી છે." એ સાંભળીને તેમાંના કેટલાક પાછા વળ્યા, અને અત્યંત સાવધાનતાથી તેમણે ભૈરવીને ગુફામાંથી બહાર કાઢી. અકસ્માત્ પડવાથી ભૈરવીને સખ્ત વાગ્યું હતું. તેને બહાર કાઢનાર સાધુજનોએ જોયું કે: ભૈરવી અચેત છે–તે માત્ર મડદાની પેઠે પડી રહી છે, ઝીણો ઝીણો શ્વાસ લઇ રહી છે. તેને એક બાળકની માફક પૂજ્યભાવથી પોતાની ખાંધે નાંખીને કલ્યાણ સંપ્રદાયના સાધુજનો ભૈરવીને લઇને આગળ ચાલવા લાગ્યા. થોડેક છેટે કલ્યાણગ્રામના પાદ પ્રક્ષાલન કરતી નિર્મળ જળ પ્રવાહિની તિવ્રવેગે વહી રહી છે. દરેકે કંઇક સંકેત કર્યો પણ એકજ નૌકા આવી પહોંચી. કલ્યાણ સંપ્રદાયના સાધુઓ તેમાં બેસીને નદી પાર ઉતરી અજ્ઞાતકુળશીલા નિશ્ચેષ્ટવત્ ભૈરવી સહિત તેઓ માતાના મંદિરમાં પહોંચ્યા. ભૈરવીની સેવા–સુશ્રૂષાનો ભાર જયાને માથે પડયો. સૌ સૌના સ્થાનપર ગયા અને આ સ્થાનમાં એકલા સ્વામીજી રહ્યા.

ગોસાંઇ અંદરના ભાગમાં હતા, તેમને કાને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા, એ જીર્ણ શીર્ણ વિવર્ણ મુખકાન્તિ અને તેમાં પણ ભૈરવી વેશ જોઇ ગોસાંઇ કંઇ સમજી શકયા નહિ. જયાએ તો દૃષ્ટિ પડતાની સાથેજ જાણી લીધું કે આ ભૈરવી કોણ ! જયાએ મનોભાવ છૂપાવીને પૂછ્યું: "ગોસાંઇ આ ભૈરવી કોણ ?"

ગોસાંઈ: "આમાં મને કંઇ સમજણ પડતી નથી."

જયા મૌન રહી. ઔષધોપચાર સંબંધી યથાયોગ્ય વ્યવસ્થા કરી સ્વામીજી આશ્રમમાં ચાલ્યા ગયા. જયા મનઃપ્રાણપૂર્વક ભૈરવીની સેવા-શુશ્રૂષા કરવામાં રોકાઇ. ગોસાંઇના મનમાં એક પ્રકારનો ઘોર સંદેહ પેદા થયો, પણ તેઓ તે સંબંધી જયાને કંઇ પણ પૂછવાનું સાહસ કરી શકયા નહિ. સંદિગ્ધ ચિત્ત ગોસાંઇ પોતાના સાધન-ગૃહ તરફ વિદાય થયા.

નાગપુર પ્રદેશમાં કલ્યાણ એ એક ઐતિહાસિક સ્થાન છે. એક સમયે કલ્યાણીની ઇચ્છાથી તે ભોંસલે સરકારની રાજધાની હતી. કોણ કહી શકે કે જગત્કલ્યાણીએ પોતાના કલ્યાણધામનું, કલ્યાણ સંપ્રદાયનું, અને ચીરકાળ કલ્યાણવાંચ્છિત્ એ પ્રદેશનાં રાજા-પ્રજાનું કેમ અકલ્યાણ કર્યું ?"

---

## ઉનવિંશકલ્પ.

### કલ્યાણધામ.

પીંઢારાઓના ઉપદ્રવ સમયે ભોંસલે સરકારની રાજધાની દેવધરમાં હતી. મહારાષ્ટ્ર કુળપતિ હોલ્કર એ સમયે નાની ઉમ્મરના હોવાથી અંગ્રેજ સરકારની તેમના ઉપર સારી પ્રિતિ હતી, તેમજ વરદાધિપતિ પણ રાજ્યના કલ્યાણને અર્થે પીંઢારાઓના દમન કાર્યમાં બનતી સહાય કરતા હતા. મુખ્યત્વે એ ત્રણ પ્રદેશમાં પીંઢારાઓ મહા દુર્દમ્ય અને દુર્નિવાર્ય થઇ પડયા હતા. પ્રજાને પોતાના કુટુંબ અને ધનમાલનું રક્ષણ કરવું બહુ ભારે હતું. પીંઢારાઓનો સરદાર ચિતુસિંહ મોટો જાગીરદાર હોવાથી તેને ત્યાં અઢળક લક્ષ્મી હતી, બીજી બાજુ ભોંસલે સરકારની આર્થિક અવસ્થા રાશી હોવાથી ચિતુસરદાર અનેક સમય રાજાને નાણાની મદદ કરતો, આથી રાઘોજી ભોંસલે પ્રત્યક્ષ રીતે ચિતુસરદાર વિરૂદ્ધ કંઇ પણ કાર્ય કરી શકતા નહિ. આ હકિકત સાંભળીને તે સમયના ભારતેશ્વરલોર્ડ આમહર્સ્ટ બહાદુરે ભોંસલે સરકારને પોતાની પાસે બોલાવી ધરતો ઠબકો આપ્યો, અને

ચિતુસરદાર જ્યાં સુધી તાબે ન થાય ત્યાં સુધી સરકાર બહાદુરે ભોંસલે સરકારને કબજે કર્યા. રાથોજી જો કે પ્રજાના કલ્યાણ સાધનમાં મહા કુશળ હતા છતાં પોતે ઉપકારવશ હોવાથી ચિતુસરદારને દૃઢતાપૂર્વક કંઈ આજ્ઞા કરી શકયા નહિ. સ્નેહભાવે તેમણે એક પ્રસંગે ચિતુસિંહને ચેતવણી આપી હતી કે આ બધાં તોફાન જવા દઈ તું અંગ્રેજ સરકારને નમી જા—અને તમામનાં નામ જાહેર કરી દે! તેના જવાબમાં ચિતુસરદારે કહ્યું કે "રાજેન્દ્ર! ફાંસી ઉપર લટકાશે પરન્તુ મારાથી સમસ્ત પીંઢારાઓના વિધ્વંસનું પગલું કાળાં તરે નહિ ભરાય, તેઓ સઘળાં માજીનાં સંતાન છે. મારાથી એવો આત્મદ્રોહ કદી નહિ થાય! અને કલ્યાણી વગર ચિતુસિંહ કોઈને નમે ખરો?" આથી નિરૂપાયવશ થઈને રાથોજીને અંગ્રેજના પક્ષમાં રહેવું પડયું, પણ ચિતુ એમ કયાં ગભરાય એવો હતો?

ઉત્તરોત્તર શરદ, હેમંત અને વસંતના વાયરા વહાવા લાગ્યા. ઋતુરાજ વસંતનાં પગલાં થયાં એટલે એ પ્રદેશમાં ફળફુલનો તોટોજ ન મળે! જ્યાં નજર કરો ત્યાં હરિયાળું—લીલુંછમ જણાય! જે સુખકર વસંત સમયે વનલતા પુષ્પવતી જણાય, જે વસંતના આગમનથી વૃક્ષસમુદાય સુકોમળ મંજરીઓ વડે આચ્છાદિત થાય, ગાયો, ભેંસો વગેરે પશુવૃન્દને ચરવા માટે જ્યાં નજર કરીએ ત્યાં લીલી લીલોતરીનું એ સજીવ રૂપ જોતાં સ્વાભાવિક રીતે તે તરફ ચિત્ત આકર્ષાય, એ સમયે નાગપુર પ્રદેશની દુર્દશાનું શું કહેવું? ઝાડપર પાંદડાં સરખાં ન મળે તો પછી લીલું ઘાસ કયાં? વસંતના પ્રાણ સ્વરૂપ કોકિલાઓ જે સમયે પોતાના સુધામધુર સ્વર વડે સમસ્ત વન પ્રદેશમાં આનંદ મંગળ વર્તાવી મૂકે તે સમયે મધ્યપ્રદેશમાં કાગડાઓના કર્ણકટુ શોરબકોર સાંભળવા પણ મોંઘા થઇ પડયા! મધ્યાહ્નને તો સમસ્ત જડ-ચેતન બળીને ખાખ થવાની અણીપર ન આવ્યું હોય તેમ ભાસતું! શો તાપ! બંગાળાના વસંતોત્સવની માફક એ દેશની હેમંતિક શોભા પણ મનોહર રહેતી. એ સમયે કલ્યાણમાં હેમંતિક પૂજાની મહા ધૂન મચી રહેતી. કાર્તિક વદ ચૌદશને દિવસે કલ્યાણ ધામમાં અત્યંત ધામધૂમથી કલ્યાણીની પૂજા થતી. સાત દિવસ સુધી તો ત્યાં મોટો મેળો ભરાતો. વ્યાપારીઓ ત્યાં વ્યાપાર કરવા આવતા. એ સમયે રાટ પ્રદેશમાં મહા ધામધૂમ મચી જતી. માજીનાં દર્શન કરવા અનેક ભાવિકજનોની ત્યાં ઠઠ જામતી, પરન્તુ આ વખતે ત્યાં એટલી બધી ભીડ નહોતી. આ સમયે ઉદયગિરિમાં છાવણી હોવાથી ભયને લીધે કલ્યાણ ધામમાં આવતાં કંઇક બિચારા હેબક ખાઈ ગયા! રાટ સરદાર અનેક વર્ષથી નિયમિત રીતે પોતાના

કુટુંબ સહિત માજીની પૂજા કરવા આવી કૃતાર્થ થતાં, પણ આ વર્ષે તેમનામાંનું પણ કોઇ જણાયું નહિ, પરન્તુ અનુશીલાના ભક્ત સમુદાયને નવાગઢમાંથી આવવામાં કંઇ હરકત ન આવી. ચિતુનો પરિવાર વર્ગ પણ માજીનાં દર્શન કરી કલ્યાણ કામના કરવાનો એ શુભ અવસર કેમ ચૂકે ? સાત્ત્વિક સંપ્રદાયની ઇચ્છા હોવાથી મોહિત-લાલની ઉત્તમ વ્યવસ્થા અને તેના પૂર્ણ અનુગ્રહને લીધે કોઇને માજીની સેવા-દર્શનનો લહાવ લેવામાં કંઇ અડચણ ન આવી.

વધારે માણસો એકઠાં ન થાય તેવો મેજર સાહેબે અગાઉથી હુકમ બહાર પાડ્યો હતો, અને તેથીજ આ વખતે તો દિવાળીથીજ બધી કાપકૂપ શરૂ થઇ ચૂકી હતી. અગાઉની માફક દિપમાળ વગેરે-ની ધામધૂમ મુદ્દલ નહોતી, છતાં માજીની પૂજન વ્યવસ્થા હંમેશ મુજબજ થઇ. આ વખતે સાધુ-સન્યાસીનું લશ્કર વધારે જણાતું હતું, તેનો પણ અમુક ઉદ્દેશ હતો. શરૂવાતથીજ પીંઢારાઓ અને એમને બારમો ચંદ્ર હોવાથી આ વખતે પણ કંઇક નવાજુની થઈ ખરી ! અહીં પણ એ નરાધમોએ કેટલાક નિર્દોષ સાધુ-સન્યાસી-ઓને મારી મારીને મહા ત્રાસ વર્તાવ્યો !

અંગ્રેજોના દારૂગોળા સાથે બીજો કેટલોક સામાન જે ગોદાવ-રીના કિનારે કિનારે ઉદયગિરિ તરફ આવતો હતો તે તમામ તેમણે લૂંટી લીધો અને જે હાથમાં આવ્યા તેમના ઉપર તેઓ તુટી પડ્યા. બે ચાર ગોલંદાજ, દફાદાર અને થોડાક પાયદળ-સિપાહીઓ ઉપર પુષ્કળ ગોળીઓ ચલાવી. આ પ્રસંગે પીંઢારાઓની સંખ્યા વધારે હોવાથી તેમને ભારે નુકસાન થયું. પીંઢારાઓ તો "જય કલ્યાણિ મૈયાકી" ગર્જના કરી કરીને ખૂબ લડ્યા અને બધું કબજે કરી લીધું. જેઓ બચ્યા તેઓ નિરૂપાયે બધું પડયું રહેવા દઇને નાઠા. સ્વામીજીએ દફાદાર અમીરઅલીને તાબે કરવા તેની પૂંઠ પકડી, પરન્તુ તેનું પરિણામ વિપરીત આવ્યું. અમીરઅલી અને તેના સાથીઓએ નિષ્ઠુરતાપૂર્વક સ્વામીજી ઉપર આક્રમણ કર્યું. સ્વામીજીના મનમાં કે: અંગ્રેજ ગોલંદાજ પાછળ અવશ્ય તેમની મદદે આવશે, પરન્તુ તેમ ન થયું. અરે ! એ અંધારામાં કોઇને ખબર સરખી ન પડી કે: સ્વામીજી કયા કાર્યભારમાં ગૂંથાયા છે અને ક્યાં છે ! સ્વામીજીએ આત્મરક્ષાર્થે બને તેટલો પ્રતિકાર કર્યો, પરન્તુ પોતે વધારે સમય ટકી શક્યા નહિ. પ્રતિહિંસાપરાયણ પીંઢારાઓએ નિર્દયતાપૂર્વક સ્વામીજી ઉપર શસ્ત્ર ચલાવી તેમને લોહીલોહાણ કરી નાંખ્યા. એટલેથી ન અટકતાં એ દુરાત્માઓએ મૂર્છા પામેલા સ્વામીજીને મરી ગયા ધારીને તેમને નદીના અગાધ જળમાં ફેંકી દીધા, છતાં પ્રારબ્ધવશાત્ એમના દેહની રક્ષા થઈ.

એક તરફ દારૂગોળો આદિ જે હાથ આવ્યું તે એકત્ર કરી લઇ રક્ષકો નિરાપદ સ્થાને પહોંચ્યા, પછી સાધુ સમુદાયને ખાત્રી થઇ કે: સ્વામીજી અવશ્યમેવ ઉપાધિમાં આવી પડયા હોવા જોઇએ. આ બનાવ પછીજ પીંઢારાઓના વિનાશની પ્રબળ વૃત્તિ જાગ્રત થઇ. સ્વામીજીનો વધ થયો છે અને તેમના શબનો પણ પત્તો નથી એ હકીકત બહાર આવતાં સાધુઓનાં ટોળેટોળાં એકત્ર થવા લાગ્યાં. સ્વદેશના કલ્યાણને અર્થે-ગૃહસ્થ જનોના ધનમાનના સંરક્ષણને અર્થે તેમજ સાધુ-સન્યાસીઓના સાધનપથને નિષ્કંટક કરવાના ઉદ્દેશથી અખિલ સાધુસમુદાય કાર્યક્ષેત્રમાં ઉપસ્થિત થવાને કટિબદ્ધ થયો ! જીવહિંસા કરવામાં મહા પાપ સમજનાર આદર્શ સાધુજનો હાથમાં શસ્ત્ર ધારણ કર્યા વગર કેવળ પોતાના બાહુબળ અને કાર્યકુશળતા દ્વારા પીંઢારાઓનો પરાભવ કરવાને અંગ્રેજ ફોજમાં શામિલ થયા. કોણ જાણે કેટલાય સાધુ, પીંઢારાઓને હાથે માર્યા ગયા, પણ કોઇ પણ સાધુએ એ પ્રમત્ત પીંઢારાઓની હત્યા કરી તેમના લોહીથી પોતાના હાથને કલુષિત કર્યા નથી.

સ્વામીજી જે અજ્ઞાતકુલશીલા ભૈરવીને પોતાની સાથે લેતા આવ્યા છે, તેની સ્થિતિ શોચનીય છે. પડી જવાથી તેના મસ્તકમાં એક મોટો ઘા પડયો છે. અનાથિની હોવાથી તેને સંભાળવામાં જરી પણ કચાશ નથી રહેતી. તેની સેવા કરવાથી જયાને બહુ આનંદ થાય છે. તે તમામ કામ તજીને આઠે પહોર તેની ચાકરી કર્યા કરે છે. સ્વામીજીની સૂચના મુજબ જયા નિયમિતપણે તેને દવાપાણી આપે છે, તેને પ્રભુ ભજન સંભળાવે છે. ભૈરવીના આવ્યા પછી જયાએ ઉંઘ આહાર તજી દીધો છે. સાધન ઉપર પણ તેને વિરાગ ઉપજ્યો છે. માતાજીની સેવા-પૂજામાં પણ તેનું મન નથી ચોંટતું. રોગિણીની પરિચર્યામાં જયા આટલી બધી આત્મભાન કેમ ભૂલી ગઇ છે ? અદૃશ્ય વાણી થઈ કે: "ભૈરવી જયાની બહેનપણી છે-કારંજાની એ એજ મંદભાગિની બિન્દુ છે." ઘણા લાંબા સમયે મૃતવત્ સાધન તત્પર બિન્દુનો મેળાપ થવાથી તે ગાંડીઘેલી બની ગઇ ! જે બિન્દુના ભગ્નહૃદયમાં પ્રભુપ્રેમસુધાની આસક્તિ ઉત્પન્ન કરવા માટે જેણે અથાક કષ્ટ વેઠયું છે, જે બિન્દુના વિયોગ દુખથી વ્યાકુળ થઇને એક કંગાલિની માફક સર્વ ત્યાગી થઇ છે, તે પ્રિય સખીનો આકસ્મિક મેળાપ થવાથી તેને જેટલો આનંદ થયો તેના કરતાં તેની કરૂણાજનક અવસ્થા જોવાથી તેને બમણો શોક થયો. વાચક ! કારંજાની આપણી પૂર્વપરિચિતા મંગળાજ આ કલ્યાણાશ્રમમાં જયા અથવા જયદેવી નામથી જાણીતી છે. હવે

પછી મંગળા જયા નામથીજ ઓળખાશે. જયાએ ભૈરવીને પોતાના ખંડમાંજ રાખી છે.

ચિતુસરદારની બન્ને સ્ત્રીઓ રમા અને અનુપમા સાથે જયાને દિવસે દિવસે ગાઢ સંબંધ થવા લાગ્યો. જયાનું નિર્મળ અંતઃકરણ, માતાજીની પૂજામાં તેનો ભાવ અને તેની પરમાર્થવૃત્તિ જોઇને રમા અને અનુપમાએ મનથી માની લીધું કે: જયા મનુષ્યરૂપે યથાર્થ દેવી છે! જયાનો પ્રેમભાવ, સદાશયતા વગેરે કરતાંય તેની અકપટ નિષ્કામ વાસના અને યોગસાધના કલ્યાણાશ્રમમાં સૌને વધારે પ્રિય થઇ પડયાં. કલ્યાણધામમાં આવીને જેણે જયાના મોંના બે મીઠા શબ્દો સાંભળ્યા નથી તેનું દેવવ્રત વળેજ નહિ! જયા હમેશાં કર્તવ્યપાલનમાં તત્પર રહેતી. અતિથિસત્કાર તો તેના બાપનોજ! શો તેનો આતિથ્યપ્રેમ! એક હાથે તે મુક્તહસ્તે દાનધર્મ કરતી અને બીજે હાથે દીન–દુખીનાં દુખ ઓછાં કરવામાં તત્પર રહેતી. આશ્રમનાં દરેક જણ માનતા કે: કલ્યાણધામ એ યથાર્થ શાન્તિનિકેતન છે–મહા કલ્યાણકામનાવડે જયા સૌના હૃદયમાં શાન્તિઅમૃત રેડે છે! રમા અને અનુપમા પણ જયાના એ વિશ્વપ્રેમમાં આજ મુગ્ધ બન્યાં છે!

કાર્તિકી અમાવાસ્યાને દિવસે કલ્યાણીની સેવા–પૂજા ખૂબ ઠાઠમાઠથી થાય છે. તે દિવસે જેઓ માતાજીની પૂજા કરવાનો લ્હાવ ન લઇ શકે તેમના આત્માને આખા વર્ષ પર્યંત પૂજા કરવા છતાંય જેવી જોઇએ તેવી શાન્તિ ન વળે! તેના મનની મલિનતા કદાપિ દૂર ન થાય! રમા અને અનુપમા કલ્યાણીનાં ભક્ત–સાધિકા હતાં. તેઓ હમેશાં માતાજીની પૂજા સમયે હાજર રહેતાં. માતાજીના શ્રીચરણમાં ભકિત–ભાવપૂર્વક ખોબો ભરીને રત્નમાણીક્યની અંજલિ અર્પવા છતાં તેઓ કૃતાર્થ ન થયાં! તેઓ એમ માનવા લાગ્યાં કે: પૂજામાં કંઇક દોષ થયો–કંઇક ખામી આવી ખરી! મંદિરમાં આવીને જયાને ન જોવાથી રમા અને અનુપમાને અતિ આશ્ચર્ય લાગ્યું. કલ્યાણમાં આવવા છતાં મનેચ્છા તૃપ્ત ન થઈ! પૂજા પૂર્ણ થયા બાદ મંદિરનાં અધિષ્ઠાત્રીની રજા લઇ તેઓ જયાના નિવાસસ્થાન તરફ ચાલ્યાં.

મંદિરની પાછળના એકાન્ત ભાગમાં યોગિનીઓને રહેવા માટે કેટલાંક ઘર હતાં. માતાજીની સેવા અને યોગસાધન એ બે તેમનાં જીવનવ્રત હતાં. જેઓ એ વ્રતવાળાં હતાં તે સઘળાં અસંસારી–ત્યાગી હતાં. મંદિરના અધિષ્ઠાતા તેમજ અધિષ્ઠાત્રીની અનુમતિ વગર કોઇ પણ માણસ આંગણામાંથી એક પગ સરખોય બહાર મૂકી શકતાં નહિ. એ આંગણાના દક્ષિણભાગમાં એક મનોહર ઘર હતું.

એ ઘરમાં મહાદેવી જયા રહેતી હતી. તેના આંગણા સમિપ આવી અનુપમાએ બુમ મારી: "જયદેવી!" એ અવાજ ઓળખીને જયાએ ઉત્તર આપ્યો: "આજ જય પ્રાપ્ત થવો અનિશ્ચિત છે, બધું સ્વપ્નવત્ થઇ જશે! પધારો!" રમા અને અનુપમા કરતાં જયા નાની હતી છતાં તેઓ તેને બહુજ માન આપતાં. ઘરમાં પ્રવેશ કરીને ઉભય રમણીએ પ્રેમપૂર્વક અભિવાદન કર્યું. "કલ્યાણી કલ્યાણ કરો" કહીને જયાએ આશીર્વાદ આપ્યો, બાદ રમા અને અનુપમાએ ભૈરવીની દયાજનક અવસ્થા સંબંધી કંઇક પૂછપરછ કરી. બિન્દુએ ગૃહત્યાગ કરી કલ્યાણમાં આવતાં સુધી જે જે બીના બની તે સઘળી હકિકત જયાએ ટુંકાણમાં કહી સંભળાવી. એ સાંભળીને રમા અને અનુપમાએ મૃતકલ્પ ભૈરવીને આપાદમસ્તક જોઈ લીધી. તેજસ્વી કાન્તિવાળી, રૂપરૂપની ખાણ જેવી બિન્દુને જોઇને રમા અને અનુપમાનાં હૃદય ખળભળી ઉઠયાં, તેથી પણ વધારે તો જયાની નિઃસ્વાર્થ સેવા–શુશ્રૂષાની વાત સાંભળીને તેઓ વધારે વિસ્મય પામ્યાં અને કહ્યું: "જયદેવી! પ્રત્યેક કાર્યમાં તું સિદ્ધહસ્ત છે! એક અજ્ઞાત ભૈરવી ઉપર આટલી બધી મમતા રાખીને તું જે કરે છે, તેટલું તો પેટનાં છોકરાં પણ ન કરે!

જયા: "અનાશ્રિતની સેવાજ મને પ્રિય છે. સ્વામીજીએ જો તેને સાચવીને ઉંડા કોતરમાંથી તેનો ઉદ્ધાર ન કર્યો હોત તો ક્ષુદ્રજીવની માફક તેનો ક્યારનોય અંત આવી જાત, પરન્તુ પ્રારબ્ધવશાત્ તેમ ન થયું, તે તો કેવળ માતાજીની કૃપાજ!"

એ કહેતાં જયાની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. એ જોઇને અનુપમાની આંખો પણ ભીની થઇ. અશ્રુભરી આંખે ગદ્દગદ્ સ્વરે અનુપમાએ કહ્યું: "જયદેવી! સ્વામીજી જેવા સર્વત્યાગી મહાયોગી જેને માટે લાગણી રાખે તે અવશ્ય તપઃસિદ્ધ મહાદેવીજ! જયા! ણ એ તારે કંઇ થાય કે?"

જયા: "હું નથી સમજી શકતી કે એ મારે શું થાય! પરન્તુ મારૂં મન કહે છે કે એ મારે કંઇક થાય છે! એમ કહીને તેણે સજળ નયને ભૈરવી ઉપર દૃષ્ટિ ફેંકી. એનું મોં જોતાં જોતાં તેણે કહ્યું: મને કોણ સમજાવે કે એ મારે શું થાય?"

બધાંએ ઘડીવાર મૌન સેવ્યું. એ સ્થાનની નિસ્તબ્ધતાનો ભંગ કરતાં ભૈરવી બોલી ઉઠી: "વાહ! કેવું સુન્દર–પ્રાણ–મનને શીતળ કરે તેવું સુધામધુર ગાન! કોણ કહે કે મારે હતી? પણ આજ નથી! મને નિરંતર પ્રભુભજન સંભળાવતી તે હવે મને ગાન નહિ સંભળાવે? હરિઃ હરિઃ હવે એ કર્ણપ્રિય ગાન કોણ કરે–"હે નાથ! મને નિર્ભય પદમાં સમાવો." વાહ! એ ગાન

આકાશ પર્યંત રમી રહે છે–પુનઃ તેનો પ્રતિધ્વનિ આવીને મારા હૃદયમાં અથડાય છે. અહા ! વળી પાછું ગાયું કે ? ત્યારે હવે એ ફરી નહિ સંભળાય ? ઓય ! હરિનામમાં પણ આટલી બધી ઉપાધિ ? "મંગળે ! લે તું પ્રેમે પ્રભુનામ, ચાલ્યાં જઇએ મંગળ ધામ." કહેતાં કહેતાં તેણે ઘેલછાભર્યું વિકટ હાસ્ય કર્યું. અરે...પાણી..." જયાએ તરતજ રોગિણીને પાણી પાયું તેથી તેના જીવને ટાઢક થઇ. તેણે ઘડીભર આંખ મીંચી રાખી, બબડાટ ઓછો થયો. તેના આવા બબડાટથી દરેક જણ તેના શોચનીય પરિણામની ચિન્તા કરવા લાગ્યાં. એજ સમયે કાકાકૌઆ સહિત તારા ત્યાં આવી. ત્યાં બેઠેલાં પ્રત્યેક ઉદાસિન્ મનુષ્યોમાંથી કોઇની નજર તેની તરફ ન ગઈ. આવતાની સાથેજ કાકાકૌઆએ ગાવા માંડ્યું:—

સદા આનંદે મસ્ત રહી કૃષ્ણ કૃષ્ણ કહો,
સમય સોનેરો મળશે ક્યાં આવો—હે નાથ૦

એ ગાન સાંભળીને જયા ચમકી ઉઠી. તેના હૃદયમાં લુપ્ત સ્મૃતિ જાગ્રત થઇ. તેણે તરતજ આંગણામાં દૃષ્ટિ કરી તો જણાયું કેઃ તારા કાકાકૌઆ સહિત આંગણામાં ઉભી છે. જયાએ તારાને અંદર આવવા ઇશારત કરી. તારાએ અંદર આવતાં આવતાં કહ્યું: "માશી ! જોયું કે ? કૃષ્ણ કૃષ્ણ કહો !"

જયા: "ધન્યભાગ્ય !"

આ અણચિન્તવ્યો સ્વર્ગીય પ્રસંગ નજરે જોઇને જયા મુગ્ધ બની ગઈ. કાકાકૌઆનું અપૂર્વ દૂતકાર્ય જોઇને જયા છક થઇ ગઇ ! પળવાર ભૈરવીની ચિન્તા તે ભૂલી ગઈ ! આ અલૌકિક માયાપ્રભાવ જોઇને જયા આત્મભાન ગુમાવી બેઠી ! તેના મનમાં થયું કેઃ "આતે કલ્યાણ કેઃ મુક્તિધામ ? તારા મળી ! વનમાળી પણ આવી મળ્યો ! ભૈરવી પણ પ્રત્યક્ષ થઇ !" એવામાં દેવવાણી થઈ: "જયા તારૂં અનુમાન સત્ય છે. કલ્યાણ એ નિઃસંશય સ્વર્ગધામ છે. આ યજ્ઞ-ભૂમિમાં કારંજાની એ ક્ષુદ્ર કૂટિરનાં સર્વ જનનો ક્યાંથી મેળાપ થવો ? વિધિની કેવી અપૂર્વ લીલા ! ભૈરવી મરતાં મરતાં ઉગરી ?" કાકાકૌઆને વળી ક્યાંથી યાદ આવ્યું:—

કરી કૃપા માત ! જાવા દો,
એ દિવ્ય દયા થાવા દો !
હરિ નિર્બળનું બળ કહાવે,
દુધ ભાત મને બહુ ભાવે.

ઉપરોક્ત વચન સાંભળી જયા અનિમિષ નેત્રે કાકાકૌઆ સામું જોઇ રહી. વનમાળી પણ પ્રિતિભરી દૃષ્ટિવડે જયા સામે જોઈ બોલ્યો:-

ફરી પહાડ વિકટ જંગલમાં !
હું શોધ કરા લાવ્યો મા !
તવ કર મમ શીરપર સ્થાપો !
દુધ ભાત દયા કરી આપો !

જયાએ તરતજ ત્યાંથી ઉઠી પૂર્ણ પ્રેમભાવથી વનમાળીને ઇચ્છાભોજન કરાવી તૃપ્ત કર્યો. આ સમયે મંગળા અને વનમાળીની આંખમાંથી આનંદ પ્રવાહ વહી રહ્યો. લાંબા સમયે માતૃવત્ મંગળાને હાથે ભાવતું ભોજન મળવાથી વનમાળીને આનંદાશ્રુ આવી ગયાં.

કાકાકૌઆની રહસ્યમય કથા સાંભળીને રમા અને અનુપમાને લાગ્યું કેઃ આ તે અમે સ્વપ્નમાં છીએ કે જાગ્રત ? આને પક્ષી કોણ કહે, અને નિર્મળા પણ માયાવી બાલિકાજને ? નિર્મળા આજ બાલસ્મૃતિ તાજી થવાથી અત્યંત આનંદમાં છે. તેને લાગ્યું કેઃ ક્યાં એ બાલ્યકાળની સાત્વિક સ્વાતંત્ર્ય ભાવના અને ક્યાં આજનું નાકિંક પરતંત્ર જીવન ! અતિશય સાવધાનતાપૂર્વક મનોભાવ છૂપાવી તારાએ કહ્યું: "માશી ! આજ વનમાળીને અહીંજ રહેવા દો ! માજીના પ્રસાદથી આજ તેનું જીવન સફળ થવા દો !"

ત્યારબાદ તારાએ રોગીના આવાસમાં પ્રવેશ કર્યો ભૈરવી ઉપર દૃષ્ટિ પડતાંજ તેના કર્ણમાં કોઇ કહી રહ્યું કે: "તું શું જુવે છે ? તારે લીધેજ ભૈરવીની આ દુર્દશા થઇ છે ! તારે માટેજ તેણે આ અપાર કષ્ટ સહ્યું છે ! કેવળ તારી ખાતરજ તે સર્વસ્વનો ત્યાગ કરી બેઠી છે ! તારે લીધેજ તે ઉન્માદિની બની રહી છે !" તારા શોકાતુર બની ગઇ, તેને થયું કે કેવળ મારે માટેજ ! એટલે ? જયાને ઉદ્દેશીને તેણે કહ્યું: "માશી ! તમે એકલાં તે કેટલું કરશો ? રોગિણીની સેવામાં તમે કહો તો હું પણ થોડોક ભાગ લઉં ?" કહીને તેણે રમા અને અનુપમા તરફ નજર કરી.

રમાએ સમજી જઇને કહ્યું: "ખુશીથી, બેટા ! દુખીજનોની સેવાથી તને આનંદ થતો હોય તો એના જેવું રૂડું શું ? હા, જયાદેવીને પૂછીને તે કહે તેમ કરો, બા !" તેના જવાબમાં એક દીર્ઘ નિશ્વાસ મૂકીને જયાએ કહ્યું: "સાંભળવા પ્રમાણે રોગિણી નિરાધાર બ્રાહ્મણ-કન્યા છે. હવે તે ઓછી જ બચે એમ છે ! તારાને—એને નાના બાળકને અહીં રહેવાની કંઇજ જરૂર નથી."

જયાનો કહેવાનો ભાવાર્થ રમા અને અનુપમા સમજ્યાં. તારાના મનમાં પણ આજ એક નવા પ્રકારની ચિન્તા પેદા થઇ—તેના હૃદય-માં એક પ્રકારનો સંદેહ ઉત્પન્ન થયો. આખર તારા ચિંતાકુળ હૃદયે રમા અને અનુપમાની સાથે સાથે નવાગઢ તરફ પાછી વળી.

---

# વિંશકલ્પ.

## મિલનમંદિર.

કોઇ એક બાદશાહી મ્યાનામાં બેસીને રમા અને અનુપમા નવાગઢ પહોંચ્યાં. તારાને પગે ચાલવાનો વધારે શોખ હતો તેથી તે તેની મેળે સૌની આગળ પગે ચાલવા લાગી. મ્યાના સહિત ભોઇ લોકો પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. લગભગ પહોર એક રાત્રિ જવાથી તેઓએ એક ટૂંકો ગુપ્ત માર્ગ લીધો.

કાર્તિકી અમાંવાસ્યાની ભયંકર-કાળરાત્રિનું કહેવુંજ શું ? પ્રત્યેક સ્થળે કેવળ નિરવતા પ્રસરી રહી છે. કેટલેક છેટે કુતરાંઓ અને સિયાળવાં આદિના રડવાના અવાજ સંભળાય છે. રાત્રિનો સમય હોવાથી પવન પણ ક્ષિપ્રાના નૃત્ય કરતા તરંગ સાથે મળી વહન કરતો અપૂર્વ શીતળતા પ્રસારે છે. ભયંકર વન પશુ-પક્ષીના કોલાહલ વગર કેવળ શાન્તિનું સામ્રાજ્ય છે. એ શાન્તિનો ભંગ કરતાં, 'હં હં' શબ્દ કરતા શ્વાસ લેતા ભોઇ લોકો બહુજ વેગપૂર્વક ચાલ્યા જાય છે. યથા સમયે મ્યાનો ક્ષિપ્રાના ઘાટપર આવી પહોંચ્યો. ત્યાં પહોંચતાની સાથે તારાએ શ્રંગનો ધ્વનિ કર્યો. તેના પ્રતિધ્વનિ રૂપે સામે કિનારેથી પણ અવાજ આવ્યો. જોતજોતામાં ત્યાં આગળ એક નાની નૌકા આવીને ઉભી રહી, તેમાં બેસીને પહેલાં રમા અને અનુપમા સામે પાર ગયાં. મ્યાના સહિત ભોઇ લોકો પણ તેમની પાછળ ગયા. તેમને મૂકીને નૌકા અમણે પાછી ફરશે માની તારા ભગવતી ક્ષિપ્રાના તટપર પડેલા એક વિશાળ શિલાખંડ પર બેસી ક્ષિપ્રામાં પ્રતિબિંબિત થતી દીપમાલાની અપૂર્વ શોભા જોવા લાગી. આજ નવાગઢમાં અનંત દીપમાળ પ્રકટી રહી છે. પવનને લીધે હાલતા દીવાના પ્રતિબિમ્બનો દેખાવ ક્ષિપ્રામાં ઘણોજ સુન્દર લાગે છે, જાણે નિલાકાશમાં વિહરતા નક્ષત્ર મંડળનું અનુકરણ ન કરતા હોય, તેમ જણાય છે. એકાએક તારાની દૃષ્ટિ એક સફેદ વસ્તુ ઉપર પડી, એ દેખાવ જોઇને તારા આશ્ચર્ય પામી, પણ ભય ન લાગ્યો. ભય એટલે શું તેની તારાને ખબરજ નથી. દીવો તેજ કરી તારા આસ્તે આસ્તે એ સફેદ વસ્તુ સમીપ ગઇ તો તેણે જોયું કે એ સફેદ પદાર્થ તે એક ધોળા રંગનો ઘોડો છે અને તેની લગામ પકડીને કોઇએક શસ્ત્રધારી પુરૂષ તેની પાસે ઉભો છે. જણાય છે કે તે માણુસ પોતાની પાછળ આવનાર અન્ય કોઇની રાહ જુવે છે. રાત્રિને સમયે પાર્વત્ય પ્રદેશમાં એકલાં હરવા ફરવાનો તારાને

અભ્યાસ પડી ગયો છે. વિપદનાશિની કલ્યાણી ઉપર તારાને સંપૂર્ણ વિશ્વાસ છે. એ શ્રદ્ધાબળને લીધેજ આવી ઘોર રાત્રિએ તારા એક અપરિચિત વીર પુરૂષને જોઇ ભય પામી નહિ. તેનો પરિચય મેળવવાની જીજ્ઞાસાથી તેણે સુંદર–મધુર શબ્દો વડે પ્રશ્ન કર્યો: " આપ કોણ છો ?"

ઉ: "મને ઓળખવાની કંઇ જરૂર ? તેનું કંઇજ પ્રયોજન નથી. તમારા વિણાવિનિંદિત સ્વરને લીધે કલ્પના કરી શકાય છે કે: તમે એક બાલિકા છો. આવી ભીષણ રાત્રિના સમયે આવા દુર્ગમ સ્થાનમાં તમે કયાંથી ? "

તારા: " આ પાર્વત્ય પ્રદેશમાં નિર્ભય રીતે હરવા ફરવાની મને નાનપણથી જ ટેવ પડી છે. સત્ય માર્ગ ચૂકીને–અવળે રસ્તે ચઢી ગએલા અજાણ્યા મુસાફરને માર્ગ બતાવવો તેમજ અનાશ્રયને આશ્રય આપવો એજ કેવળ આ રજનીવિહારનો ઉદ્દેશ છે. "

પુરૂષ: " બાળા ! તમારૂં જીવત–વ્રત મહાન છે. કયા દૈવીકુળમાં તમે જનમ્યાં છો ? તમારા પિતાનું ઘર કયાં આવ્યું ? "

તારા: " આ ક્ષિપ્રાના સામે કિનારે નવાગઢમાં. "

પુરૂષ: " તમે કોણ છો ? "

તારા: " નવાગઢના માલિક ચિતુસરદારની કન્યા. "

પુ: " કારંજાની જે બ્રાહ્મણ કન્યાનું પીંઢારાઓએ હરણ કર્યું છે, તે તમે તો નહિ ? "

તારા: " એ હું નથી જાણતી. મેં એટલું તો સાંભળ્યું છે કે: સરદાર મારા જન્મદાતા–પિતા નથી. હાં, પરન્તુ આપના અહીં આવવાનો ઉદ્દેશ ?

પુ: " પીંઢારાઓનું દમન અને તેમણે હરણ કરી આણેલી બ્રાહ્મણ કન્યાનો ઉદ્ધાર કરવો એજ માત્ર અમારો પવિત્ર ઉદ્દેશ છે."

તારા: " તમે કેવી રીતે ઉદ્ધાર કરશો ? "

પુ: " ચિતુસરદાર આત્મસમર્પણ કરીને બ્રાહ્મણ કન્યાને નહિ સોંપી જાય તો તેને તેના અનુયાયી સહિત કેદ કરીને અમે એ બ્રાહ્મણ કન્યાનો ઉદ્ધાર કરીશું. "

તારા: " પીંઢારાઓ કંઇ યુદ્ધથી ગભરાય તેવા નથી. ઝેરીબાણ ફેંકવામાં તેઓ પારંગત છે. તેઓ પાકા નિશાનબાજ છે. આપ શું કહો છો ? પીંઢારાઓ જ્યાં સુધી શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી આત્મ સમર્પણ કરે કે ? બ્રાહ્મણકુમારીને સોંપે પણ ખરા ? અષ્ટ-સિદ્ધિદાયિની મહામાયા કાલીના તેઓ ચુસ્ત ઉપાસક છે. "

પુ: " ચિતુસરદારના ગઢમાં પીંઢારાઓની કેટલી સંખ્યા હશે ? "

તારા: " મને માફ કરો, તે હું કહી શકીશ નહિ. ધારૂં છું કે:

આપ ગૌરાંગના ગુપ્તચર છો ? તો આ એક પ્રકારનું ખોટું સાહસ ખેડીને તમે આ સ્થળે આવ્યા છો. વ્યર્થ શા સારૂ વિપદસાગરમાં પડો છો ? "

પુઃ " યુદ્ધજ અમારો વ્યાપાર છે. વિપદમાં રક્ષણ કરવું તે તો મધુસૂદનના હાથમાં છે, બાકી કાર્યસિદ્ધિ ન થાય ત્યાં સુધી કાયાની માયા અમને બાધ નથી કરતી. "

તારાઃ " તો તમારે અવશ્ય યુદ્ધ કરવું પડશે. જે કરો તે ઘણીજ સાવચેતીથી વિચાર કરીને કરજો. પીંઢારાઓનાં ઝેરથી ભરેલાં તીર અંગ્રેજના દારૂગોળા કરતાંય વધારે ભયાનક અને પ્રાણઘાતી છે " કહીને તારા વિદ્યુત્ વેગે ત્યાંથી અદૃશ્ય થઈ! તે પછી તેનો પડછાયો પણ જોવામાં ન આવ્યો. કિનારે નૌકા તૈયારજ હતી, તેમાં બેસી એક પળવારમાં તારા સામે કિનારે પહોંચી ગઈ. આ વખતે રાત્રિ લગભગ બે પહોર વીતી ગઈ હશે. "

ગઢમાં જતાની સાથે તારા સૌથી પહેલાં રમાના આવાસમાં દાખલ થઇ. માત્ર જે સમયે ચિતુસરદાર રમા અને અનુપમાની સાથે ગુપ્ત વાતચિત કરતો હોય તેવે વખતે તારા ત્યાં ન જતી. તેના અંતરમાં વળી આજ એક નવી ચિન્તા પેઠી: " શું કારંજાની હરણ થએલી બ્રાહ્મણ કન્યા તે હું જ ? " એ ચિન્તાથી તારા વ્યાકુળ થઇ છે. તે આજ અજાણનાંજ સરદારના ગૃહમાં દાખલ થઇ સરદારને સામે બેઠેલા જોઇને તે સ્તબ્ધ બની. લજ્જાને લીધે તેના મનની ચિન્તા આ પળે જતી રહી. સરળ ભાવે તારાએ કહ્યું: " હજીય બધાં જાગો છો ? "

ચિતુઃ " બેટા ! આજ તો આનંદની રાત્રિ છે, તારા આવ્યા વગર મને ઉંઘ આવે કે ? "

એ સાંભળીને તારા મોં મલકાવતી તેની માની પાસે બેઠી. આજ અનુપમાએ વેણી નહોતી ગૂંથી, તેના છૂટા વિખરાયેલા સુદીર્ઘ કેશકલાપને હાથમાં લઇ સરસ રીતે સાચવીને તે વેણી ગૂંથવા લાગી. અનુપમાએ કહ્યું: " બહેન ! આજ આ બધું ડહાપણ તું ક્યાંથી શીખી આવી ? "

તારાએ ખુશી થઇને ઉત્તર આપ્યો: " જયા માશી પાસેથી. "

અનુપમા કંઇ આગળ બોલી નહિ, પણ તારા તેની પોતાની મેળે વાળ ગૂંથતી રહી.

ઉભય માતા–પુત્રીની વાત ચિતુસરદારે સાંભળી હતી. તેણે પ્રશ્ન કર્યો: " તારાને કલ્યાણમાં રહેવું બહુ ગમે છે, કેમ ? "

રમાઃ " અમણે અમણેનો કલ્યાણમાં કંઇક સડો પેઠો લાગે છે. જયદેવી કારંજા વિષે કંઇ વાત કરતી હતી અને જે પેલી નવી ભૈરવી

આવી છે, તે પણ કંઈ તેની સગી હોય તેમ જણાય છે. જોતા રહેજો કેઃ તારા કલ્યાણમાં ફસાઇ ન જાય !"

ચિતુઃ "અંગ્રેજ ફોજ તેની શોધમાંજ છે. તેના ઉદ્ધારને માટે તો તેઓ યુદ્ધ કરવા તત્પર થયા છે. અમણેની પીંઢારાઓને માથે રાહુની દશા બેઠી છે. નિત્યપ્રતિ સંખ્યાબંધ પીંઢારાઓ કેદ પકડાય છે. આ યુદ્ધમાં ફાવવું એ કઠણ વાત છે. ભોંસલે સાચા દીલથી મારા પક્ષમાં છે છતાં તે પ્રકટ રીતે મને સહાય કરી શકે તેમ નથી. તે તો ક્યારનો મને આત્મસમર્પણ કરવા–મારૂં દુષ્પ્રાપ્ય રત્ન અંગ્રેજોને સોંપવા કહ્યા કરે છે. પીંઢારાઓનું ભાવી ખરાબ છે. હું તો હવે અંધકારજ જોઉં છું !"

અનુપમાઃ "મને કલ્યાણ સંપ્રદાયનો વધારે ભય લાગે છે. સાધુ જનોએ પીંઢારાઓના વિનાશને માટે ભિષ્મપ્રતિજ્ઞા કરી છે. આ સઘળી બાતમી પણ અંગ્રેજ ફોજને તેમણે જ આપી છે. સ્વામીજી ઉપરના અત્યાચારથી તેઓ વધારે છેડાયા છે."

ચિતુઃ "મને સંપૂર્ણ વિશ્વાસ છે કેઃ કલ્યાણ સંપ્રદાયના પ્રમુખ–સ્વામીજી પીંઢારાઓ સામે અસ્ત્ર ધારણ નહિ કરે."

રમાઃ "તેઓ રક્તપાતને ધિક્કારનારા છે, છતાં સાધનાનો માર્ગ નિષ્કંટક કરવાને તેમણે પીંઢારાઓના દમનનું કાર્ય આવશ્યક ધાર્યું છે. ઉદયગિરિથી અંગ્રેજ ફોજ આવશે એ નિર્વિવાદ વાત છે."

ચિતુઃ "યુદ્ધ કર્યા વગર છૂટકો નથી. જોઉં છું–પછી તો માજીની ઇચ્છા ! તારા ! બેટા, એકવાર ભજન ગાઇશ કેઃ—

'હે પ્રભુ ! અમને નિર્ભય પદમાં સમાવો."

પાસે બેઠી બેઠી તારા બધી વાત સાંભળતી હતી. તેને અનેક વિચાર થાય છે. પહેલું તો એ જ કેઃ "ભયંકર યુદ્ધ થશે, પણ ભગવતી જાણે કેઃ તેનું કેવું પરિણામ આવશે ?"

૨ જુંઃ "કારંજાની બ્રાહ્મણકન્યા તે હુંજ ને ?"

૩ જુંઃ "હું ભગવદ્‌ગુણગાન પણ ત્યાંજ શીખી હઇશ કે ?"

૪ થુંઃ "તો પછી ભિરવીને એ ભજન ક્યાંથી આવડે ? એને કોણે શીખવ્યું ? મહા ભીષણ અંધકારમાં એક નાના દીપકની માફક, કેટલેક દૂરથી આછા આછા સંભળાતા વિણાધ્વનિની માત્ર નામની યાદ રહે તે સમાન એક લુપ્ત સ્મૃતિ–છાયા અસ્પષ્ટ ભાવે એક પછી એક તારાના હૃદયમાં જાગ્રત થવા લાગી. આ બધી ચિન્તાને લીધે તારાનો જીવ આજ ચકડોળે ચડયો છે. સરદારજીએ કહ્યુંઃ "બેટા ! તું આજે કેમ આમ બાવરી બની ગઇ છે ?"

અસ્વસ્થ ચિત્ત તારાએ પ્રત્યુત્તર વાળ્યોઃ "તમારૂં અનુમાન સત્ય છે. હું બેભાન બની છું. સુખ–દુખ, ભય–ઉપાધિ સંબંધી

આજ સુધી હું કંઇજ નહોતી જાણતી. આજ કોણ જાણે કેટલીય ખરાબ ચિન્તાઓ એક પછી એક યાદ આવીને મારા કાળજાને કંપાવી નાંખે છે. "

સરદારઃ " તારા! તારે વળી ચિન્તા શી? તું તારી મેળે આનંદથી ભજન કર્યા કરઃ " હે, પ્રભુ! અમને નિર્ભય પદમાં સમાવો. "

તારાઃ " પણ એ ભજન મને કોણે શીખવ્યું? "

સરદારઃ " એ તને કોણે શીખવ્યું તેની મને ખબર નથી, પણ તારા! તારા એ કીર્તનથી મારા ચિત્તને શાન્તિ થાય છે.

તારાએ તરત જ ભક્તિભાવ વડે ગાવા માંડ્યુંઃ—

" હે, પ્રભુ! અમને નિર્ભય પદમાં સમાવો. " ઇત્યાદિ૦

તારા પ્રભુ પ્રાર્થનામાં ઓતપ્રોત થઈ ગઈ. તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તેનું ગળું રૂંધાઇ ગયું. એ અવસ્થામાં કોઈ તેના હૃદયના ઉંડાણમાં કંઇ કહી રહ્યું છે: " તારા! તુંજ કારંજાની હરણ થએલી બ્રાહ્મણકન્યા. મહાપરિશ્રમે ઉછેરેલી ભૈરવીની આશાલતા—તે તુંજ—એ ગાન તને તેણે જ શીખવ્યું છે. "

આ સઘળી બીના ફરી ફરી કોઇ તારાના કાનમાં ઇષ્ટમંત્રની માફક કહે છે, તેથી તારાનું મન વ્યાકુળ થઇ ઉઠયું. તે શૂનમૂન જેવી બની ગઇ. તારાની એ સ્થિતિ જોઇ રમા અને અનુપમાએ ધાર્યું કે: અંગ્રેજ ફોજના ભયને લીધે તારા ગભરાઇ ગઇ છે, તેથી તેમણે વાત ફેરવીને તેનું ચિત્ત બીજી દિશામાં દોર્યું. બાદ જીવ ઠેકાણે આવતાં રમા અને અનુપમાની રજા લઇ તે પોતાના એકાન્તગૃહમાં ગઇ.

લગભગ ત્રણ પહોર જેટલી રાત વીતી હશે. પોતાના ખંડમાં પ્રવેશ કરી વેશ બદલીને તારા પુનઃ કલ્યાણ-તરફ ચાલી નીકળી. નાવમાં બેસીને એ ચતુરબાળા જોત જોતામાં કીનારે પહોંચી, અને કૌતૂહલપરવશ થઇને તેણે અગાઉ જોએલો ઘોડો અને તેના સ્વારને શોધવા માંડયું, પરન્તુ પત્તો ન લાગવાથી તેણે છેવટે કલ્યાણનો માર્ગ લીધો. યથા સમયે તે જયાના દ્વાર આગળ આવીને ઉપસ્થિત થઇ. દ્વાર બંધ હતાં, ધીરે ધીરે તેણે બારણાં ખખડાવ્યાં. તેણે કહ્યું: " માશી! એ માશી! " તરતજ બારણાં ઉઘાડીને જયા તારાને ઘરમાં લઇ ગઇ. હસતાં હસતાં તેણે પ્રેમપૂર્વક કહ્યું: " કલ્યાણીની કૃપાથી ભૈરવીની સ્થિતિ સુધરતી જાય છે. અનિમિષ નેત્રે તારા ભૈરવીના સામે જોવા લાગી. તારાએ કહ્યું: " માશી! તું મને સાચું કહે : એ તારે શું થાય? "

જ્યાએ મોં મલકાવીને કહ્યું: "થાય શું ! રોગીની સેવા કરવામાં મને બહુજ આનંદ આવે છે, તેના કરતાંય તેના મોંથી જ્યારે હું પ્રભુ ભજન સાંભળુ છું ત્યારે તો મને તેથી પણ વધારે આનંદ થાય છે."

પંદરવર્ષની થયા છતાં તારા કેવળ બાલિકા છે. જાણે ગિરિબાલાજ જોઇ લ્યો ! તેને અલંકાર તો જરીકે પ્રિય નથી. આજકાલની ડાહી ડમરી ઉપરથી સુઘડ અને શાણી ટાપટીપવાળી પંદર વર્ષની લાખ જાતના ચાળા ચટકા કરી સ્ત્રી ધર્મને નેવે મૂકી પિતાના કુળગૌરવ અને સાસરાની પ્રતિષ્ઠાનું સત્યાનાશ વાળનારી કેટલીક વર્ણસંકર બલાઓથી કંઇક જુદાજ વેશ અને આવેશ વાળી છતાં પ્રત્યક્ષ સ્નેહ પ્રતિમા જેવી જણાય છે. લગભગ રાત પુરી થવા આવી છે. આકાશમાં આછા આછા તારા દેખાય છે. કલ્યાણાશ્રમમાં અને આશપાશ કેવળ શાન્તિ પ્રસરી રહી છે, એ સમયે ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ કરીને વિણા જેવા સુમધુર સ્વરે તારા ગાવા લાગીઃ—

જય જય જગજનની દેવી, (૨)
સુર નર મુનિ અસુર સેવી, ભક્તિ મુક્તિ દાયની
ભય હરની કાલીકે–જય જય૦ ઇત્યાદિ૦

આઠ વર્ષના લાંબા અંતરે, અગાઉ સાંભળેલો–મનઃપ્રાણને શીતળ કરે એવો બાલ–કંઠ કાનમાં અથડાતાં ભૈરવીની આંખ ઉઘડી ગઇ. એ સુપરિચિત કંઠસ્વર સાંભળીને રોગીણી ધ્રૂજી ઉઠી. એ મૃતસંજીવની સુધામધુર સંગીત ધારા વડે તેના શરીરમાં એક પ્રકારનું નવું ચેતન આવ્યું. તેણે આશ્ચર્ય પામીને આતુરતાથી ક્ષીણ સ્વરે કહ્યું: "મંગળા ! આ કેવું દૈવી સ્વપ્ન ! હું દિવ્ય ચક્ષુ વડે જોઇ રહી છું કેઃ કોઇ એક સુરબાળા ભક્તિયુક્ત ચિત્ત વડે કલ્યાણીનું કીર્તન કરી રહી છે."

મંગળાએ હર્ષ પામીને કહ્યું: "યોગિની ! તારૂં સ્વપ્ન સફળ થયું છે ! સાચે, એ દેવબાળાજ છે. જેને ગાતાં ગાતાં પણ એનો જીવ વશ રહે છે ? તે તો મને બહુજ પજવે છે."

ભૈરવી: "પણ એ તારા કોણ ?"

મંગળાઃ "પીંઢારાના મુખ્ય સરદાર ચિતુસિંહે અતિશય લાડ કોડમાં ઉછેરેલી–પાળી પોષીને મોટી કરેલી દેવકન્યા–પીંઢારાઓને હાથે હરણ થએલી એ એજ કારંજાની પ્રાણતુલ્ય સ્નેહલતા છે."

ભૈરવીઃ "કોણ બચુ ! શું તે હજી જીવિત છે ? ન બને !"

મંગળાઃ "એ તો સ્નેહનો ધર્મજ એવો છે. દરેકને એમજ થાય, બહેન ! જીવ વશ રાખ, તારા ઉપર કલ્યાણીની સંપૂર્ણ કૃપા થઇ છે. એ તો આ તારા–, એજ તારી બચુ–નિર્મળા !

એ સાંભળીને દુર્બળ મસ્તક ઉંચુ કરીને આપાદમસ્તક પર્યંત તારાને જોવા લાગી. તેણે આસ્તેથી કહ્યું: "બ્હેન ! માત્ર બચુને જોવા ખાતરજ આત્મા આ દેહમાં ટકી રહ્યો હશે, કેમ નાહિ વારૂ ? હવે મૃત્યુ આવે તોય હરકત નહિ." એટલું કહીને શ્રમ પહોંચવાથી ભૈરવીએ માથું ઓસીકે નાંખી દીધું. ભૈરવીના હૃદયમાં આનંદપ્રવાહ વહી રહ્યો છે. તેનો આત્મા આજ લાંબા કાળ પછી અદ્વિતીય આનંદમાં નૃત્ય કરવા લાગ્યો. ભૈરવી હીંમત રાખીને આવેગપૂર્વક કંઇક બોલવા ગઈ, પણ મંગળાએ તેને બોલતી અટકાવીને કહ્યું: "પણ આ આકસ્મિક પરીવર્તનના સમયે, નબળા શરીરે થોડું બોલીએ ! લ્યો, બ્હેન ! માજીનું ચરણામૃત લેશો કે ?" જયાની આજ્ઞા માની ભૈરવીએ ભક્તિપૂર્વક માતાજીનું ચરણોદક લીધું. હવે તેને સંપૂર્ણ શાન્તિ વળી—તેને મીઠી ઉંઘ આવી ગઈ.

વાચક ! આ સ્થળે સૌનો પરિચય કરાવવાની આવશ્યકતા છે. કારંજાની સેવાપરાયણા મંગળા એજ જયા ! ઇન્દુની નાની બ્હેન અર્થાત્ પાઠક પ્રેમાનંદ ગોસાંઈની સાળી એજ બિન્દુ—એજ ભૈરવી—પીંઢારાઓના કોષાધ્યક્ષ શાન્તશીલની મંદભામિની સ્ત્રી ! અને તારા ? પીંઢારાઓને હાથે હરણ થએલી કારંજાની એજ બ્રાહ્મણ કન્યા—બચુ કહો કે નિર્મળા તે એજ ! અને કલ્યાણ સંપ્રદાયના નેતા ગોસાંઇજી એજ કારંજાના પાઠક પ્રેમાનંદ—નિર્મળાના પિતા ! જગત્ કલ્યાણી કલ્યાણીની દયા—માયાવડે કલ્યાણમંદિર એ કારંજાનું યથાર્થ કલ્યાણધામ થઇ રહ્યું ! કલ્યાણના આ કલ્યાણમંદિરને અમે તો **મિલનમંદિરજ** કહીશું !

## એકવિંશ કલ્પ.

### પ્રતિકૂળમાંથી અનુકૂળ.

ઇતિહાસ કહે છે કે: સમયનો ઘડનારો પણ સમયના ઘાટમાં ઘડાય ત્યાં મનુષ્ય કોણ માત્ર ! જેમ ઘટનાચક્રમાં પડીને ગોસાંઈ પ્રેમાનંદ પુનઃ ગૃહસ્થના ત્યાગી થયા છે, તેમ અશુભ અને તિરસ્કરણીય છતાં નિરૂપાયે કાળબળને વશ થઇ એ ગુરૂ—શિષ્ય આજ અંગ્રેજ ફોજના મદદગાર થયા છે. પીંઢારાઓનું દમન અને બ્રાહ્મણ-કન્યાનો ઉદ્ધાર એ તેમનું લક્ષ્યબિન્દુ છે. પ્રાતઃકાળ થયો એટલે આજ પણ સ્વામીજી અને ગોસાંઈ ભૈરવીને જોવા આવ્યા. આ સમયે જયા તેની સેવા—શુશ્રૂષામાં રોકાયેલી હતી. જયાનું નિવાસગૃહ

નાનું છતાં તેમાં હવા-ઉજાશનું બહુ સુખ હતું. ઉભય મહાપુરૂષ પ્રસન્ન ચિત્તે આવીને જયાના બારણા આગળ ઉભા રહ્યા. જયાની નજર પડતાંજ તે તમામ કામ કોરાણે રાખી, જઇને ગુરૂ-શિષ્યના ચરણમાં પડી. ભૈરવી નિદ્રા વશ હતી. જયા કરસંપૂટવાળીને ઉભી રહી છે. સ્વામીજીએ આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો: "ભૈરવીને કેમ છે ?"

જયા: "કલ્યાણીની કૃપાથી દિનપ્રતિદિન આરામ ઉપર છે. આજ બે પહોર રાત્રિ ગયા પછી તેનામાં સવિશેષ ચેતન જણાયું. તે બે શબ્દો બોલી છે પણ ખરી. ઘણું સુધરવા ઉપર છે."

સ્વામીજી: "તેણે તારાને સારી રીતે ઓળખી ખરી ?"

જયા: "હાજી !"

ગોસાંઇ: "હમણાં તેને વધારે શ્રમ ન આપવો, અને તારાને પણ તેનાથી દૂરજ રાખવી, કારણ અતિશય હર્ષમાંથી પાછો વિષાદ ઉત્પન્ન ન થાય ! લાલજી એકલા નવાગઢ તરફ ગયા છે તેઓ વગર ઉપાધિએ કુશળતાપૂર્વક ઉદયગિરિ પહોંચે એટલે નિરાંત !"

જયા: "આ મોટું સાહસ છે. અંગ્રેજફોજ પીંઢારાઓની પરમ શત્રુ છે. લાલજી અંગ્રેજ ફોજમાં હોળીનું નાળિયેર થઇને ઘૂમે છે, પરન્તુ પીંઢારાઓની નિષ્ઠુરતાનો તેમને ખ્યાલ છે ખરો ?"

"સર્વ મંગલા કલ્યાણી તેમનું કલ્યાણ કરો" આશીર્વાદ આપી સ્વામીજી ગોસાંઇ સહિત ત્યાંથી વિદાય થયા.

આ તરફ મોહિતલાલે નવાગઢમાં પ્રવેશ કરીને મહા ઉપાધી વહોરી. ક્ષિપ્રાના તટપર ધર્મપરાયણા પેલી નિર્ભય યોગિની દ્વારા જે કંઇ હકીકત જાણી તે પરથી મોહિતલાલ સમજી તો ગયો કે: ચિતુનો ગઢ સુરક્ષિત છે, અને તેમના હાથમાંથી છટકવું સહજ નથી. યોગિનીના ગયા બાદ કિંકર્તવ્યવિમૂઢ થઇને કેટલીક વાર સુધી ઉભો રહ્યો, પરન્તુ એ સાહસિક અને કષ્ટસહિષ્ણુ તરૂણ લેશ ડગ્યા વગર કર્તવ્ય સ્મરણ કરી ઘોડેસ્વાર થઇને એક અજાણ્યા માર્ગે વળ્યો.

નવાગઢમાં દીપોત્સવની ધામધૂમ હજી સમાપ્ત નહોતી થઇ. અનેક પ્રકારના ભોગ વિલાસ અને નાચરંગમાં પીંઢારાઓ પાણીની માફક લક્ષ્મીનો વ્યય કરે છે. દુર્ગરક્ષકોને તેમની જાતનું ભાન ન મળે ત્યાં કર્તવ્યપાલનની વાત શી કહેવી ? દુર્ગમાં કોણ આવ્યું અને કોણ ગયું તેની પણ કોઇને ખબર ન મળે ! તમામ દરવાજા ઉઘાડા અને પહેરેગીર સૌ સુરાદેવીના ઘેનમાં એકબીજા ઉપર લથડીયાં ખાય છે, એ સર્વોત્તમ યોગ સાધીને મોહિતલાલે નવદુર્ગમાં પ્રવેશ કર્યો. અર્ધસંજ્ઞાવાળા કેટલાક પહેરાવાળાઓએ તેને રોકવા કંઇક બબડાટ કર્યો પણ તેણે તે તરફ ધ્યાન ન આપ્યું. એ સ્થળ પસાર કરીને તે સેનાનિવાસગૃહ તરફ

આવ્યો અને ત્યાંથી ઠેઠ મહામાયાના ચોક સુધી પહોંચ્યો. લક્ષ્મીના લાલચુ–મુખિયાઓને બરાબર દક્ષિણાપાન્તુ થયાં એટલે તેમણે ખુશી થઇને લાલજીને કલ્યાણીનો પ્રસાદ આપી વિવેક જાળવ્યો ! ત્યાંથી તે ધનભણ્ડાર તરફ વળ્યો. એ સમયે કોષાધ્યક્ષ શાન્તશીલ તેના કેટલાક સહચર સાથે બેઠો બેઠો ખૂબ મસ્ત થઇ–સ્વધર્મને વળાવીને ફાવે તેમ લવતો હતો. મદવિહ્વલા નાયકા તાલસુર વગર ફાવે તેમ બરાડા પાડી હદથી વધારે નખરાં કરી નૃત્ય કરતી હતી. શાન્તશીલ ને તેનો ભાગ્યેજ ખ્યાલ હતો, તે તેની મેળે સર્વસિદ્ધિપ્રદાતા સાક્ષાત્ નર્કસિદ્ધિ પ્રદાયિની સુરાદેવીની ઉપાસના દ્વારા સ્વર્ગ મૃત્યુ અને પાતાળનાં દશ્ય જોતો હતો. તેથી શત્રુના આગમનનું તેને ભાન ન રહ્યું. જો કે બહારની બાજુ ઉભેલા એક જણે બૂમ મારી પણ કોણ સાંભળે ? તેણે અર્ધ ઉઘાડી આંખે બોબડું તોતડું બબડતાં, લથડતે અવાજે કહ્યું " હાં હાં, સાંભળું છું. વાહ ! કોઇ અચ્છી ચીજ–કમલા અચ્છી ગાનારી છે. "

પેલાએ પુનઃ કહ્યું: " અરે ! બારણા આગળ જે અજ્ઞાત મનુષ્ય ઉભો છે તે કોઈ અંગ્રેજનો ગુપ્તચર હોય તેમ જણાય છે."

શાન્તઃ ( અગાઉની માફકજ ) " જાઓ, જાઓ, દફાદારને બોલાવો ! જલ્દી કરો ! "

શાન્તશીલની આજ્ઞા થતાંજ દફાદાર ત્યાં આવીને ઉભો રહ્યો. દફાદાર અમીરઅલી એક દીર્ઘકાય બળવાન પુરૂષ છે. પેટના ફાંદ સુધી લટકતી તેની લાંબી દાઢી, તેજોમય મુખકાન્તિ, લાલચોળ આંખો, અને તેમાં પણ આજ તો છાંટોપાણી થયાં છે પછી શું કહેવું ? અજાણ્યા માણસ ઉપર દષ્ટિ પડતાંજ અમીરઅલીએ વજ્ર-ગંભીર સ્વરે કહ્યું " કોન હાય ? "

મોહિતલાલ ચેતી ગયો કે પ્રશ્નકર્તાની દષ્ટિ મહાન ક્રોધી જણાય છે. તેનો અવાજ કાનના પડદા ફાડી નાંખે તેવો કર્કશ છે. પીંઢારાઓ સામાન્ય રીતે કઠોર છતાં આની આકૃતિ–પ્રકૃતિ ઘણીજ ઉગ્ર અને ભયંકર જણાય છે, સંશય ગ્રસ્ત થવાથી તેની મુખાકૃતિ અતિશય ખુની જણાય છે. તે હોઠ પીસતો ફાડી આંખે પ્રત્યુત્તરની રાહ જોઇ રહ્યો છે. આખા જગતને ત્રાસ ઉપજાવે તેવી વિકટ મૂર્તિ જોઇને મોહિતલાલનો મદ ગળી ગયો ! સમજી જઇને વણિકબુદ્ધિનો ઉપયોગ કરી વહેમાયા વગર તેણે ધીર અને ગંભીર સ્વરે કહ્યું: " હું બ્રાહ્મણ છું, જગદંબાનો પ્રસાદ પામી મહા કૃતાર્થ થયો છું. "

દફાદાર–મુસલમાન, બ્રાહ્મણ–સેવાનો મર્મ ક્યાંથી જાણે ? તેણે ગર્વિષ્ટ ભાવે પ્રશ્ન કર્યો: " તુમારા માફિક અમને બહોત બમ્મન

દેખા હાય! ઉદયગિરિમેં કિતના બમ્મન રોજ હાય! તુમ ભી વહાંસે ચલા આતા હાય?"

દફાદાર બરાબર વહેમાયો છે સમજીને લાલજી ફીકરમાં આવી પડયો. એક તો ગુપ્ત રહેવું, અને બીજું આફતમાં ફસાયા વગર ગઢમાંથી સલામત રીતે ચાલ્યા જવું! મદોન્મત્ત પીંઢારાઓનું શું કહેવાય! કુશળતાપૂર્વક કાર્યસાધન કર્યા વગર નહિ ચાલે માની તેણે નિશ્ચળ ભાવે કહ્યું: "કેટલા બ્રાહ્મણ હશે તેની મને ખબર નથી, પણ અનેક રાટ-પીંઢારાઓ અમારા મંત્ર શિષ્ય હતા."

દફા: "કભી હોગા. યે તુમારા પિંડદાનકી જગહ નહિ હાય! ઈસ જગહપર તુમારા કુછ મંતરજંતર ચલેગા નહિ. ઇધર તો એક અયસા મશીન હે જીસસે તુમારા પિંડ-શિર ધડશે આલગ હો જાયગા."

એટલામાં નાયકાના નાચનો અંત આવ્યો. શાન્તશીલનું મગજ પણ કંઇક ઠેકાણે આવ્યું, તેણે આંખો ચોળતાં ચોળતાં કહ્યું: "દફાદાર! પીંઢારા સબ આચ્છા હાય?"

દફા: "કાલીમૈયાકી દયાસે સબ બરાબર હાય, લેકિન દરવજ્જા પે થોડી કુછ ગડબડ માલુમ હોતા હાય."

શાન્તઃ "ઓહ. અભીતક મેં મદ્યકે નશેમાં ચકચૂર થા!"

દફા: "કુછ ફીકર નહિ. યે ડાકુકે લીયે કયા હુકમ હાય?"

આવનાર: "ખાંસાહેબ! મને માફ કરો! હું ચોર-બદમાસ નથી. અમે તો હિન્દુઓના પૂજ્ય કહેવાઇએ, તેમ છતાં મને તમે આજ્ઞા કરો તો અમણેજ ચાલ્યો જઉં. આપ સાહેબ જરીક ખાનગી સાહેબને પૂછી લ્યો-નહિ તો હું મારે રસ્તે પડું."

દફા: "તોમ બડા બદમાસ-લુચ્ચા હાય! અમારા હુકમકા કુછ તુમ પરવા નહિ કરતે?"

આ વખતે યુવકે ગર્વિત ભાવે કહ્યું: "ચિતુસરદારને ત્યાં નિત્યપ્રતિ સદાવ્રત અપાય છે અને આજ આ સાર્વભૌમિક મહોત્વને દિવસે બ્રાહ્મણ સંતાનનું અપમાન થાય છે? બ્રાહ્મણ-અતિથિને એક વખત ભોજન આપવાના પુણ્યકાર્યમાં વચ્ચે આડા પડો છો?" એ સાંભળીને દફાદાર ધૈર્ય ધારણ કરી શકયો નહિ. તેની લાલચોળ આંખો તેથી પણ અધિક-ચણોઠી જેવી થઇ ગઇ. તેને યોગ્ય સજા કરવાના ઉદ્દેશથી તેણે યુવકનો હાથ પકડી પોતાની તરફ ખેંચ્યો, પણ આ વીર યુવક ઉભો હતો ત્યાંથી તસુ પણ ખસ્યો નહિ. તેના પ્રત્યુત્તરમાં યુવકે દફાદારને દૂર ખસેડવા માટે તેને એક જોસથી ઠોકર લગાવી દીધી, તેથી દફાદાર ફુટબોલની માફક દૂર જઇ પડયો. હવે નાગની

માફક છંછેડાઇને તે ગર્જના કરી ઉઠયો, અને સંકેતસૂચક શ્રંગનો અવાજ કરતાની સાથે પીંઢારાઓનું એક ટોળુ આવીને આ ઘટનાસ્થળે ઉપસ્થિત થયું. મંદિરના મધ્ય ભાગમાં બરાબર તોફાન જામ્યું ત્યારે શાન્તશીલની આંખ ઉઘડી, તેણે તરતજ બહાર આવીને યુવક સાથે કંઇક વાતચિત કરી. તેણે દફાદારને પ્રશ્ન કર્યો: "આતો બ્રાહ્મણ યુવક છે! કહો, તેને શું કરવું છે?"

દફા: "સરબત."

એ પીંઢારાઓનો સાંકેતિક શબ્દ છે. સરબત્ અર્થાત્ વધ–હત્યા!

શાન્ત: "સર્વનાશ! ખાંસાહેબ! આજના આ મહોત્સવ પ્રસંગે નરહિંસા કરવી આચાર વિરૂદ્ધ છે. સરદારનો આદેશ છે કે: "આજના ઉત્સવ પ્રસંગે કોઇપણ અતિથિનું અપમાન ન કરવું."

દફા: "ઉત્સવને દિવસે સેનાપતિનું અપમાન થાય એવી સરદારની આજ્ઞા છે કે?"

શાન્ત: "હા, હા, આજ તો પ્રકટશત્રુને પણ અભય-ભિક્ષા મળવી જોઇએ."

દીવો તેજ કરાવતાંજ શાન્તશીલની દૃષ્ટિ યુવક પર પડી. તેની ઉજ્જવળ દૃષ્ટિ, નયનાભિરામ મુખશ્રી અને તેની સગર્વ વીરકાન્તિ ઉપરાંત નિર્ભયચિત્તે ઉભા રહેવાની તેની છટા જોઇ તે પ્રસન્ન થયો. દફાદાર નજીકમાં છતાં શાન્તશીલે યુવકને કહ્યું: "તમારા ચહેરાપરથી જણાય છે કે તમે કોઇ ઉચ્ચ વંશમાં જનમ્યા છો. ખરેખર તમે બહાદુર યુવાન છો, તમે શી ચિન્તામાં છો? તમારી સાચી પિછાન થશે તો મને વધારે આનંદ થશે."

યુવક: "તમારૂં અનુમાન સત્ય છે. આ સંદેહ સ્થાનમાં સાચી ઓળખ આપવી મને ઇષ્ટ નથી લાગતું. ભવિષ્યમાં મળીશું ત્યાં પરિચય આપવામાં હરકત નહિ નડે."

મોહિતલાલ સત્યનિષ્ઠ સાહસિ પુરૂષ છે. વ્યર્થ અસત્ય બોલીને નામ ઠામ છૂપાવવું એ તેની પ્રકૃતિથી વિરૂદ્ધ છે. સાચી ઓળખ આપવાથી કદાપિ ફસામણ થાય તે હેતુથીજ તેણે આનાકાની કરી, પરન્તુ તેથી સૌ વધારે વહેમાયા. શાન્તશીલ પણ પાકો ઠગ, સાહસિ અને સુક્ષ્મદર્શિ હતો. તેણે કહ્યું: 'ભવિષ્યમાં મેળાપ થશે ત્યારે? તેમાં પણ વાંધો નથી. તમે અતિથિ તો ખરાજ પરન્તુ પરિચય પ્રાપ્તિ વગર આતિથ્ય સેવા કરવી એ કાલીમૈયાની ઇચ્છા વિરૂદ્ધ છે."

યુવક: "હું પણ એક મહામાયાનુંજ બાળક છું ને? નહિ તો અનુમતિ આપો–હું આજપળે પાર્વત્યપથે–ભવાનીપુર તરફ ચાલતો થઉં!"

શાન્તઃ "વ્યર્થ ભ્રમમાં ન પડો. તમને જોયા ત્યારથીજ મને તમારા ઉપર દયા ઉપજી છે, જો કે તમારા કપટ ભરેલા વ્યવહારથી પણ મને તેટલોજ સંદેહ ઉત્પન્ન થયો છે. મને તમે મૂર્ખ ન સમજતા! હું પાકેપાયે માનું છું કે તમે અંગ્રેજના ગુપ્ત કર્મચારી છો."

યુવકઃ "ધારો કે કદાપિ એમજ હોય તો આપની શી આજ્ઞા છે?"

શાન્તઃ "તમે કેદ થશો! જો એક ડગલું પણ તમે આ સ્થળેથી આઘા પાછા થાઓ તો નિમિષ માત્રમાં તમારૂં શિર ધડથી અલગ થઇ જાય, પરન્તુ આજનો દિવસ આનંદનો છે. માતાના ઉત્સવ પ્રસંગે તેમના પવિત્ર ચારૂચોકમાં નરહિંસા કરવી એ સર્વથા નિષિદ્ધ છે!"

શાન્તઃ "જે આજ નથી થતું તે કાલ તો થઇ શકશે ને! બ્રાહ્મણ સંતાનને વળી મૃત્યુનો ભય હોય કે! સ્થાન મહાત્મ્યને લીધેજ—સંસર્ગ દોષથીજ લાગે છે કે: તમે એ વાત ભૂલી ગયા જણાઓ છો? ઠીક, પણ તમે મને કોના આદેશથી કેદ કરશો?"

શાન્તઃ "માત્ર મારી આજ્ઞાનોજ વિલંબ છે, તેમ છતાં પ્રાતઃકાળ થતાંજ સરદારજીની આજ્ઞાનુસાર જે તે થઇ રહેશે."

યુવકઃ "તો મહારાજ! આપની આજ્ઞા શિરોધાર્ય છે. અન્ય કંઈ?"

શાન્તઃ "બસ એજ—કારાગૃહ!"

આજ્ઞા થતાંજ દફાદાર અમીરઅલીએ કેદીને લોખંડની મજબૂત બેડીથી જકડવાની તૈયારી કરી. ખાંસાહેબ યુવકના મોં સામે જોતા મૂછપર તાવ દેવા લાગ્યા. યુવકે કહ્યું: "ખાંસાહેબ! માફ કરો! મને એ લોહશૃંખલાની કંઈજ જરૂર નથી—આ કેદી નામર્દ નથી કે નાશી જાય! લોહ શૃંખલા તો ચોર—લૂંટારાઓને માટે છે. અતિથિને ન હોય." એ સાંભળીને શાન્તશીલે કહ્યું: "દફાદાર! આ પળે સખ્ત વ્યવહારની જરૂર નથી, કારણ કે અદ્યાપિ ગુન્હો સાબિત થયો નથી." દફાદારે વગર આનાકાનીએ તે માન્ય કર્યું. યુવક નિર્ભય ચિત્તે દઢતાપૂર્વક રક્ષકની પાછળ પાછળ ચાલ્યો. બે ડગલાં આગળ ચાલ્યા પછી રક્ષકે કહ્યું: "હું તમને એક વાત કહેવાની ઇચ્છાથીજ આ રસ્તે લાવ્યો છું. શાન્તશીલ પીંઢારાઓના ટોળામાં ભળ્યા છતાં જાતિયધર્મને ભૂલ્યા નથી. તમારે તેમને જે કંઈ કહેવું હોય તે નિઃશંક ચિત્તે કહેશો. યુવક એજ ક્ષણે એક સ્થળે ઉભો રહ્યો. અગાઉ ગોઠવણ કર્યા મુજબ શાન્તશીલને એક

પ્રકારની ઈશારત કરી રક્ષક ત્યાંથી કોરાણે ખસી ગયો, અને તરતજ શાન્તશીલ ત્યાં આવીને ઉપસ્થિત થયો. યુવકે કોઇ સહજ પણ ન સાંભળી શકે તેટલા ધીમા અવાજે કહ્યું: "હું સત્યજ કહીશ, કલ્યાણુથીજ ચાલ્યો આવું છું. હાલમાં મંદિરમાં એક ભૈરવી આવી છે, તેની અવસ્થા અત્યંત શોકજનક છે. જયા નામની એક બાઇ ભિખારી તેની સેવા ચાકરી કરે છે. તે કહેતી હતી કે: મરણ શય્યાપર પડેલી ભૈરવી શાન્તિપુરના વતની શિવપ્રસાદની પુત્રી થાય. તેની અંતિમ્ ઈચ્છા એજ છે કે: મરતાં મરતાં પણ મને મારા પતિનાં દર્શન થાય તો મારી સદ્ગતિ થાય! જયા પણ તમને અત્યંત ચહાય છે. તમારે માટે તેને ઘણું માન છે. એ ભલી બાઇ તમારૂં કલ્યાણ ઇચ્છ·નારી છે. તેણે કહાવ્યું છે કે: "અંગ્રેજની ફોજ થોડાજ કાળમાં સરદારગઢ ઉપર પ્રબળ આક્રમણ કરશે. પીંઢારાઓના કુળનો સમૂળગો ઉચ્છેદ કરી તેમણે હરણ કરેલી બ્રાહ્મણ કન્યાનો ઉદ્ધાર કરવો એજ તેમનો ઉદ્દેશ છે." એ સાંભળીને કોષાધ્યક્ષને આશ્ચર્ય થયું. ભૂતકાળ તેની આંખે તરી આવ્યો. તેનું સર્વાંગ થરથર કંપવા લાગ્યું. મહા પરિતાપને લીધે તેના હૃદયમાં એક પ્રકારની આગ સળગી રહી. કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર પોતે પોતાના નિવાસગૃહમા ચાલ્યો ગયો. કેદીને મંદિરની પાસેની એક નાની કોટડીમાં પુરી રક્ષક પણ ત્યાંથી ચાલતો થયો. ક્ષિપ્રાતટપર આવેલા એક ઉચ્ચ વૃક્ષની ટોચપર ચડીને આ યુવકકેદીનો અશ્વરક્ષક આ સઘળું નાટક જોતો હતો. લાલજી કેદ પકડાયા છે એ જાણી-જોઇ ને સમાચાર અંગ્રેજ ફોજને કાને નાંખવા તે ત્યાંથી ઉભેશ્વાસે નાઠો. ઉદયગિરિથી એ સમાચાર પવન વેગે કલ્યાણમાં પહોંચ્યા. અશ્વરાજ–ઘોડો માત્ર સરિતા કિનારે પોતાના બહાદુર સ્વારની રાહ જોતો ઉભોજ રહ્યો.

અંતઃપુરમાંથી બહાર પગ મૂકતાની સાથે તારાના જાણુવામાં આવ્યું કે: કોઇ એક પ્રતિભાવાન યુવકને અંગ્રેજનો જાસુસ માનીને શકપરથી નવાગઢમાં કેદ કરવામાં આવ્યો છે. એ સાંભળતાની સાથે, તારાને એ સમજતાં વાર ન લાગી કે: "એ યુવક કોણ?" તે તત્કાળ એક વૃદ્ધાદાસી સહિત ત્યાંથી બન્દીશાળા તરફ ચાલી. દ્વાર બંધ હતાં. તેણે પોતાની પાસેથી કુંચિઓનું લૂમખુ કાઢીને એક કુંચી બેસતી કરી બારણાં ઉઘાડી નાંખ્યાં. તારાની આજ્ઞા થતાં વૃદ્ધાએ એક દીવો લાવીને ઓરડીમાં એક સ્થળે મૂકી દીધો, આથી બન્દીવાન આશ્ચર્ય પામ્યો. તેણે વૃદ્ધાને કહ્યું: "આ દીવાનું કંઇ પ્રયોજન! કેદીને માટે તો અંધારૂંજ હોય! દીવો લાવીને તમે મને ઉલ્ટો વધારે દુઃખી કર્યો."

વૃદ્ધાઃ " પ્રયોજન હું શું જાણું? અમે તો આજ્ઞાપાલક-બાંદીનાં ચાકર!"

"બન્દીઃ " હવે બીજી કંઈ આજ્ઞા છે?"

વૃદ્ધાઃ " આ બન્દીખાનું તમારે માટે નથી, ધારવા મુજબ અમણેજ સ્થાનાંતર થશે."

આશ્ચર્ય પામીને કેદી-યુવકે કહ્યું: " કેદીને માટે વળી માન-મર્યાદા કેવાં?"

" એ વિવેકજ્ઞાન મને નથી " કહીને વૃદ્ધા ત્યાંથી ચાલતી થઈ. ચીન્તાતુર હૃદયે કેદી બીજી આજ્ઞાની રાહ જોતો રહ્યો. થોડા સમય બાદ પુનઃ એજ વૃદ્ધ પરિચારિકા કેટલાક અસ્ત્રધારી સિપાહિઓ સહિત દ્વારપર આવીને ઉભી રહી. તેણે કહ્યું: " બહાર આવો-તમારે બીજા સ્થાનમાં જવાનું છે." બોલ્યા ચાલ્યા વગર કેદી તરતજ દાસીની ઇચ્છાને તાબે થયો. તેની આંખપર એક કાળા કપડાનો પાટો બાંધવામાં આવ્યો. આથી કેદીના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે અનેક સારી ખોટી કલ્પનાઓ કરતો જડની માફક એક સ્થળે ઉભોજ રહ્યો. આજ્ઞા થતાં તે અંધની માફક રક્ષકોની પાછળ પાછળ ચાલ્યો. તારાની સૂચના મુજબ વૃદ્ધ પરિચારિકા પણ આગળ આગળ ચાલી જાય છે. કેટલેક છેટે સુધી મૂંગે મોંયે એમને એમ ચાલ્યા પછી તેઓ એક સાંકેતિક માર્ગે થઇને પાર્વત્ય-પ્રદેશમાં પહોંચ્યાં. અદ્યાપિ પર્યંત કેદીની આંખે પાટો કાયમજ હતો. અમે કયે રસ્તે આવ્યા તેની કેદીને જરીકે ખબર ન પડી-તે મૌન હતો. વૃદ્ધાએ કહ્યું: " મારા માલિકની કન્યાની બીજી એક આજ્ઞા મને એ થઈ છે કે: તમે આજ આનંદના દિવસે ચહાય તે હેતુથી આવ્યા હો તો પણ તમે અમારા અતિથિ છો, પરન્તુ કમનસીબે તમારો આતિથ્ય સત્કાર થયો નથી, અને તેટલાજ માટે તેના ચિહ્ન સ્વરૂપ આ એક ભેટ તેણે તમને આપવા મને આપી છે " કહીને તેણે એક દાબડી તેના હાથમાં સોંપી દીધી, તેથી વળી તે વધારે આશ્ચર્ય પામ્યો. તેના હૃદયમાં એક કૌતૂહલ પેદા થયું. તેણે કહ્યું: "ધારવા મુજબ મને આ મુક્તિદાન પણ તમારા માલિકની કન્યાની આજ્ઞાથીજ અપાયું લાગે છે? આ પળે તો હું કેદી અને તે પણ અંધ અવસ્થામાં છું. જોયા-સમજ્યા વગર કેવળ એ દેવબાળાના માનની ખાતરજ અત્યારે ઉપકાર સહિત એ ભેટ હું કબૂલ રાખું છું, પણ ઉદ્દેશ જણાવવામાં આવ્યો હોત તો તેથી મને સંતોષાનંદ થાત!"

વૃદ્ધાઃ " સાંભળો, તમને આપવામાં આવી છે તે ભેટ અમૂલ્ય છે! એ દાબડીની અંદર એક મહામૂલ્ય હીરાજડિત કવચ છે, એ વિષપ્રતિષેધક છે. આવું કવચ તો પીંઢારાઓ પાસે પણ નથી.

ઘવાયેલા સ્થળે આ કવચનું ઘર્ષણ કરવાથી તમામ વિષ જતું રહે છે, તેને તમે તમારા હાથેથી છોડશો નહિ."

કેદી: "આ બહુમૂલ્ય મણિમંડિત્ કવચનો ઉપહાર કેદીને ન હોય" કહીને તેણે એ દાબડી પાછી ધરી.

વૃદ્ધા: "પણ એ આપવાનોજ આદેશ થયો છે, પછી પાછી કેમ લેવાય?

"હવે એક પળવારમાં તમે બંધનમુક્ત થશો" કહી વૃદ્ધાએ તેની આંખ ઉપરનો પાટો છોડી નાંખ્યો. કેદીએ આંખો ઉઘાડીને જોયું તો ચારે દિશામાં ઘોર અંધકાર અને વિસ્તૃત પર્વતની હારમાળા જણાઇ. તરતજ તેણે પીઠ ફેરવીને જોયું. પણ વૃદ્ધા કે અન્ય ત્યાં કોઇ નમળે! આ અણધાર્યા વ્યવહારથી લાલજી મંત્રમુગ્ધવત્ નિસ્તબ્ધ બની ગયો. યુવકે આશ્ચર્યવશ થઇ હાંક મારી: "દાસી!" નેપથ્યમાંથી પ્રત્યુત્તર મળ્યો: "તમે હવે મુક્ત થયા છો, તમારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યા જાઓ!"

સામેજ માર્ગ હતો, તે માર્ગે જતાં જતાં તે ક્ષિપ્રાને કિનારે પહોંચ્યો. તે સ્થળે ઘોડો તેના માલિકની રાહ જોતો ઉભો હતો. ઘોડેસ્વાર થઇને તે તરતજ ઉદયગિરિ તરફ વળ્યો. માર્ગમાં તેને પ્રાપ્ત થએલું પેલું કવચ જોવાની ઇચ્છા થઇ આવી. તારામંડળના આછા પ્રકાશમાં એ કવચ બરાબર જોઇ શકાશે કે કેમ, તેની શંકા કરતાં તેણે ગજવામાંથી દાબડી કાઢી અંદરનું કવચ હાથમાં લીધું, ત્યાં મહામૂલ્ય મણીનો અપૂર્વ પ્રકાશ તેની આસપાસ પસરી રહ્યો. ચંદ્રના શીતળ પ્રકાશની પેઠે તેનો પ્રકાશ પાર્વત્ય માર્ગે જવામાં મહા આધારભુત થઇ પડયો. લાલજી આનંદસાગરમાં ડૂબી ગયો. તેણે વિચાર્યુ-એક અપરાધી ઉપર સરદારબાળાનો આટલો ઉપકાર-પ્રેમ! યોગિનીએ કહ્યું હતું કે: વિષપ્રહાર કરવામાં પીંઢારાઓ અતિ કુશળ છે, તેથીજ મારી પ્રાણરક્ષા અર્થેજ આ વિષપ્રતિષેધક કવચ સરદાર કન્યાએ મને મોકલ્યું કે? કલ્યાણીની મારા ઉપર કેવી દયા? પ્રતિકૂળ સ્થળમાંથી અનુકૂળ પ્રસંગ તે આનુંજ નામ! મોહિતલાલે પછી વાર કર્યા વગર ઘોડાને એક જોરથી એડી મારી. અને થોડાજ સમયમાં તે ઉદયગિરિ પહોંચી ગયો. અને તારા? કેદીને કારાગૃહમાંથી મુક્તિદાન આપી: "હે નાથ! મને નિર્ભય પદમાં સમાવો" ગાતી ગાતી તે કલ્યાણ ધામ તરફ ચાલી.

---

# દ્વાવિંશ કલ્પ.

## સતીલક્ષ્મીનો સાક્ષાત્કાર.

આવનાર ગુપ્તચરના મોંથી જે હકિકત સાંભળી તેથી શાન્તશીલનું હૃદય વ્યાકુળ થઈ ઉઠ્યું. "મરવા સુતેલી ભૈરવી શીવપ્રસાદની કન્યા ?" એ વિચાર તેના અંતરમાં વારંવાર ઘોળાવા લાગ્યો. શાન્તશીલ સમજી શક્યો કેઃ એ સર્વ મારા પાપકર્મનુંજ ફળ છે. સંસારસુખથી બેનસીબ–સંસારની શોભા સ્વરૂપ એ સરળ લલનાની જે ભીષણ અવસ્થા થઈ છે તે કેવળ મારી દુષ્પ્રવૃત્તિનુંજ પરિણામ છે. મહા શોક, દુઃખ અને અસહ્ય વિરહવેદનાથી પીડિત કુલકામિનીએ મનના આવેગને વશ થઇ ગૃહત્યાગ કર્યો છે, તે આજ કેવળ રસ્તાની ભિખારિણી થઈ છે. ભયંકર કોતરમાં પડી આજ વ્યાધિગ્રસ્ત થઈ મૃત્યુના મોંમાં જવાની અણી ઉપર છે. શાન્તશીલનાં જ્ઞાનચક્ષુ આજ ઉઘડયાં છે. પ્રચંડ દાવાનળની માફક અત્યંત પરિતાપના અગ્નિ વડે તેનું હૃદય ભડભડ સળગી રહ્યું છે. અનેક પ્રકારની ચિન્તાએ તેને ઘેરી લીધો છે. તે મનમાંને મનમાં વિચારવા લાગ્યો:—

પહેલું–"મારા જેવો પાપી કોણ અને એ પાપનું પ્રાયશ્ચિત્ત ?" અંતરાત્માએ વિવેકપૂર્વક કહ્યું: "તું એકવાર દેવી સ્વરૂપા ભૈરવીનાં દર્શન કર." બીજું–"હું કેવો ઘોર અવિશ્વાસી–પત્ની ત્યાગી ? શું તે મને દર્શન આપશે ?" પુનઃ વિવેકે તેને સમજાવ્યું "પતિદર્શનની કામનાથીજ તે જીવે છે. સ્વામીના ચરણમાં આત્મસમર્પણ કરવું તે તેનું જીવનવ્રત છે." ત્રીજું: "આમને આમ ચિન્તા કર્યા કરવી કેઃ આત્મત્યાગ ? આશા સફળ થાય ખરી ?"

પીંઢારાઓ શક્તિના ઉપાસક છે તેથી કહો વા કલ્યાણમાં ભોંસલે સરકારની રાજધાની છે તેથી, પરન્તુ કલ્યાણીના મંદિર સાથે નવાગઢને ઘણો સારો સંબંધ છે, તેથીજ શાન્તશીલ કલ્યાણમાં સારી રીતે પરિચિત છે. કલ્યાણી ઉપરની તેની ભક્તિ અચળ છે. માતાજીની સેવા–પૂજામાં તે વર્ષે દહાડે કેટલુંય નાણું વાપરે છે. પોતાની કમાણીનો અમુક ભાગ તે કલ્યાણાશ્રમમાં આવતાં અનેક દીન–દુખી, સંત–સાધુને દાન કરવામાં વાપરતો. યુવાનીની શરૂવાતમાં ખરાબ સોબતમાં પડવાથી શાન્તશીલ પૈસે ટકે દુખી થઈ ગયો હતો. નઠારાં આચરણ આચરીને તેણે પ્રિયંવદા–સાધ્વીપત્નીના અલંકાર ઓળવી મનમાનતી મોજ કરી હતી. આજ તેની પાસે ધન સમ્પત્તિનો તોટો નથી ! માનો કેઃ તે આજ મૃત્યુલોકનો કુબેર-

ભંડારી છે! પોતાની ધર્મપત્નીનો અનાદર કરીને તેને એકલીને રઝળતી–રવડતી છોડીને અનેક પ્રકારનાં પાપકર્મ અને વ્યભિચાર આદિ દુર્ગુણોને વશ થઈ પીંઢારાઓના ટોળામાં ભળી તેણે જેટલાં કૃતઘ્ની કાર્યો કર્યાં છે તે સઘળાં આજ તેની આંખ આગળ આવી તેના કાળજાને કંપાવી મૂકે છે. તેને થયું કેઃ હું દુર્ભાગીને લીધેજ એ અસહાય અબળા કેવળ ઉન્માદિની બનીને ભૈરવી વેશે મૃત અવસ્થાએ કલ્યાણમાં આવી પહોંચી છે. એ મર્મઘાતી ચિન્તાને લીધે શાન્તશીલનો પ્રાણ થથરી ઉઠ્યો, પાષાણમાંથી અમૃતપ્રવાહ વહી રહ્યો. પત્નીને એક વખત નજરે જોવાની ઇચ્છા પ્રબળ થઇ ઉઠી. મનોવેગ રોકવાનું અસંભવ થઇ પડ્યું. તે બધું ભૂલીને ત્વરિત્ ગતિએ કલ્યાણ તરફ ચાલ્યો. તે ધનભાણ્ડારની જોખમદારી વેગળી ફેંકી દઈ પત્નીદર્શને નવાગઢમાંથી નીકળ્યો.

પેલી તરફ મોહિતલાલ ઉદયગિરિ પહોંચ્યો. નવાગઢમાં તેના કેદ થયાના સમાચારથી જ્યાં ત્યાં હાહાકાર મચી ગયો છે, તેને મુક્ત કરવા માટે, કોઇ પણ હિસાબે અને જોખમે સત્વર યુદ્ધનો આરંભ કરવાનો મેજર સાહેબે ચોક્કસ નિર્ણય કર્યો છે. સ્વયં મેજરસાહેબ યુદ્ધનો પોષાક પહેરી, શરીરપર બખ્તર ચડાવીને વીરવેશે તંબુની બહાર આવી અશ્વની રાહ જોતા ઉભા રહ્યા છે, એજ સમયે મોહિતલાલ છાવણીમાં પહોંચી ગયો. તેને નિર્વિઘ્ન પાછો ફરતો જોઇ–આનંદ પામી મેજરસાહેબ બે ડગલાં તેની સામે ગયા અને હસ્તધૂનન કર્યું. લાલજીએ આભાર માની સઘળો ઇતિહાસ ગુપ્ત રીતે મેજરસાહેબને કહી સંભળાવ્યો. માત્ર ક્ષિપ્રાતટપર થએલો યોગિનીનો મેળાપ અને તેણે આપેલા પેલા કવચ સંબંધી વાત તેણે ગુપ્ત રાખી. મોહિતલાલે સ્પષ્ટ શબ્દોમાં કહ્યુંઃ "નવાગઢને ઉની આંચ આવે તેમ નથી. પીંઢારાઓનાં વિષ પાએલાં–રામબાણની વાત પણ તેણે કરી! તેણે એ પણ કહી દીધું કેઃ આપણા ગોલંદાજના ગોળા ત્યાં કામ નહિ આવે! પીંઢારાઓ સાથેના યુદ્ધમાં જીત મેળવવી સહેલ નથી. એ સાંભળીને મેજરસાહેબને ઉદ્વેગ થયો. તેમણે કહ્યુંઃ "લાલજી! દારૂગોળા વગર આજ આપણી પાસે બીજું શું છે? એ જો ખાલી જાય તો પછી કંઈ ઉપાય?"

લાલજીઃ "કલ્યાણ સંપ્રદાય છે ને? તેઓ ગમે તેવા તિરંદાજનાં નિશાન ચૂકવે તેવા છે. મોટે ભાગે તેઓ વિષપ્રતિષેધક મંત્ર જાણનારા હોય છે, તેથી ત્યાં તેમનાં તીર કશા કામમાં નહિ આવે. ચાલો, હું હાલજ કલ્યાણ જઇ એ બાબતની વ્યવસ્થા કરૂં છું."

લાલજીના વિચારને સમ્મતિ આપી મેજરસાહેબે પોતાના

તંબુમાં જમને બ્યૂગલનો અવાજ કર્યો. અર્થાત્ બીજી આજ્ઞા થતાં સુધી સૈનિકોએ રાહ જોવી, અને લાલજી કલ્યાણ તરફ વિદાય થયો.

બીજી બાજુ શાન્તશીલ નૌકામાં બેસી નદીપાર ઉતરી કલ્યાણમાં પહોંચ્યો. આ સમયે રાત લગભગ વીતી જવા આવી હતી. મંદિરના દ્વાર ઉપર પ્રભાતના સુલલિત રાગવડે નોબતોના અવાજ થઇ રહ્યા હતા. સાધકજનો બ્રાહ્મમુહૂર્તમાં માતાજીના સ્તોત્રપાઠ કરવામાં ગુંથાએલા હતા. ભગવાન સૂર્યનારાયણનાં પ્રાત:કાલિન કિરણો મંદિરના ઉચ્ચ શિખરે દૃષ્ટિગોચર થયા અગાઉજ આરતીની શરૂવાત થઇ હતી—હમેશનો રિવાજજ એવો હતો. કૃષ્ણજીન ઉપર વિરાજમાન થએલા મંદિરના અધિષ્ઠાતા સ્વામીજી સ્તોત્રપાઠ કરી રહેવાની તૈયારીમાં હતા, એજ સમયે આગળ વધીને ભક્તિભાવપૂર્વક શાન્તશીલે એ મહાયોગીને સાષ્ટાંગ દંડવત્ કર્યા. નમસ્કાર કરનારને સ્વામીજીએ "કલ્યાણવાસિની ભૂતમાત્રનું કલ્યાણ કરો" કહી આશીર્વાદ આપી પૂછ્યું: "કેમ, કોષાધિપતિ! કુશળ તો છો ને?" શાન્તશીલે દીનભાવે કહ્યું: "કુશળ તો કલ્યાણીની ઇચ્છા અને આપના આશીર્વાદમાંજ છે."

સ્વામીજી વયોવૃદ્ધ—યોગસિદ્ધ બ્રાહ્મણ છે, તેમ છતાં તેમનું નેત્ર-તેજ ઓછું થયું નથી. પ્રાત:કાલના બાલસૂર્યના સુંદર—મનોમુગ્ધકર પ્રકાશને લીધે તેઓ સારી રીતે જોઇ શકયા કે: "શાન્તશીલની સુપ્રસન્ન—નિર્મળ મુખકાન્તિ વિષાદને લીધે મલિન જણાય છે, તેનું ચિત્ત વ્યગ્ર જણાય છે. આ પ્રકારની વ્યાકુળતા જોઇને સ્વામીજી સમજયા કે: કોઈ આફતને લીધે કોઠારીજીનો જીવ ઉદ્વેગમાં છે. અંગ્રેજ ફોજના આગમનને લીધેજ તેની એ દશા થઇ હશે. મનમાં આ પ્રમાણે અટકળ બાંધતાં ગુરૂજીએ કહ્યું: "પીંઢારાઓનું દમન અને તેમણે હરણ કરેલી બ્રાહ્મણ કન્યાનો ઉદ્ધાર એજ અંગ્રેજોનો મુખ્ય ઉદ્દેશ છે. યોગી—સન્યાસિઓના ઉપર તેમણે બહુજ અત્યાચાર ગુજાર્યો છે, તે સહન કરી શકાય તેમ નથી." કલ્યાણમાં મંદિરસ્વામીને બધા ગુરૂજીજ કહેતા.

અગાઉની માફક શાન્તશીલે ગદ્દગદ્ કણ્ઠે કહ્યું: "ગુરૂજી! ક્ષમા કરો! અંગ્રેજના ભયથી આ દાસ વ્યાકુળ નથી થયો. મને મરવાનો લેશ ભય નથી, પરન્તુ..." શાન્તશીલ આગળ બોલી શકયો નહિ. આંતરજ્વાળાને લીધે તેનો કણ્ઠ રૂંધાઈ ગયો. મનની વાત મોંથી બહાર ન નીકળી. હવેજ ગુરૂજી સમજયા કે: શાન્તશીલના પશ્ચાત્તાપનું કારણ ગહન છે. મૃદુમલયપવનની લહરથી કંઈ સાગર ઉછળે નહિ. પ્રચંડ મેઘગર્જનથી કંઇ કોઇકાળે વિશાળવૃક્ષ એકદમ ધરાશાયી ન થાય! ગુરૂજીએ અભય બતાવીને કહ્યું: "કોઠારીજી! ગુપ્ત

રાખ્યા વગર જે હોય તે સ્પષ્ટ જણાવો તો તેથી તમારા હૃદયનો ભાર કંઇક ઓછો થાય, ગભરાવાનું કારણ નથી, ભય પામ્યા વગર નિર્મળ અંતઃકરણ રાખીને હૃદયની સર્વ વ્યથા સર્વમંગલાના શ્રીચરણમાં સમર્પણ કરીનેજ શાન્તિ પ્રાપ્ત કરી શકાશે !"

શાન્તઃ "ગુરૂજી ! જગતનો અને ધર્મનો ભય, પ્રાણમાયા અને જાતિગૌરવ એ બધું મેં કેટલાય કાળથી ક્ષિપ્રાના મહાજળમાં ફેંકી દીધું છે. નથી સમજી શકતો કેઃ એ મહાપાપનું પ્રાયશ્ચિત્ત મારે શું કરવું પડશે ?" કહીને તેણે પોતે સાંભળેલી ભૈરવી સબંધી ઘટના સરળ ભાવે કહી દીધી. એ સાંભળીને ગુરૂજી મહા આશ્ચય પામ્યા. વિચારપૂર્વક પોતે તાકી તાકીને તેના સામું જોવા લાગ્યા. તેના મોં ઉપર એક પ્રકારની ભયંકર છાપ જણાય છે. શાલવૃક્ષની માફક તેની કાયા થરથર કંપે છે. આ અકપટ ચિત્તવિકાર તે તેના જીવનના પરિવર્તનની નિશાની છે. તેણે આજપર્યંત આદરેલી અનેક દુષ્પ્રવૃત્તિની નિવૃત્તિને અર્થેજ આજ તેને અતિશય આત્મગ્લાનિ થઇ છે. આ પ્રસંગે તેને ઠબકો આપવો વ્યાજબી નથી એમ સમજી ગુરૂજીએ મધુર આશ્વાસન વાકય સંભળાવવાનું ઉચિત ધાર્યું. તેમણે કહ્યુંઃ "ધારવા પ્રમાણે મૃત્યુશય્યાપર પડેલી ભૈરવી તમારી ધર્મપત્ની હશે ? હજી તેની જીંદગીનો ભરોંસો નથી–કંઇક ઠીક છે. જયાના પરિશ્રમને લીધેજ તે આટલા વખત સુધી દેહ ધારણ કરી શકી છે."

શાન્તઃ "ગુરૂજી ! આ પાપાધમ શું જયાના કાર્યમાં સહાય કરવાને યત્કિંચિત્ પણ લાયક નથી ?"

ગુરૂઃ "ભૈરવી જો તમારી સ્ત્રી હોય તો તેની સેવા કરવાનો તમને અધિકાર ખરો, પરન્તુ કલ્યાણઆશ્રમના કેટલા નિયમો જરી કઠણ છે, તેમાં એક તો–"યોગિનીના સ્થાનમાં સાધુ–સન્યાસીઓને જવાનો પણ નિષેધ છે." બીજુંઃ "હાલમાં તેને કંઇક ઠીક જણાય છે–તમારા એકાએક આવવાથી તેને અતિ હર્ષ અથવા શોક ઉત્પન્ન થાય અને તેથી કદાપિ કાંત્યુંપિંજ્યું કપાસ થાય !"

શાન્તઃ "આપની આશંકા અને પ્રતિબંધ વ્યાજબી છે, પરન્તુ એ સતી–લક્ષ્મીનાં દર્શનની મને આશા પ્રબળ થઇ ઉઠી છે. ભગવદ્વત્સલા સરલાદેવીનાં દર્શનની આશા–દુરાશા થાય તે હું કેમ સહન કરી શકું ? મારૂં ઉન્મત્ત મન આપની એ વાત નથી માનતું. લાંબાકાળના વિયોગથી–અનેક પ્રકારના દૈહિક પરિવર્તનને અંતે એકબીજાનો અણચિન્તવ્યો મેળાપ થાય તો એકબીજાને ભાગ્યેજ ઓળખી શકાય કે ! એ મને નહિ ઓળખે ! હું સમજું છું કેઃ આ આત્મપરિચયનો સમય નથી–ઇચ્છા પણ નથી. ફકત એકવાર દૂર રહીને પણ મને એ સાધ્વીનાં દર્શન કરવા દો ! ગુરૂજી ! તેને આ

પાપમુખ બતાવવાની લેશ ઇચ્છા નથી. તેને તે હું શું મુખ બતાવું ? મુશળધાર વરસાદની ધારા જેવી રીતે એકદમ અટકી ન શકે, સાગરગામિની–પર્વતપ્રવાહિની જેમ કશાયને લેશ પણ ગણકારે નહિ, તેમ શાન્તશીલની મનેચ્છા–દર્શનેચ્છા અતિશય પ્રબળ થઇ ઉઠી છે, એ પ્રત્યક્ષ જોઇને ગુરૂજીએ મનથી વિચાર્યું કે: તેની અભિલાષા પૂર્ણ થવાની આવશ્યકતા છે. તેમણે કહ્યું: "કોઠારીજી ! કલ્યાણીની દયાથી તમારી ઇચ્છા અવશ્ય પરિપૂર્ણ થશે" કહીને તેમણે શાન્તશીલને પોતાની પાછળ આવવાની ઇશારત કરી. શાન્તશીલ ધ્રૂજતે પગે ગુરૂજીની પાછળ ચાલવા લાગ્યો. ઉભય જયાના દ્વાર આગળ આવીને ઉભા રહ્યા. ગુરૂજીએ કહ્યું: "જયે !" ગુરૂજીનો સ્વર સાંભળીને જયા બહાર આવી ગુરૂદેવને પ્રણામ કરી આજ્ઞાની રાહ જોવા લાગી. શાન્તશીલ તરફ આંગળી કરીને ગુરૂજીએ કહ્યું: "તું આમને ઓળખે છે ? પોતે નવાગઢના કોષાધ્યક્ષ છે. તેમની જગદંબા ઉપરની ભક્તિ અને માતેશ્વરીની પૂજાને અર્થે તેમણે મુક્તહસ્તે આપેલી સહાય કલ્યાણમાં કોઇથી અજાણી નથી. તેઓ કહે છે કે; રોગિણી ભૈરવી તે ઘણે ભાગે શિવપ્રસાદની નદાની પુત્રી છે, અને તેમની પરિણિત સ્ત્રી છે. તેમની ઇચ્છા એક વખત ભૈરવીને જોવાની છે. હું ધારૂં છું કે: તેમાં કંઇ બાધ નથી." એટલું કહીને ગુરૂજી જયાના મોં સામે જોઈ રહ્યા. જયાએ વિનયપૂર્વક કહ્યું: "કોષાધ્યક્ષ કહે છે તે સત્ય કે અસત્ય તેનો નિર્ણય કરવાનો આ અવસર નથી. આપશ્રીની આજ્ઞા થતી હોય તો ભૈરવીને જોવા દેવામાં મને હરકત નથી, પરન્તુ તે અત્યારે ભરનિદ્રામાં છે." "હા, પણ એ જો દૂર રહે રહે જુવે તો તેની નિદ્રા ભંગ નહિ થાય" કહીને ગુરૂજી ત્યાંથી મંદિરમાં ચાલતા થયા. જયાની સૂચના મુજબ શાન્તશીલે અતિશય સાવધાનતાપૂર્વક ઘરમાં પ્રવેશ કર્યો. રોગ–શોકથી શીર્ણ સૂકાઈ ગએલું પરન્તુ તેજસ્વી મોં જોતાંની સાથે શાન્તશીલના નયનદ્વારા એકદમ અશ્રુપ્રવાહ વહેવા માંડયો. એ અશ્રુપ્રવાહ કેમ રોકાય ? ક્ષણવાર રોગીને પડખે ઉભા રહેવાથી તેનાં નયન પ્રદેશદ્વારા ગાલપર થઇને નીચે પડતાં અશ્રુબિન્દુવડે રોગીની શય્યા પલળી ગઈ. તેણે પોતાના મનથી કહ્યું: "હાય ! આ એજ સંસાર–સુખરૂપ સ્વર્ણપ્રતિમાની આ દશા ?"

પહો ફાટવાની તૈયારી છે. પક્ષીગણના કલરવ વડે સમસ્ત વન પ્રદેશ ગાજી રહ્યો છે. સૌગંધયુક્ત મંદમંદ સમીર ચારે દિશામાં વહી રહ્યો છે. આજ કલ્યાણ સ્વર્ગધામ બની ગયું છે–આજ ભૈરવીની સાધના સફળ થઇ છે ! આત્માને શાન્તિ વળવાથી આજ ભૈરવીને મીઠી ઉંઘ આવી છે. જો કે: આવનાર વ્યક્તિના સમાચાર હજી તેના

સાંભળવામાં આવ્યા નથી, તો પણ કુદરતી રીતે આ પળે તેના મોં ઉપર અલૌકિક શાન્તિનાં ચિહ્ન સ્પષ્ટ જણાય છે. અસ્તુ. ભૈરવીને જોઇને આનંદ પ્રાપ્ત થવાને બદલે શાન્તશીલનો આત્મા અત્યંત દુ:ખી થઇ રહ્યો છે. ભૈરવીની એ અવસ્થા જોવાથી–તે એ દૃશ્ય સહન કરી શકયો નહિ. જવાળામુખી માફક તેના હૃદયપ્રદેશમાં એક પ્રકારની અગ્નિજવાળા પ્રકટ થઈ ઉઠી, એ પાપાગ્નિને લીધે ભૈરવીનો પવિત્ર આત્મા પણ અપવિત્ર થશે એવી મનથી કલ્પના કરીને કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ઘરમાંથી બહાર આવ્યો. ગોસાંઇના મોંથી જયાએ આ પહેલાં જાણી લીધું છે કે: આવનાર ગૃહસ્થ કોણ છે? તેમ છતાં એક વખત તેમના પોતાના મોંથીજ તેમનો પરિચય લેવાની તેને ઇચ્છા થઇ આવી. તે પણ બહાર આવીને આગંતુકને કહેવા લાગી: "આજ આપને ભૈરવીને જોવાની લાલસા ક્યાંથી થઈ? તેની સાથે તમારે કોઇ પણ પ્રકારનો સંબંધ છે કે?"

મર્મસ્પર્શી દીર્ઘ નિશ્વાસ નાંખીને શાન્તશીલે કહ્યું: "દેવી! હું તો કેવળ પશુ છું–મારી ઓળખાણ કેવી? અમારે સંબંધ છે એ કહેવાને હું લાયક નથી રહ્યો. મેં જે જોયું તે ઉપરથી એટલું તો કહી શકું છું કે: ભૈરવી એ નિ:સંદેહ શાન્તિપુરનિવાસી શિવપ્રસાદની કન્યા–બિન્દુ છે."

જયા: "બિન્દુ સંબંધી હું કંઈ ખાસ જાણતી નથી."

શાન્ત: "તેના પિતૃગૃહ સંબંધી આપ કંઇ જાણો છો?"

જયા: "ના, ભૈરવી એક દિવસ કંઇ કહેતી હતી ખરી કે: તેના પિતા એક કુળવાન બ્રાહ્મણ–પંડિત હતા. તેણે દૈવયોગે એક અશિક્ષિત–દુરાચરણી બ્રાહ્મણપુત્ર સાથે ભૈરવીનાં લગ્ન કર્યાં હતાં. એ નાદાન જુવાન પૈસે ટકે ખાલી થઇ જવાથી પીંઢારાઓના ટોળામાં દાખલ થયો છે. હાં, તમારે ત્યાં જયનંદન નામનો કોઇ પામર પુરૂષ છે કે?"

શાન્તશીલ જયાના પ્રશ્નનો શો ઉત્તર આપવો તેના વિચારમાં પડયો. તેના અંતરનાં દ્વાર ઉઘડી ગયાં. અત્યંત દીનતાથી મર્મ-પીડિત સ્વરે તેણે કહ્યું: "તમે ભૈરવીનાં પ્રાણદાત્રી છો તમારા અસિમ યત્ન વડે અવશ્ય ભૈરવી નવજીવન પ્રાપ્ત કરશે! તમારૂં કાર્ય દૈવી છે. તમે મનુષ્ય નહિ પણ યથાર્થ દેવી છો! તમારી સામે એક પણ વાત હું છૂપાવવા નથી ઇચ્છતો, સાંભળો: "નવાગઢનો કોષાધ્યક્ષ–શાન્તશીલ એજ આ પામર–જયનંદન–અને ભૈરવી વેષે સતી સિમંતિ-નીનો એ ક્ષુદ્ર સ્વામી" કહેતાં કહેતાં શાન્તશીલનો શ્વાસ રૂંધાવા લાગ્યો. પવનના સપાટાથી જેમ સુકોમળ કદળીવૃક્ષ ધરાશાયી થાય તેમ શાન્તશીલ જમીનપર ગબડી પડયો. જયાએ જોયું કે: તેનું શરીર

નિઃસંજ્ઞ છે. બેભાન અવસ્થામાં શાન્તશીલ બોલી ઉઠયો: "માજીની ઇચ્છા ફક્ત દર્શન કરાવાની હશે તે પણ ભૈરવી વેશે! બિન્દુતો યથાર્થ દેવી છે. દેવીનાં દર્શનમાત્રથીજ મુક્તિ લાભ થાય છે વાહ! સુવર્ણ જેવા દેહ ઉપર તેણે ભસ્મ લગાવી છે! બિન્દુ હવે મારી સેવા ચહાતી નથી, તેની નજરે તો હું મહાપાપી છું, તેનું યોગબળજ અવશ્ય મારો ઉદ્ધાર કરશે. જયાના યત્ન વડે શાન્તશીલને ભાન આવ્યું. ક્ષણવાર ઉભય મૌન રહ્યાં. શાન્તિનો ભંગ કરીને શાન્તશીલે કહ્યું: "જો મારા કહેવા ઉપર વિશ્વાસ ન આવતો હોય તો આ વીંટી તમે લ્યો?" કહીને તેણે એક વીંટી જયાના હાથમાં મૂકી. વીંટી ઉપર બિન્દુનું નામ હતું, તે જોઇને તે આનંદ પામી. તે મનોભાવ ગુપ્ત રાખીને બોલી: "આ વીંટી સંબંધી આપની પત્ની કંઇ જાણે છે કે?"

શાન્ત: "હા, તેણે એ વીંટી આપતી વખતે મને કહ્યું હતું કે; "હાય! તમને આપવા જેવું હવે મારી પાસે બીજું એક પણ આભુષણ નથી." તેના એ શબ્દો આજ પણ મારા હૃદયમાં શૂળની માફક ખૂંચ્યા કરે છે.

જયા: "જો આ વીંટીથી ભૈરવીને પ્રતિતિ નહિ થાય તો તે તમારે પાછી લેવી પડશે."

શાન્ત: "શું કરવા? મને ખાત્રી છે કે: તે અવશ્ય ઓળખશે, અને તેમ ન બને તો તમે એ વીંટી નિઃશંક ચિત્તે ક્ષિપ્રાના અગાધ જળમાં ફેંકી દેજો."

સુચતુરા જયા કંઇ એમ એકદમ તેનો છાલ છોડે તેમ નહોતું. તેણે પુનઃ પ્રશ્ન કર્યો: "તમને કલ્યાણમાં કોઇ ઓળખે છે વારૂ?"

શાન્ત: "કદાપિ ગોસાંઇજી ઓળખે તો રામ જાણે!"

જયા: "ગોસાંઇ કોણ?"

આ વખતે શાન્તશીલ સંકોચાયો. હૃદયની વ્યથા કંઇક ઓછી થશે ધારીને તેણે કહેવા માંડયું: "કલ્યાણીની દયાથી આજ મને દિવ્ય ચક્ષુ મળ્યાં છે. હૃદયના ઉંડાણમાંથી મને કોઇ કહે છે કે: "ગોસાંઇ–કારંજાના પ્રેમાનંદ ભટ્ટ, તે શિવપ્રસાદની મોટી પુત્રીના સ્વામી થાય."

જયા: "અને તારા?"

શાન્ત: "હરણ થએલી બ્રાહ્મણ કુમારી–સરદારજીની પ્રતિપાલિતા વનમાલા!"

જયા: "રક્તપાત થયા વગર તારાનો ઉદ્ધાર સંભવે ખરો?"

શાન્ત: "તદ્દન અશકય! નવાગઢમાં તારા એટલે જાણે શી વાત! ચિતુસરદારને મન તે આંધળાની આંખ જેવી છે! રમા અને

અનુપમાને તે જીવનસર્વસ્વ છે! સરદારજી નિર્ભીક અને સ્વાભિમાની છે. દેહમાં પ્રાણ હોય ત્યાં સુધી તે તારાને શત્રુના હાથમાં સમર્પણ કરવાની વાત તો શું પણ તેનો પડછાયો સુદ્ધાંત કોઇને નહિ જોવા દે! તે નવાગઢમાં હોય ત્યાં સુધી દેવ દાનવ કે માનવ કોની મગદૂર છે કે તારાને સ્પર્શ કરી શકે? ટુંકાણમાં તારા એ સરદારની જીવનતારા છે શું કહું? તારા ઉમ્મરમાં તો કેવળ ઉછરતી કોમળ બાલિકા છે, પરન્તુ કર્મક્ષેત્રમાં–કર્તવ્યપરાયણતામાં સાક્ષાત્ સિદ્ધહસ્તા યોગમાયા છે!"

જયા: "ગઈ રાત્રે નવાગઢમાં જે કેદ થયો છે, તેને શી સજા થશે?"

શાન્ત: "મેંજ તેને કેદ કર્યો હતો, સાંભળવા પ્રમાણે તે મુક્ત થયો છે."

જયા: "કેદીને આમ એકદમ મુક્ત કરવાનું કંઈ પ્રયોજન?"

શાન્ત: "તારાના અનુગ્રહને લીધેજ! એ દેવબાળાનો માયાપ્રભાવ અલૌકિક છે."

જયા: "હા, પણ તારાએ શત્રુ ઉપર આવડો અનુગ્રહ શાથી કર્યો–પ્રતિપક્ષી ઉપર આવી વિચિત્ર દયા?"

શાન્ત: "તારાને શત્રુ–મિત્રનો ભેદભાવ નથી. તારા માને છે કે: મનુષ્ય માત્ર એકજ રક્તમાંસથી બનેલાં છે. સર્વ પ્રકૃતિ–જગજ્જનીનાં સંતાન છે. સુખ–દુઃખ, કષ્ટ–વેદના સૌને સરખાંજ થાય છે."

આ પળે પ્રફુલ્લિત ચિત્ત વડે ગોસાંઈ પુનઃ જયાના દ્વારપર આવીને ઉભા રહ્યા ગોસાંઇને જોઇને શાન્તશીલ કંઇક સંકુચિત અને ચકિત થયો. તેણે નીચું જોઇ લીધું. આજ તેના હૃદયમાં પૂર્વના અપવિત્ર ભાવ નથી–તેનામાં નિષ્ઠુરતાનો પણ અભાવ છે. આજ શાન્તશીલ કલ્યાણના સેવક સંપ્રદાયમાં ભળી બાકી રહેલું જીવન દેવ–સેવાવ્રતમાં ઉત્સર્ગ કરવાને તત્પર થયો છે, તેથી તેના પાપી હૃદયમાં કંઇક બળ આવ્યું. શાન્તશીલે નિઃશંક અને શિષ્ય ભાવે ગોસાંઇની ચરણરજ લીધી. આનંદાશ્ચર્ય પામીને ગોસાંઇએ કહ્યું: "આપ કવખતે અહીં કયાંથી?"

તેવા પ્રત્યુત્તરમાં જયાએ સ્વામીજીનો આદેશ અને ભૈરવીનાં દર્શન કરવા સંબંધી સઘળી હકીકત ગોસાંઇજીને જણાવી. એ સાંભળીને ગોસાંઈ પ્રસન્ન થયા અને કહ્યું: "જગજ્જનની કલ્યાણી જીવ માત્રનું કલ્યાણ કરો!"

જયા: "લાલજીના કંઇ સમાચાર?

ગોસાંઇ: "હું એ સમાચાર આપવાજ આવ્યો છું. લાલજી કુશળતાપૂર્વક છાવણી સુધી આવી પહોંચ્યા છે. સાંભળવા પ્રમાણે એ સઘળો પ્રતાપ કોષાધ્યક્ષનો છે."

શાન્તશીલે લજ્જા પામીને કહ્યું: "કૃપા કરો! મેં કેદ કર્યો અને તારાએ મુક્તિ આપી!"

ગોસાંઇ: "અંગ્રેજફોજનો ઉદ્દેશ મહાન છે. અશાન્તિના પ્રવર્તક પીંઢારાઓ સંસારમાં છે. ત્યાં સુધી યોગી સન્યાસીઓનાં યોગ–સાધન અસંભવ છે."

શાન્ત: "અવશ્ય. યુદ્ધ થશે, પરન્તુ તેનું પરિણામ પ્રભુ જાણે! પીંઢારાઓએ પોતે કરેલાં મહાપાપનું પ્રાયશ્ચિત કરેજ છુટકો છે!"

ગોસાંઇ: "કેવું પ્રાયશ્ચિત?"

શાન્ત: "મૃત્યુ."

ગોસાંઈ બરાબર સારી રીતે સમજ્યા કે: "શાન્તશીલ મરવાને તત્પર છે. ઘરમાં રહી રહી તારા બધી વાત સાંભળતી હતી. યોગ જોઇને તે પણ જગ્યાની પડખે આવીને ઉભી રહી. તેણે સ્વભાવ સુલભ સરળ અને મધુર વાણીએ કહ્યું: "માશી! તારે અને તેમને કાંઇ સંબંધ થાય કે? નવાગઢના તો એ માલિક જેવા છે. નવાગઢનું ઇષ્ટ અનિષ્ટ તેમના હાથમાં છે. આગળ કંઈ બોલ્યા ચાલ્યા વગર શાન્તશીલે ત્યાંથી વીદાય લીધી. ત્યારબાદ ગોસાંઈએ કહ્યું: "પીડિના ભૈરવીને કાને આ વાત ન જાય તેની કાળજી રાખજો." તારા તરફ દૃષ્ટિ કરીને તેમણે કહ્યું: "તારા! તેંજ કેદીને મુક્ત કર્યો હતો કે?" તારાએ સહજ શરમાઇને કહ્યું: "આનંદ ઉત્સવના દિવસે કોઇ પણ આત્મા નિરાનંદ ન થાય તેવો માજીનો આદેશ છે. ઘણે ભાગે કેદી અંગ્રેજોના છૂપા જાસૂસ–પીંઢારાઓના દુશ્મન હશે."

ગોસાંઇ: "સત્ય છે. એ બહાદુર યુવક અંગ્રેજોનો સેનાનાયક છે. તેના કલ્યાણ અલ્યાણની સાથે તારા ઇષ્ટ અનિષ્ટનો ગાઢ સંબંધ છે."

તારાએ હસીને કહ્યું: "પૂજ્યશ્રી! તારાનું ઈષ્ટ અનિષ્ટ તારાનાજ હાથમાં છે. હું મારી પોતાની ઇચ્છાથી તાબે ન થાઉં તો કોનામાં એવુ સામર્થ્ય છે કે મને તાબે કરી શકે? મારો ઉદ્ધાર કલ્યાણીની કૃપામાં, અને મારા હાથમાં છે, બાકી, બીજા ભલે ખૂસો મારે!"

આ સાંભળીને ગોસાંઇ સ્તંભિત થયા. તેમણે કહ્યું: "તારા! તું આ શું કહે છે? તારા ઉદ્ધારને માટે તો પરોપકારી અંગ્રેજફોજે મહાચતુર–પરદુઃખભંજન મોહિતલાલની સહાય–સલાહથી કાળના

મોંમાં જવાનું ઉચિત ધાર્યું છે! તારો ઉદ્ધાર એજ વર્તમાન યુદ્ધનો મુખ્ય ઉદ્દેશ છે."

તારા: "હશે! પણ રખે ભૂલતા! પીંઢારાઓનું શમબાણ તો જેને વાગ્યું હોય તેજ જાણે. તેમનાં વિષથી ભરેલાં તીરનો સપાટો જોયો છે? હા પણ યુદ્ધમાં પીંઢારાઓનો પરાજય થયો તો મારી શી વલે થશે, તે કેવળ કલ્યાણીજ જાણે છે!"

તેના પ્રત્યુત્તરમાં જયાએ કહ્યું: કલ્યાણીની એવી મરજી છે કે: કોઈ કાળે તારૂં અકલ્યાણ ન થાય!"

તારા: "હું નથી સમજી શકતી કે: એવું તે મારૂં કેવું કલ્યાણ થશે? નવાગઢ જો અંગ્રેજના તાબામાં આવશે તો હું ક્યાં જઈશ. મને કોણ આશ્રય આપશે? સમસ્ત વિશ્વનું બંધારણજ સ્વાર્થથી છે ને?"

જયા: "એમ કેમ? તું મારી પાસે રહેજે. હું તારા પિતાની શોધ લાવી આપીશ. તું બ્રાહ્મણ કન્યા છે, તો કોઈ સારા ઉંચ્ચ વંશના બ્રાહ્મણ યુવક સાથે તારાં લગ્ન કરી આપીશ. પછી?";

લગ્નની વાત સાંભળીને કોણ જાણે તારાને કેમ લાજ આવી. તે મૌન રહી. તે કહેતી કે: પુરૂષ હોય ત્યાં જવાનું મને પસંદ નથી. ત્યારે તેણે પરણવાની ના કેમ ન કહિ? તેટલામાં ભૈરવીની આંખ ઉઘડી ગઇ. દુર્બળ સ્વરે તેણે કહ્યું: "જયે!" વિલંબ કર્યા વગર તરતજ બેઠી હતી ત્યાંથી ઉઠીને જયા ઘરમાં ગઈ. ગોસાંઇ પોતાના સાધનગૃહમાં ચાલ્યા ગયા. અને તારા? તે અનંત વિચાર વમળમાં ગોથાં ખાતી નવાગઢ પહોંચી.

---

## ત્રયોવિંશ કલ્પ.

### અંગ્રેજનું આક્રમણ.

કાર્તિકી અમાંવાસ્યાની મહારાત્રી પૂર્ણ થતાની સાથે ઉદયાગિરિમાં રણવાદ્ય વાગી રહ્યાં. મેજર સાહેબના તંબુમાં યુદ્ધ સંબંધી મસલત કરવા ઉતાવળથી એક સભા ભરવામાં આવી. કલ્યાણસંપ્રદાયના અનેક મહાપુરૂષો ત્યાં પધાર્યા હતા. ખુબ વિચારને અન્તે સૌ એવા નિર્ણય ઉપર આવ્યા કે: ભોંસલે સરકાર પીંઢારાઓનો સહાયક છે. તેથી તેનો વિશ્વાસ ન કરવો. જો તે સામા પક્ષમાં ભળી જશે તો પીંઢારાઓના દમનનું કાર્ય મુશ્કેલ થશે. દેવઘર ઉપર આક્રમણ

થયાના સમાચાર સાંભળી ભોંસલે સરકાર આત્મ સંરક્ષણુને અર્થે કટીબદ્ધ થશે, તેથી તે ચિતુસરદારને સહાય કરવાનો અવકાશ મેળવી શકાશે નહિ, અને ચિતુ સરદારને પોતાના આત્મા ઉપરજ ઝઝૂમવું પડશે, તેથી આપણે સૌથી પહેલાં દેવઘર ઉપરજ આક્રમણ કરવું. એક ફોજ સહિત મેજર સાહેબે દેવઘર તરફ કૂચ કરવી અને બીજુ મોહિતલાલે પણ એક ફોજ સાથે નવાગઢ ઉપર પ્રબળ આક્રમણ કરવું, અને તેમાં કલ્યાણ સંપ્રદાય તેમને યોગ્ય સહાય કરશે. પ્રત્યેક ફોજની સાથે તોપો રાખવાની જરૂર છે, કારણ કે: પહાડ કોતરોમાં કામ કરવાનું છે.

રણવાદ્ય વાગતાની સાથે તમામ સૈન્ય લશ્કરી પોષાકમાં સજ્જ થઈ રહ્યું. પ્રત્યેક સૈનિકોની કમર પર લટકતી કાળની જીભ જેવી તલવાર શત્રુરક્તનું પાન કરવાના ઉમંગમાં મ્યાનમાં નૃત્ય કરતી હતી. એક બાજુ સ્વયં મેજર સાહેબ અને બીજી બાજુ મોહિતલાલે દુંદુભિનો નાદ કર્યો. એ નાદની સાથેજ સૈન્ય સમુદાય બે ભાગમાં વહેંચાઇ ગયો. વિલંબ કર્યા વગર એક સૈન્યના અગ્રણી થઇને મેજર સાહેબ દેવઘર તરફ ચાલ્યા અને એક દળની આગેવાની લઇને સ્વયં મોહિતલાલજી નવાગઢ તરફ વળ્યા. ફોજ વિદાય થતી વખતે કલ્યાણ સંપ્રદાયના અનેક સાધુ–સન્યાસીઓએ ઉત્સાહપુર્વક એક સાથે જયધ્વનિ કર્યો, “ સત્ય ધર્મ પરાયણ અંગ્રેજોનો જય થાઓ! જગ કલ્યાણી પ્રાણી માત્રનું કલ્યાણ કરો ! સ્વામીજીનો જય થાઓ !” આખે રસ્તે આવી મંગલ ગર્જના થતી રહી. તારાના ઉદ્ધારને માટે ગોસાંઇજી પણ મોહિતલાલના દળમાં શામીલ થયા. મોહિતલાલ નવાગઢના માર્ગમાં આગળ વધ્યા એજ સમયે ત્વરિત વેગે એક યોગિનીએ આવીને ગોસાંઇજીના કાનમાં કહ્યું: “પાઠકજી! સાચવજો! આ યુદ્ધમાં શાન્તશીલનું લેશ પણ અમંગળ ન થાય ! સાંભળવા મુજબ તે બહુજ ઉત્તમ પ્રકારે તરવાર વાપરી શકે છે, તે મૃત્યુના ભયને કોરાણે કરી માથે વહોરેલું કાર્ય કરનાર છે. મોહિતલાલે પાછળ દૃષ્ટિ કરી યોગિની અને ગોસાંઇજીને વાતચીત કરતાં જોયાં તેથી તે સહજ વહેમાયો, પણ પળવાર પછી તેની શંકાનું સમાધાન થયું. તેણે જોયું કે: યોગિની એ જયા પોતે છે. ગોસાંઇજીએ મોહિતલાલની પાસે જઇને જયાએ સૂચવેલી બીનાથી તેમને વાકેફ કર્યા. મેજર સાહેબ પુર દમામમાં સૌથી આગળ ચાલ્યા જતા હતા તેથી યોગિની તેમની આંખે ન ચડી.

બે ભાગમાં થોડે થોડે અંતરે ચાલ્યા જતા ઉભય સૈન્યે કેટલેક દૂર ગયા પછી ભીષણ પાર્વત્ય પ્રદેશમાં પ્રવેશ કર્યો છે. એમને

એમ કેટલીએ ખીણો અને કોતર વટાવ્યા બાદ બન્ને ફોજ અલગ થઇ, અને પોતપોતાના નિશ્ચિત કરેલા સ્થાને વળ્યા. યથા સમયે મેજર સાહેબ દેવધરની સીમમાં આવી પહોંચ્યા. ચારે બાજુએ આવી રહેલી પર્વતમાળાને કંપાવી મૂકે એવી એક ભીષણ તોપ છૂટી. ઉત્તમ પ્રકારનાં વીરતાસૂચક રણવાદ્ય વાગવા લાગ્યાં. તેના પ્રતિધ્વનિ વડે આખો રાજમહેલ ધમધમી ગયો. એ આઘાતથી મંત્રણાગૃહમાં રાઘોજીનું સિંહાસન ઢળી પડયું. આકુળવ્યાકુળ બની રાઘોજીએ અંતઃપુરમાં જઇ રાણીનું શરણ ઇચ્છયું! રાણી યશોદાદેવી બહુજ સૂક્ષ્મદર્શી અને બુદ્ધિશાળી હતી. રાજ્યના શુભ અશુભ તરફ વિચાર કરી રાણીએ કહ્યું: "મહારાજ! અંગ્રેજી રાજનો મુખ્ય ઉદ્દેશ ફક્ત પીંઢારાઓને મહાત કરવાનો છે. તેમણે સ્થળે સ્થળે અતિશય કેર વર્તાવેલો છે. તેઓ આખો દેશ ઉજ્જડ કરવા મથે છે તેટલા માટે અંગ્રેજોને સહાય કરવી એજ કલ્યાણદાયક છે. ક્રમે ક્રમે ભારતવર્ષમાં અંગ્રેજોએ પોતાનો પાયો મજબૂત કરવા માંડયો છે. જો અંગ્રેજોની જાણમાં આવશે કે: તમે પીંઢારાઓના પક્ષમાં ભળી ગયા છો તો દેવધરમાં ભયંકર સમરાગ્નિ પ્રજ્વલિત થશે. પીંઢારાઓની પ્રકૃતિ અને પ્રવૃત્તિથી કોણ અજાણ છે? તેઓ ક્ષમાને પાત્ર નથી."

રાઘોજી: "ચિતુસિંહ ભોંસલે રાજ્યનો મુખ્ય સહાયક છે, તે ચહાય તેવો છે, છતાં આપણા રાજ્યનો તે મહાન્ શુભેચ્છક છે. તેના પૂર્વ પુરૂષોએ આ રાજ્યની ઉન્નતિ કરવાને માટે ભગીરથ પ્રયત્ન કર્યો છે. ચિતુસરદારની વિરૂદ્ધ હાથમાં શસ્ત્ર પકડવાં એ ધર્મ વિરૂદ્ધ નથી કે?"

રાણી: "તેણે હાથે કરીને આ વિષમ સ્થિતિ ઉભી કરી છે. જો અંગ્રેજને નમી તેણે બ્રાહ્મણ કન્યાને સોંપી દીધી હોત તો તેનો એક વાળ સરખો વાંકો ન થાત! ઉલ્ટો એ વીરશ્રેષ્ઠનર અંગ્રેજોને હાથે માન પામત! તેને લીધેજ આપણા રાજ્યની જડ ઉખડવા બેઠી છે."

રાઘોજી: "હા, પરન્તુ યુદ્ધ ન કરવાથી ભોંસલે રાજ્યનું ઇષ્ટ થશે તેની ખાત્રી?"

રાણી: "હું ખાત્રીપૂર્વક કહું છું કે આપણી સાથે યુદ્ધ કરવાનું તેમને કંઇજ પ્રયોજન નથી. તેઓ એમ માને છે કે: ચિતુને મદદ કરવા માટે દેવધરમાંથી સૈન્ય મોકલવામાં આવશે, તે વહેમને લીધેજ મેજરસાહેબે પહેલ વહેલાં દેવધર ઉપર આક્રમણ કર્યું છે, માટે સમ-

જીને મેજરસાહેબને રાજમહેલમાં આમંત્રણ આપો—તેમની સાથે બંધુભાવ જોડવાથી તેઓ ચોક્કસ માનશે કેઃ ભોંસલે સરકાર પીંઢારાઓના મદદગાર નથી, તેથી સરદારની બુદ્ધિ પણ કંઇક ઠેકાણે આવશે, નહિ તો તે બહાને તેને તૈયાર થવાનો સારો યોગ તો હાથ આવશે ? થોડુંક સૈન્ય દેવઘરમાં રહેશે અને બાકીનું નવાગઢ ઉપર આક્રમણ કરશે તેનો પ્રતિકાર કરવો ચિતુસિંહને ભારે નહિ પડે."

રાણીની સલાહ ઉપયોગી ગણી રાઘોજીએ તે પ્રમાણે કાર્ય કરવાને હિંમત ભીડી. મેજરસાહેબને માનપૂર્વક તેડી આણવાને તેણે કેટલુંક સૈન્ય છાવણીમાં મોકલ્યું, અને આતિથ્યગ્રહણ કરવાને બહુજ આગ્રહ કરવામાં આવ્યો. પ્રત્યુત્તરમાં મેજરસાહેબે કહ્યું કેઃ ભોંસલે સરકારની સૌજન્યતાથી હું બહુજ ખુશી થયો છું. અંગ્રેજો હવેથી તેમને મિત્રરાજ્ય પ્રમાણે માન આપશે. એ મિત્રતા હમેશને માટે ટકી રહે તેમ કરવા મારી ખાસ વિનતી છે."

રાણીના ચાતુર્યથી કાર્યસિદ્ધિ થઇ. મેજરસાહેબની સાધુ-વાણીયા જેવી બુદ્ધિ સાંભળી રાઘોજીના આનંદનો પાર ન રહ્યો. રાઘોજીએ અંગ્રેજ—સૈન્યને સારી રીતે ખાનપાનથી સંતોષ્યું અને મેજરસાહેબને નજરાણું પહોંચાડ્યું. ભોંસલે સરકારના સત્કારનો સ્વીકાર કરતાં આ પ્રમાણે નાના પ્રકારના આનંદ—વિનોદમાં તેમણે ત્રણ દિવસ ગાળ્યા બાદ તેઓ ચોથે દિવસે ઉદયગિરિ તરફ પાછા ફર્યા.

અને મોહિતલાલ ? તેણે પોતાના સૈન્ય સહિત નવાગઢથી થોડે છેટે ક્ષિપ્રાનદીના ઘાટપર એક વિશાળ ક્ષેત્રમાં પડાવ નાંખ્યો. સાયંકાળ થતાં એ પાર્વત્ય પ્રદેશ ઘોર અંધકારમય અને ભીષણતર થઇ રહ્યો. લાલજીએ આદેશ કર્યો: "રાત્રે આ સ્થળેજ વિશ્રામ કરો ! આ સ્થળ નિરાપદ નથી. દરેકજણે પોતાનાં શસ્ત્ર પોતાની પાસેજ રાખવાં. સૂર્યોદય થયા પહેલાં નવાગઢ ઉપર આક્રમણ કરવું પડશે."

એટલી સૂચના કરી મોહિતલાલ સૂર્યાસ્ત સમયની શોભા જોવા માટે એક ઉચ્ચ પહાડની ટોચ ઉપર ચડ્યો. સાયંકાળે એ સ્થાનની શોભા કોઇ અદ્‌ભુત થઇ રહેતી. ભગવાન સૂર્યનારાયણ શ્યામવસ્ત્ર-પરિધાનિત સંધ્યાસુન્દરીના શ્યામ પટકૂળના શ્યામ પાલવવડે મોં ઢાંકી દઇ ધીરે ધીરે ક્ષિપ્રાના સ્વચ્છ ઉંડા જળમાં ડૂબકી મારી ગયા ! સહસા મોહિતલાલને ક્ષિપ્રાના તટપર જોએલી અભયાદેવી—તારાનું

સ્મરણ થઇ આવ્યું. તેને થયું-એ પરમોપકારિણી-માધુર્યની ખાણ મોહનમધુર મૂર્તિનાં દર્શન ફરી થશે ?

મોહિતલાલ પત્થરની એક મોટી શીલા ઉપર આસન જમાવી અતૃપ્ત નયને સરિતાની તરંગ શોભા જોઇને આનંદ પામતો હતો, ત્યાં સહસા કોઇએ તેની પીઠપર હાથ મૂકયો. મોહિતલાલ તેથી ચમકયો. તેણે પૂંઠ ફેરવીને જે કંઇ જોયું તેથી તે આશ્ચર્ય પામ્યો. તેણે જોયું-એક અનુપમ રમણીમૂર્તિ તેના સામું જોઈ રહી છે. તેની દૃષ્ટિ સ્થિર અને કૌતૂહલમયી છે. એકાએક નજીકમાં મશાલ પ્રજ્વલિત થઇ ઉઠી, તેના ઉજ્વળ પ્રકાશમાં મોહિતલાલ પૂજ્યભાવવડે-અતૃપ્ત નયને એ મૂર્તિ જોવા લાગ્યો. ભૈરવીવેશે એ મૂર્તિ એવી મનોહર જણાય છે કેઃ જાણે સાક્ષાત્ વનદેવીજ જોઇ લ્યો ! તેના એક હાથમાં ધનુષ્ય અને બીજા હાથમાં ત્રિશૂલ છે. ધનુષ્ય જોઇને લાલજીના મનમાં સંદેહ પેદા થયો, પરન્તુ તેથી તે જરી પણ ભય ન પામ્યો. તેના અંતરાત્માએ ગુપ્ત રીતે તેના કાનમાં કહ્યું: "આ દૈવી લીલા છે. પર્વત શિખરપર, નિર્જન વનપ્રદેશમાં ભ્રમણ કરવું તે તારા વગર કોઇથી બને ખરૂં ?" તેણે આવેશમાં ઉઠી, ભૈરવીની પાસે જઇને સખ્ત રીતે તેનો ડાબો હાથ પકડી કહ્યું: "સાચું બોલો, તમે કોણ છો ?" આવો અવીરોચિત નિર્મોલ્ય વ્યવહાર જોઇને ભૈરવીએ સ્મિત કર્યું. તેણે તિક્ષ્ણ દૃષ્ટિવડે લાલજીના સામે જોયું, અને હાથ છૂટી ગયો ! તેણે કહ્યું: "આ શું ? બળપ્રયોગનું કારણ ? હું તો ભૈરવી છું. અંગ્રેજ સેનાનાયક સામે મારૂં શું ગજું ?!"

આ ઠંડી મશ્કરી સાંભળી લાલાજી બે ડગલાં પાછળ ખસી ગયો. તેણે જરીક લજવાઇને કહ્યું: "જવા દો એ બધું, પરન્તુ કહેશો કેઃ આવી રાત્રિના સમયે દુર્ગમ વનપ્રદેશમાં આવવાનું કારણ ?"

ઉ: "હું ઉદયગિરિ જઇશ, તેને માટે એજ ઉત્તમ રસ્તો છે."

પ્ર: "પ્રયોજન ?"

ઉ: "એક કેદીની તપાસ કરવા."

પ્ર: "કેદી કેવો ? તેનું નામ ?"

ઉ: "માણુસ જેવો માણુસ-સમયે જણાશે !"

પ્ર: "ઉદ્દેશ ?"

ઉ: "તેની દ્વારા સંધિ કરાવવા."

પ્ર: "કોની-શેની સન્ધિ ?"

ઉ: "ગંગાને યમુનાની ! દિવસ અને રાત્રિની ! કમળ અને ભ્રમરની-સન્ધિ વા વિસન્ધિ !"

એ છેવટના શબ્દો ઉપરથી તેને પ્રતિત થયું કે: એ સ્વર તો પરિચિત છે–અગાઉ સાંભળ્યો છે. એ સ્વર ઓળખીને મોહિતલાલે કહ્યું: "કેમ સરદારબાળા! આજ આમ વિચિત્ર વેશે કેમ!"

ઉ: "અંગ્રેજની છાવણીમાં આવા વેશે માન મળે છે તેમ સમજીને. યુદ્ધ સંબંધી શો નિશ્ચય કર્યો?

લાલજી: "નિશ્ચય શો? પ્રાતઃકાળ થયા પહેલાં નવાગઢ ઉપર આક્રમણ થશે."

પ્ર: "ફળ–પરિણામ?"

ઉ: "અનિશ્ચિત! કલ્યાણીની ઇચ્છા કોણ કહી શકે?"

આ વખતે ભૈરવીએ મુક્તકંઠે કહ્યું: "તે સંબંધમાં ચહાય તે થાય તેની મને પરવા નથી, પરન્તુ હું જે કહેવા આવી છું તે એક વખત સાંભળો! બેસો! પેલા શીલાખંડ ઉપર ક્ષણવાર સ્થિરચિત્તે બેસો! આશ્ચર્યવશ થઇને ભૈરવીની સૂચના મુજબ મોહિતલાલ પુનઃ પેલા પત્થર ઉપર બેઠો, અને ભૈરવી તેની સામેની એક નાની શીલા ઉપર બેઠી. ભૈરવીએ થોડીકવાર સુધી કંઇક વિચાર કર્યો. વિચાર કરતાં કરતાં તેણે આકાશ તરફ દૃષ્ટિ કરી, અને બીજીજ ક્ષણે તેણે પોતાની દૃષ્ટિ યુવક ઉપર ફેંકી. નિસ્તબ્ધતાનો ભંગ કરીને ભૈરવીએ કહ્યું: "મને લાગે છે કે યુદ્ધ નિશ્ચય છે. પીંઢારાઓ બળવાન સાહસિક અને નિર્દય છે. તેઓ વીરશ્રેષ્ઠની માફક રણાંગણમાં જીવન સર્વસ્વ સમર્પણ કરી શકે છે. તેમને મહોતનો કે કાળના કાળનો પણ ભય નથી. તેમની પાસે તોપ નથી તે વાત ખરી, પરન્તુ તમે તેમને રણ-ક્ષેત્રમાં શત્રુ–સૈન્ય સાથે તલવાર કે ધનુષ્યબાણની રમત રમતાં જોયા નહિ તો સાંભળ્યા પણ છે? તેઓ અવ્યર્થ નિશાનબાજ છે! તમને શું કહું? અરે! પીંઢારાઓની સ્ત્રીઓ પણ ધનુષ્યબાણ ખેલી જાણે છે! તેમના ઝેરી બાણનો દેહને સ્પર્શ થતાંજ આખા શરીરમાં ઝેર પ્રસરે છે, અને માણસ થોડાજ કાળમાં હાથ–પગ પછાડીને પશુને મહોતે મરણ પામે છે. યુદ્ધમાં કેવળ એજ એમનું પ્રિયમાં પ્રિય શસ્ત્ર છે. તમને જે પેલું કવચ આપવામાં આવ્યું છે તે જ્યાં સુધી તમારા હાથપર હશે ત્યાં સુધી શરીરમાં વિષ નહિ વ્યાપે, માટે સાવધ રહેજો! એ કવચ ગુમાવી બેસશો તો મહા અનર્થ પેદા થશે."

એ સાંભળીને મોહિતલાલ વિસ્મય પામ્યો. પીંઢારાઓને ત્યાં ઉછરેલી, અવિવાહિતા, કોમળ બાલિકાની આવી સૌજન્યતા–પરોપકાર-વૃત્તિ તરફ દૃષ્ટિ કરતાં તેને થયું કે: અમે મોટા, કુળવાન, ગુણવાન કે શાસ્ત્રજ્ઞ છીએ એવો દંભ અને આડંબર રાખનારાઓને ત્યાં પણ

આવાં બાળકો વિરલજ હશે. સરદારકન્યાના સદ્વ્યવહારથી મોહિતલાલ તેના ગુણુમાં અંજાઇ ગયો. તે આનંદસાગરમાં ડૂબી ગયો, તે આગળ બોલી શક્યો નહિ. મારે કેવા શબ્દોમાં કૃતજ્ઞતા પ્રકટ કરવી તેની તેને સૂજ ન પડી. આખરે પ્રેમપૂર્ણ દષ્ટિએ ગદ્‌ગદ્ સ્વરે મોહિતલાલે કહ્યું: "ભૈરવી ! મારે અને તમારે શું ? હું કોણ ? ઉલ્ટો હું તો તમારો ગૃહશત્રુ–મારા ઉપર આટલી બધી દયા ?"

પ્ર: "તો પછી બ્રાહ્મણકન્યાના ઉદ્ધારને માટે તમે આત્મત્યાગ કરવા કેમ તત્પર થયા છો ?"

ઉ: "તે હું નથી જાણી શકતો, પરન્તુ પીંઢારાઓના દલનની સાથે સાથે બ્રાહ્મણ કન્યાનો ઉદ્ધાર કરવો તેને મેં મારૂં પ્રથમ–પવિત્ર કર્તવ્ય માન્યું છે:–कार्यं साधयामि वा देहं पातयामि જ મારૂં જીવનસૂત્ર છે."

પ્ર: "શું ! બ્રાહ્મણકન્યાનો ઉદ્ધાર ન કરી શકો તો તમારે દેહપાત કરવો ?"

ઉ: "પણ તેમાં કઠણ શું છે ? તે તો સહજ વાત છે."

ભૈરવી: "ઠીક, યુદ્ધ પૂર્ણ થયા બાદ તેની ખબર પડશે. અરે ! તે તો કોણ જાણે તે અગાઉ ક્યાંય છટકી ગઇ હશે ! તે કાળાંતરે પણ અંગ્રેજ ફોજના હાથમાં નહિ આવે !"

મોહિત: "તો શું બ્રાહ્મણ કુમારીનો ઉદ્ધાર નહિજ થાય ?"

ભૈરવી: "વ્યાકુળ ન થાઓ ! કલ્યાણીની દયા હોય તો કશું અસંભવિત નથી. હા, પણ જે કરો તે વિચાર કરીને કરજો વૃથા સાહસ ન કરતા–તમારૂં જીવન મહા મૂલ્યવાન છે."

મોહિત: "મૂલ તો પરોપકારથીજ છે ને ? મનુષ્યજીવન એટલે કાળપ્રવાહમાં એક બુદ્‌બુદ્ માત્ર ! પુનઃ તમારાં દર્શન થશે કે ?"

ભૈરવી: "જેવી કલ્યાણીની મરજી, પરન્તુ મારી સાથે આપનો પુનઃ સાક્ષાત્કાર થયા વગર આપને મૃત્યુ પણ સ્પર્શી નહિ કરી શકે."

મોહિત: "તમારી ભાવભરી અમૃતમય વાણીથી મને આશ્વાસન મળ્યું છે. તમારી ઇચ્છા સફળ થાઓ ! પુનઃ ક્યાં સાક્ષાત્કાર થશે ?"

ભૈરવી: "કલ્યાણધામમાં જયા નામની દેવી રહે છે તેને ઓળખો છો ?"

મોહિત: "હા."

ભૈરવી: "તેને ત્યાંજ–યુદ્ધ પૂર્ણ થયા બાદ જો ત્યાં મેળાપ ન થયો તો બીજે ક્યાંય મેળાપ થવાની આશા ન રાખશો !" સહસા આકાશમાંથી એક તારો ખર્યો, તેના પ્રકાશથી પહાડપર એક ક્ષણ-

વાર પ્રકાશ જણાયો, અને મોહિતલાલની દૃષ્ટિ તે તરફ ખેંચાઈ ત્યાં તો ભૈરવી અદૃશ્ય થઇ ગઇ. મોહિતલાલે દૃષ્ટિ કરી તો ભૈરવીની મોહિનીમૂર્તિ નજરે ન આવી. તે ઉતાવળથી આમતેમ વળખાં મારવા લાગ્યો, પણ એ શાન્તિપ્રતિમા પુનઃ દૃષ્ટિગોચર થઈ નહિ. મુહૂર્ત માત્રમાં એ મનોહરમૂર્તિ પવનમાં મળી ગઇ! બીજીજ ક્ષણે તેણે સાંભળ્યું:—

અદ્વૈત હૃદયધન કયું એ કહે મન!
સૃજક પાલક જે છે નિત્ય નિરંજન. ઇત્યાદિ૦

મોહિતલાલ શીલાખંડપર બેસી અવનત મસ્તકે જોઇ રહ્યો છે કેઃ સરિતાના તરંગમય પ્રવાહમાં એક નૌકા પૂરવેગથી ચાલી જાય છે. એ સ્વર્ગીય ગાન પણ તે સ્થાનમાંથીજ સંભળાય છે. "મારી સાથે આપનો પુનઃ મેળાપ થયા વગર આપને મૃત્યુ પણ સ્પર્શ નહિ કરી શકે." એ શબ્દો પુનઃ પુનઃ મોહિતલાલના કર્ણપટપર આવીને અથડાય છે. પરમાત્માની ગહનગતિનો, કલ્યાણીની મહાન કૃપાનો અને ભૈરવીની અલૌકિક માયાનો વિચાર કરતાં કરતાં લાલજી ઉદ્વેગભર્યા ચિત્તે પોતાના તંબુમાં ચાલ્યો ગયો. યથાસ્થાને એક પ્રચંડ મશાલ ભડભડ બળતી હતી, તેથી તેના પ્રકાશને લીધે લાલજીને પોતાને સ્થાને પહોંચતાં કંઇ અગવડ ન નડી.

---

## ચતુર્વિંશ કલ્પ.

### સરદારનો નિરધાર વા યુદ્ધનિશ્ચય.

તારા નવાગઢમાં પહોંચી તે સમયે રાત્રિ બહુ નહોતી ગઈ તેમ છતાં આખા ગઢમાં સર્વ સ્થળે શાન્તિ પ્રસરી રહી હતી. આલબેલ કરનારા દુર્ગરક્ષકો ઘોર નિદ્રામાં હતા. સૈનિકોના આવાસમાં પણ કેવળ શાન્તિ હતી. ધન ભણ્ડાર આગળ સંત્રિઓ લાંબી સોડ તાણીને પડયા હોય તેવો ભાસ થતો હતો. અતિશય આનંદવિનોદને લીધે, એક બે દિવસ લાગલાગટ જાગરણ થવાથી સૌ કોઇ લિસલસાટ નસ્કોરાં બોલાવતા હતા. ગમે તેમ થાય તોપણ તારા કોઈ દિવસ માતાજીના મંદિરમાં જઇ દર્શન કર્યા વગર પોતાના અંતઃપુરમાં ન જતી, પરન્તુ આજ તેના એ નિત્યનિયમનો ભંગ થયો. તેણે અસ્થિર ચિત્તે જગદંબાના ચાચરમાં રહે રહે પ્રણામ કર્યા અને ત્યાંથીજ તે બારોબાર પોતાના શયનખંડમાં પહોંચી. કાળીચૌદશની ઘોર અંધારી રાત્રિએ ગિરિગહ્વરમાં, વન—જંગલમાં

સ્વતંત્ર રીતે વિહાર કરતાં જે તારાને લેશ ભય જણાતો નહોતો તે તારા પોતાના મનોહર દેવમંદિર જેવા શયનમંદિરમાં પગ મૂકતાંજ ભય પામી. ઘણો પ્રયત્ન કરવા છતાં તારાને આજ ઉંઘ ન આવી. તારાની સાથે હમેશાં તેની બે બ્હેનપણિઓ શયન કરતી, પણ આજ તારાને આવતાં વિલંબ થવાથી—લાગલાગટ બે દિવસના પરિશ્રમ–ઉજાગરાને લીધે તેઓ પણ ઉંઘી ગઇ. જ્યારે જ્યારે તારાના આત્માને ચેન ન હોય ત્યારે ત્યારે રમા અથવા અનુપમા એ બેમાંથી એક જણ તારા સાથે સૂઇ રહેતાં. નવાગઢમાં તારાને માટે પ્રત્યેક વસ્તુ અનુકૂળ હતી. તારાએ ઘરમાં પ્રવેશ કરતાની સાથેજ જોયું કે: રમા કંઇક સ્વપ્નાવસ્થામાં હોય તેમ જણાય છે. પીંઢારાઓની પાપપ્રવૃત્તિ જેમ જેમ તારાના જાણવામાં આવી તેમ તેમ તેમના ઉપરથી તેનો ભાવ ઓછો થતો ગયો, તો પણ તેમનું અનિષ્ટ થવાનો પ્રસંગ આવ્યો જાણી તે શોકાકૂળ થઇ છે, તેથીજ આજ તારાના આત્માને શાન્તિ નથી—તેનો જીવ ઉદ્વેગમાં છે. તારા વારંવાર નિશ્ચિંત મને ઉંઘતી રમાનું સ્નેહભર્યું મોં જોવા લાગી. જેમ જેમ તે તેનું માયાભર્યું મોં જોવા લાગી તેમ તેમ તે મોં બે ઘડી વધારે જોવાય તો ઠીક તેમ તેને થતું ગયું. એ જોતાં જોતાં તેને થયું–હવે એ મોં વધારે સમય જોવા હું ભાગ્યશાળી થઇશ નહિ. મનના આવેગને લીધે એ સૌન્દર્ય તરફ વધારે સમય લક્ષ ન આપતાં તારાએ ધડકતા હૃદયે બૂમ મારી: "બા !" રમા ભર ઉંઘમાં હોવાથી તારાની બૂમ તેણે ન સાંભળી. તારાએ બીજી વખત મોટા અવાજથી કહ્યું: "બા ! એ બા ! !"

આ વખતે રમા જાગી. તેણે પ્રેમપૂર્વક તારાને પોતાની પાસે બોલાવીને બેસાડી, અને તેને માથે હાથ ફેરવતાં કહેવા લાગી: "કેમ, બ્હેન ! આમ આકુળવ્યાકુળ કેમ જણાય છે ? હું તો તારી પાસેજ છું !"

રમાને થયું કે: રોજની માફક તારાને આજ પણ ઉંઘ નહિ આવી હોય, તેથી મારી પાસે આવી છે. પુષ્પના જેવી કોમળ, મીઠા લોહીવાળી, શરદ ચંદ્રમા જેવી ઉજ્વળ મુખકાન્તિવાળી, નિર્મળ હાસ્ય કરતી તારાને રમા અને અનુપમા ક્વચિત્ વહાલને લીધે ફુલબાળા—પુષ્પા કહીને પણ બોલાવતાં. મનના વેગને રોકી ન શકવાથી પુષ્પાએ ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: "બા ! મને લાગે છે—હું તમને છેલ્લી વખતજ બા કહીને બોલાવું છું" કહીને તે રડવા લાગી.

પુષ્પા સરદારને ત્યાં આવ્યા પછી આજ પહેલીજવાર અશ્રુપાત કરે છે. પુષ્પા રડેજ શું કરવા ? રમાના જીવને ધૈર્ય ન રહ્યું–રમા એ કેમ જોઇ શકે ? તેણે આશ્ચર્ય પામીને અત્યંત પ્રેમવડે કહ્યું: "કેમ,

બ્હેન! પણ મને કહે તો ખરી કેઃ " થયું છે શું ? તું અમને તજીને ક્યાં જઇશ ? "

પુષ્પાઃ " ના, બા ! હું તમારા વગર શી રીતે રહી શકું ? પરંતુ–

રમાઃ " કેમ, પરન્તુ કહીને અટકી ગઈ ? તને કંઇ એવું ખરાબ સ્વપ્ન આવ્યું છે ? આટલી બધી બેબાકળી કેમ થઇ ગઇ છે ? બેટા ! મારાથી બધું સહન થશે—પણ તું રડે છે તે મારાથી નથી ખમાતું."

પુષ્પાઃ " ના, બા ! ના. સ્વપ્ન નહિ. કોણ જાણે કલ્યાણીની કેવીએ મરજી હશે ! ક્ષિપ્રાના તટ ઉપર અંગ્રેજ ફોજ છાવણી નાંખીને પડી છે. તેઓ સૂર્યોદય થયા અગાઉજ ગઢ ઉપર આક્રમણ કરશે."

રમાઃ " તને આ સમાચાર કોણે કહ્યા ? "

પુષ્પાઃ " હું ફોજની છાવણી જોઇ આવી છું. મેં એવું પણ સાંભળ્યું છે કેઃ એક ટુકડી દેવધર તરફ ગઈ છે, તેનું કારણ એ કેઃ ત્યાંથી આપણને કોઇ પણ પ્રકારની મદદ ન મળે ! "

રમાઃ " આ સમાચાર સરદારને જણાવ્યા છે કે ? "

પુષ્પાઃ " મારૂં માથું ભમી જાય છે, એક ડગલું ભરવાની પણ મારામાં શક્તિ નથી. "

" હું અમણેજ જઇને આ સમાચાર સરદારને જણાવું છું " કહીને રમા તરતજ બેઠી હતી ત્યાંથી ઉભી થઇ. સરદાર આ વખતે નિદ્રા લેતા હતા, તેમની નજીકમાં જઇ રમાએ તેમને જગાડયા અને ફોજના આગમન સંબંધી સર્વ હકીકત રમાએ તેમને કહી સંભળાવી. એ સાંભળીને ચિતુસરદાર ઘડીભર સ્તબ્ધ થયા. તેમનું મગજ ફરવા લાગ્યું. હવે શું કરવું તેના વિચારમાં પડયા. ગભરામણ અને બીકણપણાને એ બહાદુર નરકેસરીએ ઠોકર લગાવી દીધી. થોડાજ સમયમાં તેમના હૃદયમાં નવીન બળનો સંચાર થયો. તેમના હૃદયમાં અસીમ સાહસ જાગ્રત થયું. પીંઢારાઓના રક્ષણને માટે તે સર્વ રીતે તૈયાર થયા અને કહેવા લાગ્યાઃ " રમે ! તમે તારાને અમણે ને અમણે આ સ્થળે બોલાવો ! "

ઉતાવળે પગલે જઇને રમા તારાને બોલાવી લાવી. તેટલામાં તો અનુપમા પણ જાગી ઉઠી. સરદારજીએ અતિશય વહાલથી તારાને પોતાની પાસે બેસાડીને પૂછ્યુંઃ " પુષ્પા ! અંગ્રેજ ફોજની સંખ્યા કેટલી હશે ?"

પુષ્પાઃ " લગભગ હજારેક સૈનિકો હશે. "

સરદારઃ " તેમની પાસે તોપો વગેરે કંઇ છે કે ? "

પુષ્પાઃ " હા, કંઇક પાંચ સાત તોપો છે એમ મને લાગ્યું.

અંગ્રેજનું અડધું લશ્કર આ તરફ નવાગઢ તરફ આવ્યું છે અને બીજું દેવઘર તરફ ગયું છે."

સરદારઃ "સત્યાનાશ! તો પછી દેવઘર તરફથી સહાયની આશા રાખવી ફોકટ છે. યુદ્ધ કર્યા વગર છૂટકો નથી. આ સમયે પીંઢારાઓનો સર્વથા ધ્વંસજ નિર્માણ થયો હોય તેમ લાગે છે. ફીકર નહિ, પીંઢારાઓ હસતાં હસતાં કાળના મોંમાં પેસી શકશે-નિર્ભય ચિત્તે મરશે-પરન્તુ નમ્યું નહિ આપે તે નિર્વિવાદ વાત છે."

પુષ્પાઃ "પિતાજી! વૃથા સમય જાય છે. અરૂણોદય થયા પહેલાંજ તેઓ ગઢ ઉપર આક્રમણ કરશે. આખો ગઢ હજી તો નિશ્ચેષ્ટ છે. પહેરાવાળાઓ સૈનિકો-તમામ કર્તવ્યભ્રષ્ટ થઇ ઢગરા પર હાથ નાંખીને પડયા છે! આત્મસંરક્ષણનો હજી તો કંઈ પણ બંદોબસ્ત જણાતો નથી. "અમણેજ બધો બંદોબસ્ત કરૂં છું" કહીને ચિતુસરદાર ઉલટભેર સેનાનિવાસગૃહમાં ગયો. જતી વખતે ફક્ત તેની બન્ને સ્ત્રીઓને તે કહેતો ગયો કેઃ "પ્રાતઃકાલમાં માજીની ષોડશોપચાર પૂજા થવી જોઇએ."

શાન્તશીલ ભગ્નહૃદયે કલ્યાણમાંથી આવીને સૂતો હતો, ચિત્તની અસ્વસ્થતાને લીધે તેને ખાવાનું પણ ન ભાવ્યું. ઓસિકે માથું રાખીને તે ફક્ત ભૈરવી સંબંધી વિચાર કરે છે. કેવળ હાડપિંજર જેવું ભૈરવીનું શરીર વારે વારે તેની આંખ આગળ તરી આવે છે. તેથી તે મહા કલેશ પામે છે. અથાક અશ્રુપાતથી તેણે ઓસિકું ભીંજવી નાંખ્યું છે. શાન્તશીલ નિત્યપ્રતિ નિર્મળ જળ પ્રવાહિની પાપ-તાપ હારિણી સરિતાના પવિત્ર ઘાટ પર બેસી ત્રિકાળ સંધ્યા કરતો હતો. આજ તેમાંનું કંઈ ન થયું. એ સ્થિતિમાં કેટલો વખત ગયો તેનું તેને ભાન ન રહ્યું. હજીય તે સૂઈ રહ્યો હતો. તેના શયનાગારનાં દ્વાર બંધ હતાં. જે ચિન્તાગ્નિથી તેનું હૃદય ભડભડ બળતું હતું તે વગર અન્ય ચિન્તા આજ તેને નહોતી. શાન્તશીલ ચિતુસિંહના જમણા હાથ જેવો હતો. તે મહા સાહસિક, પરાક્રમી, અને રણવીર હોવાથી પ્રત્યેક બાબતમાં તે આગળ પડતો ભાગ લેતો. સરદારનો તે પરમ શુભાકાંક્ષિ હતો, અને તેથીજ આજ ચિતુસિંહ સૌથી પહેલાં તેના દ્વાર આગળ આવીને ઉપસ્થિત થયા. જોરથી બારણું ઠોકતાંની સાથે અંદરથી પ્રશ્ન થયોઃ "કોણ?"

ઉઃ "કોણ, ફતેખાં? શાન્તશીલને બોલાવ!

ફતેખાં શાન્તશીલનો વિશ્વાસુ નોકર હતો. રાત્રિના સમયે પોતાના માલિકના રક્ષણને માટે ફતેખાં હમેશાં ત્યાંજ રહેતો. સરદારજીનો

સાદ સાંભળતાંની સાથે ફતેખાંએ ચડપ દઇને બારણું ઉઘાડયું, અને સરદારજીના આગમનના સમાચાર જણાવવા શાન્તશીલની પાસે ગયો. જેમ કોઇ એક માણસ સ્વપ્નમાંથી ઝબકીને જાગી ઉઠે તેમ શાન્તશીલ ઝબકી ઉઠયો, અને આમ કવખતે સરદારજી આવ્યાના સમાચાર સાંભળી વિસ્મય પામ્યો. બરાબર સ્વસ્થ થઇને કંઇક કંઇક કલ્પનાઓ કરતો તે સરદારજીની સન્મુખ આવીને બોલ્યો: "શી આજ્ઞા છે ?"

સરદાર: "માથે આફતનો કાળમેઘ ચડયો છે. દુશ્મનો લગભગ ઘર આંગણે આવી ઉભા છે. અંગ્રેજ ફોજે ક્ષિપ્રાના કાંઠે પડાવ નાંખ્યો છે, પ્રાતઃકાળ થયા પહેલાં તેઓ ગઢ ઉપર આક્રમણ કરશે. એક ક્ષણ પણ આળસ કર્યા વગર આત્મસંરક્ષણનો ઉપાય હાથ ધરવો જોઇએ."

શાન્ત: "હરકત શી છે ? સૌને મોખરે તિરંદાજ રાખો; આ યુદ્ધમાં તેમની સહાય ઘણીજ કીંમતી થઇ પડશે."

સરદાર: "પણ, અંગ્રેજોની પ્રલયકારી તોપો આગળ તેઓ કેટલીવાર ટકવાના ?"

શાન્ત: "જોઇ લેવાશે. એમ તેમની તોપોથી ગભરાશો તો આત્મસંરક્ષણ કરવું ભારે થઇ પડશે. છૂપી રીતે તીરનો મારો ચલાવવો પડશે. પીંઢારાઓના નિશાનમાંથી સ્વયં બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ સરખા છટકી શકે નહિ, તો અંગ્રેજોના શા ભાર છે ? સરદારજી હિંમત રાખો !"

સમાચાર મળતાંની સાથે અમીરઅલી પણ આવી પહોંચ્યો. ઠરાવ મુજબ સહાય પ્રાપ્તિ અર્થે બે ઘોડેસ્વારને પત્ર લખી આપીને દેવઘર તરફ મોકલ્યા. ત્યારબાદ નિર્ણય કરવામાં આવ્યો કે: "સૌથી પહેલાં પ્રવેશદ્વાર બરાબર સુદૃઢ અને દુર્ભેદ્ય હોવું જોઇએ. અંગ્રેજ ફોજ સુરંગને રસ્તેજ નવાગઢમાં પ્રવેશ કરશે, માટે તેની બન્ને બાજુએ પહાડની ઉંચી ટોચ ઉપર તીરંદાજને છૂપાવી રાખવા, ત્યાં રહીને તેમણે તક મળતાં તીરનો વરસાદ વરસાવવો, અને સુરંગના મુખદ્વાર આગળ–બહાર નીકળવાના માર્ગની વચ્ચે એક ટુકડી સહિત અમીરઅલીએ શત્રુ સૈન્યને આગળ વધતું અટકાવવું, પર્વતના પાછલા ભાગમાં રહી અમુક ચૂંટી કાડેલા બહાદુર પીંઢારાઓ સહિત શાન્તશીલે તેમના ઉપર આક્રમણ કરવું, અને કેટલાક સૈન્ય સહિત ચિતુસરદાર દુર્ગનું સંરક્ષણ કરે. આ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી, તે સાથે એક ખાસ સૂચના કરવામાં આવી કે: પ્રાણાન્તે કોઇએ યુદ્ધભૂમિમાંથી પલાયન કરવું નહિ. અમીરઅલીએ તરતજ સેનાગારમાં જઇને રણસીંગનો અવાજ કર્યો, ત્યાં તો એક પળવારમાં સૈનિકો યુદ્ધ કરવા

માટે સજ્જ થઇ ગયા. સૌથી પહેલાં તીરંદાજ લોકો મહા ભયંકર રૂપ ધારણ કરી આગળ થયા અને સેનાપતિની આજ્ઞા મુજબ પ્રત્યેક જણે માતાજીના ચરણમાં શિર નમાવી પ્રતિજ્ઞા કરી કે: "શત્રુનો સંહાર કર્યો વગર અમે પાછા ફરીશું નહિ." પ્રાતઃકાળ થયા પહેલાં સર્વ પ્રકારનો બંદોબસ્ત થઈ ગયો. યુદ્ધમાં સૌની આગળ અમીરઅલી હતો.

આ બાજુ અંતઃપુરમાં રણસંગ્રામની તૈયારી થતી હતી. જગદંબાની સેવાનો ભાર રમાએ વહોર્યો અને અનુપમાએ અંતઃપુરના રક્ષણની જવાબદારી માથે લીધી. અનુપમા ધનુષ બાણ બહુજ સારી રીતે વાપરી જાણતી હતી—સાથે તારાએ પણ અનુપમાને સહાય કરવાનો નિશ્ચય કર્યો. જોવા જતાં ઝેરી તીર ઉપરજ તેમનો સઘળો આધાર હતો.

ભૈરવી અદૃષ્ય થઇ એટલે મોહિતલાલ પોતાના તંબુ તરફ પાછો ફર્યો. તેણે પોતાના સૈન્યને પૂર્ણ સાવધ કરી દીધું કે: સવાર-માંજ ગઢ ઉપર આક્રમણ કરવું પડશે. અહીંથી થોડેક છેટે જતાં એક સુરંગ આવશે. એ સુરંગને રસ્તેજ ગઢમાં સહેલાઈથી પ્રવેશ કરી શકાશે. પીંઢારાઓના વિષોક્ત બાણથી પૂર્ણ સાવધ રહેવાનું છે. પ્રત્યેક જણે બખ્તર ચડાવવાની આવશ્યકતા છે. મોહિતલાલના કહેવા મુજબ પ્રત્યેક યુદ્ધાર્થે તત્પર રહ્યા. સર્વ પ્રકારની ઘટતી તૈયારી કરી મોહિતલાલે વિશ્રાંતિની ઇચ્છાથી પોતાના તંબુમાં પ્રવેશ કર્યો. આજ તેના હૃદયમાં વિલક્ષણ ચિન્તા ઉદ્‌ભવી છે. તેનું હૃદય અસ્થિર બની ગયું છે, તેમાં પહેલું તો એ કે: "બ્રાહ્મણ કન્યાને સ્વાધીન કરવાનું સામર્થ્ય ફોજમાં ક્યાંથી ? તે તો કોણ જાણે ક્યાંએ ચાલી ગઈ હશે !" બીજું: "પુનઃ મેળાપ થયા વગર આપને મૃત્યુ પણ સ્પર્ષ નહિ કરી શકે !" ત્રીજું: "તો શું એ ભૈરવી એજ પોતે હરણ થએલી બ્રાહ્મણકન્યા કે બીજી ?"

લાલજીના નિરાશાભર્યા હૃદયમાં પુરૂષાર્થનું જોમ પ્રસરી રહ્યું. એ આશાને લીધે લાલજી વીરવેશ ધારણ કરીને બરાબર સજ્જ થઈ ગયો. સહસા કલ્યાણ સંપ્રદાયે પર્વત શિખરને કંપાવી મૂકે એવી એક વીરગર્જના કરી: "કલ્યાણકારિણી જગજ્જનની—કલ્યાણી ભૂતમાત્રનું કલ્યાણ કરો !" યોગિનીના ઉપદેશ અનુસાર લાલ-જીએ પેલું રક્ષા—કવચ—વીંટી પહેરી લીધી. વીંટી પહેરતાની સાથે એ ભુવનમોહિની યોગિનીની આનંદમયી મુખમુદ્રા, પ્રાણીમાત્રનાં દુખ દૂર કરવાની તેની મનોભાવનાનું તેને સ્મરણ થયું ! આટલી બધી સરળતા, સહૃદયતાની મૂર્તિમંત પ્રતિમા—માયા—સંસારમાં અન્ય સ્થળે ક્યાંથી હોઈ શકે ?

# પંચવિંશ કલ્પ.

## યુદ્ધ.

પ્રાતઃકાળનો સમય થવા આવ્યો છે. પર્વતશીખરપર અનેક વૃક્ષપર આમથી તેમ ઉડી મયુરવૃંદ મનોહર કેકારવથી આસપાસના સમસ્ત પ્રદેશને ગજાવી રહ્યા છે. અનેક જાતનાં નાનાં-મોટાં પક્ષીનો મધુર કલરવ વડે વનપ્રદેશમાં એક પ્રકારના નૈસર્ગિક આનંદની અલૌકિક છટા છવાઇ રહી છે. કોઈ સ્થાનમાં એકલી અશોક વૃક્ષ પર બેઠી બેઠી કોયલ પોતાના સુલલિત કણ્ઠ સ્વરે કુહૂ કુહૂના એકે શ્વાસે પોકાર કરી રહી છે. સરિતાનો વિશાળ તરંગ પ્રવાહ ઉષઃકાળના મૃદુમંદ પવનની સાથે ભળી જઇ એક નીચા ભાગમાં વહે છે, અને ત્યાંથી એક ઉંડી ખીણમાં ધોધબંધ પડે છે—એ કેવું અપૂર્વ દૃશ્ય ! એ શ્રુતિમધુર સંગીતની મજા કેવી ! એજ બ્રાહ્મમુહૂર્તમાં મોહિત-લાલે તંબુમાંથી બહાર નીકળી બ્યુગલનો અવાજ કર્યો. એ અવાજથી તમામ સૈન્યમાં આનંદ આનંદ થઇ રહ્યો. પીંઢારાઓનું દમન કરવાને માટે શૂરવીર સૈનિકો મ્યાનમાંથી તલવાર ખેંચી રહ્યા. સાધુ સન્યાસીનો વિશાળ સમુદાય પણ અંગ્રેજફોજને સહાય કરવા ખડે પગે તૈયાર હતો. તેમણે પણ કલ્યાણીનો જયધ્વનિ કર્યો. એ જયધ્વનિ કાને અથડાતાં તેનેજ શુકન ગણી અશ્વારોહ થઈ સૌથી આગળ આવી સેનાપતિએ કહ્યું: "ઘણોજ ઉત્તમ યોગ છે, ચાલવા માંડો !" સેનાપતિની પાછળ પાછળ દરેકે વ્યવસ્થિત રીતે ચાલવા માંડયું. થોડેક છેટે જતાં જતાંમાં તો એક સાધુએ આવીને સમાચાર કહ્યા: "સુરંગને માર્ગે જઇ શકાય તેમ નથી, તેનાં દ્વાર બંધ છે. એ રસ્તે થઇને ગઢમાં પ્રવેશ કરવાનું કામ મહા કઠણ થઇ પડશે." આ સમાચાર સાંભળી લાલજીનું મોં લેવાઈ ગયું. તેના માથામાં એક પ્રકારનો વજ્રપાત થયો, તેમનો રણમદ આ પળે સહજ નરમ પડયો, પરન્તુ કર્તવ્ય વિમુખ કેમ થવાય ? લાલજીએ જીજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો: "તો હવે ગઢમાં પેસવાનો બીજો એકે સુલભ માર્ગ છે કે ?"

ઉ: "છે—તેની બન્ને બાજુએ બે મોટા રાક્ષસી પહાડ છે. એ માર્ગ તદ્દન સાંકડો અને એવો ખાડા—ટેકરાવાળો છે કે: પગલે પગલે ખસી પડવાનો ભય રહે છે. પૂરાં બે માણસો પણ સાથે એ

રસ્તે ચાલી નહિ શકે. સુરંગના મોં આગળ બન્ને બાજુએ પર્વતની મજબૂત દીવાલો છે, એ જમીનદોસ્ત કર્યા વગર ગઢમાં પ્રવેશ કરી શકાય તેમ નથી, પરંતુ તે દીવાલો તોડવી તે કંઇ સહજ વાત નથી, માટે તેને ઓળંગી ગઢમાં પ્રવેશ કરી તેનાં દ્વાર ઉઘાડી નાંખવાં."

લાલજી: "મારા ધારવા મુજબ તે કરતાં સુરંગમાં રહે રહે એ દીવાલ પર તોપોનો મારો ચલાવવાથી તે થોડીજ વારમાં ચૂર્ણ વિચૂર્ણ થઈ જશે."

ઉ: "સેનાપતિ! ભૂલ થાય છે. એ વજ્ર જેવી દીવાલોથી પ્રતિઘાત પામીને એ અગ્નિના ગોળા આપણા ગોલંદાજનોજ કચ્ચરઘાણ વાળશે! તોપોના અગ્નિ વડે આપણું પોતાનુંજ સૈન્ય બળીને ખાખ થશે!"

લાલજી: "પર્વતને ઓળંગવા જતાં જો પીંઢારાઓના ઝેરી તીરનો વરસાદ વરસ્યો તો એક પણ સૈનિક ઘેર પાછો નહિ જાય."

ઉ: "સેનાપતિ! જરા બુદ્ધિનો ઉપયોગ કરો! તીરથી એક સાથે એક કે બે માણસોથી વધારે જાનનું જોખમ નહિ થાય, પરન્તુ તોપના ધડાકાથી તો પીંઢારાઓના તિરંદાજ સુદ્ધાં ઉડી જશે."

લાલજીને ગળે આ વાત ઉતરી, તેને હવે હિંમત આવી, તેણે શરમાઇને નીચું જોયું. તેણે વિચાર્યું: એમ એકાએક ગઢ ઉપર આક્રમણ કરવા કરતાં જરૂર જેટલા સૈનિકોને લઇ દીવાલને ઓળંગી ગઢમાં દાખલ થવું. છેવટે હિંમત રાખી સેનાપતિએ એક સાંકેતિક ધ્વનિ કર્યો—તાત્પર્ય કે: અતિશય સાવધાનતાથી આગળ ડગલું ભરવું. સૂચનાનુસાર ગોલંદાજ આગળ થયા, અને સૈનિકો કીડીની માફક હાર બંધ ગોઠવાઇને બન્ને દીવાલો ઉપર ચડવા લાગ્યા. કેટલાક ભાડુતી સૈનિકો પીંઢારાઓનાં ઝેરી તીરનો ભય પામી નાસી છૂટવાનાં ઘણાંય ફાં ફાં મારતા હતા, પરન્તુ કલ્યાણ સંપ્રદાયના લડૂ બહાદુર સાધુઓ અને સ્વયં સેનાપતિ તેમની પાછળ છેક છેડે હોવાથી તેઓ ફાવી શકયા નહિ. ઘોડેસ્વારોએ ગોલંદાજનું અનુસરણ કર્યું. તેમની ઇચ્છા એવી હતી કે: સપાટાબંધ આગળ વધીને ઉલ્લંઘી ગઢમાં ઉતરીને દ્વાર ઉઘાડી નાંખવાં, જેથી ગઢ ઉપર આક્રમણ કરવાનો ઠીક લાગ હાથમાં આવે.

ફોજ સહિત મુકરર કર્યા પ્રમાણે નિશ્ચિત કરેલા વિશાળ અને નિર્ભય સ્થાનમાં પહોંચ્યા બાદ સેનાપતિએ આવેશપૂર્વક તોપ છોડવાનો હુકમ કર્યો, તેની સાથેજ કડડડડ ધૂમ કરતી એક પછી એક, તે પછી એક, ત્યાર પછી વળી બીજી, એ પ્રમાણે થોડા થોડા અંતરે

તોપો છૂટવા લાગી. એ તોપના અગ્નિ વડે સુદૃઢ અને મજબુત દીવાલ સહસા તૂટી પડી, અને જવાનો માર્ગ ખુલ્લો થયો. અંગ્રેજ ફોજે વીરગર્વ વડે એ સમસ્ત પ્રદેશને ધમધમાવી ગઢમાં પ્રવેશ કર્યો. પાંચસો પીંઢારાઓ ધનુષ્ય બાણ સહિત પ્રવેશ દ્વારના ઉપરના ભાગમાં રહ્યા રહ્યા દુશ્મન સૈન્યના આગમનની પ્રતિક્ષા કરતા હતા. ભયંકર મેઘગર્જનાની માફક, પાતાળ પણ ફાડી નાંખે એવી—દીશાઓને કંપાવી મૂકે એવી પ્રચંડ તોપ ગર્જનાથી ગઢની સાથે ગઢના રક્ષકનાં વજ્રહૃદય પણ થથરી ઉઠયાં. તોપનો અવાજ પાર્વત્ય પ્રદેશમાં થઇને નિર્ઝરિણીમાં પ્રતિધ્વનિત થઇ દિક્‌દિગંતમાં ગાજી રહ્યો.

ચિતુસરદારની સૂચના મુજબ પ્રાત:કાળમાંજ શ્રીશક્તિ કલ્યાણીની પૂજાનો પ્રારંભ થયો હતો, પરંતુ તોપના ધડાકાને લીધે ધ્યાનમગ્ન સાધુજનોનાં ધ્યાન છૂટી ગયાં. તેઓ અચાનક તેમના આસન ઉપર ઢળી પડયા. સ્વપ્નમાંથી જાગે તેમ મંદિરના મુખિયાજી કહો કે: મૂર્ખાજી ફ ફ ડતા કાળજે બે હાથ જોડીને કહેવા લાગ્યા: “કહે કહે, મા જગદંબા! તારી શી મરજી છે?” એજ સમયે આકાશવાણી થઇ: “પીંઢારાઓનું સર્વનાશ!” એ દિવ્યવાણી સાંભળીને રમાના પ્રાણ કંપી ઉઠયા. તેનું હૃદય ભાગી ગયું. તેની તમામ આશા અને ઉમંગનો અંત આવી ગયો. વળી રમાએ અશ્રુપૂર્ણ લોચને—આકુળ ચિત્તે માતાજીની સાનિધ્ય રહી યાચના કરી: “હે! યોગમાયા! શૈલેશ્વરી! પીંઢારાઓ તારા પરમ ભક્ત છે, તારી પૂજા કરવાથી તેમને પરમાનંદ થાય છે, તેમનું કલ્યાણ અકલ્યાણ કરવું તે હવે તારાજ હાથમાં છે.” એટલું કહેતાં કહેતાં રમાનો કણ્ઠ રૂંધાઇ ગયો—તે સહસા મૂર્છાગત થઇ. એ અચેત અવસ્થામાં કોઇએ આવીને તેના કાનમાં કહ્યું: “કાળની નોબત વાગે છે—દાનવવૃત્તિની પ્રતિશોધનો સમય આવ્યો છે. ભવાનીની ઇચ્છા છે કે: પીંઢારાઓનું દલન અને હરણ થએલી બ્રાહ્મણકન્યાઓનો ઉદ્ધાર કરવો.” જગદંબાની એ મર્મઘાતી ઇચ્છા વાણી સાંભળીને રમાને જ્ઞાન થયું, તેણે નયન ઉઘાડી જોયું તો: મુખિયાજીનો પત્તો નથી, માજીની પૂજા અધૂરીજ રહી છે. આથી રમા ચેતી ગઇ કે: કલ્યાણીનીજ એવી મરજી છે. કરાલવદના કાત્યાયનીની આ કપટમાયા છે!” મનને શાન્ત કરી રમા એકચિત્તે માતાના ચરણમાં બેસી ધ્યાન પરાયણ બની રહી. રમા ધ્યાન મુક્ત થઇ તે સમયે ગઢ દુશ્મનોએ તાબે કરી લીધો હતો.

પ્રકાણ્ડ વજ્ર જેવી દીવાલોને ચૂર્ણવિચૂર્ણ કરી અંગ્રેજ ફોજ પીંઢારાઓ ઉપર તૂટી પડી. પીંઢારાઓ ખરા રંગ ઉપર આવીને

પ્રાણુની પરવા રાખ્યા વગર ખૂબ લડયા. ઉભય પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ ખેલાયું, પરન્તુ તોપના મોં આગળ પીંઢારાઓ વધારે સમય ટકી શકયા નહિ. ક્રમે ક્રમે તમામ સૈન્ય ખપી ગયું–કેટલાક નામર્દ હતા તે નાસી છૂટયા. એ સમયે ઘોડા ઉપરથી ઉતરીને લાલજીએ એક પછી એક ઘવાયેલા સૈનિકો ઉપર પોતી વીંટીનું ઘર્ષણુ કર્યું, તેમાંના કેટલાક બચ્યા, બાકીના જેમણે પીંઢારાઓનાં ઝેરી તીરનો સ્વાદ વહેલો વહેલો ચાખ્યો તેઓ સર્વાંગમાં ઝેર વ્યાપી જવાથી તે અનંત દયામયના અભયપદને પામી ગયા. સ્વામીજી કેવળ જડની માફક સૈન્યમાં ફરતા હતા. યુદ્ધ કરવાનો તેમનો જરીકે ઇરાદો નહોતો. ઘવાયેલા–દુખી સૈનિકોની સેવા કરવી એજ તેમનું કર્તવ્ય હતું. જયાની સલાહ પ્રમાણે ઉભયપક્ષના ઘાયલ સૈનિકોને કલ્યાણ તરફ પહોંચાડવામાં આવ્યા.

બીજી બાજુ લગભગ પાંચસો પીંઢારાઓ સહિત શાન્તશીલ અને ચિતુસરદાર સેનાનિવાસસ્થાન આગળના ખુલ્લા ચોગાનમાં ઉભા ઉભા દુષ્મનોની સામે યુદ્ધ કરવા ઉત્સુકજ હતા. એજ સમયે દેવઘરમાંથી સમાચાર આવ્યા કે: "ભોંસલે સરકાર પીંઢારાઓને યત્કિંચિત્ સહાય કરશે નહિ." એ સમાચારથી સરદારને મહા ખેદ થયો. તેણે નિશ્ચય માન્યું કે: આ યુદ્ધમાં પીંઢારાઓનું સર્વનાશ થવા બેઠું છે, તે કોઇથી રોકાશે નહિ. સરદારને જો કે: જયની આશા નથી છતાં તેનામાં કાયરતાનો અંશ નહોતો. હાથમાં શક્તિ-સ્વરૂપ તલવાર પકડી તે એક વખત સ્વતંત્ર રીતે શક્તિના મંદિરમાં દાખલ થયો. જતાં જતાં પીંઢારાઓ ઉપર કરુણાપૂર્ણ દૃષ્ટિ ફેંકી, તેણે ચોક્કસ કલ્પના કરી કે: પીંઢારાઓને પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો વારો આવ્યો છે. બેશક તેમણે મોંઘુ મનુષ્ય જીવન નિરર્થક ગુમાવ્યું છે. આ તરફ શાન્તશીલ વીરની માફક અચળ–અટલ હતો. પ્રલય થયા અગાઉના વિશાળ વટવૃક્ષની માફક તે સ્થિર અને ગંભીર હતો. એક પળવારમાં દુશ્મનો એ સ્થાનમાં આવી પહોંચ્યા. તેમને આગળ વધતા અટકાવવાને પોતાથી થયો તેટલો પ્રયત્ન તેણે કર્યો. પીંઢારાઓએ વીરગર્જના કરી: "જય મહાકાલી ! નૃમુણ્ડમાલિની શત્રુવિનાશિની હે, શ્યામા !" પરન્તુ આજ પાષાણુ–પત્થર જેવી નિષ્ઠુર માતાએ બાળકોની પ્રાર્થના ન સાંભળી. અમીરઅલી ઘોડેસ્વાર થઇને પીંઢારાના સૈન્યનો નાયક બનીને કહેવા લાગ્યો: "આગળ ધસો! તલવારના પ્રચંડ ઘાથી શત્રુઓનો શિરચ્છેદ કરો! શત્રુનો સંહાર થયા વગર કોઇ મરતા નહિ!" એ ઉત્તેજક વાકયોથી સૈનિકોને રણુમદ ચડયો–તેમણે લલકારવા માંડયું:—

"જય, મહાકાલી! નૃમુણ્ડમાલિની ખપ્પર ધારિણી હે, શ્યામા!"

પીંઢારાઓની એ ભીષણ ગર્જનાથી અંગ્રેજફોજનું કાળજું ફફડી ગયું. સામેથી કલ્યાણ સંપ્રદાયના સાધુ–સન્યાસીઓએ ગર્જના કરીઃ "કલ્યાણીનો જય હો!"

જોત જોતામાં ઉભય સૈન્ય વચ્ચે જબરૂં યુદ્ધ જામ્યું. અંગ્રેજના રણકૌશલ કરતાં તેમની તોપોને લીધે સંખ્યાબંધ પીંઢારાઓ ધરાશાયી થવા લાગ્યા. શાન્તશીલ મરવાને તૈયાર હતો, પણ તે વિચારે છેઃ શત્રુને માર્યા વગર મરવું! તેણે તત્ક્ષણ ઘોડેસ્વાર થઇ હાથમાં તલવાર પકડીને શત્રુસૈન્યમાં ધમસાણ માંડયું, અને બીજી તરફ દફાદાર અમીરઅલીએ સેનાપતિ ઉપરજ શસ્ત્રપ્રયોગ કરવા ધાર્યું. જયાની અગાઉની સૂચના મુજબ લાલજીએ શાન્તશીલને જોતાં જ વ્યગ્રતાથી ફોજને ઇસારો કર્યો કેઃ તેને સાચવી લેજો! શાન્તશીલને સાચવી લેવાનો ઘણો યત્ન થવા છતાં એ વીરે અનેક ઘા કર્યા અને ખાધા પણ ખરા! મોહિતલાલે જાણી જોઇને તેના ઉપર ઘા ન કર્યો, ત્યાં સહસા દફાદારે જુસ્સાભેર લાલજી ઉપર તલવાર ચલાવી. અનેક દિવસની ભૂખ ભાગવા સેનાનાયકો વચ્ચે ભીષણ યુદ્ધ ચાલ્યું, પરન્તુ લાલજીના આક્રમણને અમીરઅલી વધારે વખત રોકી શકયો નહિ. પોતાના અતુલ બાહુબળ વડે લાલજીએ એક પ્રબળ આઘાતથી અમીરઅલીની તલવારના ટૂકડા કરી નાંખ્યા. સાથેના ઘોડેસ્વારોને ઇશારત કરતાની સાથે અમીરઅલીને બંધન કરવામાં આવ્યો. અમીરઅલીની એ અવસ્થા જોઇને પીંઢારાઓ નિરૂત્સાહ થયા. રણરંગમાં ભંગ પડયો. બાકી રહેલા રડયા ખડયા છ પાંચ ગણી ગયા, અને જેઓ ન છટકી શકયા તેમને અંગ્રેજ ફોજે કબજે કર્યા. આ પ્રમાણે અંગ્રેજ ફોજ જે વખતે સંખ્યાબંધ પીંઢારાઓને બંધન કરતી હતી તે સમયે કોઇએ તાકીને અંગ્રેજ સેનાપતિ ઉપર તીર ફેંકયું. એજ પળે કોઇએ દૂરથી અવાજ કર્યોઃ "સેનાપતિ! સાવધાન! એ...તીર!" મોહિતલાલે ચેતી જઇને તલવારવડે આવતું તીર રોકયું, પરન્તુ બીજું તીર છૂટતાંજ તેનો ઘોડો વિંધાયો. તીર ચોંટતાની સાથેજ લાલજી ઘોડાપરથી નીચે ઉતર્યો. પરન્તુ એ તીર એટલું ઝેરી હતું કેઃ તીર ચોંટતાની સાથેજ ઘોડો દોડા–દોડી કરવા લાગ્યો, અને જોતજોતામાં તે બેચેન બની ગયો, પરન્તુ લાલજીએ એજ સમયે તેના સર્વાંગપર રક્ષા–કવચનું વર્ષણ કરી તેને ચડેલા તમામ વિષને નષ્ટ કરી નાંખ્યું, તેથી અશ્વનું રક્ષણ થયું. અને એક વિશ્વાસુ માણસ દ્વારા તેને નિર્ભય સ્થળે મોકલી આપ્યો. જે દિશામાંથી તીર

આવતાં હતાં તે દિશા તરફ દૃષ્ટિ કરી લાલજીએ જોયું કે: પર્વત-શિખરપર ચઢી કોઇ બે યોગિનીઓ લાગ શોધી–તાકીને એક પછી એક તીર ફેંકે છે. તેમનું એક પણ નિશાન ખાલી નથી જતું. તેમણે કેટલાય સૈનિકોના પ્રાણ લીધા છે–કંઇકને ઘાયલ કર્યાં છે. ઘવાયેલા માણસોના સંરક્ષણ અને સારવારનો બધો ભાર સ્વામીજી ઉપર નાંખી લાલજીએ સેનાનિવાસ તરફ ચાલવા માંડયું, અને યોગસાધીને ત્યાં જઇ તેણે વિજયસૂચક વાદ્યધ્વનિ કર્યો. એ સાંભળીને સૈનિકોએ આનંદધ્વનિ કર્યો: " જય ! ન્યાય–નીતિપરાયણ અંગ્રેજોનો જય !" એ જયધ્વનિનો લય થતામાં તો કલ્યાણ સંપ્રદાયે જયોલ્લાસવડે ગાવા માંડયું–ધૂન મચાવી:—

કરો સદા કલ્યાણ જગત્ જીવનું કલ્યાણી !
સર્વ–મંગળા તાપ–પાપ સૌ હરો ભવાની–કરો. ઇત્યાદિ૦

એ જયધ્વનિથી ચિતુસરદારનું સર્વાંગ કંપી ઉઠયું. બળવીર શાન્તશીલ અને અમીરઅલીનાં પરિણામ જોઇને તેણે શસ્ત્ર મ્યાન કર્યું, અને એ પ્રમાણે એ વીરસરદાર પણ નિર્ભય ચિત્તે અંગ્રેજ ફોજને તાબે થયો–તેની સાથેજ નવાગઢ પણ અંગ્રેજોને હાથ ગયો. ગઢની દીવાલ ઉપર થઇને દોડી જતી બે યોગીનિઓએ સરદારની દુરાવસ્થા જોઇ વ્યાકુળ ચિત્તે અંતઃપુરમાં પ્રવેશ કર્યો. એ બે યોગીનિઓ કોણ ? જે મુક્ત હસ્તે દીવાલ ઉપર રહીને તીરનો મારો ચલાવતી હતી તે સરદારપત્ની અનુપમા અને તેની પાસે હાથમાં ધનુષ્યબાણ ધારણ કરીને જે ઉભી હતી તે એજ ચિતુસરદારે હરણ કરેલી બ્રાહ્મણકન્યા તારા ! તેણે પણ બાણ છોડવામાં બાકી નથી રાખ્યું. એ ધનુર્વિદ્યાના બળ–પ્રભાવથીજ તેણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે: " તારાની મુક્તિ તારાના હાથમાં છે ! "

મોહિતલાલે પુનઃ જયનાદ કર્યો. અંતઃપુરનાં દ્વાર બંધ કર્યાં. અંતઃપુરમાંથી કોઇને પણ બહાર નીકળવાની પરવાનગી ન મળી. અંતઃપુરવાસિની આ પ્રમાણે અંતઃપુરમાં કેદ થઇ. ઉભય સૈન્યનાં ઘવાએલાં મનુષ્યોને કલ્યાણમાં લઇ જવામાં આવ્યાં. ગોસાંઇ સ્વામીજીના હાથ સ્વરૂપ હતા. લાલજીની સંમતિથી શાન્તશીલને પણ કલ્યાણમાં લઇ જવાની રજા મળી. ઘવાએલાંની સેવા–શુશ્રૂષાનો ભાર જયાના શિર ઉપર મૂકવામાં આવ્યો, કારણ સહુ જાણે છે કે: દીન–દુખીની સેવાથીજ જયા તૃપ્ત થનારી છે. છેવટમાં તારાને મેળવવા માટે લાલજીએ ઘણો શ્રમ વેઠયો પણ તેનો પત્તો ન લાગ્યો ! યુદ્ધ સમાપ્ત

થયા બાદ જોતજોતામાં કોણ જાણે તે ક્યાંય અદશ્ય થઇ ગઈ ! લાલજીને થયું કેઃ તારા વિના વિજય અપૂર્ણ રહ્યો–આ તો લાલજી લટક્યા ! એ વાળો ઘાટ થયો !

## ષડવિંશ કલ્પ.

### રણવિજય.

સુમારે ત્રણસો એક પીંઢારાઓ સહિત ચિતુસરદાર કેદ પકડાયો. સુદ્દાદાર અમીરઅલી અને બીજા કેટલાક દુર્દાન્ત પીંઢારાઓને તેમની તપાસને અર્થે મેજરસાહેબ સમક્ષ ઉદયગિરિ તરફ રવાના કરવામાં આવ્યા.

ત્યાર બાદ અંતઃપુરમાં તપાસ કરતાં જણાયું કેઃ તારા અંતઃપુરમાં નથી. તેને થયું કેઃ યોગિનીએ યથાર્થજ કહ્યું હતું કેઃ "તારાની મુક્તિ તારાનાજ હાથમાં છે, અંગ્રેજ ફોજ તારાને તાબે કરી શકશે નહિ." તારાની બે સખીયો દ્વારા જે સમાચાર મળ્યા તે ઉપરથી તેમને લાગ્યું કેઃ તારાના ઉદ્ધારની આશા રાખવી વ્યર્થ છે. એજ બે સખીઓ દ્વારા સમાચાર મળ્યા કેઃ યુદ્ધ સમાપ્ત થતાંની સાથેજ તારા વનબાળાની માફક નિર્ભય રીતે વન તરફ ચાલતી થઇ છે. હવે એ પુનઃ ગઢમાં આવશે કે કેમ તે કહેવાય નહિ." અંતઃપુરમાં રહેનાર સ્ત્રીવર્ગ પણ સ્વાધીન થયો હતો. રજા વગર કોઇ પણ માણુસને અંતઃપુરમાંથી બહાર જવા દેવામાં આવતું નહોતું. ચારે દિશામાં સશસ્ત્ર સૈનિકોના પહેરા ગોઠવી, નિરાશ હૃદયે મોહિતલાલ પોતાના તંબુ તરફ પાછો ફર્યો, તેને માટે સૈન્યાગારની સામેના વિશાળ ચોગાનમાં એક વિસ્તૃત તંબુ ખેંચવામાં આવ્યો હતો.

આ બાજુ થોડા સમય પછી એક નવાઇ જેવી બીના બની. મંદિરનો પૂજારી યુદ્ધ પૂર્ણ થયા અગાઉજ પલાયન થઇ ગયો હતો, તે ઉપરાંત અનેક દાસ–દાસીઓ પણ વિદાય ભણી ગયાં હતાં. એટલે માતાજીની સંધ્યાઆરતિનું કાર્ય કોણ કરે ? તારા માતાજીની અનન્ય ભક્ત હતી. માતાજીની સન્ધ્યાઆરતિ ન થવાથી તેના આત્માને અતિશય ખેદ થયો. યુદ્ધ સમાપ્ત થતાંની સાથેજ તારા પાર્વત્યપથે એકલી ભવાનીપુર ગઈ, તેણે ત્યાં જઇ મંદિર–સ્વામીને જણાવ્યું કેઃ નવાગઢ અંગ્રેજોને તાબે થયો છે, અને સરદારજી કેટલાક પીંઢારાઓ સહિત કેદ થયા છે. અંતઃપુરવાસિની સ્ત્રીઓ પણ અંતઃપુરમાં કેદ

થઇ છે. એ સાંભળીને ગુરૂજીએ કહ્યું: "લાંબા સમયે ભવાનીની ઇચ્છા પરિપૂર્ણ થઇ છે. પીંઢારાઓના કુળનો ઉચ્છેદ નિર્માયો છે, સરદારજીનો બચાવ કયે રસ્તે થઇ શકે?"

તારા: "એ ઉપાય પણ ગુરૂજીનાજ હાથમાં છે. આપને જેમ ઉચિત લાગે તેમ ખરૂં, પરન્તુ પુનઃ પુનઃ આપને મારી એજ પ્રાર્થના છે કેઃ આપને કોઇ પણ પ્રકારે તેની રક્ષા તો કરવીજ પડશે."

ગુરૂજી: "સરદાર વીરવર ખરો, સરદાર પ્રખર શક્તિ–ભવાનીનો ઉપાસક ખરો, ચિતુસિંહ ધર્માત્મા પણ તેવોજ, પરન્તુ સર્વત્યાગી–સાધુ–સન્યાસી–સમુદાય ઉપરના તેના અત્યાચારની જ્યારે અવધી થઇ ત્યારેજ કોઇપણ રસ્તે તેમનો દૌરદમામ નરમ પાડવા–તેમને કર્મફળ અપાવવાનો સાધુસમાજે નિશ્ચય કર્યો–અને તેમનો સંકલ્પ સિદ્ધ થયો! તેમ છતાં, બેટા! તું કહે તે કર્યા વગર મારો છૂટકો ન હોય, પરન્તુ એ મારાથી હવે નહિ બને. સરદારજીની ભાવિચિન્તાને લીધે મારા અંતઃકરણમાં જબરી વ્યથા થાય છે, પણ મને તો ચારે દિશામાં કેવળ શૂન્યકાર ભાસે છે. શું કહેવાય કેઃ ભવાનીએ શું ધાર્યું હશે?"

ઉપરોક્ત કથનથી તારાના હૃદયમાં મહા આઘાત થયો. અશ્રુ-ભર્યાં નયને આતુરતાપૂર્વક તારાએ કહ્યું: "નવાગઢ સાથે હવે મારે કંઇજ સંબંધ નથી રહ્યો, પરન્તુ ગુરૂજી! તમે જાણો છો? આ સાયંકાળ વીતવા આવ્યો છતાં માતાજીની સેવાનું કંઇજ ઠેકાણું નથી. નવાગઢના ભોક્તા થનારાઓને તમારાં માતાજીની શી પડી છે?"

ગુરૂજી: "હા, પણ તારી ઇચ્છા શી છે?"

તારા: "ભાવિકજનો સહિત એકાદ સારા બ્રાહ્મણને મોકલી સેવા–પૂજાનો બંદોબસ્ત કરો!"

તેજ ક્ષણે કેટલાક માણસો સહિત એક રાટબ્રાહ્મણને નવાગઢ મોકલવામાં આવ્યો. તારાએ તેમને ટુંકાણમાં પૂજાપ્રકાર સમજાવી દીધો.

નવાગઢમાં જગદંબાના ચોકમાં પગ મૂકતાંની સાથે ભક્તજનોએ કીર્તનઘોષ ગજવી મૂક્યો. કેટલાક સમય બાદ પૂજા–આરતીની શરૂવાત થઇ. અનેક પ્રકારનાં સુગંધીદાર દ્રવ્યોના ધૂપથી આખો ગઢ સુગંધમય થઈ રહ્યો. ઢોલક મંજીરા અને કરતાલના હૃદયાહ્લાદક ધ્વનિ અને મનોહર ગંધસ્પર્શથી મોહિતલાલ ચમક્યો! તે આશ્ચર્યકારક ઘટનાની તપાસ કરાવતાં તેને ખબર પડી કેઃ આવનાર માણસો ભવાનીપુરથીજ માતાજીની સેવા કરવા આવ્યા છે, અને વયોવૃદ્ધ રાટબ્રાહ્મણને પીંઢારાઓના દળ સાથે લેશ સંબંધ નથી. શ્રદ્ધાળુ ભક્ત મોહિતલાલને તે વાત ઉપર વિશ્વાસ બેઠો. આરતી પૂર્ણ થયા

બાદ હરિકીર્તનની ધૂન મચી. ત્યાર બાદ એક વૃદ્ધ બ્રાહ્મણે તંબુ સમીપ મોહિનલાલની પાસે જઇ તેને આશીર્વાદ કહ્યા. યુદ્ધનો પરિશ્રમ અને આખા દિવસનો અનાહાર ઉપરાંત તારાની ચિન્તાને લીધે લાલજીનું મોં ઉતરી ગયું હતું. તેના આત્માને શાન્તિ નહોતી. વૃદ્ધ બ્રાહ્મણને વિનયપૂર્વક પ્રણામ કરી લાલજીએ કહ્યું: "આપનું આ સ્થળે કેમ આવવું થયું છે?"

બ્રાહ્મણ: "આપ નામદારને માટે માજીનો પ્રસાદ લાવ્યો છું તે સ્વીકારશો?"

સારી રીતે પેટ ભરાય તેટલો મીષ્ટ પ્રસાદ અચાનક પ્રાપ્ત થવાથી મોહિતલાલ આશ્ચર્ય પામ્યો. સેવા-પૂજા, ભજન-કીર્તન અને આ પ્રસાદ વગેરેનો વિચાર કરતાં મોહિતલાલને લાગ્યું કે: આ બધી જગદંબાની માયા છે. લાલજીએ આવનાર બ્રાહ્મણને નખ-શિખાપર્યંત જોઇ લીધો. જાતનો રાટ છતાં પીંઢારાઓ અને તેનામાં પ્રત્યક્ષ રીતે ઘણોજ ફરક જણાતો હતો. તાજી હજામત કરાવેલી હોવાથી આ બ્રાહ્મણનું માથું ગોળ સુદર્શન જેવું સુન્દર ચળકતું હોવાથી તેલ-અત્તરથી માલિસ કર્યું હોય તેવું લાગતું હતું. માથાના પાછળના ભાગ ઉપર બેચાર રૂપેરી તાંતણાની ચોટલી પવનને લીધે ધર્મ-ધ્વજાની પેઠે ફરફર ઉડતી હતી. કપાળમાં તેણે ભવ્ય ત્રિપુંડ્ર ખેંચ્યું હતું. દેખીતી તો તેની દૃષ્ટિ સરળ હતી. ગળામાં રૂદ્રાક્ષનો કણ્ઠો ધારણ કર્યો હતો. હાથ ઉપર તેણે ઇષ્ટકવચ ધારણ કર્યું હતું. અંગ-પર તેણે કાષાયવસ્ત્ર પરિધાન કર્યાં હતાં; તેનાં પ્રત્યેક ચિહ્ન એક આદર્શ તપસ્વી બ્રાહ્મણને છાજે તેવાં હતાં. લાલજીએ કૌતૂહલ વશ થઇ જરીક અધિકારનું અજીરણ પ્રદર્શીત કરતાં પૂછ્યું:

"આ પ્રસાદ ક્યાંથી લાવ્યા?"

ઉ: "માજીનો પ્રસાદ છે તે તેનાં ભક્તસંતાન માટેજ હોય છે."

પ્ર: "હા, પરન્તુ તે મોકલ્યો કોણે?"

ઉ: "ભાઇસાહેબ! તેની મને ખબર નથી."

પ્ર: "હમેશાં આ પ્રમાણે પૂજન-આરતી વગેરે થાય છે કે?"

ઉ: "અહીંની તો મને ખબર નથી, પરન્તુ અમારે ત્યાં ભવાનીના મંદિરમાં તો રોજ સવાર-સાંજ નિયમિત રીતે થાય છે. કોઇ એક ભૈરવીની સૂચનાથી ગુરૂજીએ અમને અહીં મોકલ્યા છે. મને લાગે છે આ પ્રસાદ તેમજ સેવા-પૂજાનું સર્વ સાહિત્ય પણ એ ભૈરવીએજ મોકલ્યું હશે."

પ્ર: "ગુરૂજી કોણ?"

ઉ: "ભવાનીના મંદિરના મુખ્ય અધિશ્વર—વાસુદેવશાસ્ત્રી."

પ્ર: "અને એ ભૈરવી?"

ઉ: "તેને હું નથી ઓળખતો. અમણેની એ કોઈ નવી બલા આવી લાગે છે!"

પ્ર: "(મનમાં હસીને) હા હા, પણ એ ભૈરવી હાલમાં ક્યાં હશે?"

ઉ: "મોટે ભાગે ભવાનીપુર—ભવાનીના મંદિરમાંજ હશે."

મોહિતલાલના સમજવામાં આવ્યું કે: એ ભૈરવી કોણ? તેના નિરાશાપૂર્ણ હૃદયમાં એક પ્રકારની મહા આશાનો સંચાર થયો. ભૈરવીનાં દર્શન કરવાની લાલસા પ્રબળ થઇ ઉઠી. મનોભાવ છૂપાવીને તેણે પૂછ્યું: "અહીંથી ભવાનીપુર કેટલું વેગળું છે?"

ઉ: "પર્વતને માર્ગે અહીંથી લગભગ ત્રણેક ગાઉ દૂર હશે."

"મારે પણ ભવાનીના મંદિર તરફજ જવું છે. ચાલો આપણે સાથેજ જઇને કીએ" કહીને પ્રસાદ લાવનાર બ્રાહ્મણને તેણે એક સુવર્ણમુદ્રા આપી. આવી ભારે દક્ષણા મળવાથી બ્રાહ્મણ પરમાનંદ પામ્યો. તેણે કહ્યું: "પધારો! પધારો! એમાં હરકત શી છે? પણ આપશ્રીને જરાક શ્રમ પડશે હોં!"

"એ તો કંઇ નહિ મહારાજજી! આપ જરાક ઉભા રહો, હું અમણે તૈયાર થઇને આવું છું" કહીને હાથમાં પ્રસાદ સહિત મોહિતલાલે તંબુમાં પ્રવેશ કર્યો. સારી રીતે તૃપ્ત થઇ તે થોડીજ ક્ષણમાં પાછો બહાર આવીને ઉભો રહ્યો, તેટલામાં લઘુશંકા કરવા ગએલા મહારાજ પણ આડુંઅવળું જોતા આવી પહોંચ્યા. બ્રાહ્મણ તરફ દૃષ્ટિ કરીને લાલજીએ કહ્યું: "ચાલો, પ્રભુજી! હવે મારે વાર નથી."

"તો આ આપનો દાસ પણ હાજરજ છે" કહીને હાથમાં એક મોટી ડાંગ અને ગળામાં અજારતન જેવા માળાના મોટા કોથળામાં હાથ હલાવતા મહારાજ ચાલવા લાગ્યા. જગદંબાનું સ્મરણ કરીને મોહિતલાલે પણ તેમની સાથે ચાલવા માંડયું. માર્ગમાં ઉભય વચ્ચે આ પ્રમાણેની વાતચિત થઇ:—

લાલજીએ પ્રારંભ કર્યો: "પણ દેવ! આપનું નામ શું?"

ઉ: "જી! મારૂં નામ ભાઉશર્માજી."

પ્ર: "હજી મંદિર કેટલું દૂર છે?"

ઉ: "હવે કંઈ બહુ છેટું નથી."

પ્ર: "રાત્રિનો સમય છે, અને આપણે પહોંચીએ તે પહેલાં દ્વાર બંધ થયાં તો? કોણ જાણે ભવાનીનાં ચરણદર્શન થશે કે નહિ?"

ઉ: " એ તો સૌ સારાં વાનાં થશે. જોજોને કદાચ ભૈરવીજ મારા આગમનની રાહ જોતી બેઠી હશે. "

પ્ર: " તમે ભૈરવીને કયાંથી ઓળખો ? "

ઉ: " ભૈરવી વેશે તો મેં તેને કોઇ દિવસ નથી જોઈ, પરન્તુ સરદારજીની કન્યા તરીકે તો હું તેને સારી રીતે ઓળખું છું. તે તો ઘણી વખત ભવાનીપુર આવજા કરે છે. "

ભૈરવીનાં દર્શનની આશામાં અતિશય શ્રમિત થયા છતાં લાલજી ઉતાવળે પગલે મહારાજની સાથે ચાલે છે. રસ્તે ચાલતાં લાલજીને કેટલીય ઠેશો વાગી પણ તેનું તેને ભાનં નથી. ક્રમે રસ્તો ખુટયો અને મંદિર આવી પહોંચ્યું, પરંતુ હાય ! મંદિરનાં દ્વાર બંધ હતાં. તપાસ કરતાં જ્યારે ખાત્રી થઇ કે: અંદરના ભાગમાં કોઇ હોય તેમ જણાતું નથી, ત્યારે મોહિતલાલના ખોળિયામાંથી જીવ ચાલ્યા ગયા જેટલું તેને દુખ થયું. તેનું મગજ ભમી જવાથી તે એકદમ ઓટલા પર બેસી ગયો અને નિસાસા ઉપર નિસાસા મૂકવા લાગ્યો. તેણે કહ્યું: "આટલું કષ્ટ વેઠવા છતાં આશા સફળ ન થઇ !" ભૈરવીનો સાક્ષાત્કાર ન થવાથી મહારાજજી પણ આભા બની ગયા—અતિશય ખેદનું કારણ એજ કે: પેલી દક્ષણાનો બદલો ન વળ્યો ને ? તો પણ દમ માં દમ રાખીને ભાઉશર્માજીએ ભાખ્યું: " પ્રભો ! નિરાશ ન થાઓ ! મને લાગે છે કે: ભૈરવી ઘણે ભાગે નવાગઢ તરફજ પહોંચી હશે. ચાલો, હું પણ સાથેજ છું, એ તો આપણને કાંતો રસ્તામાંજ મળશે ! "

મોહિત: " મહાત્મા ! હવે આપણામાં ચાલવાની જરીકે શક્તિ નથી. હું અહીં બેસું છું, તમે તમારી ફરજ બરાબર બજાવી છે. આપ ખુશીથી પધારો ! મહારાજ ! મારે માટે તમે શું કરવા કષ્ટ પામો છો ?"

આ શબ્દોથી ભાઉશર્માજીને ભારે ખેદ થયો. તેમની આંખમાં પાણી આવ્યાં. તેમણે કહ્યું: " જનાબ ! આ તો આપનો દાસ છે. મારે કયાં જવાનું છે ? આ નિર્ભાગીનો સંસાર તો કેટલાય કાળથી સ્મશાનવત્ થઇ રહ્યો છે. અંતઃકરણની તમામ આશાઓ ધુળમાં બળી ગઇ છે. સ્ત્રી–પુત્ર આદિ સમસ્ત કુટુંબને શરૂવાતથીજ વળાવી બેઠો છું. " આગળ કહેતાં કહેતાં શર્માજીનો સાદ બેસી ગયો. ખભા પરના એક અંચળા વડે તેમણે આંખનાં આંસુ લોહી નાંખ્યાં. તેમની માનસિક વેદના જોઇને મોહિતલાલ પળવાર પોતાનું દુખ ભૂલી ગયો. મોહિતલાલે આશ્વાસન આપવા માંડયું: શર્માજીમહારાજ ! એ બધું તો ઠીક પણ હું કેટલાક સમયથી એક સારા વિશ્વાસપાત્ર માણસની

શોધમાં છુ. ચાલો, આજ ભવાનિની મહેચ્છા પૂર્ણ થઇ. તમે પરદેશ જવા ખુશી છો કે ?"

રડતાં રડતાં મહાત્માજી બોલ્યા: "પ્રભો ! મારે માટે તો સ્વદેશ અને વિદેશ બધું સરખું છે."

મોહિત: "કંઇ પૈસો ટકો, રાચ રચીલું તો હશેજ ને–તેની વ્યવસ્થા ?"

ભાઉ: "એ બધી માયા તો મેં ક્યારની કલ્યાણઆશ્રમમાં–ભવાનિની સેવામાં સમર્પણ કરી છે."

મોહિત: "ઘરબાર ?"

ભાઉ: "ગરીબાઇને લીધે, તેની બરાબર કાળજી ન રાખવાથી તે ગયા જળપ્રલયમાંજ ભોંય બેઠું છે."

લાલજી: "હરકત નહિ. ચાલો, તમારા અસ્વસ્થ–ભગ્નહૃદયની માફક તમારા ભગ્ન–પડી ગએલા ઘરને પણ હું ઠીક કરાવી આપીશ. તમારે અમણે ત્યાં જવાની જરૂર નથી."

ભાઉ: "ક્ષમા કરો રાજા ! હું પ્રતિજ્ઞાભ્રષ્ટ થઇશ નહિ. આ જીવનમાં હું હવે એ પ્રેતભૂમિનું મોં જોવા ઇચ્છતો નથી."

મોહિતલાલ સમજી ગયો કે: દારૂણ મનોવેદનાથી આ બ્રાહ્મણ અત્યંત પીડાય છે સમજી વાત ત્યાંથી માંડી વાળી.

રાત્રિના લગભગ બે પહોર વ્યતિત થઇ ચૂક્યા હશે. દશે દિશામાં અંધકાર પ્રસરી રહ્યો છે. આખું જગત્ ગંભીર નિસ્તબ્ધતામાં ડૂબી ગયું છે, ત્યાં ઉભય જણે પુનઃ એ દુર્ગમ પર્વતને રસ્તે ગઢ તરફ પગલાં માંડ્યાં.

અને ભૈરવી ? યુદ્ધ પૂર્ણ થયા બાદ તેણે ભવાનીપુર જઈ ગુરૂજીની સહાય મેળવી, નવાગઢ નિવાસિની મહામાયાની પૂજા–આરતીની ગોઠવણ કરી પુનઃ પાછી નવગઢમાં પહોંચી. ગઢમાં પહોંચ્યા બાદ હતભાગ્ય–મર્ણ પામેલા પીંઢારાઓના અંતિમ સંસ્કારનો યોગ્ય બંદોબસ્ત કરી, ક્ષિપ્રાના પવિત્ર જળમાં સ્નાન કરી–પવિત્ર થઇ તેણે કાલીના મંદિરમાં પ્રવેશ કર્યો. નિત્યાનંદમયીના મંદિરમાં આજ તેને ભયંકરતા ભાસી ! તે ભક્તિપૂર્વક માતાજીનો પ્રસાદ ગ્રહણ કરી–માજીનું ચર્ણોદક લઇ ત્યાંથી બહાર નીકળી, અને ત્યાંથી તે એક ગુપ્ત માર્ગે અંતઃપુરમાં દાખલ થઈ. ત્યાં પણ આનંદનું નામ નહોતું. પવનના પ્રબળ પ્રલયકારક વાવાઝોડાને લીધે સુકોમળ પુષ્પલતિકા જેમ પોતાના પ્રિયતમ–વૃક્ષથી વિખૂટી પડી ધૂળમાં રગદોળાય–તેની સૌગંધ અને સુંદરતાનો સર્વથા લોપ થાય તેમ રમા–અનુપમા, ફુલેશ્વરી અને

ફુલકુમારી અને બીજી અનેક પરિચારિકાઓની એવીજ દશા થઇ રહી હતી. આ દૃષ્ય જોવાથી ભૈરવીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણે ધ્રૂજતાં ધ્રૂજતાં શયનખંડમાં પ્રવેશ કર્યો. કેટલીક સાચવવા જેવી ચીજો ઉપરાંત દીવાલ ઉપર એક સ્થળે મહામાયા કાલીનો એક ચિત્રપટ હતો તે પણ એક પેટીમાં તેણે બંધ કર્યો. બાદ 'જયકલ્યાણી' ઉચ્ચાર કરી તે શયનભુવનમાંથી એક ગુપ્ત માર્ગે થઇને બહાર નીકળી ગઇ–અદૃષ્ય થઇ! આજ સુધી તારાએ મહા આનંદ ભોગવ્યો છે, દુખનું તેને સ્વપ્ન સરખું નથી આવ્યું, કોઇ દિવસ કોઇએ તેની આંખમાં આંસુનું ટીંપુ નથી જોયું. આજ તારા નિરાશાના સાગરમાં ડુબી છે. મનની મહાવ્યથા કોની આગળ જઇને કહેવી એ ચિન્તાએ આજ તારાની આંખમાંથી શ્રાવણુ ભાદરવો વરસે છે. મહાવીર ચિતુસિંહની પ્રતિપાલિતા કન્યા–તેની જીવનસર્વસ્વ પ્રાણપ્રતિમાની આજ આ દશા!!

આ તરફ ગઢમાં આવતાં મોહિતલાલે જે સાંભળ્યું તેથી તેના મનમાં એક નવોજ ખટકો પેદા થયો. પહેરાવાળાઓએ વિદિત કર્યું કેઃ થોડીવાર થઈ એક કાળભૈરવી આવીને પીંઢારાઓનાં મૃત શરીરને લઈ અહીંથી ચાલી ગઇ છે. કરાલવદના સાક્ષાત્ ઉગ્રચંડી જેવી એ ભૈરવી મૂર્તિની આંખો તો જાણે બે જવલંત-સળગતી મશાલોજ જોઇ લ્યો! તેના હાથમાં લોહીથી ખરડાએલું એક ભયંકર ત્રિશૂળ હતું, એ ત્રિશૂળની અણી સાથે અનેક શબના માથાં ભરાવીને તેણે ક્ષિપ્રાના જળમાં ડુબાવી દીધાં–ત્યારપછી તે ફરીથી જોવામાં આવી નથી, તેથી એમજ લાગે છે કેઃ આ ગઢ યથાર્થ પ્રેતપુરી છે–નરમાંસભક્ષક ભૂત–પ્રેતની આ લીલાભૂમિ છે।"

એ સાંભળીને લાલજી સમજ્યો કેઃ એ બધી લીલા ભૈરવીનીજ છે. પહેરાવાળાઓના હૃદયમાંથી ભય–ત્રાસ ઓછો કરવા માટે લાલજીએ કહ્યુંઃ તમે કહી તે વાત સાચી, પરન્તુ માતાના સ્થાનમાં ભૂતપ્રેત ન આવી શકે. હું પણ એ ભૈરવીની શોધમાંજ ગયો હતો, પરન્તુ ગિરિકંદરામાં સંતાકૂકડી રમે તેનો ક્યાં પત્તો લાગે?" એ સાંભળીને હવાલદારે કહ્યુંઃ "લાલજી પરિશ્રમ વગર એ ભૈરવી હાથમાં આવે એવી નથી." "ઠીક તેમ થશે." કહીને લાલજી વિશ્રાન્તિની ઇચ્છાથી તંબુમાં ગયો. સાથે પહેરાવાળાને સૂચવ્યું કેઃ "હવે જો એ ભૈરવી કોઇના જોવામાં આવે તો મને ખબર આપવી."

કાળની ગતિ અનુસાર એ રાત્રિ પૂર્ણ થઈ, અને તે પછી એવી બીજી ત્રણેક રાત્રિઓ એમને એમ વ્યતિત થઇ ગઈ, પણ ભૈરવી ફરીથી એ સ્મશાનક્ષેત્રમાં જોવામાં ન આવી. પાંચમે દિવસે

બન્દીજનો સહિત અંગ્રેજફોજ ઉદયગિરિ પહોંચી. નવવિજીતગઢના સંરક્ષણને માટે કેટલાક સૈનિકોને ત્યાં રાખી, તેમજ અંતઃપુરવાસિની સ્ત્રીઓને બંધનમુક્ત કરી સેનાપતિએ ઉદયગિરિ પ્રતિ પ્રયાણ કર્યું. તેમને જોતાંજ મેજરસાહેબે સામે જઇ મહોલ્લાસપૂર્વક લાલજીનું ઉચિત સમ્માન કરી કહ્યું: "ઘણા લાંબા સમયના પરિશ્રમ પછી પીંઢારાઓના દમનનું કાર્ય સિદ્ધ થયું છે." જવાબમાં લાલજીએ કહ્યું: સાહેબ ! પીંઢારાઓનો હૌરદમામ તો ઉતર્યો, પરન્તુ હરણ થએલી બ્રાહ્મણ કન્યાના ઉદ્ધારનું પરમાર્થ કાર્ય તો અદ્યાપિ અધૂરૂંજ છે ને?

મેજરઃ "હા, પણ તેના કંઇ સમાચાર મળ્યા?"

મોહિતઃ "યુદ્ધ સમાપ્ત થયા બાદ કોણ જાણે તે ક્યાં ચાલી નીકળી છે!"

મેજરઃ "તેના ઉદ્ધારની કંઈ વ્યવસ્થા થઈ છે?"

મોહિતઃ "સાહેબ! તેની શોધ લાવવાનું મારાથી બને તેમ નથી. એ પવિત્ર કાર્ય મેં શક્તિ–ભક્તિપરાયણ કલ્યાણસંપ્રદાયના હાથમાં સોંપ્યું છે. અંતિમ નિર્ણયને અવસરે તેઓ કોઇ પણ ઉપાયે તે કન્યાને લાવી આપણી સામે ઉપસ્થિત કરશે."

મેજર સાહેબે નિશ્ચય કર્યો કે: "આ રણુવિજય અને બ્રાહ્મણકન્યાના ઉદ્ધારના પરિણામે આપણી ઓફીસરી અવશ્ય આગળ વધશે."

## પ્રથમ ખંડ સમાપ્ત.

# દ્વિતીય ખણ્ડ.

## પ્રથમ કલ્પ.

### સાધ્વીનો સાક્ષાત્કાર.

આજકાલ કલ્યાણુજ બધી ભાંજગડોનું કેન્દ્રસ્થાન બની રહ્યું છે. ઉદયગિરિમાં તો માત્ર ફોજની છાવણીજ પડી છે. ગોરી સેનાનો કાળો સેનાપતિ લાલજી વધારે સમય કલ્યાણુમાંજ પડયો રહે છે. કલ્યાણુ સંપ્રદાયના મુખ્ય અધિશ્વર–સ્વામીજી વગર લાલજીથી એક ડગલું ભરાતું નથી. સ્વામીજીના બુદ્ધિબળના પ્રતાપે હજીયે કોઇક કોઇક પીંઢારાઓ પકડાય છે. જેઓ બચી ગયા છે તેમણે લૂંટફાટનો ધંધો બંધ કરી ખેતિદ્વારા પોતાની આજીવિકા મેળવવાનો નિશ્ચય કર્યો છે. નાગપુર અને મધ્ય પ્રદેશમાં સર્વ પ્રકારે શાન્તિ પ્રસરી છે. હવે માત્ર બંદીજનોના પરિણામનીજ રાહ જોવાય છે.

કેદ થયા છતાં ઘાયલ ગણીને શાન્તશીલને સ્વામીજીની દેખરેખ નીચે કલ્યાણુમાં લાવવામાં આવ્યો છે. તેને કંઇ એટલું બધું વાગ્યું નથી, પરન્તુ જયાની દયા અને સ્વામીજીની અમિદષ્ટિને લીધે કલ્યાણીની શીતળ છાયામાં રહી દિવસે દિવસે તે આરોગ્ય પ્રાપ્ત કરે છે. બીજી તરફ કાળના પંજામાંથી ઉગરેલી ભૈરવી પણુ આરામ ઉપર છે. હવે તેની તરફની જયાને મુદ્દલ ચિન્તા નથી.

યુદ્ધ સમાપ્ત થતાં નિર્મળા કલ્યાણુમાં આવીને નિર્ભય રીતે કલ્યાણીના ખોળામાં બેઠી છે. ભૈરવીના આનન્દની પણુ સીમા નથી. લાંબા સમય પછી નિર્મળા પ્રાપ્ત થવાથી બિન્દુ પુનઃ પુનઃ કલ્યાણીનો પાડ માને છે. બિન્દુને આનન્દ પામતી જોઇ સ્વામીજીને પણુ સંતોષ થાય છે, કારણુ કેઃ ભૈરવીના સુયત્નથીજ ભયંકર જંગલમાં નદીતટપર મૃતઃ પ્રાય ઃઅવસ્થામાંથી સ્વામીજી ઉગર્યા હતા, તદનુસાર સ્વામીજીની દયાને લીધેજ ભૈરવીએ પણુ નવજીવન પ્રાપ્ત કર્યું છે. તે સાથે આત્માથી પણુ અધિક પ્રિય–જેની ખાતર બિન્દુએ ગૃહત્યાગ કર્યો હતો તે ખોવાએલું અદ્વિતીય રત્ન પુનઃ મેળવીને તે ભાગ્યશાળી થઇ છે. કારંજાવાસીજનોને કલ્યાણુ એ યથાર્થ કલ્યાણુ ધામજ નીવડયું છે. પિતા–પુત્રીનો, માતા–સંતાનનો, તેજ પ્રમાણે પ્રોષિત

ભર્તૃકાની સાથે અણચિન્તવ્યો પતિ દર્શન–મિલનનો અપૂર્વ પ્રસંગ ઉપસ્થિત થવો તે ઓછા સૌભાગ્યની વાત છે?

આજ ભૈરવી અને શાન્તશીલ સારીરીતે સ્વસ્થ થયાં છે. જયાની ઇચ્છા એવી છે કે: "હવે વધારે સમય વિલંબ ન કરતાં પતિ–પત્નિનું શુભ સમ્મિલન થાય તો ઠીક. જયા સુચતુર અને વિનોદી સ્વભાવની હતી. શાન્તશીલની આંતરિક વાસના અને ભૈરવી તરફનો તેનો અનુરાગ જોવા માટે તેણે આ પ્રકારનો વેશ ભજવવાનો સંકલ્પ કર્યો. માજીની ઉતરેલી પ્રસાદી સ્વરૂપ એક સુન્દર પુષ્પમાળા હાથમાં લઇ જયાએ ઠાવકી રીતે શાન્તશીલને પહેરાવી. મૌન સેવી અનેક પ્રકારની માનસિક વ્યથા સહન કરતા શાન્તશીલે ઉપરનો હાસ્યભાવ પ્રકટ કરતાં લાચારીપૂર્વક કહ્યું:– "દેવી! આ વિલક્ષણ પ્રસંગ–રંગ શો?"

કલ્યાણમાં સૌ જયાને દેવી કહીને સંબોધતાં.

જયા: "એમ કેમ? આજ તમારાં લગ્ન છે."

શાન્ત: "નસીબ અમારાં–પણ કન્યા ક્યાં છે?"

જયા: "સાંભળો, મારે એક પીંઢારણ બહેન છે. મારા જેવડી તો નથી, પણ તે મારી બાલસખી છે. ઉમ્મર લાયક થવા આવી છતાં તેને લાયક વર અદ્યાપિ મારા જોવામાં નથી આવ્યો, તેથી મારી ઇચ્છા એવી છે કે: મારે તમારી સાથેજ તેનાં લગ્ન કરવાં."

શાન્તશીલે એક મર્માન્તિક દીર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું: "દેવી! હું મહારાષ્ટ્રિય બ્રાહ્મણ છું, અને તે સાથે અગાઉ પરણેલો છું."

હવેજ જયાને હાથ સારો યોગ આવ્યો. તેણે અતિશય ગંભીર-પણે કહ્યું: "શું તમે બ્રાહ્મણ છતાં તમારી આ દશા? અરરર તમે કુળભ્રષ્ટ છો! છટ છટ મહારાષ્ટ્રિય બ્રાહ્મણ કોઈ કાળે લુચ્ચો–હત્યારો હોય કે?"

આથી શાન્તશીલના પાષાણ હૃદયમાં દારૂણ આઘાત થયો. તેને આત્મગ્લાનિ થઈ. તેણે દીનભાવે કહ્યું: "યથાર્થ છે. હું અવશ્ય કુલકલંક છું. એક બ્રાહ્મણ સંતાન તરીકે ઓળખાવાને માટે હું બિલકુલ નાલાયક છું. જુવાનીમાં નઠારી સોબતમાં પડી પતિવ્રતા લલનાકુળભૂષણ સરળ નિર્દોષ પત્નીને જીવન પર્યંતને માટે મેં દુઃખિણી કરી છે. તેને મેં અનેક પ્રકારે હેરાન કરી છે. મારા એ મહાપાપનું પ્રાયશ્ચિત માત્ર મૃત્યુજ છે."

જયા: "તો પછી મર્યા કેમ નહિ–જીવ્યા ક્યાંથી?"

શાન્ત: "દેવી! જીવ્યો–પણ તમારી દયાથી! જુવોને દુષ્મનોએ પણ મારા ઉપર દયા કરી! મને લાગે છે કે: હજી મારે કંઇક ભોગવવાનું અધુરૂં છે."

જયા: "તમે તજી દીધેલી પત્નીનો–એ પારસમણીનો તમને જ્યાં સુધી સ્પર્શ નહિ થાય ત્યાં સુધી આ લોહ કંચન નહિજ થાય! તમારે ભોગવવાનું હશે તે અધૂરૂં જ રહેશે."

શાન્ત: "હા, પણ એ સઘળું જયાનાજ હાથમાં છે–અને બીજું કલ્યાણીની ઇચ્છા."

અત્યંત આશ્ચર્યભાવ પ્રકટ કરીને જયાએ કહ્યું: "મારા હાથમાં! ઠીક, પણ તમારી પ્રણયિની ક્યાં છે?"

શાન્ત: "તમારે ત્યાં જે બિન્દુ નામની નવી ભૈરવી આવી છે તે–શિવપ્રસાદની કન્યા."

જયા: "અરે, એતે કંઇ ઓળખાણ છે!"

શાન્ત: "દેવી! મેં તમને અગાઉ પેલી વીંટી આપી છે તે પણ સત્ય પ્રમાણરૂપ નથી કે?"

જયા: "ઠીક, એ કંઇક ખરૂં, પણ જો ભૈરવીજ તમારો પતિ તરીકે સ્વીકાર ન કરે તો?"

શાન્ત: "ઓહ! તેનો ઉપાય તો ઘણોજ ઉત્તમ છે–મૃત્યુ!"

જયા: "આત્મહત્યા એ તો મહાપાપ છે!"

શાન્ત: "મને લાગે છે કે: તમારે એવી શંકા કરવાનું કારણ નથી. સરદારની સાથે કેદ થએલા તમામ પીંઢારાઓને ફાંસીએ ચડે જ છૂટકો છે–પછી આત્મહત્યાને અવકાશજ કયાં રહ્યો?"

જયા: "પરન્તુ સ્વામીજી તમારા બચાવ માટે બહુજ પ્રયત્ન કરે છે. તમે સ્વામીજીને ઓળખો છો?"

શાન્ત: "નાજી! બુદ્ધિ ભ્રમ થયો તેને ભાન શું? હું દુર્ભાગી કયાંથી ઓળખું?"

જયા: "કલ્યાણીની કૃપા હશે તો તમને અલ્પ સમયમાં દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થશે. ભૈરવી સંબંધી કંઇ સમાચાર તમારે કાને આવ્યા છે કે?"

શાન્તશીલે કહ્યું: "પૂછવાની ઘણી આતુરતા છતાં હું સાહસ નથી કરી શકતો. કૃપા કરીને મને કહોને કે: તેની શી સ્થિતિ છે?"

જયા: "તેને હવે સંપૂર્ણ આરામ થયો છે, પરન્તુ તેના મોં ઉપરથી તે કોઇના દર્શનને માટે તલસતી હોય તેમ જણાય છે. તે, તે સંબંધમાં કોઇને કશું કહેતી કરતી નથી. વીંટી જોઇને તેણે કહ્યું હતું કે: આ વીંટી મેં મારા પતિને આપી હતી, પણ એ અત્યારે જીવિત ક્યાંથી હોય? જીવિત હોય તો વેચી ન મારે? એટલે વીંટી એ કંઇ વિશ્વાસરૂપ–પ્રમાણભૂત ન ગણાય."

શાન્તશીલ હવે વધારે વખત ધૈર્ય ધારણ કરી શક્યો નહિ. તે નીચો વળી જયાના પગના બે અંગૂઠા પકડી–પગે પડી બાળકની માફક ધૂજવા લાગ્યો. અતિશય કષ્ટપૂર્વક જયાએ તે છોડાવી સ્મિતવદને કહ્યું: "જાઓ, જાઓ! લાલાસાહેબ! તમે તે આ શું કરો છો? તમે કુળવાન પંડિત બ્રાહ્મણ થઈને મને પગે પડો છો? મને વૃથા અપરાધમાં ના નાંખો! જુવો! હું યોગિની છું, અને તમે રથા પીંઢારાના અગ્રેસર! તમે તો રથા નરહત્યાકારી વીર! કોણ જાણે કેટલીય પતિવ્રતા સ્ત્રીઓનાં શીયળ નષ્ટ–ભ્રષ્ટ કર્યાં હશે–તમે તે કોણ જાણે કેટલીય બિચારી નિરપરાધિની રમણીઓના પ્રાણ હરણ કર્યાં હશે! આવા તમે મહાવીર થઈને મારા જેવી એક ક્ષુદ્ર યોગિનીના પગમાં પડીને આમ કંપો છો! જો તમારી પત્ની મને મળશે તો આ બધી વાત હું તેને કહી દઇશ."

એ તિવ્ર મશ્કરીથી શાન્તશીલને ઘણુંજ લાગી આવ્યું–તેની આંતરજવાળા વધી ગઈ. તેણે થથરતાં થથરતાં કહ્યું: "જે ઘડીથી પીંઢારાઓ સહિત હું કેદી થયો છું, તે સમયથી મારૂં બળ–વીર્ય, સાહસ–ગર્વ અને અધ્યવસાય ક્ષિપ્રાના પ્રબળ પ્રવાહમાં ડૂબી ગયાં છે. કેવળ એક સામાન્ય આશારજ્જુ વડે હું આ પ્રાણ ધારણ કરી શક્યો છું. યદિ......" બોલતાં બોલતાં શાન્તશીલનું ગળું રૂંધાઈ ગયું. તેણે બોલવાની ઇચ્છા કરી પણ તે બોલી શક્યો નહિ.

જયા: "યદિ–શું? કેમ, બોલતાં અટકી ગયા કેમ?"

ઉ: "જો ભૈરવીનો મેળાપ નહિ થાય તો આત્મવિર્સજન કરીશ."

જયા: "તે અગાઉ મારે એ વાત જાણવી છે. સાચુંજ કહેશો ને?"

ઉ: "ઇશ્વર પ્રિત્યર્થ કહું છું કે: મને હેરાન ન કરો–સત્યજ કહેવાનો!"

પ્ર: "તારા કોણ?"

ઉ: "ચિતુસરદારે ઉછેરેલી–હરણ થએલી બ્રાહ્મણ કુમારી."

પ્ર: "તો પછી તે ભ્રષ્ટ જ ગણાય ને?"

ઉ: "ના, વહેમ ન રાખો! મારે પોતાને માટે તેમજ તારા માટે હંમેશાં માતાજીના પ્રસાદનીજ વ્યવસ્થા હતી. અદ્યાપિ પર્યંત અમે જાતિભ્રષ્ટ થયાં નથી."

એ હકિકત સાંભળીને જયાનો વહેમ કંઇક ટળ્યો. તેણે હસતાં હસતાં કહ્યું: "તમે તમારૂં બ્રાહ્મણત્વ વળાવ્યું નથી એ જાણીને મને પૂર્ણ આનન્દ થાય છે! લેશ પણ નિરાશ ન થશો! ભૈરવી એજ શિવપ્રસાદની કન્યા–બિન્દુ!"

શાન્તા: "તેનાં દર્શન કર્યા વગર મારા આત્માને સ્વર્ગમાં પણ શાન્તિ નહિ વળે! મનમાં થાય છે કે: એકવાર મન ભરીને તેને જોઇ લઉં તો અનંતઘણી વેદના ઓછી થાય."

જયા: "જેવી કલ્યાણીની મરજી! પરન્તુ પીંઢારાના વેશે તમે તેને નહિ જોઇ શકો. એ વીરપોષાક તમારે ઉતારવો પડશે. તમે ઘડીક બેસો હું આવું છું" કહીને જયા ત્યાંથી પોતાની કુટિર તરફ ગઇ.

રોગીના ખંડમાંથી પાછા ફરતાં વચમાંજ જયા અને લાલજીનો મળાપ થયો. પ્રસન્ન વદને જયાએ પૂછ્યું: "કેમ, લાલજી! કુશળ તો છો ને?"

ઉ: "અત્યારે તો કુશળ અને અકુશળ બધું સરખું છે. યુદ્ધ સમાપ્ત થયા બાદ તારા અંતર્ધાન થઇ છે, તેનો પત્તો નથી." એટલું કહીને તેણે તે રાતની તમામ હકિકત જયાને કહી સંભળાવી. જવાબમાં જયાએ કહ્યું: "તમે વ્યર્થ ચિન્તા કરો છો! ચિતુ જેવા પ્રબળદળપતિને કેદ કરી, નવાગઢમાં અંગ્રેજની આણ વર્તાવી, એ તે જેવી તેવી વાત છે? માત્ર પીંઢારાઓનો દૌરદમામ ઉતારવો એજ પ્રમુખ ઉદ્દેશ હતો ને? બ્રાહ્મણકન્યાના ઉદ્ધારની અફવા તો ગૌણ છે! શું કરીએ—જે થાય તે જોયા કરો!"

મોહિત: "જ્યાં સુધી એ બ્રાહ્મણકન્યાની ભાળ ન મળે ત્યાં સુધી મારાથી ઠરીને બેસાયજ નહિ! તમે જાણો છો—મારા ઉપરથી અંગ્રેજ અધિકારીનો વિશ્વાસ ઉઠી જાય!"

જયા: "તે મેં જાણ્યું, પરન્તુ તેને મેળવવી એ સહજ નથી."

મોહિત: "પણ હું ક્યાં નથી જાણતો કે, તારાનું કામ ચમત્કારિક છે? પરન્તુ, સાંભળો એક બીજી વાત કહું. આપણે કોષાધ્યક્ષને અઠવાડિયા પછી ઉદયગિરિ પહોંચતા કરવા પડશે. તે દિવસે બધા કેદીઓના અપરાધની તપાસ થનાર છે."

જયા: "તમે તેમને શી સજા કરવાનો ઠરાવ કર્યો છે?"

મોહિત: "દેવી! એ બાબતમાં મારો હાથ નથી. તેમાં અમારૂં કશુંય ન ચાલે! તેમનો ન્યાય છણવા તો એક ખાસ ન્યાયપતિ થોડા સમયમાં આવી પહોંચશે."

જયા: "પૂજ્ય સ્વામીજી, ગોંસાઈ અને અખિલ સાધુ સમાજે તમને જે સહાય કરી તેમનું કંઇ માન સચવાશે કે?"

મોહિત: "અંગ્રેજીરાજના સદાશય માટે બે મત હોય? મહાપુરૂષોનું કથન એક વખત તેમના ભેજામાં ઉતરવું જોઇએ—અપરાધીને મુક્તિદાન આપવું તે તેમનાજ હાથમાં છે."

જયાઃ "મારે તમને એક ખાસ વાત કહેવાની છે, તે ધ્યાનમાં લેવાશે ?"

મોહિતઃ "તે સંબંધમાં મારાથી બનતું હું સર્વ કરીશ, પરન્તુ તારા—"

જયાઃ "કયી તારા ?"

મોહિતઃ "આપની પૂર્ણ પ્રીતિપાત્ર ભૈરવી. વળી સ્પષ્ટ સમજાવું ? મને ક્ષમા કરજો ! એ હરણ થએલી બ્રાહ્મણકન્યા—એ યોગિનીજ મારૂં જીવન સર્વસ્વ છે !"

એ સાંભળીને જયા આશ્ચર્ય પામી—સહજ બનાવટ કરીને જયાએ કહ્યું: "લાલજી ! એ શું કહેવાય ? બ્રાહ્મણકન્યા છતાં તારા પીંઢારાઓને ત્યાં ઉછરી છે—તેથી તેતો પતિતા થઈ કહેવાય ! એ સ્વતંત્ર મિજાજની સ્વચ્છંદ બાલિકાનું નામ મૂકોને ! તેની સાથે તમારાં લગ્ન થવાથી તમારી કુળ—મર્યાદા નહિ સચવાય."

મોહિતઃ "એ બધું ભવિષ્યમાં જોઇ લેવાશે. અત્યારે તો કુળ—માનને કોરાણે ફેંકી અકુલિનતાનેજ આધીન થયો છું."

જયાઃ "આગળ—પાછળનો જરા પણ વિચાર કર્યા વગર આમ વાત કરવી તે તમને શોભતું નથી. તે સંબંધમાં પ્રથમ તારાનો અભિપ્રાય મેળવવો જોઇએ, પણ મને તો લાગતું નથી."

"તે સમ્મત છે કે નહિ તે હું નથી જાણતો" કહીને તેણે પેલી ઘોર રાત્રિએ પર્વત શિખર ઉપર થએલી વાતચિત અને તેણે આપેલા રક્ષાકવચ—વીંટીનો ઇતિહાસ અને તેનો ક્યાં ક્યાં ઉપયોગ કર્યો તે બધું કહી સંભળાવ્યું.

જયાએ કહ્યું: "આથી કંઇ તારાના મતામત સંબંધી નિર્ણય ન થાય. રાટજાતિ—સમાજના કેટકેટલા મોટા પ્રતિષ્ઠિત પુરૂષો તારાને પ્રાપ્ત કરવા મથે છે. મેં સાંભળ્યું છે કેઃ લાયક વર મળે તો ચિતુ-સરદારે કોઇ પણ સંયોગોમાં ઓછામાં ઓછા સાતલાખ રૂપિયા સુધી પહેરામણી આપવાનો સતસંકલ્પ કર્યો છે ! તારા વયમાં તો એક બાલિકા છે, પરન્તુ તેની ભક્તિ જોઈ છે ? દીન—દુખી ઉપરની તેની સ્નેહ—મમતા અને તેની પરોપકારવૃત્તિની બલિહારી છે ! અમિત સાહસ ખેડવાની તેનામાં હિંમત છતાં તે અતિશય કોમળ છે. કમનિય કાન્તિ સાથે સુંદર વદન શોભા અને રમણીને છાજે તેવી લજ્જા પણ તેનામાં વખાંણવા જેવી છે. આવા અનેક સદ્‌ગુણ-ભૂષિત એ બાળા રખે દેવી તો નહિ હોય એવો ભ્રમ થાય છે ! કોણ જાણે કયો ભાગ્યશાળી પુરૂષ એ અદ્વિતીય રમણીરત્ન મેળવીને ભાગ્યશાળી થશે ! વિધાતાની શી ઇચ્છા હશે એ કોણ કહી શકે ?"

મોહિતઃ "હું તો એક પામર માણસ છું, પ્રાણાન્તેય એ દેવબાળાને પ્રાપ્ત કરવા મારો આત્મા કહે છે. પણ તેની ઇચ્છા વિરૂદ્ધ નહિજ ! બેશક, વામન થઇને ચંદ્રને પકડવાનું આ સાહસ છે."

જયાઃ "હજી સુધી આપનાં લગ્ન કેમ નથી થયાં ?"

મોહિતઃ "મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કેઃ મારે લગ્ન કરવાંજ પડશે. આજથી થોડા દિવસ પહેલાં આમાંનું કંઇજ નહોતું–ભગવાન જાણે તેણે શું ધાર્યું છે !"

જયાઃ "તમે નિરૂત્સાહ કે નિરાશ ન થશો! તારાનું કહ્યું કોઇ કાળે અન્યથા ન થાય. એ તમને કોઇ પણ રીતે એક વખત મળશે તો ખરીજ ! સમય વિચારીને તમે તેના મનનું વલણ જોજો."

મોહિતઃ "તમારી સૌજન્યતાથી હું ખુશી થયો છું. પુનઃ ક્યાં મેળાપ થશે ?"

જયાઃ "કલ્યાણીના મંદિરમાં, નહિ તો અંતિમઆદેશના અવસરે–ફેંસલા વખતે તો હું ઉદયગિરિમાં હાજર રહીશજ."

મોહિતઃ "ત્યાં આવવાનું કંઇ પ્રયોજન ?"

જયાઃ "બંદીવાન શાન્તશીલની જીવન–ભિક્ષાર્થે !"

મોહિતઃ "બીજું કંઇ ?"

જયાઃ "બીજું શું ? વિદેશીના વિશ્વાસ ન હોય ! પારકાંની દયા–માયા રાજખટપટમાં કામમાં નથી આવતી. કલ્યાણ–સંપ્રદાય પીંઢારાઓનો દ્વેષિ નહિ, પરન્તુ તેમનામાં રહેલી દુષ્ટતાનો વિરોધી હતો, તેથીજ પાસે રહીને તેમનો સંહાર કરાવ્યો–હવેજ જોવાનું છે કે, તેનું પ્રતિફળ શું મળે છે ?"

મોહિતઃ "મને મારા પોતાના કરતાં પરાયાના દુખની પીડા વધારે થાય છે. મારે જે કરવું જોઇએ તે મેં કર્યું છે, અને ભવિષ્યમાં પણ કરીશ !"

"ધન્ય છે ! જેવી કલ્યાણીની ઇચ્છા" કહી સુચતુર જયા મોહવશ મોહિતની બુદ્ધિ–શક્તિની મર્યાદા માપીને ત્યાંથી ચાલતી થઈ. મોહિતલાલે વિચાર્યુંઃ "હવે કેમ થાય ? કલ્યાણ માયાભૂમિ છે એ વાત સર્વથા સિદ્ધ છે."

જયાએ ગોસાંઇજીની સમીપ જઇને અત્યાર સુધી બનેલી તમામ હકિકત તેમને જણાવી દીધી. ગોસાંઇએ હર્ષોત્ફુલ્લ વદને કહ્યુંઃ "મંગળે ! તું તારાથી બનતું સર્વ કરે છે, પણ કોણ કહે કેઃ એ અભાગિની ભૈરવીના અદષ્ટમાં શું લખ્યું હશે ! હવે તેમનું ઉભયનું સત્વર મિલન થાય એજ ઇષ્ટ છે. ગોસાંઇનો આદેશ માથે ચડાવી જયા ત્યાંથી કૃતકાર્ય કરવા ચાલી. સહજવારમાં તેણે પોતાનો પૂર્વ સંકલ્પ પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવ્યો–ભૈરવી અને શાન્તશીલનો

સાક્ષાત્કાર થયો. ઉભયનાં ચતુર્નયનનું મિલન થયું. દષ્ટિયોગ થતાં ઉભયે એકબીજાને ઓળખી લીધાં. અનંતકાળના દીર્ઘ વિયોગને લીધે એકબીજાની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. તિવ્ર ઇચ્છા છતાં એકબીજાના મોંથી કોઇ કંઇજ બોલી શક્યું નહિ. ઉભય નિરવ અને નિસ્તબ્ધ છે-મંત્રમુગ્ધવત્ બની રહ્યાં છે! દૂર રહીને જયા આ તમાસો જોતી હતી, તેણે ધીમે રહીને બૂમ પાડીઃ "તારા!" તારા નજીકના ખણ્ડમાંથી આવીને જયાનો હાથ ખેંચીને તેને અંદર લઇ ગઈ.

નવદંપતીને જોઇ જયાએ હસીને કહ્યું: "ભૈરવી! શા વિચાર કરે છે? આ ભૈરવ કોણ?"

ભૈરવીએ સમય વિચારીને કહ્યું: "ભૈરવીને તજીને હવે ભૈરવમાં કેમ જીવ ભટકે છે?"

શાન્તઃ "ક્ષમા રાખો! આ તો ગરીબ બ્રાહ્મણ છે-પૂર્વનો જયનંદન મિશ્ર."

લજ્જાપૂર્વક મૃદુસ્વરે બિન્દુએ કહ્યું: "એ અમે જાણીએ છીએ, આ વીંટી તેનો પુરાવો છે." કહીને તેણે વીંટી પાછી આપી.

શાન્તશીલે વીંટી હાથમાં લઇને કહ્યું: "આ ભૈરવીવેશનું પ્રયોજન?"

ભૈરવી: "આ વેશને સહુ નમે છે—નહિ તો આટલે સુધી અવાય ખરૂં?"

જયા: "બિન્દુ! હવે યોગિની મટીને સૌભાગ્યવતી થાઓ!"

તારા: "મેં તો ઘણુંય કહ્યું પણ એ નથી માનતી. એ તો કહે છે કે: જે વેશના પ્રતાપે મેં તને મેળવી તે વેશ છોડાય કે?"

જયા: "બરાબર છે બરાબર, દેશ છોડાય પણ વેશ છોડાય? હવે અવશેષ જોવાનું બાકી છે."

બધો ભેદ ઉઘાડો પાડતાં જયાએ કહ્યું: "તારા! ભૈરવી તારી જનેતા-બા નહિ હોં કે? એ તો તારી માશી થાય-તેણે તને ઉછેરી હતી, અને આ ખજાનચી તારા માસા-તેમને તો તું સારી રીતે ઓળખે છે ને?" મા નહિ પણ માશી! એ વાત સાંભળતાંની સાથે તારાના હૃદયમાં મહા આઘાત થયો. પોતે માતૃહિના છે તે તેણે આખી ઉંમરમાં આજેજ જાણ્યું. તારાના મોં ઉપરથી તેની માનસિક વ્યથા સમજી જઇને બિન્દુએ કહ્યું: "ના બેટા! હુંજ તારી બા! તને કુશળ જોઇને આજ મારા જીવમાં જીવ આવ્યો છે." એ નિર્મળ વાત્સલ્યભરી વાણી સાંભળીને તારા આનંદ પામી-માતૃ-સ્નેહવશ તારા બિન્દુની કોટે વળગી પડી. શાન્તશીલને બતાવી

માતાએ કહ્યું: "પહેલાં આ પૂજ્યશ્રીને પગે લાગ જોઉં!" તારાએ માતૃઆદેશ શિરસાવંદ્ય ગણી શાન્તશીલને સાત વખત દંડવત્ કરી તેમની પદરજ માથે ચડાવી! બિન્દુ એ જોઇને કૃતાર્થ થઇ. શાન્તશીલ મહા ભાગ્યશાળી થયો, તેને હર્ષનાં આંસુ આવ્યાં. તેને આજે થયું: "હવે મને મોત આવે તો તેથી મને પૂર્ણ આનંદ થશે!"

બિન્દુએ આનંદથી ઉભરાતા હૈયે કહ્યું: "બ્હેન! એકવાર ગા:-"

અદ્વૈત હૃદય ધન કયું એ કહે મન!
સૃજક પાલક જે છે નિત્ય નિરંજન-ઇત્યાદિ૦

માતૃઆદેશ થતાંજ તારા મુક્તકણ્ઠે કહેવા લાગી:—

"કયું...એ કહે મન!" ઇત્યાદિ૦

સાથે સાથે તારાના કહેવાથી જયાએ અને જયાના આગ્રહથી બિન્દુએ પણ સુરમાં સુર મેળવીને ગાવા માંડયું. વિણા-વિનિન્દીત્ સુમધુર કણ્ઠમાંથી નીકળતું એ કીર્તન સાંભળીને શાન્તશીલ ધ્યાનસ્થ થયો! બિન્દુ એ ધ્યાનસ્થ મૂર્તિનાં દર્શન કરી ચીરકૃતાર્થ થઇ! સ્વર્ગ અને નર્કમાં શો ભેદ-પારિજાત અને પાષાણમાં શો ફરક તે આ પળેજ શાન્તશીલ સમજી શકયો. ત્યાર બાદ જયા અને બિન્દુની રજા માગી શાન્તશીલ શાન્તચિત્તે આરોગ્યાશ્રમ તરફ વળ્યો.

---

## દ્વિતીય કલ્પ.

### તેજસ્વિનીતારા વા ભૈરવીનું શું થશે?

યુદ્ધ સમાપ્ત થયા બાદ કેટલાક દિવસ વ્યતિત થઇ ગયા. કલ્યાણીની કૃપા અને જયાના પરિશ્રમથી ઘાયલ સૈનિકો ધીમે ધીમે સાજા થવા લાગ્યા. ભૈરવી સંપૂર્ણ સ્વસ્થ થઇ છે. એક દિવસ જયાએ કહ્યું: "આવતી અગીઆરશે સઘળા ગુન્હેગાર-કેદીઓની તપાસ થનાર છે-તે દિવસે તમામ ગુન્હેગારોએ ઉદયગિરિ જવું પડશે. તે દરમિયાન સૌને સારી રીતે આરામ થઇ જશે. એ સાંભળીને સઘળા કેદિઓએ કૃતજ્ઞતા પ્રકટ કરતાં કહ્યું: "દેવી! અમને મરવાનો લેશ ભય નથી, પરંતુ અંત સમય પર્યંત તમારા ચરણનાં દર્શન થાય એજ કામના છે!

જયાએ પ્રિતિભર્યો સ્વરે કહ્યું: "દયામય તમારા સર્વનું સંરક્ષણ કરો! તમે સૌ સાધુવૃત્તિવાળા ઉત્તમ ચરિત્રવાન થાઓ એજ મારી ઇચ્છા છે" એટલું કહીને જયા કાર્યવશાત્ ત્યાંથી ચાલતી થઇ. બન્દીજનોની વાણી સાંભળી જયાને મહા ખેદ થયો. તેને ખાત્રી છે કે

" તેમને કોઇ કાળે મુક્તિ મળે તેમ નથી, છતાંય તેમને ઠીક લાગવા ખાતર તેણે ઉપર મુજબ બે વચન કહ્યાં.

નવાગઢનો પરિત્યાગ કરીને તારાએ જયાની છત્ર છાયા નીચે આશ્રય લીધા પછી તેના જીવનમાં અનેક ઘણું પરિવર્તન થયું છે. આજ એ અગાઉની નિર્ભય-સ્વતંત્ર વીરબાળા નથી. તેની પ્રકૃતિ અને પ્રવૃત્તિ બદલાઇ છે. હવે તેને વનવિહારનો અભાવ થયો છે. ઉમ્મર લાયક થવાથી કે પછી સ્થળમહાત્મ્યને લીધે પરંતુ તેનામાં અજબ ફેરફાર થયો છે. તેની નીતિ રીતિમાં પણ એક પ્રકારનું વિલક્ષણ પરિવર્તન જોવામાં આવે છે. વગર કામે હવે તે જ્યાં ત્યાં જતી નથી—અલબેલા યૌવને તેનામાં પગરણ કર્યાં લાગે છે ! યૌવનાવસ્થામાં પ્રવેશ કરવા છતાં તેણે પ્રભુભજન અને યોગિની વેશ તજ્યો નથી. એ યોગીનિ વેશનો પરિત્યાગ કરવાનું કહેવું તે એક તેની દૃષ્ટિએ અપરાધ કરવા બરાબર છે. તેને એમ પણ ખરૂં કે: કદાપિ બીજો વેશ સારો લાગે વા ન લાગે !

એક દિવસ સાયંકાળના વખતે પોતાની કૂટિર સામેના એક અશોકવૃક્ષની પાસે પડેલી એક શીલા પર બેસીને તારા પોતાના મનથી અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરતી હતી, ત્યાં એકાએક તેનું ચિત્ત પ્રભુ તરફ આકર્ષાયું—તેણે ગાવા માંડયું: " હે, નાથ ! મને નિર્ભય પદમાં સમાવો ! " વગેરે. આંગણામાં પિંજરબદ્ધ પેલા કાકાકૌઆએ પણ વચ્ચે રાગ પૂર્યો: " એ ००० નિર્ભય પદમાં સમાવો ! " એ સાંભળીને બિન્દુના હૃદયમાં અનેક પ્રકારના તર્કવિતર્ક થવા લાગ્યા. તેને કંઇક સાંભળી આવ્યું. તેની આંખમાં આંસુ આવી ગયાં. બિન્દુના ખોળામાં માથું મૂકી પડેલી નિર્મળાના ગાલ પર ગરમગરમ બે અશ્રુબિન્દુ બિન્દુની આંખમાંથી સરી પડયાં, તેથી તારા એકદમ ચમકીને બેઠી થઇ ગઈ. તેણે પૂછ્યું: " આમ કેમ ? બા ! આજ તમે ભગવત્ પ્રાર્થના સાંભળીને કેમ ધૂજો છો ? "

બિન્દુ: " મને તેની કંઇજ ગમ પડતી નથી, પરન્તુ વાહ ! ભજન કેવું ઉત્તમ છે ! બહેન ! એક વાર ગા જોઇએ: ' હે શ્યામ ! મને નિર્ભય પદમાં સમાવો ! ' વાહ વાહ ! "

નિર્મળા: " ના, બા ! તમે ધૂજો છો કેમ ? હવે એ ભજન હું નહિ બોલું—એટલું કહીને નિર્મળાએ એક પુષ્પહાર ગૂંથવા માંડયો. સાથે સાથે માતા–પુત્રી વચ્ચે આ પ્રમાણે વાતચિત થઇ:—

પુત્રી: " કારંજાનો પરિત્યાગ કરે કેટલો વખત થયો ? "

માતા: " લગભગ દશેક વર્ષ થયાં હશે. "

પુત્રી: " હવે પાછાં ક્યારે જશો ? "

મા: "કેમ, બા! હવે ત્યાં આપણું કોણ છે તે જઈએ!"

પુ: "કેમ, વળી આખું કારંજા તો ઉપાડીને કોઈ ચાલ્યું ગયું નહિ હોય! એ ઋષિઆશ્રમ જેવું આપણું ઘર વગેરે હશે કે નહિ!"

મા: "અત્યારે તો તે સ્થાનમાં કેટલોય ફેરફાર થઈ ગયો હશે."

પુ: "અને પેલી મયલા માછી!"

મા: "ગાંડી નરી! પણ હવે તો મંગળા કહે! હાં, એ તને સાંભળે છે!"

પુ: "મને કોક વખત તે યાદ આવે છે. આપણાં આ જયા માશીની પેઠે તે મને બહુજ ચહાતાં, કેમ નહિ! મને ખોળામાં બેસાડી રમાડતાં અને ઈશ્વર ભજન શીખવતાં તે મને બરાબર યાદ છે."

મા: "તેમને મળવાની ઇચ્છા થાય છે કે! તારે તેમને મળવું છે!"

પુ: "હા, બા! તેમને મળવાની મને બહુ ઇચ્છા છે પરંતુ કયાં કારંજા અને કયાં આપણે!"

એજ પળે જયાદેવી ત્યાં ઉતાવળે પગલે આવતી દેખાઈ. માએ કહ્યું: "જો! આ સામેથી કોણ આવે છે!"

તારાએ હસતાં હસતાં કહ્યું: "તે તો જયામાશી છે. કોણ જાણે કયોય દેશ જીતીને આવતાં હશે!"

નિર્મળાનું હાસ્ય પૂર્ણ થતા ન થતામાં તો જયા આવીને ઉભી રહી. નિર્મળાએ હર્ષોત્ફુલ્લ વદને પ્રશ્ન કર્યો: "આજ કંઈ ડંકો વગાડીને આવો છો! કોનો જય થયો!"

ઉ: "જય! આજ ભૈરવીનો વિજયડંકો વાગ્યો છે. તારા ઉરફે નિર્મળા આજ સર્વમય થઈ રહી છે.

બિન્દુએ સ્મિત હાસ્ય કરીને કહ્યું: "આ બધી શેની જય વિજયની વાતો ચાલે છે!"

નિર્મળા: "જયા માશીના બોલવાનું શું કહેવું? પણ બા! હવે સઘળા દરદિઓને આરામ થઈ ગયો છે. જયા માશીનાં દર્શનથી તેમનાં સર્વ પાપનો ક્ષય થયોજ સમજી લ્યો!"

જયા: "ગાંડી! કંઈ બોલતાં આવડે છે! એમ કહે કે: જયનંદનો જય થયો! અને ભૈરવીનો વેશ પણ સફળ થયો!"

બિન્દુ: "જયા! રહેવા દે ને એ બધી મશ્કરી! ભગવાન જાણે કેવોય જય થશે!"

"જયાએ આંગળીના વેઢા ગણતાં ગણતાં ઠાવકી રીતે કહેવા માંડયું: "આ... ધન મકર ને કુંભ કાલનો દહાડો બહુજ ઉત્તમ છે, પછી મીન મેષ અને વરખ—લ્યો બધી વાતે અનુકૂળ છે, મિથુન કન્યા તુલા,

બરાબર છે બરાબર, જયનંદન અને યોગિનીનો મેળાપ થયો ! હવે બધું થાળે પડશે. ભયંકર કાળમેઘ ચઢયો હોય તેમાં વિજળીનો ચમકારો કેવો લાગે છે ! તેજ પ્રમાણે બિન્દુનું ભાગ્ય પણ ચમકશે–એવી જગદંબાની આદેશવાણી સંભળાય છે."

બિન્દુ: "જયા ! હવે તે શું ચમકવાનું બાકી રહ્યું છે ? આથી ઉજળા દિવસો કેવા હતા હશે ? દુખના દિવસો કલ્યાણીની કૃપાથી ગયા છે અને પુનઃ મારૂં પ્રાણધન મેં પ્રાપ્ત કર્યું છે, પછી મારે શું જોઇએ ?"

જયા: "અરે ! હજી તો મહોત્સવ થશે–પણ એ યોગિની વેશે નહિ હોં ? તારા સાંભળે છે ને ?"

બિન્દુ: "એ છોકરીને મેં ઘણું કહ્યું પણ કયાં એ જક્કી ઘેટા જેવી માને તેમ છે ? નાનપણમાં વળી યોગિનીવેશ કેવા ?"

બરાબર યોગ હાથમાં આવવાથી જયાએ ઉપરનો રોષ પ્રકટ કરીને કહ્યું: "તારા ! તારો સ્વભાવ આવો કયાંથી થયો ? તારે માટે પેલો બિચારો લાલજી કેટલું કરે છે, પણ તને કયાં કોઇની દરકાર છે? જો તારો પત્તો ન ખાય તો બિચારાને તેના મેજર સામે કેટલું સાંભળવું પડશે ! આ અગીઆરશને દિવસે ઉદયગિરિમાં મોટો દરબાર ભરાવાનો છે. તે સમયે ત્યાં બધા પીંઢારાઓના ગુહ્નાની તપાસ થશે. મોડામાં મોડી તે પ્રસંગે જો તું હાજર ન હોય તો તેને બિચારાને માથે શીએ આસમાની સુલતાની ગુજરી જાય !'

તારા: "મારી માન્યતા મુજબ સેનાપતિનું કાર્ય સમાપ્ત થયું છે. તેમણે શિર સાટે પીંઢારાઓને હરાવી કેદ કર્યા, અને ચિતુસિંહ જેવા પીંઢારાઓના અધિનાયકને તાબે કર્યો એ કંઇ જેવી તેવી વાત છે કે ? નવાગઢ તો તેમણેજ અંગ્રેજોને તાબે કરી આપ્યો છે, તેમનો સંપૂર્ણ જય થયો છે ! છતાં તમે તેમના અનિષ્ટનો ખ્યાલ કરો છો ? "

જયા: "સંપૂર્ણ જય ખરો અને અધૂરો પણ ! સેનાપતિ જાણે છે કેઃ યુદ્ધ સમાપ્ત થયા પછીજ એ બ્રાહ્મણકન્યા કયાંક ચાલી ગઇ છે ! ત્યાર પછી તેનો કંઇજ પત્તો નથી ! પરંતુ મેજર સાહેબને ગળે તે બીના ઉતરે ? એ તો કોઇ પણ રસ્તે તેને હાજર કરવી જ જોઇએ !"

તારાનાં ભવાં ચડી ગયાં, તે બોલી: "જાઓ ! તારાને પકડીને લઇ જાય એવી તે સેનાપતિની શી મગદૂર છે ? હા, તારાને વાજબી લાગશે તો તે સ્વયં યથાસમયે ત્યાં ઉપસ્થિત થશે ! પણ લાલજીના કંઇ સમાચાર–કુશળ તો છે ને ?"

તારાએ આજ પહેલીજ વાર મોંથી લાલજીનું નામ દીધું. તેના બોલવામાં કેવળ સ્વભાવસુલભ સરળતા હતી. આજની નાની નાની ઢીંગલિઓ જેવું પણ તે સમજતી નહોતી, છતાંય જયાએ ટોળ કરવાની ખાતર સહજ ઠાવકું મોં રાખીને કહ્યું: " છે જરીકે ભાન—જાણે સાવ કશું જાણતી જ નથી ? તું તો બા અત્યારથી આકાશ પાતાળનાં શમણાં જોતી હઇશ ! કેમ, નીચું કેમ જુવે છે વારૂ ?"

આ સાંભળીને તારા ઝંખવાણી પડી. નિર્દોષ હાસ્યભર્યું મોં કંઇક ગંભીર થયું. પ્રફુલ્લતાને સ્થળે કંઇક વિષાદની છાયા જણાવા લાગી. કેટલીય વાર સુધી તારાએ વિચાર કરીને જવાબ આપ્યો: " સારૂ, બાપુ ! જો એમ છે તો હું દરબારમાં આવીશ, પણ તમારે મારી સાથે આવવું પડશે " એટલું કહીને તારા પાછી હાર ગૂંથવા લાગી. થોડી વારમાંજ હાર તૈયાર કરીને તેણે કહ્યું: " માશી ! આ હાર કેવો સરસ છે ? "

જયા: " હા, બહુજ સરસ—વરરાજાને લાયક છે ! "

" ના, બા ! આ તો મેં માતાજીને વાસ્તે બનાવ્યો છે–હું માતાજીનેજ પહેરાવીશ " કહીને તેણે એ હાર જયાની પાસેથી લઇ લીધો. જયા ઉપર ઉપરથી મોં ફેરવીને બોલી: " જો એમજ હોય તો, જા, તારો હાર તું તારી મેળે પહેરાવજે તારી માતાને—હું તારા હારને હવે નહિ અડકું. "

તારા પોતાનો વાંક ગણીને–દયાર્દ્ર વદને કહેવા લાગી: "માશી ! ત્યારે તમે આ હાર રાખો, હું વળી કલ્યાણીને માટે બીજો બનાવીશ."

બનાવટી ક્રોધ કરીને જયા બોલી: " એ તો મેં જોયો તારો હાર ! નાંખને જઇને ગોદાવરીના ઉંડા પાણીમાં ! હું કયાં નથી બનાવું એવી ! તું પહેર્ય, તારી ભૈરવીને પહેરાવ કે પછી કલ્યાણીને ગળે ઘાલ્ય, એમાં મારે શી લેવા દેવા ? " એટલું કહીને જયાથી જરી હસી જવાયું.

તારા: " માશી ! આવો રાગ શું કરવા કરે છે ? યોગિનીને વળી રાગ શા ! યોગમાં તો વિરાગજ શોભે ! "

જયા: " જો, તારા ! હું રાગ નથી કરતી, સાચું કહું છું, તું તારી મેળે આ હાર બિન્દુનેજ પહેરાવજે ! "

તારા: " આજ તો એ વિરાગિની–યોગિની છે. માજીની કૃપા થયા વગર એ પુષ્પમાળા પહેરે ખરી ? શું આ યોગ–જીવનનો અંત નહિજ આવે ? "

ડાહી–શાણી તારાની મીઠી વાણી સાંભળીને બિન્દુ હસવા લાગી. તેણે હસતાં હસતાં કહ્યું: " બહેન ! સાધનાનો તે કંઈ અંત

છે ? યોગ-સાધન તો જીવન પર્યંતને માટે પણ હોય ! આ વેશ, તે તો ખાલી બાહ્ય ઉપકરણ છે. ”

તારા: “ ના, બા ! ત્યારે તો હું યોગિની નહિ થઉં ! આખી જીંદગી સુધી એ વેશ કેમ રખાય ? ”

જયા: “ હા, પણ તને કહ્યું કોણે ? તું તારી મેળેજ યોગિની થઇ છે ને ! તને જ્યારે ન ફાવે ત્યારે ઉતારીને ફેંકી દેજે, તને કોણ બાંધી મારે છે ? ”

“ એ તો એમજ થશે. હું મારા રોજના પોષાકમાંજ દરબારમાં હાજર થઇશ. એ વેશે મને કોઈ નહિ ઓળખી શકે. બ્રાહ્મણ-કન્યાને ઘટતો પોષાક રાખવામાં શો વાંધો છે ? ”

બિન્દુ: “ કંઇ હરકત નહિ. આપણો પહેરવેશ પહેરવામાં ખોટું હોય કે ? વાંધો તો વર્ણસંકરતામાં હોય ! જો તો ખરી-તને આપણો પોષાક કેવો સરસ લાગે છે ? ”

“ હું તો મારે ફેંકી દઉં છું આ કપડાં ” કહીને તારા ત્યાંથી એકદમ ચાલતી થઇ.

બિન્દુએ હસીને કહ્યું: “ મંગળા ! જોયું કે ? તારાના બાલ-સ્વભાવમાં અને હાલમાં તને કંઇ ફેર જણાય છે ? ”

જયા: “ ખીલતી કળી જેવી, ઉગતા સુધાકર સમાન, વરસતી અમૃતધારા જેવી એ મોહમયી છોકરી મને બહુજ વહાલી લાગે છે. તેને હસતી જોઇને મારા શરીરમાં શેર શેર લોહી ચડે છે. ”

ત્યાર બાદ કેટલાક સમય પર્યંત ઉભય મૌન રહ્યાં. જયા અતૃપ્ત નયને બિન્દુના મોં સામું જોઈ રહી. લાંબા વિચારને અન્તે તેણે મૃદુમંદ સ્વરે કહ્યું: “ બિન્દુ ! આશાજ જીવનનું મૂળ છે. તેં જે આશાપૂર્વક આ જીવન ધારણ કર્યું છે, તે આશા કદી કલ્યાણી કૃપાથી પૂર્ણ થાય તો પછી આ ભૈરવીવેશ રાખવાનું કંઇ પ્રયોજન ? કલ્યાણીમાં કોષાધ્યક્ષથી કોઇ અજાણ્યું નથી. ગોસાંઇજીની એવી ઇચ્છા છે કે: માતા જગદંબાના સાનિધ્યમાં તમો ઉભયનું મિલન થયા પછી પતિગ્રહણમાં કંઇ બાધ ખરો ? ”

બિન્દુ હમેશાં શુદ્ધ ચિત્તે જયાની સાથે વાતચિત કરતી આવી છે. તેને પોતાને તો ખાત્રીજ છે કે: પતિને માટે સર્વથા દેહાંત દંડજ નિર્માયો છે, તેથી તેની માત્ર એકજ ઇચ્છા છે કે: અંતિમ, પતિના જડદેહની-શબની પ્રાપ્તિ થાય એજ બસ છે ! આ વાત તેણે જયાને સ્પષ્ટ શબ્દોમાં કહી નાંખી, કારણ તેથી પછી લોક લજ્જા અને આચારભ્રષ્ટતાનો વાંધો ન રહ્યો ! પ્રત્યુત્તરમાં જયાએ કહ્યું: “ પીંઢારાઓના દળમાં શામીલ થવાથી શાન્તશીલને આચાર ભ્રષ્ટ

કહો છો, તો પછી નિર્મળાનો પણ પુત્રી તરીકે સ્વીકાર કરવા કરતાં-ત્યાગ કરવોજ ઇષ્ટ છે ને ?"

એ સાંભળીને બિન્દુનું મોં લેવાઇ ગયું. તેના ચહેરા ઉપર શોકની છાયા પ્રસરી ગઇ. તે મૌન રહી. બિન્દુ જયાને પ્રત્યુત્તર ન આપી શકી. તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. બિન્દુની એ અવસ્થા જોઇને જયાએ કહ્યું: "એવી વ્યર્થ ચિન્તા કરવાનું કંઇજ પ્રયોજન નથી-તેથી કંઇ જાતિભ્રષ્ટ નથી થવાતું. બેમાંથી એક પણ જાતિ ભ્રષ્ટ નથી. એ માસા ભાણેજી માટે હમેશાં માજીના પ્રસાદનીજ વ્યવસ્થા થતી હતી. તેમણે કોઈ દિવસ પીંઢારાઓના અન્ન-પાણીને સ્પર્શ સુદ્ધાં કર્યો નથી."

એક દીર્ઘ નિશ્વાસ નાંખીને બિન્દુએ મર્મભેદી સ્વરે કહ્યું: "જેણે પોતાના કુળગૌરવનો ત્યાગ કરીને નીચકુળવાળા જનોનું દાસત્વ-આશ્રય ગ્રહણ કર્યો તેમનું કુળાભિમાન ક્યાં રહ્યું ? પણ ગોસાંઇજી એ બાબતમાં સમ્મત છે કે ?"

જયા: "તેમની ચિન્તા નથી. સ્વામીજી અને ગોસાંઇ બન્નેએ નિશ્ચય કર્યો છે કે: આવતીકાલે એટલે અજવાળી છઠને દિવસે માતાજીનાં પૂજન-આરતી થયા બાદ ઉભય પતિ-પત્નિએ માતાનો પ્રસાદ ગ્રહણ કરવો. એ માંગલિક અવસરે સ્વયં સ્વામીજી અને ગોસાંઇ હાજર રહેશે. કલ્યાણ જેવું તે પુણ્ય ક્ષેત્ર !"

એ સાંભળીને બિન્દુ અનિમિષ નેત્રે મંત્રમુગ્ધવત્ જયાના મોં સામું જોઇ રહી. ઉભયની આંખમાં આનંદાશ્રુ ઉભરાયાં. "સકલ કલ્યાણકારિણી કલ્યાણી તમારૂં કલ્યાણ કરો" કહી જયાએ બિન્દુને છાતી સાથે દબાવી. બિન્દુ જયાના સ્કંધ ઉપર માથું ટેકવી કહેવા લાગી: "જયે ! તમારૂં જીવનજ સાર્થક છે-તમારા નિષ્કામ જીવનની બલિહારી છે ! પરાયાને સુખી કરી તમે સુખી થાઓ છો ! કેવળ પરોપકારાર્થેજ તમે ગૃહત્યાગી થયાં છો !"

"તમારા જેવાં અનેકને સુખી જોવાથી મને બહુજ આનંદ થાય છે. હવે તમારા યોગવૃત્તની સાર્થકતા થઇ છે" કહીને જયા ત્યાંથી ઉઠી ઉભી થઇ. કાકાકૌઆએ એ બધી વાત સાંભળીને ગાવા માંડયું:—

સદા આનંદે મસ્ત રહી કૃષ્ણ કૃષ્ણ કહો !
સમય સોનેરી મળશે નહિ આવો—હે, નાથ !

તેના પ્રત્યુત્તરમાં જયાએ કહ્યું:-

ખુશી થાને તું ખુબ વનમાળી,
લગ્ન ભૈરવીનાં-કાલ છે-દીવાળી !

તને ભોજન મનભાવતાં જમાડું,
પછી કાળજું આ મારૂં થશે ટાઢું.

સહસા કુટિરની સામેના વૃક્ષ ઉપર બેસીને ઘૂવડે અમંગલ શબ્દથી જયાના કાળજાને વીંધી નાંખ્યું. તેને ઉડાડી મૂકવા જયાએ ઘણોજ પ્રયત્ન કર્યો પણ તે કેમ ઉડે ? આ સમયે લગભગ બે-એક પ્હોર રાત્રિ ગઇ હશે. અનેક પ્રકારના વિચાર વમળમાં ગોથાં ખાતી જયા પોતાના નિવાસગૃહમાં ગઈ. તેને થાય છે કે:—

"હે, ભગવન્ ! ભૈરવીનું શું થશે ?"

---

## તૃતિય કલ્પ.

---

### પતિગ્રહણ.

---

આજવાળી છઠ્ઠનુ આજ મંગલમય પ્રભાત છે. આજ ભૈરવી પતિ ગ્રહણ કરનાર હોવાથી માતાજીની ષોડશોપચાર મહાપૂજા થાય તેવી ગોઠવણ કરવામાં આવી છે. આજ કલ્યાણમંદિરમાં આનંદ ઉત્સવ થઈ રહ્યો છે. આજ કલ્યાણ સ્વર્ગધામ બની રહ્યું છે. હવે સૌએ જાણ્યું કે: ભૈરવી અને શાન્તશીલ ઉભય પતિ-પત્નિ છે, અને તારા એજ હરણ થએલી કારંજાની બ્રાહ્મણકન્યા છે, અને જયા-ભૈરવીની સમપ્રાણા સખી-કારંજાની એજ દયાની અધિદેવી મંગળા છે. મંગળા વયમાં મોટી હોવાથી ભૈરવી તેને હમેશાં માન આપતી. મંગળાની સદ્‌શિક્ષાના પ્રભાવને લીધેજ ભૈરવી સાધન-તત્પર બની છે. મંગળાની નિસ્વાર્થ સેવા અને કલ્યાણ કામનાને લીધેજ લાંબા સમયે પણ પતિ-પત્નિનું અણધાર્યું સ્વર્ગીય મિલન થયું છે. બિન્દુની સાથે શાન્તશીલ ઉર્ફે જયનંદનનું દેવદુર્લભ મિલન-દર્શન થવું તે કેવળ ભગવાનની પૂર્ણ કૃપાજ ! આ બનાવથી કલ્યાણસંપ્રદાયના સાધુ-સન્યાસિઓના મનમાં પણ મહા આનંદ ઉપજ્યો છે.

પૂજનકાર્ય સમાપ્ત થયા બાદ યથાસમયે ભૈરવીને સાથે લઈ મંગળા મંદિરમાં આવી પહોંચી. બિન્દુએ હજી પણ ભૈરવી વેશ ઉતાર્યો નથી. માત્ર ઉત્સાહિની મંગળાએ તેને મહા પ્રયાસે ટાકી ટાકીને નવરાવી ધોવરાવી તેના ચિન્તાક્લિષ્ટ મોં ઉપર કંઇક ઉજેશ આણ્યો છે. તેના લૂખા કેશકલાપમાં તેણે મહા પરાણે સૌગંધયુક્ત ઉત્તમ પ્રકારનું તેલ નાંખીને વેણીબંધન કર્યું છે. આ બાજુ

જયનંદન સહિત ગોસાંઈ રોગીના આવાસમાંથી નીકળી મંદિરમાં પહોંચ્યા. તેમને જોતાંની સાથેજ તેમની સાનિધ્ય જઇ મંગળાએ કહ્યું: "ગોસાંઇજી! માતાજીના દરબારમાં આજ ઉભય-દંપતીનું મિલન થાય તે કેવળ કલ્યાણીની દયાજને?" આસપાસ એકઠાં મળેલા અનેક સાધુજનો તરફ દૃષ્ટિ ફેંકી મંગળાએ કહ્યું: "સૌ એક સાથે કહો જોઇએ: "કલ્યાણદાયિની ભગવતી કલ્યાણી ભૂત માત્રનું કલ્યાણ કરો!" ત્યાર બાદ ગોસાંઇજીની ઇચ્છાનુસાર સાક્ષાત્ ઇશ્વરાવતાર-તપોનિષ્ઠ મહાવૃદ્ધ સ્વામીજીએ માજીના ચરણમાંથી થોડાંક પુષ્પ-પ્રસાદી લઇને બિન્દુ અને જયનંદનને માથે મૂકયાં, અને ચરણોદક છાંટયું. દંપતીએ ભક્તિભર્યા હૃદયે સ્વામીવર્યને પ્રણામ કર્યા, અને મહાપુરૂષે દંપતીને આશીર્વાદ આપ્યો: "ઘણા સમય પછી ઉભય દંપતીનો ભેદભાવ આજ કલ્યાણીની કૃપાથી નષ્ટ થયો છે. માતાજીના કૃપાપ્રસાદથી આજ તમે ઉભય દૃઢ દાંપત્ય-બંધનથી જોડાયાં છો. તમારાં એ અભિન્ન હૃદય ચિરકાળ પર્યંત અભિન્ન રહો!" આશીર્વચન પૂર્ણ થતાંજ આખા મંદિરમાં આનંદનો સાગર ઉછળી રહ્યો. પતિ-પત્નીએ મંદિરસ્વામી તથા મંદિર સ્વામિનીને-સાધિકાઓને ભક્તિપૂર્વક પ્રણામ કરીને કહ્યું: "કૃપા કરીને આજથી આપ સૌ અમને કલ્યાણીનાં સંતાન તરીકે સ્વીકારજો!" મંદિર સ્વામીએ મૃદુ-મધુર સ્વરે કહ્યું: "એ તો જગજ્જનની છે. જે ભક્તિપૂર્વક તેનું સ્મરણ કરે છે, તે અવશ્ય તેનાં દર્શન કરી શકે છે. મહામાયા તો દયામયી-ભક્તિને વશ છે. તમારામાં ભક્તિ-શ્રદ્ધા હોય તો તમે અવસ્ય આજથી માજીનાં સંતાન છો." કલ્યાણકુમ્ભમાંથી શાન્તિજળ લઇને સ્વામીજીએ દંપતીના શિર ઉપર માર્જન કરતાં કરતાં કહ્યું: "શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ આજથી તમારે સંતાન તરીકે કર્તવ્યપાલન કરવું પડશે." પતિ-પત્નીએ પુનઃ સ્વામીના પાદયુગ્મમાં પ્રણામ કરી કહ્યું: "પ્રભો! આપશ્રીનો આદેશ અને ઉપદેશ અમે કદાપિ નહિ ભૂલીએ. કાયમનોવાકય માતાજીનાં સંતાન તરીકે અમે રહીશું. ઘડીભરને માટે તેઓ તમામ ચિન્તાઓને ભૂલી ગયાં. નવજીવનમાં નવોત્સાહ આવ્યો. સંતાનના કર્તવ્યપાલનમાં અચળ અનુરાગ પેદા થયો. આ મિલનના પરિણામની કોને ખબર-એ કોણ કહી શકે?"

આ બધો વ્યાપાર નિર્મળા દૂર રહે રહે શાન્તિપૂર્વક જોતી હતી. તે સમયે એક શબ્દ સરખોય ઉચ્ચારવાનું તેનામાં સાહસ ન આવ્યું. જયાએ નિર્મળાને તાણી જઇને બિન્દુ અને ગોસાંઈ સામે ઉભી રાખી. ગોસાંઇએ તેને કહ્યું: "નિર્મળે! બિન્દુ તારી જનેતા તુલ્ય છે, બાલ્યાવસ્થામાં તેણેજ તારૂં પાલનપોષણ કર્યું છે. તારી મા તો

તને બહુજ નાની મૂકીને મરી ગઇ હતી. પિતાનો પ્રેમ પણ તું નથી પામી. હવે તેની આશા પણ રાખીશ નહિ" કહીને તેઓ નિરાશભર્યા હૃદયે પોતાની સાધનકૂટિર તરફ ચાલ્યા ગયા.

અત્યાર સુધી મંગળા મૌન પકડીને બેસી રહી હતી. સમય સાધીને તેણે નિર્મળાને કહ્યું: "કેમ, તારા! માસાને તેં ઓળખ્યાને? આજ તેમનાં અને ભૈરવીનાં લગ્ન થયાં—જો આ તારો ગૂંથેલો હાર ખરો કે નહિ" કહીને તેણે એ પુષ્પહાર બિન્દુને પહેરાવ્યો. નિર્મળાએ પ્રસન્ન હૃદયે કહ્યું: "માશી તેં કલ્યાણમાં આવીને કદીએ આવો દિવસ જોયો છે?"

નિર્મળાને હર્ષઘેલી થતી જોઇ બિન્દુએ અતિશય હર્ષ પામીને કહ્યું: "બહેન! આતો સહજાનંદ છે, પરન્તુ માજીની ઇચ્છા હશે તો આપણે થોડા કાળમાં પૂર્ણાનંદ પ્રાપ્ત કરીશું. નિર્મળા બિન્દુના કહેવાનો આશય ન સમજી. તેણે સરળ ભાવે ઉત્તર આપ્યો: "કલ્યાણધામમાં તો સદા આનંદમંગળજ હોય!" મંગળાએ બિન્દુ સામી દૃષ્ટિ કરી, નિર્મળા સાંભળે નહિ તેમ ધીમે સ્વરે હસીને કહ્યું: "એ પ્રતાપ પણ આપણોજ!"

ત્યારબાદ મંદિર સ્વામિનીની આજ્ઞાથી યોગિનીનિવાસગૃહથી થોડેક છેટે ભૈરવીને માટે રહેવાનો બંદોબસ્ત થયો. જયાની સૂચના મુજબ આશ્રમની એક પરિચારિકા બિન્દુ અને જયનંદનને મુકરર કરેલા સ્થાને લઇ ગઇ, બાદ અનેક સાધુ સાધ્વી પણ ત્યાંથી ચાલતાં થયાં. મંદિરસ્વામીને ઉદ્દેશીને જયાએ કહ્યું: "પ્રભો! હજી માજીની ઇચ્છા પૂર્ણ નથી થઇ. હજી બીજાં બે મોટાં કાર્ય આપને કરવાનાં બાકી છે:—

પ્રથમતઃ "જે કેદ પકડાયા છે તે તમામ પીંઢારાઓ અને તેમના અનુયાયીઓ છે. અંગ્રેજની તેમના ઉપર બહુજ કડક નજર છે, તેથીજ મને થાય છે કેઃ શાન્તશીલને કોણ જાણે કેવીએ શિક્ષા થશે! સેવક સંપ્રદાય અને સાધુ જનોએ મળીને નિર્ણયને દિવસે શાન્તશીલના બચાવનો યત્ન કરવો અને તેમ થાય તોજ પીંઢારાઓનો મદ ઉતારવાને કલ્યાણસંપ્રદાયે જે બહુમૂલ્ય સહાય અને સહાનુભૂતિ આપી છે, તેની તેમણે કંઇક કદર કરી માની શકાય. મને ખાત્રી છે કેઃ તેઓ જો તે સંબંધી સહજ વિચાર કરશે તો ન્યાયાધિકારી એક બ્રાહ્મણસંતાનને ક્ષમા દાન કરતાં લેશ પણ આનાકાની કરશે નહિ."

આ બિના સાંભળીને મંદિરસ્વામીએ કહ્યું: "કલ્યાણ! કલ્યાણ! જયે! તારી ભાવી સંકલ્પના ઉત્તમ છે. તારી બુદ્ધિ—શક્તિને

ધન્ય છે ! હંમેશાં તું પારકાનાં સુખ શોધવામાંજ રચીપચી રહે છે ! ઠીક તેમ કરીશું."

જયા: "હવે એક અન્ય વાત એ છે કે: એક પ્રકારે જોવા જતાં કલ્યાણ-સંપ્રદાય અંગ્રેજરાજનું ચિર ઉપકૃત છે. તેમને લીધેજ પીંઢારાઓનો ત્રાસ ઓછો થયો છે, અને તેને લીધેજ આજ-કાલ કલ્યાણુસંપ્રદાયમાં દિવસે દિવસે માણસોની સંખ્યા વધતી જાય છે. તેમની અથાક મહેનતના પ્રતાપેજ સાધુ-સન્યાસી જનોનો સાધનમાર્ગ નિષ્કંટક થયો છે. જેમ જેમ સાત્વિકવૃત્તિ પ્રધાન શક્તિ-સેવાસમાજ અર્થાત્ ઉપાસક વર્ગ વધતો જશે તેમ તેમ સનાતન હિન્દુધર્મનો ઉત્કર્ષ થશે. પીંઢારાઓ રાજસી અને તામસી પ્રકૃતિના હોવાથી તેમની ઉપાસના પણ તેવીજ રાક્ષસી પ્રકારની-જીવહિંસા અને સુરાપાનાદિકમાંજ કલ્યાણીની કૃપાની માન્યતા હોવાથીજ તેમના કુળનો વિનાશ થયો છે. અસુર સંહારિણી જગદંબા સત્વગુણ-પ્રધાન સુરજનો ઉપરજ તુષ્યમાન થાય છે. પીંઢારાઓના દમનમાં આદર્શબ્રાહ્મણયુવક મોહિતલાલનો મુખ્ય હિસ્સો છે. તે કલ્યાણનો પરમ હિતષી છે. માજીના સંપ્રદાયમાં સહયોગ કરવાને તે સંપૂર્ણ લાયક છે."

મંદિરસ્વામી: "માજીની કૃપાનો કોઇ ઇજારદાર નથી-તેની કૃપા મેળવવા સૌ સમાન હકદાર છે. માજીનાં સંતાનની સંખ્યા જેમ જેમ વધે જશે તેમ તેમ કર્મક્ષેત્રનો તેટલોજ વિસ્તાર થશે. કલ્યાણમાં ધર્મવીરનો સુકાળ છે, અને કર્મવીરનો દુષ્કાળ છે-લાલજીના સહકારથી એ ખોટ અવશ્ય પૂરાશે !"

મંદિરસ્વામીની: "આપના કહેવાનો ભાવાર્થ સમજાતો નથી. તે વાત મારા હૃદયમાં નથી ઉતરતી. લાલજી ગમે તેમ પણ અંગ્રેજ ફોજનો નેતા થઇને આવ્યો છે, તેનું કાર્ય પત્યું એટલે અંગ્રેજ ફોજની પાછળ તે કયાંય ચાલ્યો જશે. થોડા દિવસ પછી તેને કલ્યાણ યાદ પણ નહિ આવે. સ્વાર્થ-આત્મકલ્યાણની કામના છે ત્યાં સુધી કલ્યાણમાં મીઠાશ જણાય છે પછી તે તેને કડવું લાગશે !"

જયા: "ના ના, એવું ન બને તેને માટે પાકો બંદોબસ્ત કરીશું."

મંદિરસ્વામી: "કેવા પ્રકારનો બંદોબસ્ત ?"

જયા: "લાલજીના કાર્યકૌશલને લીધેજ બ્રાહ્મણ કન્યાનો ઉદ્ધાર થયો છે—તે તેમના વીરત્વને આભારી છે. ગોસાંઇને પુત્ર ગણો કે પુત્રી: તેમાં માત્ર એક તારાજ છે, અને હવે તેને કારંજા જવાની મુદ્દલ ઇચ્છા નથી તેથી ગોસાંઇની ઇચ્છા એવી છે કે: બ્રાહ્મણકુમાર વીરવરલાલજી સાથે નિર્મળાનું પાણીગ્રહણ કરાવવું. જો આપ તે

કાર્યમાં સમ્મત હો તો આ એકાદશીને દિવસેજ તે શુભ કાર્ય કરી શકાય."

મંદિરસ્વામીઃ "ગોસાંઈ કન્યાનો પિતા છે. તેની ઇચ્છા હોય તો મારે વાંધો નથી. જો કે વરકન્યા ઉભય અજ્ઞાતકુળશીલ છે, તો પણ મંગળાને હાથે જે કાર્ય થશે તેમાં લેશ પણ અમંગળ થવાની આશંકા નથી. કલ્યાણીની કૃપાથી એ લગ્નથી દંપતી સુખી થશે."

એ સમયે સ્વામીજી મંદિરસ્વામીની પાસે રજા લેવા આવ્યા. મંદિરસ્વામીએ કંઇક વિચારમાં પડીને સ્વામીજીને પોતાની પાસે બેસાર્યા, અને જયાએ કરેલી સઘળી હકિકત તેમને સંભળાવી દીધી–તેમનો અભિપ્રાય માગ્યો. એ સંબંધી સ્વામીજીએ થોડોક સમય વિચાર કર્યા બાદ કહ્યું: "ઉત્તમ વાત છે, તેમાં કોઇને વાંધા જેવું નથી. એકંદર રીતે તેથી કલ્યાણીની પ્રતિષ્ઠા વધશે, અને બીજી જે વાત કરી તેમાં તો બેમત હોયજ કેમ ? એક બ્રાહ્મણના બાળકની જીવનરક્ષા થાય છે, તેની સાથે એક કુમાર્ગે વળેલા નીચ પ્રકૃતિના માણસને ધર્મ-માર્ગ ઉપર લવાય છે–તેના જેવી સૌભાગ્યની વાત બીજી કયી હોય ! જયાના પ્રત્યેક કાર્યમાં અદૃશ્ય રીતે યોગમાયાની અનુમતિ હોય તેમ ભાસે છે ! હું ધારૂં છું–જો આમ વિચાર નક્કી જ હોય તો જયાની સૂચનાનુસાર દરબાર ને દિવસેજ તારાનો હસ્તમેળાપ કરી નાંખવો. ખરી રીતે જોવા જતાં હવે એ કન્યા ઉપર તેના પિતાનો લેશ અધિકાર નથી રહેતો. સઘળા કેદિઓની સાથે તારાને પણ દરબારમાં હાજર થવુંજ પડશે, અને વિશ્વાસપાત્ર પ્રમાણ મળેથી તેને તેના પિતાને પાછી સોંપવામાં આવશે, પરંતુ ત્યાંસુધી હવે હું આ સ્થાનમાં રહી શકીશ નહિ. કલ્યાણનું કાર્ય હવે પૂર્ણ થયું છે. આગામી પૂર્ણિમાને દિવસે હરદ્વારમાં કુમ્ભનો મેળો ભરાશે, તે પૂણ્યપ્રસંગે દૂર દૂરથી અનેક યોગી–સાધુ–સન્યાસી–બ્રહ્મચારીનાં ત્યાં દર્શન થશે ! મને લાગે છે કે: ત્યાં પણ પીંઢારાઓની તપાસ તો થશેજ. દણ્ડિ સાધુ–સન્યાસીઓને તેવે સમયે હેરાન ન થવું પડે તેને માટે અગાઉથીજ વ્યવસ્થા કરવી પડશે. તેને માટે હું આવતી કાલ પ્રાતઃસમયે અહીંથી ચાલી નીકળીશ. મારી સંપૂર્ણ ઇચ્છા છે કે: "જયાની ઇચ્છાનુસાર બન્ને કાર્ય થવા દેવાં. પીંઢારાઓના દમનથી યોગસાધનનો માર્ગ સંપૂર્ણપણે નિષ્કંટક થયો છે, યોગી સન્યાસીઓના ઉપરથી કાળચક્ર ફરતાં બંધ થયાં છે. કલ્યાણીની ઇચ્છાથી વર્તમાન સમયે સર્વત્ર શાન્તિઃ શાન્તિઃ પ્રસરી રહી છે. આ પ્રદેશમાં હવે યોગસાધનાનો માર્ગ નિરૂપાધિક થયો છે. હવે એકાગ્ર ચિત્તે સૌ સાથે મળી શાન્તિપૂર્વક સમસ્વરે–મુક્ત કણ્ઠે ગાઓ જોઇએ:–" હજી કેમ વિપદમાં રાખ્યાં હે, મા ! "

ત્યાર પછી ચિત્ત સ્થિર કરી ભક્તિભાવપૂર્વક ઉપાસક સંપ્રદાયે સમસ્વરે ગાવા માંડયુ:—

હજી કેમ વિપદમાં રાખ્યાં હે, મા !
જય હે, અભયા–અભયદાયિની શ્યામા !— હજી૦
પતિતપાવની પ્રમાણી આવીયાં તું દ્વારે,
પાપ સાગરે ડૂબ્યાં હે, જનની સદ્ય ધા રે !
જીર્ણ દેહ નૌકા ભવાની ! ભવ વમળે ઘેરાણી–
પાર તારો બતાવો બિરદ નામનું કલ્યાણી— હજી૦
ત્રિશૂળધારી જનની હૃદય આસને વિરાજી,
કરગ્રહી લગામ ને વશ રાખો મન–વાજી;[1]
ભગવતી પથ અનુચિતથી મન વળતાં ઝટ વારો,
જય જય કલિમયવિનાશિની ત્વરિત તારો— હજી૦
કામ ક્રોધ લોભ મોહ મત્સર મદ આદિ,
અળગી કરો હે અંબ ! સઘળી ઉપાધિ,
થર થર થર કમ્પે, હે, માતા ! પ્રાણ ધારે ન ધીર,
કરો એજ: "થાય સફળ મહા મંગલ શબ–સાધના !–હજી૦

ધીમે ધીમે ગાનગર્જને અપૂર્વ રૂપ ધારણ કર્યું. એ માતૃસ્તવન કરતાં કરતાં સ્વામીજી–ભક્તિપ્રભાવ વડે મંત્રમુગ્ધવત થઇ રહ્યા. જેમ જેમ ભજનની ધૂન વધતી ગઇ તેમ તેમ સ્વામીજી દૈવી ધ્યાનમાં નિમગ્ન થઇ ગયા. આંખો સ્થિર થઈ, માથું ઢળી ગયું, શ્વાસ રોકાયો, કેવળ નિશ્ચેષ્ટ ! સર્વત્ર કેટલીક ક્ષણ પર્યન્ત શાન્તિ પ્રસરી રહી. ધ્યાન ભંગ થતાં સ્વામીજીએ ધીમે ધીમે પોતાની ચારે બાજુ નજર ફેરવી, તે વખતે જાણે સ્વામીજીની આંખમાંથી જાણે શીતળ અમૃત ન ઝરતું હોય તેવો સર્વને આભાસ થયો. અભય હસ્ત બતાવી સૌને ઉલ્લાસપૂર્વક આશીર્વાદ આપતાં સ્વામીજી ઉભા થવા ગયા ત્યાં જયાએ પ્રશ્ન કર્યો: "મહાગુરો ! ધ્યાનાવસ્થામાં આપને કંઇ ભાન હોય છે કે ? એ અવસ્થાનો આનંદ કેવો હતો હશે ? એ સ્થિતિનું પુનઃ સ્મરણ થતાંજ સ્વામીજીની આંખ ભગવદ્ધ્યાનમાં ઘેરાવા માંડી અને પ્રશ્નનો ઉત્તર ન મળવાથી વ્યાકુળ સાધુ સમૂહમાં આનંદયુક્ત કોલાહલ શરૂ થવાથી સ્વામીજી વળી ઠેકાણે આવી ગયા. જયાએ સામી દૃષ્ટિ કરતાંજ મહાપુરૂષે પ્રત્યુત્તર આપ્યો: કોણ કહે–શું કહું ? બસ:—

" ગીરા અનયન નયન બિનુ બાની "

જેણે અનુભવ કર્યો–જેણે જોયું તેનામાં વાચા શક્તિ નથી. જેનામાં વાચા શક્તિ છે તેનામાં જોવાની તાકાત નથી. તે તો નજરે

1 મનવાજી=મન. મન–વાજી=મનરૂપી અશ્વ.

જાતે નિહાળો ત્યારેજ તેના આનંદની ખબર પડે !" એટલું કહી સ્વામીજી ઉભા થયા. સૌએ એક પછી એક દંડવત્ કર્યાં. "કલ્યાણીની જય ! ગુરૂદેવનો જય !" એવી ગર્જના કરતા સૌ વેરાયા અને સ્વામીજી ત્યાર પછી માજીના ચરણમાંથી વિહાયગિરી લઇ ચાલી નીકળ્યા—અંતર્ધાન થયા, પછી પુનઃ કલ્યાણમાં તેઓ પાછા ફર્યા સાંભળ્યું નથી.

---

## ચતુર્થ કલ્પ.

---

### અદૃષ્ય આદેશ !

---

પતિ-પત્નીના સમ્મિલનથી કલ્યાણવાસી સકળ જન સમૂહાયમાં આનંદ આનંદ પ્રસરી રહ્યો છે, પરંતુ ભૈરવીના મોં ઉપર કંઇક જૂદોજ ભાવ જણાય છે—તેના મોં ઉપર વિષાદની સ્પષ્ટ છાયા દૃષ્ટિગોચર થાય છે. તેની એ દૃષ્ટિ ઉદાસ અને નિરાશાવ્યંજક છે. તેના અંતઃકરણના ઉંડાણમાં કોઇ એક પ્રકારનો મહા દાવાનળ સળગી ઉઠયો છે. મર્મઘાતિ વેદનાને લીધે તેના હૃદયના શતસ્ત્ર કટકા થઇ જાય છે. આજ આનંદના દિવસે બિન્દુના હૃદયમાં આવો ઉત્પાત શો ?

દંપતી મંદિરમાંથી ગયા બાદ જયાએ કહ્યું હતું કેઃ "છેવટના નિર્ણયને દિવસે કલ્યાણ સંપ્રદાયના સઘળા સાધુ અને સાધિકાઓ શાન્તશીલના જીવનની ભિક્ષા માગવા—તેને અભયદાન અપાવવા ઉદયગિરિમાં ઉપસ્થિત થશે. એ વાત ભૈરવીની જાણ બહાર નહોતી. બિન્દુ દરેક રીતે બુદ્ધિવાન અને ભવિષ્યનો વિચાર કરનારી છે. માજીના પ્રસાદથી તેને દિવ્ય જ્ઞાન થયું છે. તેણે યોગબળથી જાણી લીધુ છે કેઃ "પતિને અપરાધની સજા થયા વગર નહિજ રહે—તેમણે કરેલાં અનંત પાપકર્મનું પ્રાયશ્ચિત્ત કેવળ મૃત્યુ વગર બીજી કોઇપણ રીતે થઇ શકશે નહિ. બિન્દુ સારી રીતે સમજે છે કેઃ ભિક્ષા માગવાથી મૂષ્ટિ અન્ન મળે, પરંતુ અમૂલ્ય જીવન-રત્ન પ્રાપ્તિની આશા રાખવી તે ફોકટ છે. ગોસાંઇએ એક સમયે કહ્યું હતું કેઃ "સન્યાસી ગૃહસ્થ નથી થઇ શકતો—એક વખત જેણે સન્યાસધર્મ અંગીકાર કર્યો તેને ગૃહસ્થધર્મ કદી ન શોભે. બિન્દુએ વિચાર્યું કેઃ જો એ સિદ્ધ હોય તો યોગિની પણ પુનઃ-સંસારિણી થાય તે ઇષ્ટ નથી. પતિનો પત્ની ઉપર સંપૂર્ણ અધિકાર છે, આટલા લાંબા સમય સુધી તેમણે મને અભાગિનીને નિભાવી લીધી છે એજ બસ છે. પતિ-પત્નીનો સંબંધ ફક્ત આ લોકને માટેજ છે એમ નથી એ

સંબંધ પરલોકને માટે પણ જેવોને તેવો હોઇ શકે છે. અને જો એ મૃત્યુથી કદાચિત્ પરલોકના અખંડ સુખની પ્રાપ્તિ થતી હોય તો પછી મૃત્યુનો ભય ક્યાં રહ્યો ? જો ભગવાન ઉપર શ્રદ્ધા હોય તો સંસારનાં દુખ–શોક મનુષ્ય પ્રાણીને બાધ નથી કરતા. આ સઘળો વિચાર કરતાં કરતાં બિન્દુ દૈવી ભાવમાં મગ્ન થઇ. એ શાન્ત નિરતબ્ધ સ્થાનમાં સહસા અંતરિક્ષવાણી થઇ: "**સાધનાદ્વારા તું અક્ષયસિદ્ધિ પ્રાપ્ત કરીશજ–એ મિલનથી તને અક્ષય સ્વર્ગ પ્રાપ્તિ થશે.**" અંતરિક્ષ વાણી સાંભળીને બિન્દુએ પતિના ભાવિ પરિણામનો અને અત્યારે થએલા પુનર્મિલનની કલ્પના કરી લીધી. બિન્દુએ ઉર્ધ્વદૃષ્ટિ કરી ભક્તિપૂર્ણ સ્વરે હાથ જોડીને કહ્યું: "માતેશ્વરી–કરૂણામયી ! અનંતદયામયી–કલ્યાણી ! કૃપા કરી મને સમજાવો કે: યોગસાધન શી રીતે થઇ શકે ? એ સાધનામાં શી શી સામગ્રીની આવશ્યકતા છે ?" પુનઃ દેવવાણી થઇ: "ત્રિલોકતારણહાર ભગવાન મધુસુદન ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી સાધન મંદિરમાં શબ–સાધન કરો !" સહસા એક દિવ્ય જ્યોતિઃ બિન્દુના મસ્તિકને સ્પર્ષ કરી નક્ષત્રવેગે અંતરિક્ષમાં ચાલી ગઈ. એ અનંત જ્યોતિનો સ્પર્ષ થતાની સાથે બિન્દુ બહિરજ્ઞાન રહિત–મૂર્ચ્છાવશ થઇ.

મંદિરમાં વિજયા નામે એક સેવિકા હતી તે પણ જયાની માફક પ્રેમપૂર્વક સૌ કોઈની સેવા–શુશ્રૂષા કરતી. કલ્યાણમંદિરમાં રોગી આવાસમાં યુદ્ધમાં ઘાયલ થયેલા આશ્રિત મનુષ્યોની સેવા—બરદાસ્ત કરવામાં જયા અને વિજયાએ અથાક પરિશ્રમ લીધો છે. આખા દિવસના પરિશ્રમથી થાકીને જયા ચાહે તેટલી કંટાળી હોય તો પણ દિવસમાં એકાદ બે વખત ભૈરવીને જોયા વગર તેને ચેન ન વળે ! હવે બિન્દુને માટે જયાને કંઇજ કરવાનું બાકી નથી. આજ કાલ જયાને સ્થાને વિજયા છે તે કાર્ય કરે છે. પુનર્મિલનના દિવસે તારા મંદિરમાંથી નીકળી એક વખત રોગી આવાસમાં દાખલ થઇ. દર્દિઓને યોગ્ય ઔષધ વગેરે આપી બનતું આશ્વાસન આપી પોતે પાર્વત્યપથે ક્ષિપ્રાના ઘાટ ઉપર ગઈ. પૂર્વ સંકેત પ્રમાણે તેણે શ્રંગનો અવાજ કર્યો, પરંતુ તેનો કંઈ જવાબ ન મળ્યો તેમ નૌકા પણ જોવામાં ન આવી. હતાશ હૃદયે તારા પુનઃ માજીના મંદિર તરફ પાછી ફરી.

આ તરફ જયાએ આવીને રોગી જનોની પરિચર્યાનો આરંભ કર્યો ત્યાં સૌ એક સાથે બોલી ઉઠયાં: "આજ આપને અમારે માટે કંઇ તસ્દી લેવાની નથી, કારણ આપના પહેલાંજ કોઈ એક નવીના યોગિનીએ આવીને બધી વ્યવસ્થા કરી છે. તેના યત્ન–કૌષલ્યથી,

તેમજ તેથી પણ વધારે તો તેના મંત્રસિદ્ધ કોમળ કરસ્પર્શથી અમારૂં સર્વ દુખ નષ્ટ થયું છે."

એ સાંભળીને આશ્ચર્યવશ થઈ–કૌતૂહલવશ થઇને જયાએ પૂછ્યું: "યોગિની ક્યાંથી આવી હતી ?"

ઉ: "તેની અમને ખબર નથી. તેણે કહ્યું હતું કે: તમે અન્ય કામકાજમાં આજ ગૂંથાયેલાં હોવાથી આ કાર્યભાર તમે તેને સોંપ્યો હતો."

પ્ર: "એ યોગિની ગઇ કયી બાજુ ?"

ઉ: "તે તો કંઇક ગાતીગાતી પર્વત માર્ગે નવાગઢ તરફ વળી છે."

ઉપરોક્ત જવાબથી જયાને સમજતાં વાર ન લાગી, તેણે ચોક્કસ માન્યું કે: એ બધી લીલા તારાની છે. તે સંબંધમાં કંઇ પણ વધારે પૂછપરછ ન કરતાં, જયા ત્યાંથી ઉઠીને ચાલતી થઇ.

સૂર્યાસ્ત થવાની તૈયારી હતી. પશુપક્ષિઓનાં ટોળે ટોળાં આખા દિવસના પરિશ્રમથી થાકી પોતપોતાના સ્થાન તરફ પાછાં ફરતાં હતાં. મંદિરના પાછળના ભાગમાં વિસ્તૃત ઉપવનમાં અનેક વૃક્ષપર બેસીને ચકલી, તિતર, કાબર, મયુર આદિક પક્ષિઓ સાયંકાલના આહ્વાન સૂચક સ્વરકેકારવથી ઉપવનને ગજાવી રહ્યાં હતાં. માતાના મંદિરમાં સંધ્યારતી થવાની તૈયારી સૂચવતા નોબતોના નાદ થવા લાગ્યા, ચારે બાજુથી વૈદિક સ્વરે વેદાધ્યયન તેમજ ભગવતી જગદંબાના સ્તોત્ર–મંત્રપાઠ સંભળાવા લાગ્યા.

ધીમે ધીમે ભક્તસમૂદાય એકત્ર થવા લાગ્યો. પોતાના દૈનિક કાર્યથી પરવારી જયા બિન્દુની રાહ જોવા લાગી. ક્રમે ઘંટ, ઘડિયાળ અને ઝાંઝ પખાજના કર્ણપવિત્ર નાદ થવા લાગ્યા. દીપમાળ સળગી રહી. હૃદયને બહેલાવે તેવાં સુગંધી દ્રવ્યોનો ધૂપ–ધૂંવાડો થઇ રહ્યો છે. આ પ્રમાણે આરતી પૂર્ણ થવા આવી, પરન્તુ બિન્દુ ન આવી, તેથી જયા પોતાના મનથી અનેક પ્રકારના તર્કવિતર્ક કરતી બિન્દુની કૂટિર તરફ ચાલી. તેને મનમાં થયું કે: "અપૂર્વ મિલનથી કદાચ બિન્દુએ ફરી તો ઉથલો નહિ ખાધો હોય ?"

આ તરફ ક્ષિપ્રાના ઘાટ પરથી પાછા ફરતાં તારાએ આવીને બિન્દુ–માતાની કૂટિરમાં પ્રવેશ કરતાં જોયું કે: તે બાહ્ય જ્ઞાન શૂન્ય છે, તેની આંખો બંધ છે, થોડો ગરમ શ્વાસ ચાલતો જણાવાથી બિન્દુ જીવિત છે એવી કલ્પના કરી. આજ સુધી તેણે દુખ જોયું નથી, છતાં તે ધીરજવાળી હતી, આ દેખાવ જોઇને તારાએ ગભરાયા વગર દીવો સળગાવ્યો અને તેણે પોતાની એક નાની પેટીમાંથી

કંઇક ઔષધ લઇ બિન્દુના નાક આગળ ધર્યું. બે ચાર વખત શ્વાસ લેતાની સાથે લુપ્ત સંજ્ઞા ફરી વળી, બિન્દુ આંખ ઉઘાડીને જોઈ રહી. તેણે જોયું કેઃ પુત્રી નીચી નજરે અતૃપ્ત નયને તેના મોં સામુ જોઇ રહી છે. બાલિકાના મોં ઉપર ચિન્તાની છાયા સ્પષ્ટ જણાય છે, તેની દૃષ્ટિ સ્થિર અને સ્નેહભરી છે. તેણે અંગ ઉપર સફેદ વસ્ત્ર ધારણ કર્યું છે. એક અપૂર્વ યોગિની વેશમાં તે ઘણીજ સુન્દર જણાય છે. એ અપૂર્વ સૌન્દર્યની ખાણ જોઈને સહજ આશ્ચર્યભાવ પ્રકટ કરતાં માએ કહ્યું: "નિર્મળે! અત્યારે તેં આ વેશ કેમ ધારણ કર્યો છે. આ પોષાક પહેરવાનું કારણ ?"

નિર્મળાઃ "પૂજન કાર્ય સમાપ્ત થયા બાદ પાર્વત્ય માર્ગે નવાગઢ તરફ ગઇ હતી—ત્યાં આ વેશની ખાસ અગત્ય હતી."

માઃ "માર્ગમાં અંગ્રેજફોજને હાથે પકડાઇ જાત તો શું કરત ?"

નિર્મળાઃ "કલ્યાણીની કૃપાથી આ વેશનો સર્વત્ર વિજય છે. યોગિનીને પકડવાનો તેમને હુકમ નથી, તેથી આ વેશ સર્વથા અભય છે."

માઃ "કોનો હુકમ છે? કેપ્ટન સાહેબનું એવું ફરમાન છે કેઃ સેનાપતિનું ?"

નિર્મળાઃ "સેનાપતિનું નહિ પણ તેની ઇચ્છાને લીધે તો ખરૂંજ!"

માઃ "લાલજી, જેવો તેજસ્વી–કાન્તિવાન અને શ્રીમાન છે, તેવોજ તે કર્તવ્યપરાયણ છે."

નિર્મળાઃ તે કલ્યાણના પરમ હિતૈષી છે."

માઃ "એમાં કંઈજ શક નથી. તારી મંગળા માશી કહેતી હતી કેઃ લાલજીને લીધેજ નિર્મળાનો પત્તો લાગ્યો છે. લાલજી સંબંધી કંઇ સમાચાર મળ્યા કે ?"

નિર્મળાઃ "ઘોડેસ્વાર થઇને પર્વતપ્રદેશમાં જતાં મેં તેમને જોયા હતા. કદાચિત્ તેમણે મને પણ જોઇ હશે! ધારવા મુજબ તે કલ્યાણમાં આવ્યા હશે. વેશ પલટાને લીધે તે મને હજી બરાબર ઓળખી શકતા નથી એમ લાગે છે."

માઃ "તેમને એક વખત મળવાની મારી ઉમેદ છે. ગોસાંઇએ કહેલી અને સૂચવેલી કેટલીક બાબતમાં મારે તેમને રૂબરૂમાં પૂછપરછ કરવી છે."

"ત્યારે તમે ઉઠીને બેઠાં થાઓ હું અમણેજ તેમના સંબંધમાં તપાસ કરી આવું છું" કહીને તેણે જોતજોતામાં વેશ બદલી નાંખ્યો. આછું ભગવું વસ્ત્ર ઉતારીને તેણે એક સુન્દર ઓઢણી પહેરી લીધી, માથે અસ્ત વ્યસ્ત વાળેલો જટાજૂટ છોડી બરાબર ઓળી કરીને તેણે તેના એ કટિપ્રદેશ પર્યંત ઝૂલતા કેશકલાપને છૂટો મૂકી દીધો. કપાળ-માંથી ત્રિપૂણ્ડ્ર કાઢી નાંખ્યું. કાંડા ઉપરથી રુદ્રાક્ષના બેરખા વેગળા કરી તેની જગાએ સુવર્ણકંકણ પહેરી લીધાં. પવિત્ર હિન્દુબાળાના પોષાકમાં સજ્જ થઇ આનંદ પામતી સાત્વિક સૌન્દર્યની અધિદેવી મૃદુ મંદ સ્વરે: "અદ્વૈત હૃદય ધન ક્યું એ કહે, મન !" ગાન કરતી કરતા કુટિરમાંથી બહાર નીકળી. એ ભજન સાંભળીને બિન્દુ પોતાના મનમાં વિચાર કરવા લાગી: "ખરેખર, આ સામયિક ગાન છે. કલ્યાણીની કૃપા હશે તો તેવા હૃદય ધનની સાથે અમણે તેનું શુભ સમ્મિલન થશે."

તારા મંદિર તરફ ચાલી. કેટલેક છેટે ગયા પછી તેને જયા માશીનો મેળાપ થયો. તારાનો વેશ જોઈ જયા સાનંદાશ્ચર્ય પામી તેણે કહ્યું: "કેમ, બહેન ! એકદમ આ બધો ફેરફાર શેનો ?"

તેના પ્રત્યુત્તરમાં તારાએ ભૈરવી સંબંધી સઘળી હકિકત, અને અત્યાર સુધી બનેલી સઘળી બીના જયાને કહી. તેણે કહ્યું: "મારી બાના કહેવાથી હું લાલજીની તપાસ કરવા નીકળી છું, માટે હું પાછી આવું ત્યાં સુધી તમે તેની પાસે જઇને બેસો. હાં, તમને ખબર છે કે લાલજી અત્યારે ક્યાં હશે ?"

ઉ: "ઘણે ભાગે લાલજી ગોસાંઇજીના આશ્રમમાંજ હશે, અહીંથી તો ક્યારનાય નીકળી રોગી જનોની મુલાકાત લઇ આવું છું કહીને ગયા છે. પ્રત્યેક કેદીને નિર્ણયને દિવસે ઉદયગિરિમાં હાજર કરવાનો ભાર ગોસાંઇએ પોતાના માથા ઉપર રાખ્યો છે.

ત્યારબાદ જયા ભૈરવી પાસે અને નિર્મળા મુદિત હૃદયે ગોસાંઇના આશ્રમ તરફ ચાલી.

## પંચમ કલ્પ.

### લાલજી લજવાણા !

સુન્દર શ્રુતિમધુર ભગવદ્‌ગુણકથન કરતી કરતી તારા મંદિરમાં પહોંચી, પરન્તુ ગોસાંઇને ત્યાં ન જોવાથી તે તેમની કુટિર તરફ ચાલી. કુટિરના બારણા આગળ પહોંચતાંની સાથે તારાનું ભજન સમાપ્ત થયું. કુટિરનું એક બારણું ઉઘાડું હતું. અંદરની બાજુ એક ઝાંખો દિવો સળગતો હતો. એક મૃગચર્મ ઉપર ગોસાંઇ બેઠા હતા, અને તેમની સામે કુટિરના બારણાને અઢેલીને કોઈ એક મનુષ્ય હાથ જોડીને બેઠો હતો. એ માણસનો પહેરવેશ વગેરે નજરે પડતાની સાથે તેને ઓળખતાં તારાને જરીકે વાર ન લાગી, તે સ્વયં લાલજી હતા, તેમને જોવાથી તારા એકદમ કુટિરમાં પેસવાનું સાહસ કરી શકી નહિ. સ્ત્રીસુલભ લજ્જાને લીધે તે આગળ એક ડગલુ પણ ભરી શકી નહિ. તેનો પગ ન ઉપડયો ! કોઇ એક પ્રકારની નવીન ચિન્તાને લીધે તે કેવળ સ્તબ્ધ બની ગઇ. પવનવેગે પિતાના આશ્રમમાં જનારી બાલિકા બારણા આગળ જઇને ઠરી ગઇ ! તેને કંઇ સમજ ન પડી !

તારાના જીવનમાં આ એક નવીન પ્રસંગ હતો. તારા તેના કાર્યમાં આજેજ ચલિત થઇ ! એક બાજુ પિતાની સાથે કેવી રીતે વાત કરવી અને બીજી બાજુ માતાની આજ્ઞાનું પ્રતિપાલન ! તારા ધર્મસંકટમાં આવી પડી–તેને મહા ચિન્તા થવા લાગી. સહસા જાણે કોઈ તેના કાનમાં કંઇ કહેતું ન હોય તેમ તેને લાગ્યું. બીજી વખત તે શાન્તિથી સાંભળી રહીઃ–"તારા! ગાંડી ! પિતાની સાનિધ્ય જતાં શરમ કેવી ? જો, તેમની સામે બેઠા છે તે તારો ઉદ્ધાર કરનાર લાલજી છે–તેમની તે બીક હોય ?"

એ અદૃશ્ય વાણીથી તારાને કંઇક હિંમત આવી, તેથી તેની ચિન્તા કંઇક ઓછી થઈ. બારણાની વચમાં ઉભી રહી તેણે પ્રમાણ પૂર્વક–વિનય સહિત કોમળ સ્વરે કહ્યું "પિતાજી ! હું આવી છું." એ સાંભળીને ગોસાંઇ બેઠા હતા તે સ્થળેથી ઉભા થઇ, કન્યાને યથોચિત આશીર્વાદ આપી કહેવા લાગ્યા: "કેમ, બેટા ! આજ અસમયે અહીં ક્યાંથી ?"

બાલિકાએ અન્ય વ્યક્તિ લેશપણ ન સાંભળે તેવી રીતે માતાએ કહેલી સર્વ હકિકત તેમને જણાવી. "ઠીક, તું આગળ થા,

હું પોતે તેમને લઇને ત્યાં આવું છું" કહી ગોસાંઈ પુનઃ કુટિરમાં દાખલ થયા. પહેલાંની માફક વળી પાછી: "અદ્વૈત હૃદય ધન કર્યું એ કહે. મન !" ગાતી ગાતી ભૈરવીના નિવાસગૃહ તરફ ચાલતી થઈ. જયા અને બિન્દુ પણ આ બાજુ ઉંચી આંખે લાલજીના આગમનની પ્રતિક્ષા કરતાં હતાં. તારાને ઉતાવળથી એકલી આવતી જોઇ જયાએ ઉચ્ચ સ્વરે કહ્યું: "તારા શી ખબર લાવી !" બારણામાં પેસતાંજ તારાએ જવાબ આપ્યો: "પિતાજી તેમને લઇનેજ અહીં આવે છે" કહીને ભૈરવી પાસેથી નીકળ્યા પછી રસ્તામાં જે જે બીના બની તે તેણે સવિસ્તર કહી.

એ સાંભળીને જયા અને ભૈરવીએ સ્મિતહાસ્ય કરીને તારાની સામે નજર કરી. જયા અને બિન્દુની સામયિક કૌતૂહલ અને કૌતુકભરી દૃષ્ટિનો મર્મ સમજીને તારા ઝંખવાણી પડી. તે બિચારી સહજ લજ્જિત થઇ. આગળ લેશ પણ બોલ્યા ચાલ્યા વગર ઉઠીને ભૈરવીની શય્યા ઉપર પડેલું જયદેવ-કાવ્ય હાથમાં લઇને એક ઠેકાણે એકલી બેઠી બેઠી તેનાં પાનાં ઉથલાવવા લાગી. થોડીવાર સુધી આમને આમ શાન્તિમાં કેટલોક સમય વહી ગયો. લાજનો માર્યો દીવો પણ મોં છૂપાવવાની તૈયારી કરતો હતો, પરન્તુ આજીજી કરીને ઉતાવળથી ઉઠીને જયાએ તેને પ્રેમપૂર્વક કંઇક ગુરૂમંત્ર દીધો તેથી તેના જીવમાં જીવ આવ્યો-તે તરતજ હસી ઉઠયો ! એજ સમયે બહારથી કોઇએ હાંક મારી: "નિર્મળે ! તરતજ જયાએ બહાર આવીને ગોસાંઇને દંડવત્ કર્યા અને લાલજીને પ્રેમપૂર્વક કુશળ વર્તમાન પૂછ્યા. આદરપૂર્વક બોલાવી ઉભયને સુંદર મૃગચર્મ ઉપર આસન આપ્યાં. જયાના પ્રશ્નના જવાબમાં લાલજીએ કહ્યું: "કલ્યાણવાસી મહજ્જનોના આશીર્વાદ અને કલ્યાણીની કૃપાથી સર્વ રીતે આનંદ-મંગળ છે."

ગોસાંઈ: "જયે ! અદ્યાપિ તું નિવૃત્ત નથી થઈ ? ભૈરવીની સેવા ચાલે છે કે બંધ ?"

જયા: "ના, ના, હવે તો ભૈરવીને સંપૂર્ણ આરામ છે, પરન્તુ ભવિષ્યની ચિન્તાને લીધે તેની સ્થિતિ કંઇક અસ્વસ્થ જણાય છે."

એ સાંભળીને સર્વના અંતઃકરણમાં મહાખેદ થયો. ગોસાંઇએ કહ્યું: "શાન્તશીલ ક્યાં ?"

જયા: "મારા ધારવા મુજબ તેઓ માજીના મંદિરમાં હશે. એ એમની મેળે આઠે પહોર મહાદેવીની પૂજાસેવામાંજ રચ્યા પચ્યા રહે છે. એકાદ વખત આવ્યા તો ઠીક નહિ તો કંઈ નહિ !"

ગોસાંઇ: "જેવી કલ્યાણીની ઇચ્છા !"

જયા: "પણ એ ઇચ્છાના પરિણામની કોને ખબર પડે ? કલ્યાણીની ઇચ્છા કલ્યાણીજ જાણેને ?"

ગોસાંઇ: "કંઈ નહિ, ભાવના સિદ્ધિઃ કલ્યાણી તો દયામય છે."

લાલ: "નિરાશ થવાનું કારણ નથી. તમારા સર્વના નિસ્વાર્થ યત્ન અને આંતરિક ભાવનાને લીધે અનેક દીન–દુખીજનો પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરી નવજીવન પામ્યાં છે. એ નિષ્કામવ્રતના પ્રભાવથી તમારી પ્રત્યેક કામનાઓ અવશ્ય સિદ્ધ થશે."

જયા: "અરે ! બધાં ફાંફાં છે. બે દિવસ પછી બધું હતું ન હતું થઇ જશે. કોણ કહે કે: એ બિચારા કેદિઓના પ્રારબ્ધમાં શું લખ્યું હશે ?"

લાલજી: "પીંઢારાઓના ટોળામાં જેઓ હતા તે સૌએ કંઇ સરખો અપરાધ કર્યો છે ? સૌને સૌના ગુન્હાના પ્રમાણમાં ઓછી વધતી સજા થશે, કેટલાકને મુક્તિ પણ મળશે."

આ બધું વિચારફળ ભવિષ્યના હાથમાં છે. ભૈરવીને પુનઃ ગ્રહણ કરી એ મોટી ભૂલ થઇ છે. પતિમિલન થવાથી કંઇ તેના શુભ પરિણામની આશા થોડીજ છે ?" કહીને ગોસાંઇ મ્લાન વદને ત્યાંથી ઉભા થયા, અને "જગત્ કલ્યાણકારિણી ભૂતમાત્રનું કલ્યાણ કરો" આશીર્વચન ઉચ્ચારતા મંદિર તરફ ચાલતા થયા. બરાબર યોગ સાધીને લાલજીએ કહ્યું: "રાત્રિ વધુ થઇ છે, તમારાં બધાંની રજા હોય તો અત્યારે ઉદયગિરિ જવાનો વિચાર છે."

જયા: "તમને એ વાત કહેવાની છે, પરન્તુ જીભ નથી ઉપડતી."

લાલજીએ આશ્ચર્યભાવ દર્શાવતાં કહ્યું: "દેવી ! તમે તો માતાને સ્થાને છો. બાળકને કોઇ પણ વાત કહેતાં માતાને લજ્જા પામવાનું હોય ?"

જયા: "તમારી વિવેકવાણીથી મને અત્યાનંદ થયો. કહેવાનું માત્ર એજ કે: તમારા બાહુબળને લીધેજ તારાનો ઉદ્ધાર થયો છે, પણ કોણ કહે કે: તેનું પરિણામ કેવું આવશે ?"

લાલજી: "હા, તેને દરબારમાં એક વખત હાજર તો કરવીજ પડશે, પરન્તુ વિશ્વાસપાત્ર પ્રમાણ મળશે તો તેને તેના પિતા અગર કોઇ નજીકના સગાને સોંપવામાં આવશે."

જયા: "તારા એજ કારંજાની બ્રાહ્મણકન્યા છે–તે પીંઢારાઓને ત્યાં બહુજ લાડકોડમાં ઉછરેલી છે. વનવિહાર તો તેને ઘણોજ પ્રિય છે, વનપુષ્પનાં સુંદર સુંદર આભુષણ બનાવીને પહેરવાનો તેને બહુજ શોખ છે–તે તો તેનું નિત્યકર્મ છે. બધી બાબતો કરતાં દેવપૂજા અને અતિથિ સેવાથી તેને વધારે આનંદ થાય છે."

લાલજી: "ચિતુસરદારને ત્યાં પ્રતિપાલિત થયા છતાં તે હજી જાતિભ્રષ્ટ નથી થઈ તેની મેં સંપૂર્ણ ખાત્રી કરી છે. તારાની લાવણ્યમયી મૂર્તિ, તેથીય વધારે ભૈરવી વેશે તેની મનોમોહિની આકૃતિ અતિશય આરામદાયિની લાગે છે. તારાની નિર્મળ–સૌમ્ય દૃષ્ટિમાંજ વિધાતાની અદ્‌ભુત સૃજનશક્તિનો ખ્યાલ આવે છે."

એ વાત પૂર્ણ થતા ન થતામાં ભૈરવી પણ ત્યાં આવીને બેઠી. તારા આ સમયે પુસ્તકમાં મોં ઘાલીને પાનાં ઉથલાવતી પથારીમાં આડી પડી હતી. તારા બહારથી આવી તે સમયે લાલજી એક નજરે તારાનું ભુવનમોહનરૂપ નિહાળી રહ્યા હતા–તેમની એ દૃષ્ટિ એકદમ ફરી નહિ, એ દૃષ્ટિનો ભાવાર્થ સંપૂર્ણ રીતે સરલા–બાલિકા ન સમજી, પણ લાલજીની પાછળ રહે રહે કોઈએક વ્યક્તિ છૂપી રીતે લાલજીના એ કટાક્ષદર્શનને સારી રીતે જોયા કરતી હતી. યોગિની–જયા નિષ્કપટ–વિનોદી સ્વભાવની હતી. બરાબર વાતેવાત ગોઠવીને ગમે તેને બનાવવામાં તે બહુજ પ્રવીણ હતી. તેણે ધીમે રહીને વાત ઉપાડી: "લાલજી ! હજીયે તારાનો બાલસ્વભાવ ન ગયો ! વાંચતાં આવડયા વગર જાણે મોટી કેટલુંય ભણી હશે ! જુવોને ! ક્યારનાં કેવાં પાનાં ફેરવ ફેરવ કરે છે !" આ સાંભળીને **લાલજી લજવાણા !** તેમણે કહ્યું: "હજી એ પુસ્તકનું રહસ્ય સમજવાની તેને માટે થોડીક વાર છે. ધીમે ધીમે પ્રયાસ કરશે એટલે આવડી જશે. તારાની મગજશક્તિ ઘણીજ સરસ છે, કેવળ યોગ્ય ઉપદેશક–દોરનારનીજ ખામી છે, તે તો બની રહેશે."

જયા: "તારા ! રહેવાદેને એ નકામી લમણાફોડ ! તારે વળી જયદેવને શું કરવું છે ? એ બધી ખટપટ તો ગોસાંઈને કામની."

એ સાંભળીને તારા જરીક શરમાઈ. ઓઢણીનો છેડો સહજ આગ્રો તાણીને તેણે આડું જોયું–મૃદુમંદ પવનને લીધે વારે વારે સંકોરવા છતાં કટિતટ પર્યંત વિહરતો કેશકલાપ છૂટો હોવાથી આમતેમ ઉડી વિખરાઈને તેને બિચારીને મહા ત્રાસ આપતો હતો. ગમે તેમ પણ એ વાળના સમૂહથી ઢંકાએલું–આચ્છાદિત તેનું ગૌર વદનમંડળ શુક્લાષ્ટમીના ચંદ્ર જેવું અત્યંત મનોહર લાગતું હતું. એ કેવું દૃશ્ય !

વિશુદ્ધ સ્નેહની, આદર્શ પ્રેમિક અને આદર્શ દામ્પત્ય જીવનની લૂખી લૂખી, મોટા પ્રેમીમાં ખપવાની લાંબી વાતો કરનાર વિષયના કીડાઓની વિકાર દૃષ્ટિ અને યથાર્થ–સાચા સ્નેહીઓની દૃષ્ટિમાં અનેકઘણું અંતર છે. પવિત્ર સ્નેહભર્યાં દંપતીના જીવન જેમણે ઉકેલ્યાં છે તેઓ એ વગર પરિશ્રમે સમજી શકશે. પ્રિયતમ પોતાની પ્રિયતમા–આરાધ્ય પ્રતિમા નજરથી દૂર છતાં પ્રત્યેક પળે સર્વસ્થળે

તેની હૃદયમોહન મૂર્તિ જોયા કરે છે, તદનુસાર પતિભક્તિ-પરાયણ સાધ્વી રમણી પોતાનો પ્રિયતમ કે જેની સાથે તે પોતાનાં મન, વાણી અને કર્મથી વરેલી-વશ થએલી છે, જેણે પોતાના હૃદય-સિંહાસન ઉપર જે આરાધ્ય પતિદેવની પ્રતિષ્ઠા કરી ચિરકૃતાર્થતા અનુભવી-અનુભવે છે એવાં દેવદંપતીના હાવભાવ અને વ્યાકુળતામાં અને સ્વાર્થવશ-કામવશ કંથ-કામિનીના લક્ષણોમાં ઘણું અંતર છે. વિશુદ્ધ સ્નેહમાં સુખ-સાહેબી અને સુન્દરતાના સોદા નથી હોતા. ત્યાં ગાડી-ઘોડા અને બાગ-બંગલાના બહાર નથી કામમાં આવતા, ત્યાં હૃષ્ટપુષ્ટ પહેલવાન કે ચક્રવર્તિપણાના ગજ નથી વાગતા, ત્યાં તો સમાનતા-હૃદયની ભાવનાઓના મેળ ખાય છે. ભલે પહેરવા વસ્ત્ર કે રહેવા ઝૂંપડી ન હોય પણ પ્રાણપણે પતિ ગણી જેનું પાણીગ્રહણ કર્યું તેજ દેવ ને મહાદેવ! તેજ દેવી કહો કે મહાદેવી! વાચક! એક મુફલિસ પ્રેમીની કર્ણપવિત્ર વાણી સાંભળવા જેવી છેઃ—

પતિઃ ગરીબી હાલમાં કહે સાલ[1] એ શા કામનું વહાલી?
પત્નીઃ થવું બેહાલ આખર ઇષ્ટ છે, પતિઃ એ ઇશ્કથી ખાલી?
પત્નીઃ પ્રિતમ ત્યાગી કહો પળભર પિયર શાને નથી જાતી?
પતિઃ સખીરી! જ્યાં નજર મારી ઠરે ત્યાં તું ખડી થાતી.[2]

લાલજી પણ નિર્મળાના અનિંદ્ય સાન્દર્યસાગરમાં ખુબ સ્નાન કરવા લાગ્યો. એકવાર મનભરીને એ તારાનું મોં જુવે-વળી પાછું થાય કેઃ લાવને એકવાર ફરી જોઇ લઉં છતાં તૃપ્તિ ન થાય! તેની બન્ને આંખોએ ત્રિલોકસુન્દરબાલિકાને જોવામાં ઠરી હતી. ધન્ય! પ્રેમધર્મ!

અત્યાર સુધી ભૈરવી મૌન હતી. જયાની વાતનો પ્રતિકાર કરવાની ભૈરવીમાં શક્તિ નહોતી. તેના ભાષ્ય ઉપર ટીકા કરવાની શક્તિ અશક્ત ભૈરવીમાં કયાંથી હોય? ભૈરવીએ જયાને કહ્યું: "લાલજીએ મારા ઉપર અનંત ઉપકાર કર્યો છે. ગોસાંઇ એક વખત કહેતા હતા કે: પોતાનાં સ્નેહી-સ્વજનને આંતરવ્યથા જણાવવાથી હૃદયનો કેટલોક ભાર ઓછો થાય છે-આત્માને શાન્તિ વળે છે. તેમણે મારા જીવન-ધનસ્વરૂપ નિર્મળાને દુરાત્મન્ પીંઢારાઓના હાથથી છોડાવી-ઉદ્ધાર કરી મારા જીવમાં જીવ આણ્યો છે. તેમને જોઇને મારો આત્મા અતિ પ્રસન્ન થાય છે, તેઓ સર્વથા ધન્યવાદને પાત્ર છે. હું વયમાં તેમનાથી મોટી છું, તે ઉપરાંત એક બ્રાહ્મણ-કન્યા છું, તેથી કાયમનોવાક્ય સાચા હૃદયથી આશીર્વાદ આપું છું કે: "એ ઉપકારી મહાપુરૂષનું સર્વદા કલ્યાણ થાઓ!"

---

૧. નિર્મળ વિશુદ્ધ સ્નેહનું સાધ. ૨. એક અપ્રસિદ્ધ નાટકમાંથી.
લેખકઃ—ર. હ. ભટ્ટ.

લાલજીઃ "મહાદેવી ! તમારો આશીર્વાદ માથે ચડાવું છું. કલ્યાણ-સંપ્રદાયની કૃપાથીજ તારાનો ઉદ્ધાર થયો છે. હું તો કેવળ નિમિત્ત-માત્ર છું. કલ્યાણસંપ્રદાયની ઉત્સાહપૂર્ણ સહાનુભૂતિ અને તેમની અનુપમ રણકુશળતાને લીધેજ પીંઢારાઓનો પરાભવ થયો છે-તેમના યુક્તિ-બળથીજ નિરાશ્રય બ્રાહ્મણ કન્યાનો ઉદ્ધાર થયો છે, નહિ તો એ અજાણ્યા પાર્વત્યપ્રદેશમાં સૈન્ય સહિત સુખે ઠરીને બેસવું-આત્મસંરક્ષણ કરવું તે કંઇ સાધારણ વાત નથી. કાળી-ચૌદશની કાળરાત્રિએ તારાની કૃપાથીજ હું બંધનમુક્ત થયો હતો, અને તેટલા માટે તો મારે એ વીરબાળાનો ઉપકાર માનવાનો છે."

ભૈરવીઃ "તમારી સાધુવાણી સાંભળી મને અત્યાનંદ થયો. હું નહોતી ધારતી કેઃ એક વીરપુરૂષનું હૃદય આટલું બધું કોમળ હોય છે ! તારાએ યુવાવસ્થામાં પ્રવેશ કર્યો છે. એ અવસ્થામાં યોગાનુષ્ઠાન ઠીક નથી. એક તરફ માથે સંસારધર્મ અને ગૃહકર્મનો બોજો હોય અને સાધન-સિદ્ધિની આશાઓ રાખવી એ કેટલું હાનિકારક છે ? તેથી તો ઉલ્ટી શરીર અને મન ઉભયની ખરાબી થાય-સાધનસિદ્ધિ થવાને બદલે તેથી અધઃપતન થાય. જો તમે તારાનો ઉદ્ધાર કર્યો છે એ વાત સાચી હોય તો તેના ભવિષ્યનો-કલ્યાણમાર્ગ પણ તમેજ બતાવો તો ઠીક."

"સંસારકાર્યથી હું બિલકુલ અજ્ઞાત છું, નાનપણથીજ માત-પિતાના દૈવીસુખથી બેનસીબ પારકે ઘેર ઉછર્યો છું. આ દેહ-પરાન્નથી પોષાયો છે, સંસારમાં હવે કોઇ પણ વસ્તુ ઉપર મને મોહ નથી. હવે વધારે સમય જીવવાની પણ મારી ઇચ્છા નથી, મારા ચિત્તનું કંઇ ઠેકાણું નથી, મન ફાવે ત્યાં નિરંતર જ્યાં ત્યાં ભટકયા કરૂં છું" કહેતા કહેતાં લાલજીના ઉજ્વળ વદન ઉપર લાલાશ છવાઇ ગઇ. અંતરમાં કોણ જાણે કેવીયે ઉથલપાથલ થવા લાગી. લાલજીનું હૃદય છિન્નભિન્ન થવા લાગ્યું. એ સ્થિતિમાં અજાણતાં લાલજીના મોંથી નીકળી ગયુંઃ "તારા ! ભલે તેં આ પ્રાણનું રક્ષણ કર્યું છે, પણ તેનું શુભ-અશુભ પરિણામ એક દિવસ તારેજ ભોગવવું પડશે. આ શરીર ઉપર હવે તારો અધિકાર છે. જો ઇચ્છા હોય તો તેને આશ્રય આપ, નહિ તો તેને ક્ષિપ્રાના પ્રબળ પ્રવાહમાં મૂગે મોંયે ફેંકી દે !" આ પ્રમાણે કેટલાક શબ્દો લાલજીના હૃદયના ઉંડાણમાંથી નીકળી ગયા.

લાલજીની એ અવસ્થા જોઇ જયાએ કહ્યું "લાલજી !" લાલજી નિર્વાક-નિશ્ચળ હતા. જયાએ પુનઃ કહ્યુંઃ "લાલજી ! તમે વીર છો, પણ આ તો સાધ્વનકુટિર છે-રણક્ષેત્ર નથી હોં કે ? હા, પણ આવડી બધી ચિન્તા કયાંથી આવી !"

હવે લાલજીને કંઈક ભાન આવ્યું. સહજ ભજવાઇને બરાબર સ્વસ્થ થઇ નીચી નજરે તેમણે કહ્યું: "દેવી ! હું સમજું છું-મને ચિત્તભ્રમ જેવું કંઇક જણાય છે. જાણે હું નવાગઢમાં કેદ ન હોઉં તેમ લાગે છે. જાણે કોઇ એક અંધારા કુવામાં મને કોઇએ બાંધીને નાંખી દીધો છે. સહસા કોઇએ મને એ અંધકારમાંથી ગુપ્ત માર્ગે થઇને ઠેઠ ઉદયગિરિના માર્ગે ચડાવ્યો, અને તે વખતે મારો વીર-ગર્વ બધો ઉતરી ગયો."

જયા: "આ વ્યર્થ ચિન્તા શી—આ તે તમે જાગો છો કે ઉંઘો છો ?"

લાલજી: "ચિન્તા કે સ્વપ્ન તેમાંનું મને અત્યારે કંઇજ નથી જણાતું. કલ્યાણ તો અજબ ચમત્કારિક! મને લાગે છે કે: તારા પણ માયાવિની છે! તારાની લીલા તો દૈવી જ છે! સાચું પૂછો તો તારા આ હૃદયની ઉપાસ્યદેવી છે."

આ સાંભળીને જયાને ટોળ કરવાનો ઘાટ ઠીક હાથ આવ્યો. તેણે સરળ ભાવે—સહજ સ્મિત કરતાં કહ્યું: "મને લાગે છે કે: આજ ઘર સાંભળ્યું હશે! હા, ગૃહદેવીમાં તો જીવ નથી ભટકતો !"

આથી લાલજી કંઇક શરમાયા. કંઇક બોલવા ગયા પણ બોલી ન શકયા. થોડી વાર પછી તેમણે કહેવા માંડયું: "જયદેવી ! નાનપણથી જ આશ્રય વગરનો—પારકું એઠુંજૂઠું, ટાઢુંશીળું ખાઇને મહાપરિશ્રમે નિરર્થક દેહધારણ કરી રહેલા બ્રાહ્મણના છોકરાને તે કોઈ કન્યા આપે કે ?"

જયા: "માફ કરો! કેમ ન આપે? અનાશ્રયને આશ્રય આપવામાં જ ઉજળા થવાય છે. અસહાયને કન્યાદાનદ્વારા સહાય કરવાથી ભગવાન રાજી રહે છે. આ દોરંગી દુનિયાના રંગ વિચિત્ર છે. મહામોટા શ્રીમાન અને ધીમાન પણ તેમના અવળા નસીબે આજ અવળા પાસા ફેંકી કાલ—આખર પસ્તાતા કોણે નથી જોયા ? પાત્રતા એકલી પૈસામાં જ નથી, ગરીબીમાં પણ છે, તેની સાચી સમજ પરિણામે પડશે. તમે શા સારૂ અકળાઓ છો ? મારી તારા પણ નસીબની તમારા જેવી જ બળવાન છે. સાંભળો ! તારાની મા તેને નાનપણમાં દોઢ—બે વર્ષની મૂકીને મરી ગઇ હતી. ચાર વર્ષની થતામાં તેના પિતા ગૃહત્યાગ કરીને ચાલ્યા ગયા—તેમણે યોગાશ્રમ ગ્રહણ કર્યો, અને મહાપરાણે તેને છ વર્ષની કરી, ત્યાં દુરાત્મા પીંઢારાઓ તેને હરી ગયા! તારાનું મૂળનામ તો નિર્મળા છે. કહો ! એ તમારા કરતાં ભાગ્યશાળી ખરીને ?"

લાલજી: "તારા તમારે કંઇ થાય કે!"

જયા: "ભૈરવી તારાની સગી માશી થાય. તેણે જ તેને મહા-પરિશ્રમે ઉછેરી છ વર્ષની કરી હતી."

લાલજી: "હા, પણ તમે?"

વચમાં જ ભૈરવી બોલી ઉઠી: "કેમ, એ તો મયલા માછી!"

લાલજી: "એટલે!"

ભૈરવીએ હસીને કહ્યું: "મંગળા નામ ન આવડે એટલે નાનપણથી મયલામાછી તેને મોંયે ચડી ગયું છે તે હજીયે મયલા-માશી જ કહે છે. એ તો કહે છે કે: મને મંગળા માશી કહેતાં નહિ ફાવે!"

લાલજી: "ઠીક, તમને કારંજાનો ત્યાગ કરે કેટલાં વર્ષ થયાં?"

ભૈરવી: "દસેક વર્ષ થયાં હશે!"

લાલજી: "હજી સુધી તેના પિતાનો પત્તો નથી? કોઇ પણ ઉપાયે તેના પિતાની શોધ કરવી જ જોઇએ."

જયા: "તેમને શોધવામાં આપણે બહુ કષ્ટ નહિ વેઠવું પડે. આપના પરમ હિતસ્વી—તમારા પૂર્ણ પરિચિત ગોસાંઇજી જ તેના પિતા થાય!"

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી ત્યાં શાન્તશીલ અને ગોસાંઇ આવી પહોંચ્યા. ગોસાંઇને બતાવીને જયા બોલી: "જુવો! આ કન્યાના પિતા આવ્યા!"

લાલજી એક પછી એક આ બધા ચમત્કાર જોઇને આશ્ચર્ય પામ્યા. તેમને થયું કે: માતાજીની દયા વગર આવો યોગ ક્યાંથી બને! ગોસાંઇજી આવ્યા એટલે લાલજીએ ઉભા થઇ તેમને સાષ્ટાંગ પ્રણિપાત કરીને કહ્યું: "ગુરૂદેવ! આ બાળકના અપરાધ સામું ન જોશો! આટલા દિવસ પર્યંત હું આપશ્રીને માત્ર કલ્યાણના નેતા તરીકે જ ઓળખતો હતો—આપને માત્ર અંગ્રેજ ફોજના એક જમણા હાથ સ્વરૂપે જ પિછાનતો હતો, પરન્તુ આજ સાધારણ વાતચિતમાંજ પૂર્વના પુણ્ય પ્રતાપે આપનો મને યથાર્થ પરિચય થયો. આજ મારા આત્માને આનંદ થયો. માનો કે: આજ મારી સકળ ઇષ્ટ કામનાઓ સિદ્ધ થઇ! આજ મારાં જ્ઞાનચક્ષુ ઉઘડયાં છે, આપ મારા પિતાતુલ્ય—નિરાધારના આધારરૂપ—હું અજ્ઞાનીના મહાગુરૂ છો!"

ગોસાંઇએ પોતાનો વરદ હસ્ત લાલજીના શિર ઉપર સ્થાપ્યો અને પ્રસન્ન વદને આશીર્વાદ આપ્યો:—

"વત્સ! કલ્યાણ થાઓ! તમારા જેવા વીર અને ભક્ત સંતાનના સમાગમને લીધે કલ્યાણ ધન્ય થયું છે—યોગી સન્યાસીઓનાં સાધનક્ષેત્ર નિર્ભય થયાં છે."

લાલજી: "સાધુ–સન્યાસીઓના સાધન માર્ગમાં હવે કાઇ પણ વસ્તુ બાધ કરશે નહિ. અંગ્રેજ–રાજકર્મચારી જનોને સંપૂર્ણ વિશ્વાસ છે કે: સાધુ સન્યાસીઓ દ્વારાજ જગતનું હિત થાય છે. તેઓ સારી રીતે સમજ્યા છે કે: સાધુજનોનાં કેવળ નિષ્કામ ધર્માચરણ તેનું નામજ: યોગ ! ભૂતમાત્રના કલ્યાણની ભાવના એજ તેમનું જીવનકાર્ય ! દીન–દુખીની સેવા કરવી–ભૂખ્યાં–ભટકતાં મનુષ્યોમાં પરમાત્માનાં દર્શન કરી તેમને પોષવાં–તેમને અભય આપવું તેથીજ તેમને આનંદ ! એવા સાધન તત્પર મહાત્માઓનેજ સર્વત્યાગી કહી શકાય–તેમને જ મહાયોગી જ્ઞાની કહી શકાય–તેઓજ કેવળ યથાર્થ: બ્રહ્મજ્ઞાની."

ગોસાંઇ: "એ બધી કલ્યાણીની દયા છે. જયા અને વિજયા હમેશાં નિષ્કામ કર્મ કરે જાય છે. અજાણ્યાં અસહાય મનુષ્યોને સુખી કરવાની કામના એજ તેમની સાધના ! અને ભક્તિપૂર્વક કલ્યાણીની સેવા કરવી એ તેમનો યોગ ! તમારા બાહુબળના પ્રતાપે કલ્યાણ આજ નિર્ભય થયું છે."

ગોસાંઇની વાત અટકાવીને જયાએ કહ્યું: "લાલજી ! પણ તમે તમારી બાલ્યાવસ્થાનો ઇતિહાસ ન કહ્યો, જરી કહેતો ખરા !"

લાલજી: "મારી બાલ્યાવસ્થાનો સાર સાંભળવામાં જરાપણ સાર નથી. તેથી તમને શોક થશે. નિર્ધન–પશુજીવનમાં શું સાંભળવું છે ? સાંભળો ! નાનપણમાંથીજ મા–બાપ મરી ગયા બાદ ભરતપુર રાજ્યમાં રહ્યો, ત્યાં મારા પાતળા નસીબે ભરતપુરનું પતન થતાં અને રાજ્ય બદલાતાં હું કાશીધામમાં ગયો." ત્યારબાદ યોગી–સન્યાસીઓના ઉદ્ધારસાધનને અર્થે અંગ્રેજ ફોજમાં ભળી જઇ જે કાર્ય કર્યું તેનું તેણે સંક્ષેપમાં વર્ણન કરી બતાવ્યું.

ગોસાંઇ: "તમારૂં જન્મસ્થાન ?"

લાલજી: "વિષ્ણુપુર."

ગોસાંઈ: "પંડિત શંકરાનંદ તમારે શું થાય ?"

લાલજી: "મારા કાકા થાય–પંડિત દયાનંદ મારા પિતા થાય."

એ સાંભળીને ગોસાંઇ ખુશી થયા. તેમણે કહ્યું: "વિષ્ણુપુરમાં તો હું ઘણો વખત રહ્યો છું."

આ વખતે જયા ખૂબ ખુશી થઈ. તેણે મોં મલકાવીને કહ્યું: "વાહ ! તો તો સોનું અને સુગંધ બેનો ઠીક યોગ થયો. ધારવા મુજબ ગોસાંઇ સમ્મત છે."

ગોસાંઈ: "હું તો સમ્મતજ છું. પરન્તુ લાલજીની ઇચ્છા–"

જયાએ ગોસાંઈના કહેવાનો ભાવાર્થ સમજી જઇને પ્રત્યુત્તર આપ્યો: "એ બધી જવાબદારી મારે માથે. મારી પાસે સિદ્ધવિદ્યા છે તેથી હું મારી મેળે બધું કરી લઇશ."

ભૈરવીઃ “ આ બધો સ્થાનમહાત્મ્યનો પ્રભાવ છે. તું તારા પ્રત્યેક કાર્યમાં સિદ્ધહસ્ત છે. તું તારી મેળે કન્યાની માશી અને વરની ફોઇ થજે ! મિષ્ટાન્નપાણી ઝાપટવામાં પાડોશણ–સંબંધી થઇ રહેજે. તું તારી મેળે ગાવું હોય તેટલું બે બાજુથી ગાજે ! હા, પણ કન્યાદાન તો હુંજ આપીશ ” કહીને ભૈરવીએ જયાના કનામાં કંઇક વાત કરી. જયાએ ઉપરનો રોષ પ્રકટ કરતાં–આછું હાસ્ય કરી–મીઠી નજરે ભૈરવીને તરછોડી નાંખીને કહ્યું: “ તારી વાત તું તારી પાસે રાખ ! હું તો જઉં છું ” કહીને જયાએ વિદ્યુતવેગે ઘરમાં જઇને બૂમ પાડીઃ “ તારા ! ” જવાબ ન મળવાથી જયા બબડવા લાગીઃ “ તારાને તો બિલકુલ ભાનજ ન મળે ! મેલને ભાઇ તારી ચોપડી કોરાણે ! નકામી વિયોગ–દુખની વાતો વાંચીને તારે શું કરવી છે ? એ તો ક્યારનાં વાંચી મૂક્યાં છે:–જયદેવ !

જયાએ તારાના પ્રત્યુત્તરની પરવા રાખ્યા વગર તેનો હાથ ઝાલીને બેઠી કરી–નિર્મળાનું અનિંદ્ય મુખકમળ જોઇ વાત્સલ્યભાવથી આકર્ષાઇ તેણે તારાને બેચાર ચુમ્બન કર્યાં. જયામાશીના વહાલને વશ બનેલી નિર્મળ મનની ભોળી બાળા આનંદ પામી. જયા તારા સહિત પોતાના ખણ્ડમાં ગઇ. તારાને આવતી જોઇને લાલજી અતૃપ્ત નયને મેઘમુક્ત શારદશશીને નિહાળી રહ્યા. જ્યાં સુધી દૃષ્ટિ ઠરી રહી ત્યાં સુધી તેમણે તે દિશામાંથી ફેરવવા યત્ન ન કર્યો.

ચાલતાં ચાલતાં તારાએ કહ્યું: “ માશીબા ! તેં આ બધું શું કરવાનું ધાર્યું છે ? ”

જયાઃ “ તારો વિવાહ કરવો છે. તેં પેલી માળા ગુંથી હતી તે ક્યાં ગઇ ? જો તે સાચવી હોત તો બહુ કામમાં આવત ! ”

નિર્મળા આગળ ન બોલી. ગમે તેમ પણ તેથી તેને આનંદ થયો. એ આનંદ કેવો ? તેનો જવાબ અનુભવી વગર કોઈ નહિ આપી શકે. ઇશ્વરમાં શ્રદ્ધાવાળી તારા એની મેળે બધું જવા દઇને ગાવા લાગીઃ—

અદ્વૈત હૃદયધન કયું એ કહે, મન ! ઇત્યાદિ૦

લાલજીએ આશ્ચર્ય પામીને કહ્યું: “ આ સુરજનમોહન સુધા-મધુરધારા ક્યાંથી વરસી રહી ! ગોપીજનવલ્લભ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની બંસરી જેવો આ નાદ કયી દિશામાંથી આવે છે ? ”

ભૈરવીએ હસીને કહ્યું: “ મારી તારા ગાય છે. તારાને એ ભજન બહુ ગમી ગયું છે. ” એજ સમયે નજીકના એક છાપરા ઉપર ચીબડીએ શોર મચાવી મૂક્યો. બીજી બાજુ એક ઘુવડે પણ ભયંકર અવાજથી અધૂરૂં હતું તે પૂર્ણ કર્યું. લગભગ એક પહોર

રાત્રિ ગઈ હશે. લાલજી, ભૈરવી અને ગોસાંઇને પ્રણામ કરી જયાની કૂટિર તરફ વિદાય થયા.

લાલજીના ગયા પછી ગોસાંઇએ કહ્યું: "આ લગ્નથી કુળમર્યાદાનું સંરક્ષણ થવા ઉપરાંત, કન્યા સત્પાત્રના હાથમાં જશે."

ભૈરવી: "હવે શુભ કાર્યમાં વિલંબ ન ઘટે. સારૂં મુહૂર્ત જોઇને તારાનાં લગ્ન કરી નાંખવાં એજ કલ્યાણપ્રદ છે."

"આ આવે તે અજવાળી તેરશનું મુહૂર્ત ઘણુંજ ઉત્તમ છે. ઠીક, કલ્યાણીની ઇચ્છા હશે તેમ થશે" કહીને ગોસાંઈ પોતાની કૂટિર તરફ ચાલ્યા ગયા. ભૈરવી અને શાન્તશીલ એક બીજાની સામસામે મૃગચર્મ ઉપર બેસીને પ્રસન્ન મને નિર્મળાના વિવાહ સંબંધી વાતચિત કરવા લાગ્યાં.

---

## ષષ્ઠ કલ્પ.

---

### પ્રેમનો પૂર્વાભાસ !

---

જયાએ કૂટિરમાં જઇને કહ્યું: "તારા ! આજતો મને બહુ ભૂખ લાગી છે, જરી ટાઢું પાણી તો આપ !

તારા: "કેમ, આજ કંઈ ખાધું કર્યું નથી ?"

જયા: "આજ મારે નકોરડો ઉપવાસ છે."

તારા: "તને આ બધી શી લત લાગી છે ? ઉપવાસ કરીને ક્યાં સુધી જીવશો ?"

જયા: "હવે તો માત્ર બેજ ઉપવાસ બાકી છે. પારણાં કરીશું ત્યારે તારૂં મોં ગળ્યું કરાવીશું, ત્યારેજ મારા આત્માને સંતોષ વળશે. તું તારી મેળે અત્યારે મેં તને કહ્યું તેમ કરને !"

આગળ બોલ્યા વગર તારાએ પાણી લેવા જતાં જતાં કહ્યું: "માશી ! તું કહે તો થોડું ફરાળ કરી લાવું ?" જયાએ નકાર સૂચક માથું હલાવ્યું એટલે તારા પાણી લેવા ગઇ. ઉતાવળે પગલે તારા હાથમાં જળપાત્ર સહિત આવીને બારણામાં પગ મૂકે છે ત્યાં જરી ખચકાણી—તેને આશ્ચર્ય થયું. તેનો પગ આગળ ન ઉપડયો, તેનાથી આગળ કંઇ બોલાયું નહિ. આ તરફ પ્રથમથી વ્યવસ્થા કર્યા મુજબ લાલજી જયદેવીને મળવા આવ્યા હતા. જયા એની મેળે નીચું ઘાલીને બેઠી બેઠી માતાજીને માટે હાર બનાવતી હતી, અને લાલજી શાન્તિથી બેઠા બેઠા સારાં સારાં ફુલ વીણી આપતા હતા. એ જોઇને તારાને આનંદ થયો, કારણ કે: તારાને પુષ્પ ગૂંથવાનો બહુજ

શોખ છે. તારા ઉપર નજર પડતાંજ જયા બોલીઃ "બ્હેન! લે આ હાર અધૂરો છે તે પૂરો કર હું અમણે આવું છું" કહીને તે ત્યાંથી ઉઠીને ચાલતી થઇ. તારા ઢીંચણ ઉપર માથું ટેકવીને હાર તૈયાર કરવા લાગી અને લાલજી પૂર્વવત્ ફુલ શોધી આપતા રહ્યા. થોડીવાર પછી સહજ સંકોચાતાં તારાએ મધુર સ્વરે એ અજબ શાન્તિનો ભંગ કરીને કહ્યું: "રણવીર–પુરૂષોના હાથમાં તો તલવારજ શોભે, આ ફુલ વિણવાનું કામ તેમનું નહિ!"

લાલજી વિમાસણમાં પડયા. બીજીજ ક્ષણે વિમોહિત થઇને જવાબ આપ્યોઃ "તમારૂં કહેવું યથાર્થ છે, તો પણ તલવારની સાથે રમત રમતાં મને કંઇ ભય નથી લાગતો કે નથી મારા જીવને ગભરામણ થતી, પરન્તુ આ પુષ્પ વિણીવીણીને આપતાં મને જે થાય છે તે હુંજ જાણું છું–મારા હાથ ધ્રૂજી જાય છે!"

અગાઉની માફકજ અવનતવદને, મીઠી વાણીએ તારા બોલીઃ "આપને કષ્ટ થાય તે ઠીક નહિ, આપ રહેવા દો! હું મારી મેળેજ બધું કરી લઇશ" કહીને તેણે ફુલની છાબ પોતાની પાસે ખેંચી લીધી. હાથમાં રહી ગએલું એક પુષ્પ બતાવીને લાલજીએ કહ્યું: "મારા ધારવા મુજબ આ પુષ્પ હારના કામમાં નહિ આવે?"

"એ તો ચલાવી લઇશું" કહીને તારાએ લાલજીના હાથમાંથી ઝડપ દઇને એ ફુલ લઇ લીધું. ફુલ લેતી વખતે એ વીરવરના હાથને એક જબરો આંચકો લાગ્યો–લાલજીને જાણે અમણેજ મારો હાથ ઉતરી જશે તેમ થયું! તેમણે કહ્યું: "આ કરતાં તો મેં ફુલને સ્પર્શજ ન કર્યો હોત તો ઠીક થાત! એ ફુલને અડકવામાં કંઇજ મજા નથી. તારા! એ તે ફુલ કેઃ તિક્ષ્ણ બાણ?"

તારાએ અમૃતભરી દૃષ્ટિએ આછું આછું હાસ્ય કરતાં કહ્યું: "ભલે, કવચિત્ બાણ હશે, પણ ઝેરી તો નથી ને? આપ તેની જરીકે ચિન્તા ન કરશો!"

તારાના પ્રશ્નથી લાલજી સવિશેષ ગુંચવાયા, પરન્તુ આશાભર્યા ઉછળતા હૃદયના વેગને તે વધારે વખત દબાવી શકયા નહિ. લાલજીએ કેટલુંયે કઠણ કાળજું કરીને, તારાનો કર સાહીને કહ્યું: "તારા!" તારા નિર્વાક અને નિશ્ચળ રહી! લાલજીએ પુનઃ કહ્યું: "તારા! તું મને ચહાય છે કે?" આ વખતે પણ તારા માત્ર જડના પેઠે બેસીજ રહી! લાલજીએ આ વખતે તો તારાનો હાથ હલાવીને પ્રેમપૂર્વક જરીક માથું નમાવીને પ્રશ્ન કર્યોઃ "તારા! તમારાં લગ્ન સંબંધી તમારી શી ઇચ્છા છે?" આ વખતે તારાએ મૃદુ મધુર સ્વરે કહ્યું: "શ્રીમાન! લગ્ન વિષયમાં હું

સ્વતંત્ર નથી, કારણ હું સ્વચ્છંદી નથી. મારૂં હિતાહિત હું સમજું તે કરતાં મારાં પૂજ્ય માત-પિતા વધારે સમજે છે એમ હું માનું છું. હાથના શોધેલા કંઇક એંઠવાડા જેવા પાક્યા છે, જ્યારે પ્રારબ્ધના મેળવેલાએ સંસારમાં સ્વર્ગ ઉતાર્યા છે-દામ્પત્ય જીવનનાં સંસારને સાચાં દર્શન કરાવ્યાં છે, માટે કૃપા કરી પ્રથમ મારાં ગુરૂજનોની સમ્મતિ આપ મેળવો."

અસ્તુ. "પણ પુષ્પાભરણપ્રિય તમને હું પુષ્પા કહું તો હરકત નથી ને ? પુષ્પા ! તમે વૃથા વડીલોના વિશ્વાસે ન રહેશો ! કેટલાંક ધનલોલૂપ માત-પિતાઓ કન્યાનાં મૂલ લે છે, કેટલાંક બેખબર વડીલો રોગી અને ભ્રષ્ટ પતિને સોંપે છે, અરે ! કેટલાક રૂપવાન અને કુળવાનની મારામારીમાં હુંપદમાં તણાતા બિચારી બુદ્ધિ વગરની બાળાના ભવ બગાડે છે, અને કંઇક કુટિલ-કલિપ્રભાવને લઇને લાયક નાલાયકના ઝઘડાઓમાં-ઇશ્વરી સામર્થ્ય સત્તાને ભૂલી ગએલા પામર જીવો ન કરવાનાં કરે છે-પરિણામે દુર્ભાગીબાળાના અને સંસારના અભિશાપ પામી સંસારમાં સ્વયં પ્રત્યક્ષ નર્કના અનુભવ સેવે છે. માટેજ કહું છું કે વીરબાળા ! તમારા વડીલોની મર્યાદાના નિર્માલ્ય વિચાર કોરાણે ફેંકી દઇ સારાસાર વિચાર કરી મને મારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપો તો મને કંઇક સમજણ પડે."

તારાએ નિર્ભયતાપૂર્વક કહ્યું: "મહાનુભાવ ! આપને માટે મને માન છે. કૃપા કરી મને બીજીવાર એવું પૂછશો નહિ. મારો એક જ દૃઢ સત્ય સંકલ્પ છે કે:-

ગોસાંઇ જેને સોંપશે ભરથાર તે મારો થશે !
યોગી વિયોગી ભોગી કે રોગી ભલેને છો હશે !
વર્તીશવશ મન વચન કાયાથી હું તે નર-નાથને !
પતિદેવ મારા એજ સોંપ્યો સાધુએ જે હાથને.

નિર્મળાની નિર્મળ વાણી સાંભળી લાલજીના મેઘાચ્છન્ન હૃદયમાં આશારૂપી નિષ્કલંક ચંદ્રનો ઉદય થયો. મહા પરિશ્રમે ઉછેરેલી આશા-લત્તા પુષ્પવતી થઇ ! લાલજીના મુખારવિંન્દ ઉપર આનંદની અલૌકિક છટા છવાઇ રહી. લાલજી પ્રભુનો પાડ માનવા લાગ્યા. નિર્મળાના ગુરૂજનો ઉપરના સદ્દભાવથી તે સવિશેષ આકર્ષાયા. તેમણે શરૂવાતથી સૌની સમ્મતિ મેળવી છે. માત્ર તારાની સ્વયં ઇચ્છા જાણવાની ઉમેદ હતી તે અત્યારે પરિપૂર્ણ થઇ. ધીરજ ન રહેવાથી વળી વધારે સ્પષ્ટતા કરવાના ઉદ્દેશથી લાલજીએ કહ્યું: "તારા ! તમારાં ગુરૂજનો તમારા વિવાહ-લગ્ન સંબંધી જે વાત કરે છે તે જાણો છો—તેમાં તમે સમ્મત છો ને ?"

"કેઈક ખરૂં" સંપૂર્ણ સમ્મત છતાં ઉપરથી આ પ્રમાણે કહીને વાત ફેરવવાની ઇચ્છાથી તારાએ કહ્યું: "યુદ્ધ સમાપ્ત થયું તે દિવસે આપ મને કેમ શોધતા હતા વારૂ?"

લાલજી: "કેમ નહિ! પીંઢારાઓને તાબે કર્યા પછી પણ બ્રાહ્મણ-બાળાનો ઉદ્ધાર કરવાની જવાબદારી મારે માથે હતી, તે તમે ક્યાં નથી જાણતાં?"

આ ક્ષણે તારાએ સહજ મોં ફેરવીને લાલજી ઉપર મધુર દૃષ્ટિ નાંખીને કહ્યું: "મારા ધારવા મુજબ તેમાં આપ ફાવ્યા લાગો છો! કેમ? સેનાપતિ! ક્ષમા કરજો! મને વશ કરવી તે તમારા કે કોઇના હાથમાં નહોતું. વીરનાં નૂર તો ક્યારનાં ઉડી ગયાં હોત! કેમ ખરૂં કે નહિ—સાચું કહેજો?"

તારાની ગૂઢ વાણી સાંભળી વીરનો ગર્વ ઉતરી ગયો. લાલજીએ પ્રેમભરી આંખે તારાની દૃષ્ટિનો સદુત્તર આપ્યો: "તારા! હું જાણું છું. ક્ષિપ્રાના મહા વેગને રોકી શકાય, પરન્તુ તારા કાળાંતરે તાબે ન થાય એવું હું પાકે પાયે માનતો હતો. શું કહું! સ્વયં રતિ-વલ્લભ—મદનરાજ સમસ્ત વિશ્વ—સંસારનાં પુષ્પ સૈન્ય સહિત ચડી આવી તારાની ગતિને રોકવા પ્રયત્ન કરે તો પણ તે ફાવે કે!"

તારા: "વાહ! મને લાગે છે તેથીજ આપ ફુલથી આટલા બધા બીતા હશો! ઠીક, પેલી વીંટી કયાં મૂકી આવ્યા?"

લાલજી: "તેને તો મેં બહુજ કાળજીપૂર્વક સાચવી રાખી છે.'

તારા: "તમે એ વીંટી આંગળીયેથી કાઢીને મોટી ભૂલ કરી છે. તે તો ઇષ્ટ કવચ છે. જો કોઇ પણ અપવિત્ર વસ્તુનો તેને સ્પર્શ થશે તો તેની બધી ચમત્કારીક શક્તિ ચાલી જશે."

લાલજી: "તેને માટે હું લાચાર છું. જો મને શરૂવાતથી સૂચના કરી હોત તો ઠીક. એ વીંટી હું તમને સવારનો પહોર થતામાં પાછી આપીશ, તેને માટે તમે પૂર્ણ નિર્ભય રહેજો!"

તારા: "ચિન્તા ન કરશો! તે મારે જોઇશે ત્યારે હું તમારી પાસેથી માગી લઇશ—એટલે આપનો વીરધર્મ સચવાશે!"

લાલજી: "કેમ, વીર ધર્મ?"

તારા: "વીર હૃદય હંમેશાં વજ્રવત્—મમતાશૂન્ય હોય છે. રાજ-કાજની વાતમાં ચતુર—સ્વાર્થમાં શૂરા! પરન્તુ આધીન—બંદીજનો તરફ દયા કરવામાં તે બહુજ સંકુચિત હૃદયના હોય છે—તેમની નિષ્ઠુરતા તો પ્રભુ તોબાહ!"

લાલજી: "તારા! એમ કેમ? પાષાણમાં પુષ્પ નથી પેદા થતાં? મરૂભૂમિમાં પણ ક્વચિત્ વૃષ્ટિ નથી થતી કે? તારા! તુંજ તેનું મૂર્તિમંત

દૃષ્ટાંત છે ! તારા ! તું આ પાષાણુ હૃદયનું પારિજાત છે-કલ્યાણીની દયા હશે તો આ મરૂભૂમિમાં પણ સ્નેહસુધારસધારાની વૃષ્ટિ થશે !"

ઉપરોક્ત શબ્દો સાંભળતાની સાથે તારાએ એક કોમળ કટાક્ષ દ્વારા લાલજીના હૃદયમાં અજબ ચમકાર કરી મૂકયો—તેનું અંતર તપાસી લીધું. તેણે હાસ્યપૂર્ણ કૌતુકભરી દૃષ્ટિ ફેંકી કહ્યું: " તેથીજ મેં કહ્યું કે: આપના વીરધર્મની તે કંઇ વાત ! ચતુરચૂડામણિ લઇ શકે, પણ તેમની પાસે પરમાર્થની વાત નહિ ! ગજ ભરીને તસુ પણ વેતરવાની વાત ન મળે ! એ ગુણ તમે તમારા વિદેશી માલિકની પાસેથી શીખ્યા હો તેમ જણાય છે ! સ્વાર્થી મનુષ્યોમાં શુદ્ધ-પવિત્ર સ્નેહની ગંધ પણ કયાંથી હોય ? તેમની સ્વાર્થરત વાણીમાં માધુરી કયાંથી હોય ? એટલું કહીને પોતે તૈયાર કરેલી પુષ્પમાળા "જરીક સાચવોને" કહી લાલજીના હાથમાં આપી તે માશીને ખોળવા ઉપડી ગઇ.

આમાં લાલજી કંઇ સમજી શકયો નહિ. ચાલી જતી તારાનો પૃષ્ઠદેશ તે પુનઃ પુનઃ જોતો રહ્યો. એક વખત તેના મનમાં થઈ આવ્યું: તારાની આકુન્તલજાળ નાગણની માફક ફણા ચડાવી મારા સામી રોષભરી દૃષ્ટિએ જુવે છે ! પાછું થયું: ના, ના, આ તો શરૂ થતા **પ્રેમનો પૂર્વાભાસ** છે. પ્રેમ-ધર્મનાં આ બધાં ભિન્ન ભિન્ન સ્વરૂપ છે.

સમસ્ત જીવનમાં તારાને માટે આજ પ્રારંભિક પ્રેમપ્રસંગ હતો, પરન્તુ તારા આ પ્રેમાલાપ શીખી શી રીતે ? રમણીસુલભ લાજ અને મર્યાદાએ આવીને તારાને આગળ બોલતાં અટકાવી. જાણે કંઇ ગુન્હો કરીને ન આવી હોય તેવી રીતે રસોડામાં જઇને તારા માશીની સોડમાં ભરાઇ બેઠી. આ જોઇને જયાને ખૂબ ખડખડાટ હસવું આવ્યું, તેથી વળી તારા વધારે શરમાઇ. જયાને પુનઃ કંઇક સાંભળી આવતાં તેણે મહા પરાણે હસવું રોકીને મોં-બંધ કરી બરાબર ગંભીર મુખમુદ્રાએ પૂછયું: " પણ બહેન ! આજે હાર ગૂંથતાં આટલી વાર કેમ થઇ ? "

તારા શો જવાબ આપે ? લજ્જાને લીધે તારામાશીના સામું જોઇ શકી નહિ. તેણે પગના અંગૂઠા વડે ભોંય ખોતરતાં નીચી નજરે જવાબ આપ્યો: " આજ હાર બનાવતાં વાર થઇ, પણ કેમ થઇ તે નથી સમજાતું. પાછાં ફુલ પણ મારેજ શોધી શોધીને પરોવવાં પડતાં હતાં ને ? તેમને પછી ન ફાવ્યું. "

તારાઃ " તેમને ! એ કોણ ? "

તારા બિલકુલ મૌન રહી. જયા આધેડ હતી—તેને સમજતાં વાર ન લાગી કે: શરૂ થતા પ્રેમની એવીજ લીલા હોય છે. અંતરનું એ કળતર પણ કોઇ ભાગ્યશાળી યુગલોના નસીબમાંજ લખાયું હોય

છે ! જયાએ કહ્યું: "ચાલો, કંઇ નહિ, મને જરી જોવા દે જોઇયે કેઃ તેં આજ કેવો હાર બનાવ્યો છે ?"

તારાઃ "હા પણ, હાર તો હું ત્યાંજ મૂકીને આવી છું."

જયાઃ "અને, લાલજી ?"

તારાઃ "ત્યાં જ છે."

આ સમયે લગભગ બે એક પહોર રાત્રિ ગઇ હશે. હજી લાલજીએ કંઇ ખાધું કર્યું નહોતું. જયાએ ફળમૂળ લાવીને લાલજીને તૃપ્ત કર્યા. ત્યારબાદ લાલજી ઉદયગિરિ તરફ ચાલ્યા ગયા. જતાં જતાં તેમણે ચારે ખુણે કોઈ એક વસ્તુની શોધમાં આશાભરી તિક્ષ્ણ નજર કરી પણ એ ભુવનમોહિનીમૂર્તિ કોણ જાણે કયાં અદશ્ય થઇ ! ફરી તેનાં દર્શન ન થયાં !

---

## સપ્તમ કલ્પ.

---

## ધર્મવીર શાન્તશીલ.

---

કુલ્યાણમાં આવ્યા પછી શાન્તશીલના સ્વભાવ અને ચારિત્ર્યમાં ઘણોજ ફેરફાર થયો છે. તે ઘણોખરો વખત મંદિરમાં બેસી ઇશ્વર ભજનમાં ગાળે છે. માજીની કૃપાથી આજ તેને દિવ્ય જ્ઞાન થયું છે. તેનાં આંતરચક્ષુ ઉઘડયાં છે. તે નથી સમજી શકતો કેઃ મેં કરેલાં પાપનું મારે શું પ્રાયશ્ચિત્ત ભોગવવું પડશે. પોતાની ઇચ્છાથીજ માણસ સમજીને પાપ કરે તેનું પ્રાયશ્ચિત્ત કેવું ?

ગોસાંઇ ભૈરવીની કૂટિરમાંથી પાછા ફર્યા તે વખતે શાન્તશીલ મંદિરમાં હતો. લગભગ પહોર એક રાત્રિ ગઇ હશે. આખા મંદિરમાં નિસ્તબ્ધતા પ્રસરી હતી. ઉપાસકસંપ્રદાયમાંનું કોઈ પણ માણસ મંદિરમાં નહોતું. વેદપાઠી બ્રાહ્મણો વેદાધ્યયન પૂર્ણ કરીને ધ્યાનાવસ્થામાં બેઠા હતા. શાન્તશીલને મંદિરમાં ન જોવાથી ગોસાંઇ વિચારમાં પડી ગયા. માજીના મંદિરમાંથી તેઓ ચાચરમાં આવ્યા, ત્યાં પણ પત્તો ન ખાધો. આથી વળી ગોસાંઇને વધારે આશ્ચર્ય થયું. આખર હતાશ થઇને પોતાની કુટિર તરફ ચાલતા થયા, પરન્તુ ચાચરમાંથી નીકળ્યા પહેલાંજ દ્વારના એક ખુણામાં તેમની દૃષ્ટિ પડી. મંદિરના દિવાનો પ્રકાશ એટલે સુધી પહોંચી શકતો નહોતો. અજવાળી દશમ હોવાથી ચંદ્રપ્રકાશ ધીમે ધીમે ચાચરમાંથી ખસતો ખસતો ગોદાવરીના અનંત તરંગમાં ભળી જઇ

અલોપ થતો હતો. ખુણામાં એક ચિત્તે આસન વાળીને બેઠેલી પેલી માનવમૂર્તિને ઝીણી આંખે જોતાંજ તેમણે પ્રશ્ન કર્યો: "તમે કોણ છો ?"

ચિન્તાવશ શાન્તશીલે કંઇજ સાંભળ્યું નહિ. પ્રત્યુત્તર ન મળવાથી ગોસાંઇએ પુનઃ પ્રશ્ન કર્યો: "આપ કોણ છો ?"

આ વખતે શાન્તશીલની ચિન્તા ભંગ થઇ. પરિચિત અવાજ કાનમાં અથડાતાં તેણે ઉભા થઇ દીનભાવે કહ્યું: "ગોસાંઇજી ! અત્યારે કવખતે આપ અહીં કયાંથી ?"

શાન્તશીલને એવી વિચિત્ર અવસ્થામાં જોઇ ગોસાંઇને લેશ પણ આશ્ચર્ય ન થયું. તેના અચિન્તનીય પરિવર્તન અને તેના ભાવિ-સંકલ્પ વિકલ્પ સંબંધી વાત કયારનીએ ગોસાંઇને કાને આવી હતી. ગોસાંઇએ સ્નેહપૂર્વક કહ્યું: "કેમ, શાન્તશીલજી ! ભૈરવી પાસે થઇને, તમને શોધવા માટેજ અહીં આવ્યો છું, કૂટિર તરફ જવાનો સમય થયો છે. ગોસાંઇની વાતને ત્યાંથીજ અટકાવીને શાન્તશીલ બોલ્યો: "કલ્યાણીના મંદિરમાં થએલું આ દૈવીમિલન આલોકને માટે નથી, તે માત્ર પરલોકને માટે છે. આજકાલ હું તેને અર્થેજ સજજ થાઉં છું. હું આંતરચક્ષુ દ્વારા જોઇ શકું છું કે: મારાં અનન્ત પાપનું પ્રાયશ્ચિત્ત મૃત્યુજ છે. દેહાંત દંડ વગર અન્ય એકે સજા મારે માટે નથી."

અત્યંત પરિતાપ રૂપી અગ્નિ વડે પ્રજળતા શાન્તશીલના વ્યથિત હૃદયના ઉંડાણમાંથી નીકળતા મર્મઘાતી ઉદ્ગાર સાંભળીને ગોસાંઇના હૃદયમાં અત્યંત વેદના થઇ. પોતે મંત્રમુગ્ધવત્ શાન્તશીલના મોં સામું જોઇજ રહ્યા. હવે આછા પ્રકાશમાં પણ ગોસાંઈ સ્પષ્ટ રીતે જોઈ શકયા કે: શાન્તશીલના મોં ઉપર ભય અથવા દુખની તલમાત્ર છાયા નથી. તેના મોં ઉપર એક પ્રકારનું વિલક્ષણ તેજ પ્રસરી રહ્યું છે. તેના મોં ઉપર નિરાશાનું નામ નથી. માત્ર કોઈ સિદ્ધપુરૂષ ઉત્સાહ પૂર્વક મહાન અનુષ્ઠાનમાં ન બેઠો હોય તેવો ભાસ થાય છે ! આજ ગોસાંઇને સમજતાં વાર ન થઇ કે: શાન્તશીલના વદન ઉપર આજ જે પ્રફુલ્લતા ઝળકી રહી છે, તે કલ્યાણીની દયાનોજ પ્રતાપ છે. તેમણે કહ્યું: "કલ્યાણીની ઇચ્છાથી બધું ઠીકજ થશે. ચાલો ! હવે આપણે કૂટિર તરફ જઇશું કે ? આજ બિન્દુની પ્રકૃતિ કંઇ ઠીક નથી જણાતી, રાત વધારે ગઇ છે અને આવતીકાલ પાછું આપણે બધાંયને ઉદયગિરી જવાનું છે."

પ્રત્યુત્તરમાં શાન્તશીલે કહ્યું: "સૌને ઉદયગિરિમાં યોગ્ય સમયે હાજર કરવાની જવાબદારી આપે માથે લીધી છે, તે હું સારી રીતે

જાણું છું. તેને માટે તો હું સર્વપ્રકારે તૈયારજ છું. હું નિકસ્તાપૂર્વક ચોખ્ખા દિલથી મારો અપરાધ કબૂલ કરીશ–હવે મને સર્વ સંતાપ પાપહારિણી કલ્યાણી વગર આલોકમાં કોઇનો અણુમાત્ર ભય નથી."

છેવટે ગોસાંઇની ઇચ્છાને વશ થઈ શાન્તશીલે ધીમે પગલે મમતાશૂન્ય હૃદયે ગોસાંઇની પાછળ પાછળ ચાલવા માંડયું, અને બેઉ જણુ સાથે સાથે ભૈરવીની કુટિર આગળ આવી પહોંચ્યા તે શરૂવાતથીજ કહેવાઈ ગયું છે.

લાલજીના ગયા પછી શાન્તશીલે આવીને બિન્દુની સમીપ સ્થાન લીધું. પરન્તુ તે બોલવાનું સાહસ કરી શકયા નહિ, મારે કેવી રીતે બિન્દુની સાથે સંભાષણ કરવું તેની ચિન્તામાં પડયા. દીર્ઘકાળના વિરહ પછી એક તરફથી આ શુભ સમ્મિલન થયું ખરૂં, પણ બીજી તરફ અનન્ત–અક્ષયમિલનની આતુરતા તેને જેવી તેવી નથી. આ લોકના દામ્પત્ય પ્રેમ અને પ્રિતિની મહત્તા ઓછી નથી, છતાં પરલોકના પવિત્ર–આધ્યાત્મિક મિલનની તો બલિહારીજ! શાન્તશીલ એ આધ્યાત્મિકમિલનનો અધિકારી થાય તો તેમાં કંઇ વિસ્મય પામવા જેવું નથી, પરન્તુ અત્યારે કોણ કહી શકે કેઃ એક પળ પછી શું થશે? પૂર્ણ વિચાર કરીને શાન્તશીલે કહ્યું: "શા સંકલ્પ કરો છો? પતિ–પત્નીનું આ પુનર્મિલન આ લોકને માટેજ કલ્યાણપ્રદ ન માનશો! કલ્યાણીની કૃપાથી પરલોકમાં અનંત–અક્ષયમિલન થશે! આજ નવીન ધર્મવીર શાન્તશીલને કલ્યાણીની દયા–માયા પ્રભાવથી દિવ્ય જ્ઞાન થયું છે. તે નિરંકુશપણે બિન્દુને મનની વાત જણાવે છે. આ ક્ષણે તેના હૃદયમાંથી સઘળી ચિન્તાઓ કયાંય ઉડી ગઇ–હૃદયમાં બળ આવ્યું. મીઠાં મધુર વચને તેણે કહ્યું: "બિન્દુ!"

બિન્દુએ પતિનો જમણો હાથ ઝાલી ભક્તિભાવપૂર્વક એ હાથમાં પોતાનું માથું મૂકી–વંદન કરી, તેથી પણ સમધિક મૃદુ મધુર સ્વરે કહ્યું: "પ્રભો! મને ભાન છે–જ્ઞાન નથી."

પતિઃ "કંઇ નહિ! શરીર તો સારૂં છે ને?"

પત્નીઃ "હા, મને હવે કોઇ વાતનું દુખ નથી."

પતિઃ "મને આજ કંઇ તમારા ચિત્તનું ઠેકાણું નથી લાગતું?"

પત્નીઃ "ના, ના, એટલું બધું નહિ, પણ જીવ કંઇક વિચારમાં પડયો છે."

પતિઃ "મેં અગાઉ જે કહ્યું તેમાંનું તમને કંઇ યાદ છે?"

પત્નીઃ "ના, મારા હૃદયનો ભાર હજી ઓછો નથી થયો. હું એમ વિચાર કરતી હતી કેઃ તારાનાં લગ્નનું શું થશે? જયાનું બુદ્ધિબળ

કેવું અને તેની પરોપકારવૃત્તિ કેવી ? આ અણુચિન્તવ્યા મિલનનું શું પરિણામ આવશે ? આ ભૈરવીવેશે પતિસૌભાગ્યનો યોગ પ્રાપ્ત થયો તે અમૃતનું પરિણામે ઝહરજ નિર્માણ થયું લાગે છે !"

ભૈરવીની નિર્મળ વાણી સાંભળી શાન્તશીલનો આત્મા તૃપ્ત થયો.

બિન્દુના આત્માને કષ્ટ થશે ધારીને જે વાત કહેવાને શાન્તશીલ કચવાતો હતો તે વાત સહસા સ્ત્રીના મોંથી નીકળવાથી શાન્તશીલે તેના સંશયનું સમાધાન કરવાના હેતુથી કહ્યું: "દેવી ! જેની ઇચ્છાથી આ સુધાસંયોગ વિષવત્ નિવડવાનો ભય રહે છે, એજ કલ્યાણીની કૃપાથી એ વિષયોગમાંથી અમૃતસિદ્ધિયોગ કેમ ન નીપજે ? નિર્મળાના વિવાહની ગોઠવણ થઈ ચૂકી છે. ગોસાંઇ કહેતા હતા કે: એ બધું જયાના હાથમાં છે."

બિન્દુ: "લાલજીની લાયકાત જોઈનેજ જયાએ આ ચોકઠું બેસાર્યું છે. જયા માયાવિની છે, કલ્યાણમાં સૌ કોઈ તેને દેવી કહીને બોલાવે છે તે યથાર્થ છે. તેની સમયસૂચકતા અને ચાતુરી અજબ છે ! પીંઢારાઓને હાથે મહા પ્રેમભાવ વડે ઉછરેલી એ દેવબાળા–નિર્મળા સાથે લગ્ન કરવામાં લાલજીને કંઇજ નુકસાન નથી. જ્યાં સુધી મારા જાણવામાં આવ્યું છે ત્યાં સુધી, મને એવી ચોક્કસ બાતમી મળી છે કે: લાલજી, શુદ્ધ–કુલિન બ્રાહ્મણપુત્ર છે. ગોસાંઇ કહેતા હતા કે: આ લગ્નથી કુળમર્યાદાનું પાલન થશે.

શાન્ત: "તારા પીંઢારાઓને ત્યાં ઉછરી તે વાત સત્ય, પરન્તુ તેણે પીંઢારાઓની સાથે બેસીને કદી પણ અન્નપાણી લીધું નથી. અમારે બન્નેને માટે રોજ માતાજીનો પ્રસાદ આવતો. શુદ્ધ સદાચારી બ્રાહ્મણ વગર અન્ય કોઇને માતાજીની પૂજા કરવાનો અધિકાર નહોતો. મને શરૂવાતથીજ તારા ઉપર ખૂબ વહાલ છે. તેને મેં ખૂબ રમાડી છે, પરંતુ મને એ કુદરતી આકર્ષણની ક્યાંથી ગમ પડે ?"

બિન્દુ: "તેનું નાનપણનું નામ નિર્મળા છે. તેની ખાતરજ સંસારત્યાગ કરી મેં આ ભૈરવીવેશ અંગીકાર કર્યો છે. કલ્યાણીની કૃપાથી મારી કલ્યાણકામના કલ્યાણીએ પૂર્ણ કરી છે. હવે સારો વર પણ હાથ આવ્યો છે તો તેનાં લગ્ન કરી નાંખુ એટલે મારી તમામ આશાઓ અને કર્તવ્યની સમાપ્તિ થાય ! પછી મને આ જીવનનો મોહ નથી. સંસારબંધનથી છૂટયા પછી, મને અનન્ય ભાવવડે પતિપદસેવા કરવાનો અવસર પ્રાપ્ત થશે !"

શાન્ત: "એ શું–યોગસાધન ?"

બિન્દુ: "પત્નીને માટે પતિસેવાજ મુખ્ય સાધન છે. આ લોકમાં કેવળ પતિ એજ ધર્મ, પતિ એજ કર્મ, પતિજ માત્ર યોગ, અને પતિ એજ સર્વશ્રેષ્ઠ સાધન છે. પતિપદસેવા કર્યા વગર ભગવાનનું નામ લેવાનો સ્ત્રીને અધિકાર નથી" કહીને બિન્દુએ ભક્તિપૂર્વક પતિની ચરણરજ માથે ચડાવી. તેણે પ્રસન્ન વદને કહ્યું: "નાથ! આજ આ સ્ત્રીજીવન સફળ થયું છે."

આજ કેટલાય લાંબા વખતે બિન્દુના આત્માને અદ્વિતીય આનંદ થયો. તેનું મોં પ્રફુલ્લિત થયું છે. એ જોઇને શાન્તશીલે કહ્યું: "બિન્દુ! તારી પતિભક્તિના પુણ્યપ્રતાપે તું અસાધ્ય સાધન-કાર્ય સાધી શકીશ! તારો પ્રેમ અલૌકિક છે! તારી ભક્તિ પણ તેવીજ નિષ્કામ અને આસક્તિશૂન્ય છે! બરાબર છે. આ પ્રિતિમય મિલન ઐહિક નહિ પણ દૈવી છે-પારલૌકિક છે! સાંસારિક નહિ પણ આધ્યાત્મિક! તારી સાધનાને લીધેજ આજ અનંત કાળે અક્ષયમિલન થયું છે!

શાન્તશીલ આગળ કંઇજ ન બોલી શકયો. તેની આંખમાંથી નીકળતાં ઉષ્ણ અશ્રુબિન્દુ તેની આંતર વ્યથાની પ્રતીતિ કરાવતાં હતાં. એ દૃષ્ય જોતાની સાથે બિન્દુની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. નયનપ્રદેશ દ્વારા વહેતા પ્રબળ પ્રેમપ્રવાહમાં ખૂબ સ્નાન કરી પતિ-પત્ની પાવન થયાં. ઉભય-દંપતી ખરા અંતઃકરણથી આજ ભગવાનના ચરણમાં આત્મસમર્પણ કરવા તત્પર થયાં છે-ઉભય સમજી શકયાં છે કે: "હવે આ જીવનદૃષ્યનો પડદો પડવાનો વધારે સમય નથી. હવે આ ભવરંગભૂમિના આપણા પાત્રવિધાનની પૂર્ણાહુતિ થશે!

---

## અષ્ટમ કલ્પ.

---

## ઉદયગિરિને આંગણે વા ન્યાયપતિનો અંતિમ નિર્ણય.

---

દશમીની રાત્રિ પૂર્ણ થતાં એકાદશીનું પ્રભાત થયું. હંમેશની માફક ઉન્નત શૈલ-શિખર ઉપર બેસી મયૂર-મયૂરી આજ પણ ઉષાના આહ્વાન સૂચક કેકારવવડે દિગ્મંડળને ગજવી રહ્યાં છે. બકુલની ડાળ ઉપર બેસી કોકિલા કુહૂ કુહૂ ધ્વનિવડે પતિ વિયોગે વ્યથિત થતી, મહા પરાણે પાસાં બદલીને રજની વિતાવતી વલ્લભાઓના વિરહાકુળ હૃદયમાં આગ સળગાવી રહી છે. મંદિરના મુખ્ય

દરવાજા ઉપરના ઝરૂખામાં નોબતોના ગડગડાટ થઇ રહ્યા છે. પ્રત્યેક કુટિરમાંથી કેવળ એકજ સ્તુતિમંત્ર શ્રુતિગોચર થાય છેઃ—

કુરૂ મા કલ્યાણી! કલ્યાણુ જીવે,
નમઃ કુલકુન્ડલિની નારાયણિ શિવે!

મંદિરમાં રહેનારી યોગિનિઓ પ્રાતઃકાર્ય પૂર્ણ થયા બાદ અનેક પ્રકારના સેવાકાર્યમાં પ્રવૃત્ત થઈ.

આજ એકાદશી છે. પરિવ્રાજક, ઉપાસક, પૂજક, સેવક, યોગિનિઓ સર્વ આદર્શ સંયમી છે. એ સઘળાં સનાતનહિન્દુધર્માનુયાયી સંતજનોને આજ નકોરડો ઉપવાસ છે. યથાસમયે ભક્તજનો એકાગ્રચિત્તવડે ભગવાનને આત્મસમર્પણ કરી તેનું ધ્યાન કરવા લાગ્યાં. આ બાજુ માજીની નિત્યપૂજાની ધૂન મચી રહી. પૂજનકાર્યથી આજ સૌ વહેલાં પરવાર્યાં, કારણુ કેઃ નિત્ય નૈમિત્તિક કાર્ય પૂર્ણ થયા બાદ કલ્યાણુસંપ્રદાયને ઉદયગિરિમાં દરબાર વખતે હાજર રહેવાનું હતું.

આજ તમામ અપરાધી પીંઢારાઓનો છેવટનો નિર્ણય થનાર છે—આજ ચૂકાદો છે. આજ પ્રાતઃકાળ થતાની સાથેજ તંબૂની ટોચ ઉપર વિજયપતાકા ચડાવવામાં આવી છે. ધુમાડાના ગોટેગોટ કરતી કાળમુખી તોપોના ભીષણુ અવાજથી આનંદ મનાવા લાગ્યો છે. પળે પળે થતા તોપોના બુલંદ અવાજથી કાન બહેર મારી જાય એવું કામ છે. ગમે તેમ પણુ એ નિર્જીવ—જડ—તોપોજ આજ બ્રિટિશ રાજની વિજય ઘોષણા કરી રહી છે. પર્વતના શિખર ઉપર આજ સ્થળે સ્થળે વાવટા ઉડી રહ્યા છે. પત્ર—પુષ્પનાં તોરણોનો આજ પાર નથી! આજ આ મહાધામમાં મોટો દરબાર ભરાવાનો છે. એક તરફ અપરાધી બંદીવાનોને ઉભા રહેવા માટે જગા મુકરર કરવામાં આવી છે. ઠરાવેલા વખતે સઘળા ગુન્હેગારોને હાજર કરવામાં આવ્યા, તે પહેલાં જ ઉઘાડી—નાગી તલવારે સૈનિકોને વ્યવસ્થાપૂર્વક ગોઠવી દેવામાં આવ્યા છે. મંડપની સામે બીજા સરદાર—જાગીરદાર વગેરેને બેસવાની ગોઠવણુ થઇ છે, અને બીજી બાજુ કલ્યાણુસંપ્રદાયને માટે સ્વતંત્ર જગા નિયત કરવામાં આવી છે.

ઠરાવેલો વખત થયા અગાઉ જ માણુસોની ઠઠ જામી, તેમ છતાં સર્વસ્થળે શાન્તિ હતી. યથાસમયે દરબારપતિએ આવીને એક નિશ્ચિત કરેલા સિંહાસન ઉપર પોતાનું સ્થાન લીધું. એજ સમયે આકાશ—પાતાળને વિદિર્ણ કરી નાંખે એવા અવાજથી તોપોએ ગર્વગર્જના કરી. સભાપતિએ પોતાની સનાતન પ્રકૃતિ અનુસાર

સર્વ આમંત્રિત જનોને હાસ્યભરિત મુખે આવકાર આપી-મીઠી વાણીવડે સંતોષ્યા, બાદ આજનું કાર્ય હાથ લીધું. પ્રારંભમાં પીંઢારાઓના પ્રતાપિ નાયક સરદારચિતુસિંહ અને અને તેણે હરણ કરેલી બ્રાહ્મણકન્યાને સભાપતિના સન્મુખ હાજર કરવામાં આવ્યાં. ચિતુસરદારની તેજઃપુંજ કાન્તિ, ઉન્નત લલાટ, વિશાળ નયન ધીર અને શાન્ત મૂર્તિ જોઇને કોઈ પણ માણસ તેને કાળાંતરેય કઠોર કહેવાનું સાહસ કરી શકે ? આવા ફાંકડા વીરનરનું હૃદય વજ્ર જેવું છે, એવી કલ્પના પણ થાય ?

ન્યાયાધિશે પ્રશ્ન કર્યો: "કેમ, તમેજ પીંઢારાઓના અધિષ્ઠાતા ચિતુસરદાર કે ?"

ઉ: "જી હા ! આ તમારી સામે ઉભો છે તેજ ચિત્રવરસિંહ ઉર્ફે ચિતુસરદાર-ભોંસલેરાજનો એક સાધારણ જાગીરદાર !"

પ્ર: "ઠીક, આ બધા ઉભા છે તે તમામ તમારા દળમાં શામિલ થએલા પીંઢારા-જેમને લોકો નરઘાતક લૂંટારાઓ કહે છે તે એજ કે ?"

ઉ: "આ ઉભા છે તેમાંના પ્રત્યેક મારા દળના છે કે કેમ તેની મને ખબર નથી-તે હું નથી જાણુતો ! હા, હું એટલું તો જાણું છું અને કહી શકું છું કે: તેમાંના કેટલાક માત્ર મારા આશ્રિત અને અનુગ્રહિત છે, કેટલાક મિત્ર છે અને કેટલાક મારા બાલસખા છે."

પ્ર: "કારંજાની બ્રાહ્મણબાળાનું હરણ કરનાર તમેજ ને ?"

ઉ: "અવશ્ય ! પરન્તુ હરણ કર્યા છતાં એ બાલિકાનું મેં મારી પુત્રી સમાન પાલન-સંરક્ષણ કર્યું છે, તેને મેં મારા પ્રાણ તુલ્ય ગણીને તેને પોષી-ઉછેરી છે-કદાચ તે મારી પૂર્વની દીકરી કેમ ન હોય ! કારણ, પુત્રી વા બહેન ગણીને પણ તેને ગૃહિણીપદ ઉપર સ્થાપી વા તેની સાથે અનુચિત-વિષયવ્યાપાર ખેડનારા આદર્શગૃહસ્થોમાં ગણાતા નરપશુઓની આ ઘોર કલિકાલમાં ખોટ નથી તો અમે તો પ્રત્યક્ષ નરહિંસા કરનાર પીંઢારાઓ ! બધું કર્યું છતાં પીંઢારાઓએ પ્રજાની મા-બહેન અને દીકરીઓની આબરૂ બરાબર જાળવી જાણી છે, અને તેથી મને પૂર્ણ સંતોષ છે."

પ્ર: "વ્યાજબી છે, પણ ગમે તે સંયોગોમાં તે બ્રાહ્મણકુમારી તમારી સાથે રહેવાથી જાતિભ્રષ્ટ તો થઈજ ને ?"

ઉ: "ના, જી ! એવી શંકા કરવાનું પ્રયોજન નથી. તેને માટે હંમેશાં માજીની પ્રસાદીનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. શુદ્ધ

બ્રાહ્મણ વગર એ પ્રસાદને સ્પર્શ કરવાનો મારે ત્યાં કોઇને લેશ પણ અધિકાર નહોતો."

પ્રઃ "તેનું નામ?"

ઉઃ "તારા—આ તમારી સામે ઉભી છે તે પોતે."

પ્રઃ "હાં, તે તમારી પુત્રી છે કેઃ તમે તેને પાળી પોષી એટલુંજ!"

ઉઃ "મારી હરણ કરેલી માનો છો છતાં આવો પ્રશ્ન?! ભગવાને મને સંતાનસુખથી વંચિત કર્યો છે." કહેતાં કહેતાં ચિતુસિંહના હૃદયમાં કોઇએક લુપ્તસ્મૃતિ જાગ્રત થઇ. તેનું મોં રાતુંચોળ થઇ ગયું. તેણે આંખ ફેરવીને કહ્યુંઃ "હું ફરી ફરીને કહું છું કેઃ તારા મારી કન્યા નહિ, પણ તેથીય અધીક મને પ્રાપ્ત થએલો જગદિશ્વરીનો એ મહા મોંઘો કૃપાપ્રસાદ છે! કારંજાની એ બ્રાહ્મણકન્યા છે! બ્રાહ્મણકન્યાનું હરણ થયું–તેનો ઉદ્ધાર કરવાનું નિમિત્ત શોધી તમે યેનકેનપ્રકારેણ પીંઢારાઓના કુળને નિર્મૂળ કર્યું છે! જેવી મહામાયાની મરજી!"

પ્રઃ "તો તમે તમારી ઇચ્છાથી અને શુદ્ધચિત્તથી એ કન્યા ઉપરનો તમારો હક્ક ઉઠાવો છો?"

ઉઃ "તારા તેની ઇચ્છાથી સ્વતંત્ર થઇ શકશે. તે મને તજી શકશે, પણ હું મારી જીવનતારાને કેમ તજી શકું? તારા તો મારી આંખના તારા જેવી ત્રિલોકને તારનારી અમૃતધારા છે! તે તો મારી જીવનજ્યોતિ છે!"

તારાને સંબોધન કરીને સભાપતિએ કહ્યુંઃ "તારે કયાં જવું છે?"

નીચી નજરે, ધડકતા હૃદયે જમીન સામું જોઇને, ભાવિનો વિચાર કરીને, તારા બોલીઃ "મારા પિતાશ્રી પાસે."

પ્રઃ "ટોમારા પિટા કોન?"

પડખે ઉભેલા ગોસાઇને બતાવી તેણે કહ્યુંઃ "એજ મારા જન્મદાતા–પિતાજી છે. સરદારજીએ પણ પુત્રીવત્ મારૂં પાલન-પોષણ કર્યું છે–મારા પાલકપિતા અવશ્ય!"

ન્યાયાધિશે ચિતુસિંહ તરફ નજર ફેરવીને પ્રશ્ન કર્યોઃ "તારાની ઇચ્છાથી તેને તેના પિતાને સોંપવામાં આવે છે, તેમાં તમારે કંઈ કહેવું છે?"

ચિતુસિંહે મુક્તકણ્ઠે કહ્યુંઃ "આ ન્યાયમંદિરજ હોય તો આ સ્થળે મારો મત જોવાની શી જરૂર છે? અદ્યાપિ પર્યંત મેં તારા ઉપર મારો દાવો કરી તેને મેં દાબમાં નથી રાખી. નીતિની દૃષ્ટિએ આજ

તેને તેના ધર્મપિતા પાસે જતાં કેમ રોકી શકું ? તારા જ્યાં જવાથી વધારે સુખી થાય તેમ હોય ત્યાં જાય તેમાં હું ખુશી છું– તેથી મારૂં ચિત્ત પ્રસન્ન થશે ! ”

એ સાંભળીને ન્યાયાધિકારીએ હાસ્યભર્યા મુખે કહ્યું: “ ટારા ! ટોમારા પિટાકો જાઓ ! ટોમકો છૂટી ડેટા છે ! ”

ન્યાયાધિશની અધકચરી રમુજી વાણી સાંભળી સૌ પ્રસન્ન થયા. તારાને મુક્તિદાનની આજ્ઞા થતાં કલ્યાણુસંપ્રદાયે મહોલ્લાસપૂર્વક ઉચ્ચ ધ્વનિ કર્યો:—

કુરૂ મા કલ્યાણી ! કલ્યાણ જીવે,
નમઃ કુલકુન્ડલિની નારાયણિ શિવે !

ત્રિઅંકી દરબારનો આ સ્થળે પ્રથમ અંક સમાપ્ત થયો. ત્યારબાદ પીંઢારાઓનો નિર્ણય હાથ ઉપર લેવામાં આવ્યો, પરન્તુ આ વિષયમાં વિચારપતિને વધારે પરિશ્રમ પડે તેમ નહતું. પહેલાં દલપતિચિતુસરદાર પછી દફાદાર અમીરઅલી, ત્યારબાદ કોષાધ્યક્ષ જયનંદન ઉરફે શાન્તશીલે એક સ્વતંત્ર વીરની માફક ચોરી, નરહત્યા અને લૂંટફાટ દ્વારા ધનમાલ મેળવ્યાની વાત સાફ સાફ કબૂલ કરી. પકડાએલા સઘળા બન્દીજનો મરવાને માટે તૈયાર હતા. ખરી બહાદૂરી ત્યાં હતી કેઃ તેમાંના એક પણ માણસે જીવવાની આશાએ જરા પણ અસત્ય કહ્યું અગર દયાની ભિક્ષા માગી નથી. ન્યાયાધિશે ચિતુસરદારને કહ્યું: “ દલપતિ ! તમારૂં સાહસ, વીરતા અને સત્યનિષ્ઠા જોઇને હું સંપૂર્ણ ખુશી થયો છું. ઠીક, તમારા દળમાં કેટલાં માણસો છે ? ”

ચિ: “ હું કેદી છું–તમે મને ચોર–લૂંટારો માની લીધો છે, તે ન્યાયે તેનો હું પ્રત્યુત્તર આપું છુ કેઃ ફાંસીએ ચડવું પડે અગર શૂળીએ કેમ ચડવું ન પડે, પણ તમારા એ પ્રશ્નનો ઉત્તર હું નહિ આપી શકું. પીંઢારાઓનો પત્તો મેળવવાની મારા તરફની લેશ પણ આશા રાખશો નહિ–તે મારા ધર્મવિરૂદ્ધ છે.”

અનેક પ્રકારે ઉલટ તપાસ કરી પણ બીજાઓનો પત્તો ન ખાધો–નામ ન મળ્યાં !

ન્યાયાધિશઃ “ તમારા કુટુંબમાં કોણ કોણ છે ? ”

ચિતુઃ “ બે પત્ની અને દાસ–દાસી વગેરે.”

ન્યાયાધિશ : “ અંગ્રેજીરાજની નીતીના એક નમુના તરીકે તમને મારે ખાસ જણાવાતું કેઃ તમારી ઉભય પત્નીને સરકાર મુક્તિ

આપે છે, તે ઉપરાંત તે જીવે ત્યાં સુધી નવાગઢમાં તેમને રહેવાનો હક્ક આપવામાં આવે છે. તમારે એ સિવાય બીજું કંઇ કહેવાનું છે ?"

પરિવારજનને મુક્તિ મળવાથી ચિતુસરદારના આત્માને શાન્તિ થઇ, બાકી મરવાનો તેને રજે ભય નથી. ત્યારબાદઃ "મારી એક પ્રાર્થના છે" કહી તેણે એક ઇચ્છાપત્ર યાને will (વ્યૂઇલ) સેનાપતિના હાથમાં મૂક્યું. તેમાં લખ્યું હતું કેઃ—

**પહેલું—તારાઃ**—હવે લગ્નયોગ્ય થઇ છે. તેના લગ્નમાં એક લાખ રૂપિયા ખર્ચીને તેને સારીરીતે કોઇ ઉચ્ચ કુટુંબના બ્રાહ્મણયુવક સાથે તેનું પાણીગ્રહણ કરાવવું—આ મારો મૂળ સંકલ્પ છે. ભવિષ્યમાં તારાને કોઇ પણ પ્રકારનું સંકટ ન આવે તેની ખાતર—તે સુખ-શાન્તિ પૂર્વક તેનું જીવન ગુજારી શકે તેને માટે તેને મારાં ત્રણગામ અને રોકડા એક લાખ રૂપિયા હું તારાને બક્ષિસ કરૂં છું.

**બીજું—ભવાનીની સેવાઃ**—ભવાનીપુરમાં મારા વડીલોના સમયથી કુળદેવીનું સ્થાન છે, તેની નિત્ય સેવા—પૂજાને માટે એ ભવાનીપુર ગામ આપું છું—તેને દેવદ્રવ્યજ ગણવું.

ત્રીજું—**પારિવારિક વ્યવસ્થાઃ**—મારા પરિવારમાં ફક્ત બે પત્ની છે, અને એ વગર બીજાં દાસ—દાસી અને ચાકર વર્ગ છે. જે જે ગામ મેં જેને તેને આપ્યાં તે વગર બીજાં અઢાર ગામ છે, તેનો એક તૃતિયાંસ ભાગ તારાને, એક તૃતિયાંસ ભાગ મારી બન્ને સ્ત્રીઓને તેમના ભરણપોષણ અર્થે અને બાકીનો વધ્યો તેમાંથી એક ભાગ કલ્યાણીના શ્રીચરણમાં અર્પણ કરૂં છું અને છેવટમાં જે વધે તેમાંથી કલ્યાણમાં એક અનાથાશ્રમ અર્થાત્ રોગીનિવાસ સ્થપાય એવી મારી ઇચ્છા છે.

ચોથું—**ગુપ્તધનઃ**—તેમાંની એક પાઇ પણ વાપરવામાં આવી નથી. ભવાનીપુરથી પંદર ગાઉ ઉપર કાલીમાતાનું એક નાનું મંદિર છે, ત્યાં આગળ પીંઢારાઓની વરદાત્રી પ્રતિષ્ઠિતા ઇષ્ટદેવી શ્રીકાલીકાની મૂર્તિ છે, તે દેવીના ધામમાં એક નાની ઓરડીની અંદર આરસપહાણની બનાવેલી એક ઉંચી વેદી છે, એ વેદીજ મારો ગુપ્ત ધનાગાર છે. જે પીંઢારાઓ નિર્વંશ છે—જેમને કંઈ સંતાન નથી તેમનું ધન સરકારે લેવું. તારાને આપવાના એક લાખ રૂપિયા સરકારે પોતે લઇને તેને લાયક ઉમ્મરની થતાં તેને આપવા. ગુપ્તધામમાં એક ખાતાવાહી છે, તેમાં અનેક મનુષ્યો જેઓ પીંઢારાઓને હાથે માર્યા ગયાં છે, તેમની વિગતવાર નોંધ છે. સરકારની ફરજ છે કેઃ તેમણે પોતાનાથી બને તેટલી શોધખોળ કરીને

જે લોકો માર્યા ગયાં છે તેમનાં સ્ત્રી-પુત્રને શોધી-ઓળખીને તેમને તેમનું ધન સુપરત કરવું.

આ પ્રમાણે દાનપત્ર સંબંધી મહત્વનો-આકર્ષક દ્વિતીય અંક સમાપ્ત થયા બાદ શાન્તશીલે કહ્યું: "સરદારજી! આપણા નવાગઢના ધનભાણ્ડારમાં જે ધન છે તેની વ્યવસ્થા?"

ચિતુ: "ત્યાં કેટલું નાણું હશે?"

ઉ: "લગભગ ત્રિસેક હજાર રૂપિયા હશે."

એ સાંભળીને ચિતુસરદારે ઉંચી નજરે આકાશ તરફ જોઇને ક્ષણવાર કંઇક વિચાર કરીને કહ્યું: "અંગ્રેજ બહાદૂરે પીંઢારાઓનું દમન કરીને આજ ઉદયગિરિમાં અંગ્રેજીરાજનો ઉષ:કાળ પ્રકટાવ્યો છે, તેના સ્મરણ ચિન્હ તરીકે આ દરબાર ક્ષેત્રમાંજ વિશેક-હજાર રૂપિયા ખરચીને એક સુન્દર ધર્મશાળા બંધાવવી અને બાકીનું જે વધે તેમાંથી મારી તારાને રહેવા માટે એક સ્વતંત્ર-સુન્દર ભવન તૈયાર કરાવી તેને સોંપવું. ત્યાર બાદ ચિતુએ કહ્યું: "હવે મારે બીજું કંઇ કહેવું કરવું નથી. તમારે જે શિક્ષા ફરમાવવી હોય તે અંગીકાર કરવાને હું તૈયાર છું."

વિચારપતિ: "તમારા ગુપ્તધનભણ્ડારમાં કેટલું ધન છે?"

ચિતુ: "સ્વર્ણરત્ન, મહોર અને રોકડ મળીને લગભગ સાતેક લાખ રૂપિયાનો માલ હશે."

ગુપ્તધનભણ્ડારનો અડસટ્ટો સાંભળીને વિચારપતિ દંડાગાર બની ગયા. મેજર સાહેબ ઉભા ઉભા મંત્રમુગ્ધવત્ ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા કે: એક બાજુ પીંઢારાનું દમન અને બીજી બાજુ અઢળક ધન પ્રાપ્તિ! મધ્યપ્રાંતના ગવર્નરનો હોદ્દો પણ તેમના નસીબમાંજ નિર્માણ થયો લાગે છે! વિચારપતિએ કહ્યું: "સરદારના સદાશય અને મેળવેલા ધનની આવી ઉત્તમ વ્યવસ્થા કરવાથી મને સંતોષ થયો છે, પરંતુ અન્યાય અને અત્યાચાર દ્વારા ધન મેળવવું એ ભયંકર અપરાધ છે. રંક પ્રજાના ધનમાલ અને પ્રાણનું હરણ કરી, ધન-જનના બળ ઉપર ફાટી જઇ તેનાજ હડકવામાં તેમને કચડી-બાળી નાંખવાં તે અક્ષમ્ય ગુન્હો છે, તેથીજ સરકાર બહાદૂર તમને ઠરાવેલા દંડથી મુક્ત કરી શકશે નહિ. નરઘાતક પીંઢારાદલપતિચિતુસિંહ ઉર્ફે ચિત્રવરસિંહને માટે ફાંસીની સજાજ નિર્માણ થઈ છે, અને તેથી તેમને નિતિ-ધર્મના-ન્યાયના રક્ષણની ખાતર ફાંસીની સજા ઠરાવવામાં આવે છે. અમીરઅલી અને અન્ય સબળાં આગેવાનો પણ સરખાજ નરહિંસક છે તેથી તેમને પણ પ્રાણ દંડની સજા કરવામાં આવે છે. વચમાંજ શાન્તશીલના સામું

જોઇને સેનાપતિએ કહ્યું: "આ ફક્ત પીંઢારાઓના સરદારનો ખજાનચીજ હતો, પછી નરહિંસાનો અપરાધ તેના ઉપર કેમ લાગુ પડે ?"

સેનાપતિની લાગવગ ત્યાં કામમાં ન આવી! વચમાંજ વિચારપતિએ કહ્યું: "શાન્તશીલ તમને દેહાંત દંડની સજા થાય છે તે સંબંધમાં તમારે કંઇ ખુલાસો કરવો છે ?"

શાન્તીશીલે નિર્ભય ચિત્તે કહ્યું: "ના, હું પણ આ સઘળાંની સાથે સરખોજ અપરાધી છું. આપના અનુગ્રહની હું ભિક્ષા નથી માગતો!"

આ સાંભળીને કલ્યાણસંપ્રદાયની સઘળી આશાઓ—ધૂળમાં મળી. ભૈરવીનું જીવન—સ્વપ્ન સમાપ્ત થયું! તેની અક્ષયમિલનની ઇચ્છા પૂર્ણ થઇ. શાન્તશીલને પણ ફાંસીની સજા ઠરાવવામાં આવી. કલ્યાણસંપ્રદાયના આગ્રહથી વિચારપતિએ કહ્યું: "શાન્તશીલને ક્ષમા કરવા માટે જ્યુરી—ભરો અને તેઓ જે ઠરાવે તે પ્રમાણે કરો! પરન્તુ એવા અનેક ગુન્હેગારોને ફાંસીની સજા થઇ ચૂકી છે." એ સાંભળીને નિસ્પૃહ ચિતુસિંહે બેધડક કહ્યું: "અમને મરણનો લેશ પણ ભય નથી. આપ નામદારની દયા ઉપર જીવવાની અમારી ઇચ્છા નથી. અપમાનિત જીવન ધારણ કરવા કરતાં ફાંસીને માંચડે ચડવાનું અમે વધારે પસંદ કરીએ છીએ—અમારાં અનેક પાપનું એજ માત્ર યોગ્ય પ્રાયશ્ચિત્ત છે!"

આ સ્થળે જણાવવાની ખાસ અગત્ય છે કે: જે સઘળાં માણસોને પકડવામાં આવ્યાં હતાં તેમાંથી એકસોએકવીસ જણને ફાંસી અને બાકીનાને વર્ષો સુધીની કેદની શિક્ષા ફરમાવવામાં આવી. છેવટે તોપશાળામાંથી એક બે ત્રણ કરતાં લગભગ સાત વાર તોપના બહાર કરવામાં આવ્યા અને દરબાર બરખાસ્ત થયો.

---

## નવમ કલ્પ.

### લાચારલાલજીનાં લગ્ન-નિશ્ચય.

પ્રપંચલીલાને પારખનારા જનો સંસારમાં વિરલજ હોય છે. કવિજનોની કલ્પના પણ ત્યાં કામમાં નથી આવતી. સુખ દુઃખ, રોગ—શોક, ધન—માન, આશા—વિશ્વાસ આ બધું પરિવર્તનશીલ છે. ઉદયગિરિમાં જે નિર્ણય થયો—જે ચૂકાદો અપાયો તે તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે. લોક કહે છે કે પીંઢારાઓના દમનથી અંગ્રેજી

રાજે અક્ષય કિર્તિ પ્રાપ્ત કરી છે! ઇતિહાસના પાને પાને એ કિર્તિ સુવર્ણઅક્ષરે અંકિત થએલી છે!

ફેંસલો અપાયા બાદ સર્વ બંદીજનોને પુનઃ બંદીશાળામાં પહોંચતા કરવામાં આવ્યા. કલ્યાણસંપ્રદાયની સહાયતા વડે અને મુખ્યત્વે લાલજીની ભલામણને લીધે શાન્તશીલને પૂર્વવત્ સ્વતંત્ર રીતે કલ્યાણમાં જવાની પરવાનગી મળી છે. બરાબર પંદરે દિવસે પુનઃ શાન્તશીલને ઉદયગિરિમાં હાજર કરવાની જવાબદારી લાલજીએ પોતાને માથે રાખી છે.

બંદીગણની આગળ ઘોડેસ્વાર થઇને સ્વયં મેજરસાહેબ અને તેની પાછળ સેનાપતિ ચાલે છે. થોડેક છેટે ગયા બાદ કોઇ એક વૃદ્ધ રાટપુરૂષ આવીને આંસુ ભરી આંખે-કકળતા હૃદયે ચિતુસરદારને કહેવા લાગ્યો: "સરદારજી! ભાવિબળે આજ ફળ મળ્યું કે? જેવી વિધાતાની મરજી, પરંતુ હવે આ દાસને શી આજ્ઞા છે?" આ સ્થળે પોતાના વિશ્વાસુ સેવકને એકાએક જોઇને-તેની મમતાભરી આજીજી સાંભળીને ચિતુસિંહ વિસ્મિત થયો. તેણે કહ્યું: "કેમરે, વિઠ્ઠલ! તું અહીં કયાંથી?"

વિઠ્ઠલ: "પ્રભો! માલિકની આજ્ઞા ઉઠાવવા. ઉદયગિરિમાં જે વખતે છેવટનો નિર્ણય જાહેર થયો તે વખતે હું ત્યાં હાજર હતો" કહીને વૃદ્ધ નોકર ડસકે ડસકાં ભરી રડવા લાગ્યો. એ જોઇને મેજરસાહેબ પાછા વળીને તેની પાસે આવ્યા, તે સાથે સૌ બંદીજનો પણ આગળ ચાલતા અટકી ગયા.

ચિતુએ કહ્યું: "વિઠ્ઠલ! તું નિર્દોષ છે, તને કોઈ પણ પ્રકારનો ભય નથી." ત્યાર પછી મેજર સામું જોઇને તે બોલ્યો: "હજૂર! આ વૃદ્ધ પુરૂષ મારો જુનો વિશ્વાસુ નોકર છે. મારા ગુપ્ત ધનાગાર સંબંધી તમને જે કહેવામાં આવ્યું છે તેનો આ રક્ષક છે. આ માણસજ તમને એ તમામ વગર હરકતે રજે રજ બતાવી દેશે. તમારૂં કાર્ય થઇ રહ્યા બાદ તેને મુક્ત કરજો! આ માણસ સંપૂર્ણ નિર્દોષ છે."

મેજરઃ નિરપરાધી માણસને સજા કરવી એ અવશ્ય રાક્ષસી કાર્ય છે, પરંતુ હાલમાં તો તેને પણ આ બધા ગુન્હેગારોની સાથેજ રહેવું પડશે. Very sorry–Can't help અફસોસ-લાચાર!"

વિઠ્ઠલ પણ સપડાયો. ગુન્હેગારોની ઘટતી વ્યવસ્થા કરી મેજરસાહેબ પોતાના તંબુમાં ગયા અને સેનાપતિ પણ તેમની આજ્ઞા લઇ પોતાના મુકામે પહોંચ્યા.

તંબુમાં પાછા ફર્યા બાદ સેનાપતિ વિચારમાં પડયા. તેમના આખા શરીરમાં અગન અગન લાગવા માંડી. અતિશય ચિન્તાએ વીરહૃદયને અતિશય વ્યાકુળ કરી મૂક્યું. શાન્તશીલને મ્હોતની સજા થવાથી મોહિતલાલના અંતરમાં અસહ્ય વેદના થવા લાગી. તેણે નિશ્ચય કર્યો કે: હવે તારાની આશા રાખવી વ્યર્થ છે. તેના ભાવિસુખની ઈમારત આજ ઢગલો વળી ગઇ તેમ તેને લાગ્યું. આ મર્મભેદી ચિન્તાથી લાલજી ભાન ગુમાવી બેઠા. હંમેશાં અવકાશના વખતે એક અંગ્રેજ કેપ્ટન લાલજી પાસે વાતચિત કરવા આવતો તે ક્યારનો આવીને ઉભો છતાં તેનું તેમને ભાન નથી. ચિત્તભ્રમની માફક લાલજી બકવા લાગ્યા: "ઓહ ! શું મારૂં સર્વનાશ થયું ! શાન્તશીલને પણ ફાંસી ! કલ્યાણસંપ્રદાયે આજસુધી આ બધો પરિશ્રમ વેઠ્યો તેનું એજ ફળ કે ? આજ ઈનામ ? મને કોઇ કાનમાં કહે છે કે: હવે તારી આશા સફળ નહિ થાય-તારાની આશા ન રાખીશ !" લાલજીને ઉપરા ઉપરી નિશ્વાસ મૂકતા જોઇ કેપ્ટને "લાલજી લાલજી" કહીને બે વખત હાંક મારી પણ તેને પ્રત્યુત્તર ન મળ્યો. કેપ્ટન એની મેળે કાષ્ઠપ્રતિમા સમાન ઉભોજ રહ્યો. એજ સમયે દ્વારપાળે આવીને સલામ ભરી અદબ પૂર્વક કહ્યું: "સાહેબ ! કલ્યાણથી કોઇ એક સાધુ પુરૂષ આવ્યા છે તે આપને મળવા માગે છે." 'સાધુ' શબ્દ કાનમાં અથડાતાં લાલજીને ભાન આવ્યું. એકદમ હોસમાં આવી તેમણે કહ્યું: "જાઓ ! તેમને એકદમ માનપૂર્વક અંદર લઇ આવો !"

દ્વારપાળના ગયા પછી કેપ્ટને પૂછ્યું: "મને લાગે છે કે: આજ આપની તબિયત કંઇ ઠીક નથી ?"

લાલજીએ સહજ સ્મિતહાસ્ય પૂર્વક પ્રત્યુત્તર વાળ્યો: "કેપ્ટન ! તમને એમ કેમ લાગ્યું ? તમે આજ આવો પ્રશ્ન કેમ કર્યો ?"

કેપ્ટન: "મહેરબાન ! ક્યારનો આવીને સલામો ભરી ભરીને થાક્યો પણ ક્યાં ?"

લાલજીએ ચાલાકીથી પોતાનો મનોભાવ ગુપ્ત રાખીને કહ્યું: "મને લાગે છે કે: હું કંઇક સ્વપ્નમાં હતો !"

કેપ્ટન: "ના, આપ કંઇક ઉંડી ચિન્તામાં હતા-છાનું ન રાખતા !"

લાલજીએ કહ્યું: "સાંભળો, તમારૂં અનુમાન સાચું છે, મારી એક પણ વાત તમારાથી છાની નથી તે તમે સારી રીતે જાણો છો, તેથીજ હું તમને કહું છું કે: જે બ્રાહ્મણકન્યાને આજ મુક્તિ દાન મળ્યું તેને તો તમે જોઈ છે ને ?"

કેપ્ટનઃ "હાજી ! જાણે પૃથ્વી ઉપરનો ચંદ્રજ જોઇ લ્યો !"

લાલજી: "તે દિવસે કોની કાર્યકુશળતાથી, અરે ! કોની કૃપાથી નવાગઢમાંથી મારો છુટકારો થયો હતો તે જાણો છો !"

કેપ્ટનઃ "ના, બરાબર નહિ."

લાલજી: "એજ છોકરીએ મને મુક્ત કર્યો હતો. અને તે દિવસે યુદ્ધસ્થળમાં પેલાં ઝેરી બાણુની વૃષ્ટિ થતી હતી તે શાથી નિષ્ફળ જતાં હતાં ? તેની યુક્તિ બતાવનાર પણ એજ બાળા! તેનું નામ તારા ! રૂપમાં સાક્ષાત લક્ષ્મી જેવી અને ગુણમાં મૂર્તિમંત સરસ્વતી તુલ્ય છે."

આ બધી હકિકત આજેજ કેપ્ટનના જાણવામાં આવી. કેપ્ટન ઉમ્મરે લાલજી કરતાં મોટો હતો. સંસાર વ્યવહારની ખટપટોમાં તે સારી રીતે પ્રવીણ હતો, તેણે સરળ–મીષ્ટ વચનથી કહ્યું: "એ સંબંધમાં મારે કંઇ કરવા જેવું હોય તો મને કહેજો ! હાં, પણ ચિતુસરદારે તેના ઇચ્છાપત્રમાં ઘણીજ ઉત્તમ વ્યવસ્થા કરી છે, એ હિસાબે તો સાહેબ તમારૂં કામ થઇ જાય !"

લાલજી: "મને ધનનો મોહ નથી–મારે સ્વયં એ લક્ષ્મી સ્વરૂપા રમણીરત્નનીજ જરૂર છે."

કેપ્ટનઃ "જો ઇશ્વર ઇચ્છા અનુકૂળ હશે તો તેમાં હરકત નહિ આવે. તમે કહો તો હું તારાને કલ્યાણ જઇ બોલાવી લાવું !"

લાલજીએ હસીને કહ્યું: "એવી નકામી મહેનત કરવાની જરૂર નથી. લગ્ન તેરશનાં નક્કી થયાં છે. પણ તેમાં ભય માત્ર એટલોજ રહે છે કેઃ શાન્તશીલને ફાંસી દેવાના ઠરાવથી સમસ્ત કલ્યાણમાં હા હો થઈ છે. કદાચ વિવાહ રહે કે ન રહે!"

કેપ્ટનઃ "નિરાશ ન થાઓ ! તમારા હિન્દુ ધર્મ પ્રમાણે વાગ્દાન થયા પછી વાંધો નહિ. હા, કલ્યાણથી જે સાધુ આવ્યા છે તેમને પૂછીયે એટલે બધી ખબર! આ લગ્નમાં કરતા કારવતા કોણ છે !"

લાલજી: "કલ્યાણસંપ્રદાયના અગ્રેસર ગોસાંઇજી તે છોકરીના પિતા થાય છે."

કેપ્ટનઃ "તો તો તમે બેફીકર રહો !"

ઉપર પ્રમાણે કેપ્ટન અને લાલજી વચ્ચે વાતચિત ચાલતી હતી ત્યાં આગંતુક સાધુ પુરૂષ સાથે દ્વારપાળ હાજર થયો. તેમને જોતાંજ લાલજી બેઠા હતા ત્યાંથી ઉભા થઇ સામે લેવા ગયા અને ઘટતો સત્કાર કરી તેમને એક ઉચ્ચ આસને બેસાર્યા. આવનાર વ્યક્તિ ગોસાંઇ પોતે છે. કેપ્ટને પણ માનપૂર્વક સલામ ભરી !

કેટલાક સમય પર્યંત બધા મૌન રહ્યા. એ જોઇને સુચતુર કેપ્ટને કહ્યું: " મહારાજશ્રી ! આપનો આદેશ હોય તો હું અમણેજ આ સ્થળેથી ચાલ્યો જઉં ?"

એ સાંભળીને ગોસાંઇએ લાલજીના મોં સામે દૃષ્ટિ ફેરવી. લાલજીએ તરતજ કહ્યું: "ના, એવું કંઈ ખાસ નથી. તમે જાણો છો ને કે: કલ્યાણસંપ્રદાય તરફથી આપણને ઘણીજ સહાય મળી છે ? આવા મહાપુરૂષોની કૃપાથીજ અંગ્રેજોનું કાર્ય સિદ્ધ થયું છે, પરન્તુ કલ્યાણની સમ્માનરક્ષા થઇ શકશે કે કેમ " કહેતાં કહેતાં લાલજી ચિન્તામગ્ન થયા. ભૈરવીની ભાવિ–ચિન્તાને લીધે તેમનું હૃદય આકુળ વ્યાકુળ થઇ ઉઠયું.

ગોસાંઇએ લાલજીને પ્રબોધવાકય વડે કહ્યું: " કોપાધ્યક્ષને પ્રાણદંડની આજ્ઞા થઈ તેમાં આટલા બધા શા સારૂ વ્યાકુળ થાઓ છો ? શાન્તશીલનાં જ્ઞાનચક્ષુ ઉઘડયાં છે. પોતે કરેલાં અનેક પાપના પ્રાયશ્ચિત સ્વરૂપે સજા ભોગવવા તે તત્પર છે ! હા, પણ આજ કલ્યાણમાં અશાન્તિનો સાગર ઉલટયો છે. જયાએ તો પૂજા અને આરતીને કુવામાં પધરાવ્યાં છે, તે બે ભાન છે. જો, શાન્તશીલને બદલે તેને ફાંસીએ ચડવું પડે તો તે પોતે તૈયાર છે. અન્યના કલ્યાણ અર્થે તે આત્મસમર્પણ કરવા તૈયાર છે."

લાલજી: " મુરબ્બી ! શું કરૂં ? મારો ઉપાય નથી. હા, ભૈરવી અને બીજાં બધાંની શી ખબર છે ?"

ગોસાંઇ: " તે તો સ્થિર–ગભીર, માજીના ધ્યાનમાં નિમગ્ન છે. તેનું વદન ઉજ્વલ અને પ્રફુલ્લ છે !"

કેપ્ટન: " વાહ ! ધન્ય છે !"

ગોસાંઇ: " વાતાહત લતાપલ્લવીની માફક તે નિશ્ચેષ્ટવત્ ધૂળમાં પડી છે. બધાં ખિન્ન અને ઉદાસ છે."

લાલજી: " અને, શાન્તશીલ ?"

ગોસાંઇ: " તે પણ ઉચ્ચ સ્થિતિમાં છે–ધ્યાન દશામાં. આજ એ ભૂતકાળનો શાન્તશીલ નથી !"

કેપ્ટન: " આદર્શ સાધુ ! નહિ તો અઢળક ધનનો અધિશ્વર કુબેરભંડારી છતાં એને દુખ શું ! એણે ગુન્હો કબુલ કર્યો ન હોત તો ! અરે ! એ ધનના પ્રતાપે તે સર્વાંશે નિર્દોષ ઠરત–મુક્ત થાત ! ધનથી શું નથી થતું ?"

ગોસાંઇ: " અર્થજ અનેક પ્રકારના અનર્થનું મૂળ છે–વિષયજ વિષ છે, એ હવે તેને સ્પષ્ટ રીતે સમજાયું છે. એક દિવસનો અર્થો-

ભાવજ આજે આ અનર્થના કારણભૂત થયો છે. કલ્યાણીની ઇચ્છાથી મેળવેલું ધન તેને આજ તૃણવત લાગે છે, તે યથાર્થ ત્યાગી થયો છે !

ત્યારબાદ ગોસાંઇ લાલજીના મોં સામું તાકી તાકીને જોઇ રહ્યા. તેમનો આંતરભાવ સમજીને લાલજીએ કહ્યું: " નિઃશંકચિત્તે આપની ઇચ્છાનુસાર જે તે કરશો તેમાં મારે વાંધો નથી–હું તો આજ્ઞાધિન છું."

ગોસાંઇ: " પરણુત્રયોદશીનું લગ્ન નક્કી કર્યું છે. આવતી કાલે વરયાત્રા નીકળે અને પરમ દિવસે તમારે ઉપવાસ કરવો પડશે. લગ્નવિધિ મંદિરમાંજ ગોરજ સમયે થશે ! "

લાલજીએ માથું હલાવી પોતાની અનુમતિ આપી. હવે તેમનો ચિન્તાજ્વર ઉતર્યો. તેમણે ટુંકાણમાં કહ્યું: આપની આજ્ઞા શિરોધાર્ય છે ! પરન્તુ કોણ કહી શકે કે: કલ્યાણીની શી ઇચ્છા હશે ! "

" કલ્યાણીના મંદિરમાં અકલ્યાણની આશંકા ન રાખવી " કહીને ગોસાંઇ ઉભા થયા. લાલજીએ પ્રણામ કર્યા: " કુરૂકલ્યાણી કલ્યાણ જીવે " કહીને આશીર્વાદ આપી ગોસાંઇ ત્યાંથી વિદાય થયા.

ગોસાંઇના ગયા બાદ કેપ્ટને હસતાં હસતાં કહ્યું: " લગ્ન આવી પહોંચ્યું, કન્યાના પિતા તૈયાર છે. હવે વરપક્ષનાઓએ પણ તૈયાર થવું પડશે, કેમ ? "

લાલજી: "એકાદ બે મિત્રોને લઇને જઇશું એટલે ચાલશે, પરન્તુ આ લગ્નમાં માત્ર નામનોજ આનંદ છે. અરે ! આતે લગ્ન કે વિઘ્ન ! કલ્યાણમાં કેવળ અશાન્તિ પ્રસરી રહી છે ! "

એ સાંભળીને કેપ્ટને કહ્યું: " લાલજી સાહેબ ! તમે આવું અમંગળ ન કહો ! તેમ છતાં તમારાં તો લગ્ન છે ને ? આ દૈવીમિલનમાં, સંસારસુખ મણિમય કંઠમાળા ધારણ કરવામાં હર્ષમાં વળી શોક શો ? "

" મહા દારૂણ ઘટના છે, આશ્રમવાસી સ્ત્રીઓ કહે છે કે: જમાઇનાં પગલાં કેવાં સારાં કે: પરણ્યા પહેલાંજ બધું માશીજીનું હતું નહતું થઇ જશે " કહીને લાલજીએ ભૈરવી અને શાન્તશીલ સાથેનો તારાનો સંબંધ સંક્ષેપમાં કહ્યો.

કેપ્ટનના મનમાં તો થયું કે: સાહેબનાં પગલાંનો પ્રતાપ બૈરાં કહે છે તેમાં ખોટું તો નહિજ, પરન્તુ તેણે સાહેબને ઠીક લગાડવા કહ્યું: " સાહેબ ! એમાં શું થઇ ગયું ! લોકો તો ફાવે તેમ કહે તેમાં આપણે શું ! મેં ભૈરવીની મહત્તા સાંભળી છે, ભૈરવી સ્વામી

વિરહવ્યથિતા નથી, યોગ અને સાધન એજ તેનું જીવનવ્રત છે. હા, પણ કન્યાદાન કોણ દેશે ?"

લાલજી: "કન્યાના પિતા-સ્વયં ગોસાંઇજી !"

કેપ્ટન જાણે સ્વપ્નમાંથી જાગ્રત થયો હોય તેમ ચમક્યો. કૌતૂહલવશ થઇ તેણે કહ્યું: "સત્ય છે ! કલ્યાણ અવશ્યમેવ માયાપુરી છે ! પિતા-પુત્રીનું પ્રત્યક્ષ દર્શન અને રાધાકૃષ્ણનું યુગલમિલન ! અજબ સંકલના છે !"

લાલજીએ સ્મિતહાસ્ય કરીને કહ્યું: "જેવી યોગમાયાની મરજી, પણ અમણે આ વાત કોઇને કાને ન જાય, તેની કાળજી રાખવી."

ત્યારબાદ કેપ્ટને હસ્તધૂનન કરી વિદાય માગી. લાલજી પણ જરીક આડા થયા, પરન્તુ તેમને ઉંઘ ન આવી.

વાચક ! આશાભર્યા યુવાનોને ઉંઘ શી ?

---

## દશમ કલ્પ.

### અનુશીલા-સાધનાશ્રમ.

આપરાધિઓનો અંતિમ નિર્ણય થયા બાદ કલ્યાણસંપ્રદાયનાં સાધુ-સાધ્વિઓ કલ્યાણ તરફ પાછાં વળ્યાં, પરન્તુ ભૈરવી પાછી ન ગઇ. ભૈરવીના શૂન્ય આવાસમાં જયા નિર્મળાને છાતી સાથે લગાવીને મહા આક્રંદ કરી રહી છે, દેહભાન વગરની જયા આજ કર્તવ્યશૂન્ય બની છે. ભૈરવીનું ભવિષ્ય નજર સામે ખડું થતાં તેનું હૃદય કંપી જાય છે. હતાશ જયા આજ મંદિરમાં પણ નથી ગઇ. સાયંકાળની આરતીમાં પણ તેણે ભાગ નથી લીધો. શાન્તશીલ ? તે શુદ્ધ હૃદયે-ભક્તિપૂર્વક આરતીનું કાર્ય પરિપૂર્ણ કરી એક ધર્મવીરની માફક ધ્યાનમગ્ન થઇ રહ્યા છે. શાન્તશીલે ભૈરવીને કહ્યું છે કે: "આ મિલન આલોકને માટે નથી. આ પરલોકનું અક્ષયમિલન છે."

ભૈરવી આજ એ અક્ષયમિલનના મૂળ સાધનનો પાયો રચવાને મંદિર તરફ પાછી ન આવતાં દુર્ગમ-નિર્જન પ્રદેશમાં અનુશીલાની સ્વામીજીની કુટિર તરફ ચાલતી થઇ છે.

અનુશીલા સંબંધી આ સ્થળે થોડોક પરિચય આપવાની આવશ્યકતા છે. એ પ્રદેશમાં અનુશીલા સંબંધી એક આશ્ચર્યકારક કિમ્વદંતિ છે. કલ્યાણથી થોડેક છેટે પૂર્વદિશાએ જે વિસ્તૃત શૈલમાળા

જણાય છે, તે પૂર્વે બે ભાગમાં વહેંચાયેલી હતી. એક ભાગ **અનુલ** અને બીજો ભાગ **શિલોડા** નામે ઓળખાતો. તેમાંનો કયો મોટો અને કયો નાનો એ સંબંધી અનેક પ્રકારના મતભેદ લાંબા સમયથી ચાલ્યા આવતા. અનુલ પુરૂષ અને શિલોડાની પ્રકૃતિમાં ગણના થતી, પરન્તુ કાલક્રમે દૈવેચ્છાથી પુરૂષ અને પ્રકૃતિનો ભેદ મટી ગયો. નીચી જમીનનો ભાગ ઉત્તરોત્તર વૃદ્ધિ પામવાથી અનુલની સાથે તેનો પરિણય થયો. આ પ્રમાણે નવદંપતીના વિશાળ દેહનું એકત્ર મિલન થયું, અને ઉભયના એ સંયોગ સ્થળે એક વિચિત્ર ગુફા બની. સમય જતાં એ ગુફાજ "**સાધનશાળા**" નામે પરિચિત થઇ. એવી એક લોકવાયકા છે કેઃ અમુક નવદંપતી મહાન શિવસાધક હતાં, તેમના સાધન–બળવડે ભક્તપ્રિય ભૂતનાથ એ સાધનશાળામાં આવી એ ઉભય શિષ્ય-શિષ્યાને ભગવત્ તત્વની વ્યાખ્યા કહી સંભળાવતા. એ ગુફામાં એક નાની સુન્દર ઓરડી હતી. એ ઓરડીમાં બન્ને બાજુએ બે બાજઠ જેવા સુન્દર પત્થર હતા, અને એ ઉભય શિલાખંડની મધ્યમાં એક વિશાલ નયન મનોહર વેદી હતી. બાજઠ જેવા જે બે પત્થર જણાવ્યા તે અનુ–શીલા–દંપતીનાં ઉપદેશ ગ્રહણ કરવાનાં બે આસન અને મધ્યસ્થ વેદી તે ભગવાનનું આસન, અર્થાત્ વ્યાસપીઠ તરીકે ઓળખવામાં આવતાં. અનુશીલાના કઠોર યોગસાધનથી ભગવાન શૈલેશ્વર એટલા બધા પ્રસન્ન થયા કેઃ ભક્તહૃદયનો ક્ષણિક ત્યાગ પણ તેમને અસહ્ય થઇ પડતો, આખર ભગવતીની પ્રાર્થનાથી ભગવાન અનુશીલાને શિવલોકમાં લઇ ગયા. અનન્ય ભક્તિ–સાધનબળદ્વારા દંપતી–મોક્ષમંદિરનાં[૧] અધિકારી થયાં. અનુ–શીલાના શિલામય આત્માને શિવધામની પ્રાપ્તિ થઇ! માનો કેઃ માત્ર અનુ–શીલાનું દેહપિંજર એ શૈલમાળામાં–શૈલપ્રદેશમાં જીવમાત્રને સાધનશિક્ષાનું આદર્શ સ્વરૂપ બતાવતું દેદિપ્યમાન રહ્યું. સાધનશાળાનું માહાત્મ્ય બહુકાળ પર્યંત એ પાર્વત્યપ્રદેશમાં જાગ્રત રહ્યું, પરન્તુ કલ્યાણ–મંદિરનો કીર્તિ સુવાસ જેમ જેમ ચોમેર ફેલાતો ગયો તેમ તેમ અનુશીલાનું ગૌરવ ઓછું થતું ગયું. પરિવર્તનશીલ જગતનો એજ પ્રાકૃતિક નિયમ છે.

શૈલમાળાના નીચેના ભાગમાં અનુલા અને શિલોડા નામે બે નાનાં ગામ આજ પણ અનુશીલાની સ્મૃતિરક્ષા કરે છે. પર્વતમાં રહેનારાં માણસો ત્યાં નિવાસ કરે છે. ત્યાં રહેનાર સર્વ શક્તિ–

૧. સંસારમાં સુખી જીવન ગાળી મુક્તજીવન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાં દંપતીએ "દંપતીમોક્ષમંદિર" અવશ્ય વાંચવું જોઇયે. મૂલ્ય ૦–૧૨–૦ ની પોસ્ટની ટીકીટો બીડવી. લેખક અને પ્રકાશકઃ વ્યવસ્થાપકઃ**'કર્મવીર' અમદાવાદ.**

ભગવતીનાં ઉપાસક હોવાથી કલ્યાણ મંદિરની સાથે તેમને ગાઢો સંબંધ રહેતો. એક દિવસ શિલોડાવાસિની એક વૃદ્ધા રમણીના મોંથી અનુશીલાના યોગમાહાત્મ્ય અને તપોનિષ્ઠ વયોવૃદ્ધ સ્વામીજીના સાધનાશ્રમની કથા સાંભળીને બિન્દુના મનમાં દૃઢ વિશ્વાસ થયો હતો કે: કેવળ સાધનશાળાજ યોગસાધનનું પ્રશસ્ત સ્થાન છે. ભૈરવીએ મંગળાને કહ્યું હતું કે: "કલ્યાણની કામના પૂર્ણ થઇ છે, હવે સાધન-શાળામાં યોગસાધન કરવાનો સુયોગ પ્રાપ્ત થાય તો જીવનની અંતિમ ઇચ્છા પૂર્ણ થાય, તેથીજ આજ ભૈરવી એ વ્રતોદ્યાપન કરવા વાસ્તે અનુશીલાને માર્ગે અગ્રેસર થઇ છે. ઉદયગિરિનો દરબાર વિખરાયા પછી અનુશીલાનાં કેટલાંક સ્ત્રી–પુરૂષો પાછાં પોતાને સ્થાને જતાં હતાં, તે સર્વની આગળ ભૈરવીને ચાલી જતી જોઇ પાછળથી કોઇએ અવાજ કર્યોઃ "દેવી!" એ સાંભળીને ભૈરવી પાછી ફરી અને પાછળ આવનાર મનુષ્યોની પાસે જઇને તેણે મધુર વચને કહ્યુંઃ "તમે કોણ છો–તમારે ક્યાં જવું છે?"

જનવૃન્દમાંથી એક પ્રૌઢાએ પ્રેમપૂર્વક પ્રણામ કરીને કહ્યુંઃ "અમારે પણ અનુશીલામાંજ જવું છે. અમે બધાં ત્યાંનાં વતની છીએ."

ભૈરવીઃ "કુરૂકલ્યાણી કલ્યાણ જીવે" ધારવા પ્રમાણે તમે પણ ઉદયગિરિથીજ આવતાં લાગો છો?"

પ્રૌઢાઃ "દેવી! તમારૂં અનુમાન સત્ય છે, પણ તમે કંઇ માર્ગ ભૂલ્યાં જણાઓ છો?"

ભૈરવીઃ "ના, મા! મારે પણ અનુશીલાજ જવું છે."

પ્રૌઢાઃ "પ્રયોજન?"

ભૈરવીઃ "તપોનિષ્ઠ મહાયોગી–જેઓ ત્યાં નિવાસ કરી રહેલા છે, તેમનાં દર્શન અર્થેજ મારે ત્યાં જવું છે. હાં, તમે મને માર્ગ બતાવશો?"

પ્રૌઢાઃ "ભૈરવીની સેવા એજ અમારૂં નિત્યકર્મ! ચાલો, પહેલાં તમને ત્યાંજ લઇ જઇશ, પછી?"

ભૈરવીઃ "તો તો તમારી કૃપા! પેલાં પાછળવાળાંને પોતપોતાને સ્થાને જવા દો! બધાંનું ત્યાં શું કામ છે?"

પ્રૌઢાનું નામ બુધિયા છે. તેના સંકેત પ્રમાણે તેનાં સાથીજનો ગામને માર્ગે વળ્યાં, અને ભૈરવી અને બુધિયા સાથે સાથે મનહર-મંદ ગતિએ પ્રસંગોચિત્ વાતો કરતાં કરતાં યોગીરાજની કૂટિર તરફ ચાલ્યાં. યથાસમયે બુધિયા ભૈરવીને યોગીરાજની કૂટિરે પહોંચાડી તેની રજા લઇ પોતાને ઘેર ચાલી ગઇ.

રાત્રિનો લગભગ એકાદ પ્રહર વિત્યા બાદ ભૈરવી અનુશીલામાં પહોંચી. આ સમયે યોગીરાજ ધ્યાનસ્થ હતા. ભૈરવી શાન્તિપૂર્વક ભક્તિયુક્ત હૃદયે તેમની સમીપ ઉભી રહી. યોગીરાજે નયન ઉઘાડી આવનારને બેસવાનું કહ્યું, તેજ પળે અમૃતસિદ્ધિયોગ જોઇ ભૈરવી મહાયોગીને સાષ્ટાંગ દંડવત્ કરી સંકોચાતી પાસે પાડેલા એક કૃષ્ણ-જીનના છેડે બેઠી. યોગાસને વિરાજીત મહાત્માએ પૂછ્યું: “ આવા અસમયે આવવાનો ઉદ્દેશ ? ”

ઉ: દીક્ષાકાંક્ષિણી !

પ્ર: “ તારા ઉપરના વેશ ઉપરથી તું યોગાવલંબિની હોય તેવો ભાસ થાય છે ? ”

ઉ: “ માત્ર સાધનશિક્ષાર્થિની છું–અદ્યાપિ પર્યંત મેં દીક્ષા નથી લીધી. ”

પ્ર: “ દીક્ષા નથી લીધી ? હાં, પણ શિક્ષાનું આરંભ સ્થાન ?”

ઉ: “ સૌથી પહેલાં કારંજામાં, ત્યારબાદ કલ્યાણમાં. હજી ગુરોપદેશ પ્રાપ્ત નથી થયો. ”

પ્ર: “ સંસારમાયા ?”

ઉ: “ એક રીતે વેગળી થઇ છે, અને આપના શિક્ષા–ઉપદેશ પ્રતાપે સર્વથા કામનાહિન થઇશ એવી મને અડગ શ્રદ્ધા છે. ”

યોગીરાજ: “ અનુશીલામાં સાધનશાળા છે છતાં સાધકનો અભાવ છે. ”

એ સાંભળીને ભૈરવીના અંતરમાં આશાનો સંચાર થયો, હૃદયમાં એક પ્રકારનું અપૂર્વ બળ આવ્યું. તેણે મુક્ત હૃદયે કહ્યું: “આ અભાગિની સાધનશાળામાં સાધનાભિલાષિણી છે, એ આપ નિઃસંશય માનજો ! પ્રભો ! આપ સમર્થ મહાનુભાવની અનુમતિનીજ આકાંક્ષા છે. ”

યોગીરાજ: “ પ્રથમ સાધનાને માટે અધિકાર પ્રાપ્ત કરવો પડે ને ? ”

ભૈરવી: “ સેવીકા સંસારત્યાગિની–છે વાસનાશૂન્ય દીન બ્રાહ્મણકન્યા ! ”

યોગીરાજ: “ કલ્યાણ ! કલ્યાણ ! શૈલેશ્વર તારી મનોવાંછના અવશ્ય પરિપૂર્ણ કરશે. ”

ભૈરવી: “ આપ મહાગુરૂના સદુપદેશ વગર સાધનાસિદ્ધિની આશા ઘણીજ થોડી છે. ”

યોગીરાજ: “ શિષ્ય ઉપર ગુરૂએ પુત્રવત્ સ્નેહ રાખવો જોઇએ. બેટા ! જો, પેલા તામ્રકુમ્ભમાં જે મંત્રેલું સિદ્ધોદક છે તેનું એક

વખત આચમન કરવાથી—એ સિદ્ધોદકના પાનથીજ તારા હૃદયનો ઘણો ભાર ઓછો થશે." મહાયોગીની આજ્ઞા શિરસાવંદ્ય ગણી ભૈરવીએ પૂર્ણ ભક્તિ—શ્રદ્ધાવડે સિદ્ધોદકનું પાન કર્યું, અને પવિત્ર થઈ! કૃતાર્થ થઈ!

મહાપુરૂષે કહ્યું: "શાન્તિઃ શાન્તિઃ સુરકણ્ઠે શાન્તિ ઉચ્ચારણ શ્રવણ થતાં સંસારપ્રલયપીડિતા ભૈરવીના હૃદયમાં શાન્તિ—અમૃતનો વરસાદ વરસી રહ્યો, સમજો કે: અનુશીલાની સ્વર્ગીય શાન્તિ એ ભૈરવીના આંતરપ્રદેશમાં શાન્તિધારા પ્રવાહિત થઇ રહી! તેના ચિન્તાકુળ હૃદયમાં એક ક્ષણવારમાં શાન્તિ પ્રસરી રહી. રોગકલિષ્ટ વદન મંડળ સુપ્રસન્ન થયું! નયનોમાં એક પ્રકારની અલૌકિક જ્યોતિ ઝળકી રહી! આ સમયની ભૈરવીની સૌમ્ય મૂર્તિ જોવાથી જણાય છે કે: સંસારના ભય—ત્રાસથી મુક્ત થઈ તે કેવળ ભક્તિસાગરના પ્રક્ષિપ્ત તરંગવત્ સ્વતંત્ર રીતે ક્યાંક ચાલી જાય છે. ભૈરવીએ વિનિત વચને કહ્યું: "પ્રભો! મહાપુરૂષના ચરણાશ્રયથી આ અભાગિનીના હૃદયનો સર્વ ભાર ઓછો થયો છે. હું આજ સંસાર કારાગારથી બહાર નીકળી છું. આજ મારી આંખે સઘળું અન્યવત્ જણાય છે."

મહાયોગી: "સંસારીએ અસંસારી થવું તેમાંજ મહત્વ છે. તારા ઉપર ભગવાનની સંપૂર્ણ કૃપા છે, તારી સાધનશક્તિ અસાધારણ છે. તને શિક્ષા આપવી ઈષ્ટ છે, પરન્તુ તે પહેલાં તારા સંપૂર્ણ પરિચયની મારે જરૂર છે."

ભૈરવીએ નિર્મળ ચિત્તવડે મહાત્માને આત્મ પરિચય કરાવ્યો. ઇન્દુના મૃત્યુ પછી ગોસાંઇનો ગૃહત્યાગ, પીંઢારાઓએ નિર્મળાનું હરણ કરી જવું, અને એજ નિમિત્તે પોતે યોગિની વેશે કારંજાનો ત્યાગ કરવો, અને છેવટે સરિતાતટપર સ્વામીજીનો થયેલો સાક્ષાત્કાર અને કલ્યાણમાં આગમન સુધીનો ઇતિહાસ સંક્ષેપમાં કહી સંભળાવ્યો. કેવળ કલ્યાણમાં પતિના દર્શનની વાત તેણે ન કહી. એ સઘળો વૃત્તાંત સાંભળીને યોગીરાજે કહ્યું: "કારંજાને લીધે કલ્યાણનું મહાત્મ્ય દિગન્ત પર્યંત વ્યાપી ગયું છે. ત્યારબાદ ભૈરવીને ભાવપૂર્વક **ગુરુમંત્રથી** દીક્ષિત કરી તેને તેમણે સાધનતંત્રનું ગુહ્ય તત્ત્વ એક નિમિષમાત્રમાં સમજાવી દીધું. દીક્ષા ગ્રહણ કરી કૃતાર્થ થએલી ભૈરવી યોગ્ય અભિવાદન કરી ત્યાંથી વિદાય થઈ. વાસ્તવિક રીતે જોવા જતાં મહાગુરૂપ્રદત્ત એ મહામંત્ર સાધન શાળાના **શવ—સાધનનો** મૂળમંત્ર થયો! આવા વિશ્વહિતકારી મહાયોગી—ગુરૂદેવની બલિહારી છે!

---

# એકાદશ કલ્પ.

## અંતરિક્ષવાણી !

ઉદયગિરિથી પાછા કલ્યાણ આવ્યા તે વખતે લગભગ બે પહોર રાત ગઇ હશે. શુક્લપક્ષ છતાં રજનિ બહુ ભયંકર લાગે છે—માનો કેઃ ભૈરવીના ભાવિ શોકને લીધે નિસ્તેજ જણાય છે. કલ્યાણ-ધામમાં આજ સર્વત્ર અશાન્તિ—ઉચ્છવાસ—નિશ્વાસજ પ્રતિત થાય છે.

આજ સંસારવિરાગી ગોસાંઇ ચિન્તાપૂર્ણ હૃદયે સન્યાસ અને સંસારાશ્રમના વિષમ—વિકલ્પમય સંધીસ્થળમાં ફસાયા છે. સર્વ-ત્યાગી હોવા છતાં એક તરફ મા વગરની, પારકાને ત્યાં ઉછરેલી નિર્મળાને લાયક—પાત્રના હાથમાં સોંપવાની વાસના અને બીજી તરફ ભોગવાસના વિવર્જીતા અભાગિની બિન્દુના ભાવિ પરિણામની ચિન્તાને લીધે અત્યંત વ્યાકુળ બની ગયા છે. એક તરફ કન્યાના લગ્નનો માંગલિક પ્રસંગ અને બીજી તરફ કન્યાની પાલક જનેતા—બિન્દુના અસ્તિત્વનો સંશય ! આજ ગોસાંઇના યોગમય હૃદયમાં સંસારની માયા જાણે અજબ અસર કરી છે—આજ તેઓ ઉદાસ છે.

ગોસાંઇ પોતાના આશ્રમમાં ન જતાં બારોબાર બિન્દુની કૂટિર તરફ ગયા, પરન્તુ તેનાં દ્વાર બંધ :જોયાં. કદાચિત્ બિન્દુ જયાને ત્યાં હશે એમ ધારીને ગોસાંઇ ત્યાં ગયા ત્યાં પણ ઓરડીનાં બારણાં થોડાંક ઉઘાડાં હતાં, તેમાં એક આછો દિવો બળતો હતો. એક તરફ પરોપકારિણી ભગવતી જયા અને બીજી તરફ હીમ પડવાથી સુકોમળ ગુલાબની જેવી દશા થાય તેવી હાલતમાં નિર્મળા મડદાની માફક ભાન અને સાન વગરની ભોંય ઉપર પડી હતી. તેનું કારણ ગોસાંઇ સારી રીતે સમજ્યા. આ સ્થળે પણ બિન્દુ જોવામાં ન આવી ! આથી ગોસાંઇ આશ્ચર્ય પામ્યા, તેમને મહા ચિન્તા થઇ. ધીરે ધીરે ઓરડીમાં પ્રવેશ કરી તેમણે ગળગળા સ્વરે કહ્યુંઃ " જયે ! " જયાએ તેથી પણ વધારે દુખી હૃદયે રૂંધાઇ ગએલા કણ્ઠે ઉત્તર આપ્યોઃ " શી આજ્ઞા છે ? "

ગોસાંઇઃ " બિન્દુ ક્યાં ? તેની ઓરડીનાં દ્વાર બંધ છે. મને લાગે છે તે ઉદયગિરિથી હજી પાછી નથી ફરી ! "

જયાઃ " મેં તેની તપાસ નથી કરીઃ અને શાન્તશીલ ક્યાં ?

ગોસાંઇઃ " તે તો એક આદર્શ ધર્મવીરની માફક ધ્યાનમગ્ન છે. જયે ! તું જેને માટે આટલો બધો શોક કરે છે, તેના મોં ઉપર શોક કે અશાન્તિનું નામ નથી ! "

જયાઃ " મહાપુરૂષ ! આજ મારૂં અંતર ભડભડ બળી રહ્યું છે. બિન્દુના દુષ્કર્મનો હજી પણ અંત નથી આવ્યો ? હું ધારતી હતી કેઃ પતિ–પત્નીના આ મિલનનું પરિણામ શુભ આવશે, પણ હાય ! મારૂં એ સુખસ્વપ્ન અદૃશ્ય થયું ! "

ગોસાંઇઃ " જયે ! વ્યાકુળ ન થા ! આ મિલન અપૂર્વ અકલ્પનીય છે–આ મિલન આ લોકને માટે નથી, તેમનું અખંડ–અનંત મિલન તો પરલોકમાં થશે. "

જયાઃ " શાન્તશીલ પણ કહેતા હતા કેઃ " આ મિલન પારલૌકિક છે. "

ગોસાંઇઃ " અવશ્ય ! બિન્દુનો આત્મત્યાગ અને તેની સાધનશક્તિ અસાધારણ છે, તેનું ફળ પણ તેવુંજ અલૌકિક–અચિન્તનીય મળશે ! આત્મસુખની કામના બિન્દુના સ્વભાવ વિરૂદ્ધ છે. "

જયાઃ " કૃપાળુ ! હું બધું જાણું છું. નિર્મળાના વિયોગ દુઃખથી બિન્દુ જેવી ઉન્માદિની બની હતી, તેવીજ તે આજ તેના ઉદ્ધાર સાધનથી હર્ષઘેલી થઇ છે. મહામાયાની માયા–લીલા કોણ કળી શકે ? પરિણામની કોને ખબર છે ? "

સહસા અંતરિક્ષ વાણી થઈઃ " શબ–સાધન "–અનુશીલાની સાધનશાળામાં યોગચર્યા દ્વારા એ મહાદેવી તેના મૃતપતિપદ શરણ થઇને આત્મ વિસર્જન કરશે, અને સાધન બળ પ્રભાવે પરમ દુર્લભ શિવલોકમાં એ દેવ દંપતીનું અક્ષય–મિલન થશે. "

દૈવવાણી સાંભળીને ગોસાંઇ વિસ્મય પામ્યા, પરન્તુ જયાનું હૃદય ચીરાઇ ગયું. જાણે સ્વપ્નમાંથી જાગ્રત થઇ હોય તેમ નિર્મળાએ કહ્યુંઃ " ત્યારે તો બા અનુશીલા ગયાં જણાય છે ! તેમના જેવી એક ભૈરવીને મેં પાર્વત્ય પ્રદેશ તરફ વળતાં જોઇ " નિર્મળા વાક્ય પૂરૂં કરે તે પહેલાં ભૈરવી આવીને જયાના ખંડમાં ઉભી રહી. તેને જોઇને સૌ નિશ્ચિન્ત થયાં–ક્ષણભર સૌ શાન્ત રહ્યાં. એ ક્ષણિક નિસ્તબ્ધતાનો ભંગ કરીને ભૈરવી બોલીઃ " મહાત્મન્ ! અનેક વખત આપના મોંયે મેં જે સ્વર્ગીય શક્તિ–ભક્તિપદ સાંભળ્યું છે તે સાંભળે બહુ સમય થયો હોં ! એકવાર કૃપા લાવીને સંભળાવો તો ઠીકઃ કેવું મધુર પદઃ—

હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા ! ઇત્યાદિ.

એ સમયની બિન્દુની પ્રશાન્ત મૂર્તિ, અપૂર્વ નયનજ્યોતિઃ જોઇને જયા સમજી ગઈ કેઃ " બિન્દુ આજ યોગબળને લીધે તેજસ્વિની જણાય છે. નજર સામે મહાપ્રલય ઉપસ્થિત છતાં તે શ્રીમધુ-

વદનને આત્મસમર્પણ કરવા તત્પર થઈ છે ! જાણે શોક સંતાપ રહિત-નિર્લિપ્ત !

બિન્દુના યોગમહાત્મ્યથી મુગ્ધ થઈને ગોસાંઇએ પ્રસન્નવદને કલ્યાણીનું કીર્તન શરૂ કર્યું:—

હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા !

નમીયે અભયા અભયદાયિની શ્યામા ! હજી. ઇત્યાદિ૦

જયા અને બિન્દુએ પણ સાથે સાથે ભગવતીની પ્રાર્થનામાં ભાગ લેવા માંડયો. ક્રમે એ નિર્મળ સુધાસંગીતલહરી પંચમ છોડીને સપ્તમમાં ભળી અને ધીમે ધીમે સંગીત પુનઃ પંચમમાં આવ્યું, અને આખર સમાપ્ત થયું. એ પદથી બિન્દુના હૃદયમાં અલૌકિક ભાવનો ઉદય થયો, તેના દુર્બળ દેહમાં દિવ્ય બળનો સંચાર થયો. તેનું મલિનમુખ યોગપ્રભાવ વડે પ્રભાન્વિત થયું છે. નયનની સ્થિર અને કોમળ દૃષ્ટિ આજ અદ્વિતીય સાધનામય જણાય છે ! આજ અસાર સંસારની સઘળી માયાને તૃણવત્ ગણી, એક નખથી તોડીને ફેંકી દે તેમ વેગળી ફેંકી કઠોર તપશ્ચર્યાને માટે તે કટિબદ્ધ થઇ છે. સાધકને દુષ્ટ વિચાર નથી આવતા, સાધક દુષ્કર્મ નથી કરતા, સાધક આત્મ-સુખ સાધન સાથે જગત્ કલ્યાણની ભાવના કરે છે. બિન્દુની સાધન શક્તિ સંસાર જોશે ત્યારે સાચા સાધકનો કંઇક તેને પરિચય થશે. બિન્દુનો ભૈરવી વેશ, અર્થાત્ જે વેશે તે સ્વામીની બંદીવાન અવસ્થામાં તેમની સાથે ઉદયગિરી ગઈ હતી, એજ ભૈરવ મોહિની-નવીના યોગિની વેશદર્શનથી પ્રત્યક્ષ થાય છે કેઃ બિન્દુ સામાન્ય માનવી નહિ, પણ શાપભ્રષ્ટા દેવી છે ! કલ્યાણ એ મહાદેવીનું કર્મક્ષેત્ર છે. અનુશીલા એ યોગિનીનું યોગમંદિર કહો વા સાધનમંદિર છે, અને એ યોગશક્તિ અર્થાત્ સાધનપ્રભાવ દ્વારાજ પતિપદ ધારણ કરી તે અક્ષય ધામમાં ચાલી જશે—અલક્ષ ધામમાં શાન્ત-બિન્દુનું અક્ષય-મિલન થશે !" વાચક ! બંધુ-ભગિની ! ઘડીભર આંખો બંધ કરી ભાવપૂર્વક શાન્તિથી જુવો—એ કેવું દૃશ્ય !

પદ પૂર્ણ થયા બાદ બિન્દુએ પુનઃ કહ્યું: "ગોસાંઇજી ! આપે ખુબ કૃપા કરી હોં ! નિર્મળાને સત્પાત્રના હાથમાં સોંપી કૃતાર્થ થાઓ ! તેને લાયક-પાત્રના હાથમાં સોંપી એટલે તેણે માતાના અંકનો ત્યાગ કરીને પતિના પવિત્ર-મંગળ ચરણનો આશ્રય ગ્રહણ કર્યો પછી ચિન્તાનું કારણ નથી. પતિ એજ આ સંસારમાં સ્ત્રીની ગતિ છે. પતિ—પ્રભુનું ચરણ શરણ તજીને માતૃમંદિરે રહી માતાની સેવાનો પણ બાળકને અધિકાર નથી. પતિ-સેવામાંજ સર્વસ્વ છે."

બિન્દુના મોંથી ગંભીર આધ્યાત્મિક કથા સાંભળીને ગોસાંઇ સમજી ગયા કે: સાધનવૃક્ષનું જ્ઞાનકાણ્ડ હવે સંપૂર્ણતઃ વિકસિત થયું છે, અને તેનાજ ફળ સ્વરૂપ હવે મુક્તિ–નિર્વાણ પ્રાપ્ત કરવાનો તેને વધારે વિલંબ નથી. સરળ હૃદયની મંગળા બિન્દુની રહસ્યભરી વાત ન સમજી, તેનું કારણ એ નહિ કે: તેનામાં એ સમજવાની બુદ્ધિ ન હોતી પણ માત્ર સ્નેહને વશ એ સહિપણીને બિન્દુના અનિષ્ટનો ખ્યાલ ન આવ્યો. તેથીજ મંગળાએ મૃદુ સ્વરે કહ્યું: "પહેલાં નિર્મળાને માનો ખોળો છોડાવી તેના પતિને સોંપો, પછી તમને જેમ ઠીક લાગે તેમ કરજો !"

"એ બધી વ્યવસ્થા તારેજ કરવાની છે" કહી બિન્દુએ ગોસાંઇ તરફ દૃષ્ટિ ફેરવી. ગોસાંઇએ સમજી જઇને કહ્યું: "એ તો સૌ સારૂં થશે. લાલજી યોગ્ય સમયે મંદિરમાં આવી પહોંચશે. પૂજન કર્યા બાદ માજીના નિર્માલ્ય વડે વર–કન્યાને દીક્ષિત કરવાનું કામ મંગળાને માથે છે. ચાલો, હવે રાત્રિ વીતી જવા આવી છે" કહી ગોસાંઇ પોતાની કૂટિર તરફ ગયા.

ગોસાંઇના ગયા પછી જયાના ખંડમાં શાન્તિ પ્રસરી. પિતાના મોંથી લગ્નની વાત સાંભળી નિર્મળાને ચોક્કસ થયું કે: લાલજી સાથેજ વિવાહ નક્કી થયો છે. સ્વતંત્ર રીતે વિહરનારી વનવિહંગિની હવે પિંજરમાં પુરાશે! સોળ વર્ષની થઇ છતાં નિર્મળાએ કોઇનો લગ્ન મહોત્સવ જોયો નથી. તેને શી ખબર કે: વિવાહ કોને કહેતા હશે? મંગળા માશી કહેતાં હતાં કે: "સંસાર એ જીવમાત્રનું કર્મક્ષેત્ર છે, એ ક્ષેત્રમાં વિવાહરૂપી ધર્મસૂત્ર વડે પુરૂષ અને સ્ત્રીનું એકત્ર મિલન થાય છે. પુરૂષ દેહ અને રમણી છાયા અર્થાત્ જ્ઞાનની સાથે શાન્તિનું મિલન થઇ જ્યારે ઉભય અભેદ ભાવ પામે, ત્યારેજ સંસાર–ધર્મનો જય થાય! ત્યારે જ વિવાહરૂપી મહાયજ્ઞ સંપૂર્ણ સાર્થક થાય !" લાલજી–વીર પુરૂષ અને નિર્મળા સરળ પ્રકૃતિની દરિદ્ર બ્રાહ્મણ કન્યા! વીરગૃહિણી થઇને સંસારસંગ્રામમાં પતિની યથાર્થ અનુગામિની થવાને હું યોગ્ય છું કે કેમ? એ ચિન્તાએ નિર્મળાને મહા ઉપાધિમાં નાંખી છે, સરળ પ્રકૃતિની નિષ્પાપ સાધુકન્યા નિર્મળાના ભક્તિયુક્ત ચિત્તમાં આજ પ્રથમ જ સંસાર ચિન્તાએ સ્થળ લીધું છે. સમજો કે: સંસાર–પતિચિન્તાનું આરંભિક મંગળાચરણ!

---

## દ્વાદશ કલ્પ.

### કુર્યાત્સદામંગલમ !

આજ ત્રયોદશીનું મંગલ પ્રભાત છે. સૂર્યોદય થયા પહેલાંજ મંદિરમાં નોબતોના નાદ થઇ રહ્યા છે. નોબતોની સાથે વૈદિકસ્વરે માંગલિક સ્તોત્ર–પાઠનો પણ આરંભ થઇ ચૂકયો છે. શંખ ઘંટા, ભેર વગેરેનો અવાજ કલ્યાણ મંદિરની બહિર શોભામાં આજ અનેક ઘણો વધારો કરે છે.

" કુરૂ મા કલ્યાણી કલ્યાણ જીવે " ઉચ્ચારીને જયાએ બ્રાહ્મ-મુહૂર્તમાં ઉઠીને કૂટિરનાં બારણાં ઉઘાડી નાંખ્યાં. કૂટિરના દ્વાર આગળ બેસીને કેટલીક યુવતીઓ મધુર કણ્ઠે ગાતી હતીઃ—

સખી જાગો...જાગો સખી વીતી રજની સજની ઝટપટ નિદ્રા ત્યાગો–સખી.
પક્ષી પ્રભાતે ગાય મહિમા પ્રેમથી પરમેશનો,
ભાવથી ભાખી રહ્યાં ઉદ્દેશ શ્રી અખિલેશનો;
ઉદયાચળે દિનકર ચડયો રાતાં કિરણ વિસ્તારીને,
જાગો ઉઠો સૌ ઇષ્ટ સાધો ઐકય ધીરજ ધારીને;
સખી જાગો...જાગો સખી શક્તિ શરણ ગ્રહી સદ્ય અભય વર માગો–સખી.

પ્રાતઃ સંગીત સાંભળી જયા વિસ્મય થઈ. કૂટિરની બહાર નજર કરી તેણે જોયું કેઃ કેટલીક સ્ત્રીઓ પ્રસંગોચિત મંગલપ્રાર્થના કરે છે. તેણે આગળ આવીને આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યોઃ " તમે સૌ કયાંથી આવો છો ? "

યુવતીમંડળમાંથી એક જણે પ્રત્યુત્તર વાળ્યોઃ "તારાની બાલ-સખી છું–અમે નવાગઢથી આવ્યાં છીએ !"

પ્રઃ " આવું તદ્દન નવું મધુર ગીત મેં કોઇ દિવસ સાંભળ્યું નથી. વાહ વાહ ! કેવું મંગલ ઉષઃગાન !"

ઉઃ " હાં, આજ તો તારાનાં લગ્ન છે ને ? આજના મંગલ પ્રભાતે નિર્મળાને નિદ્રામાંથી જાગ્રત કરવાનો જ આ નવસંગીતનો ઉદ્દેશ છે. "

પ્રઃ " નિર્મળાના લગ્નની વાત તમે કયાંથી જાણી ? "

ઉઃ " કોષાધ્યક્ષ–શાન્તશીલજીએ એ સંબંધી વાત કરી હતી. આ વાત નવાગઢમાં કોઇથી અજાણી નથી. આ લગ્નનાં તો સ્થળે સ્થળે આમંત્રણપત્ર મોકલવામાં આવ્યાં છે. "

પ્રઃ " ઘણીજ આનંદની વાત. હવે તમે શું કરશો ? "

ઉ: "ઉષ:ગાન કરી બાલસખીને જાગ્રત કરવી એજ અમારૂં કર્તવ્ય! બાકી બીજું તો અમે અહીં અજાણ્યાં એટલે શું કરીએ?"

જયાએ હસીને કહ્યું: "તો ગાઓ–નિર્મળા કંઇ એમ એકદમ જાગે તેમ નથી. અમણેની નિર્મળાને ઉંઘ બહુ વધી છે. બન્દિની-ઓએ પુનઃ ગાવા માંડયું. "સખી જાગો...જાગો સખી વીતી રજની સજની ઝટપટ નિદ્રા ત્યાગો" વગેરે. પ્રસ્તુત ગાનગર્જનથી પણ નિર્મળા ન જાગી! જયાએ આ વખતે પુનઃ હસીને કહ્યું: "કેમ જાગી?"

આ સાંભળી સ્ત્રીસમૂહને કંઇક ક્ષોભ થયો. તેમણે કહ્યું: તેને તો હંમેશાં સવારમાં સૌથી પહેલાં ઉઠવાની ટેવ હતી, અને એકદમ આ ફેરફાર શો?" એ સાંભળીને જયાએ કહ્યું: "આ પરિવર્તન, કાલધર્મને આભારી છે."

આ બધું દૃષ્ય વનમાળી–કાકાકૌઆએ જોયું–તેને આનંદ થયો. પ્રાતઃસંગીત તેણે બરાબર ધ્યાનપૂર્વક સાંભળ્યું–નિર્મળા જાગ્રત ન થવાથી તેને થયું કે: "લાવ હું જગાડું" વિચાર કરી તેણે "જયા બેન" કહી અવાજ કર્યો. જયાએ વનમાળીની વૃત્તિ સમજી જઇ તેને ગાવાની પરવાનગી આપી એટલે વનમાળી ગાવા લાગ્યો:—

સદા આનંદે મસ્ત રહી કૃષ્ણ કૃષ્ણ કહો,
સમય સોનેરો મળશે કયાં આવો–હે નાથ.

વનમાળીના મુખથી શ્રીકૃષ્ણ નામ સાંભળી નિર્મળા જાગી. તેણે પથારીમાં પડે પડે વિણા વિનિંદિત સ્વરે લલકાર્યું:–

"અદ્વૈત હૃદય ધન કયું એ કહે, મન!" ઇત્યાદિ.

નિર્મળાનું ગાન સમાપ્ત થયા બાદ બન્દિની–રમણીઓએ ગાવા માંડયું:—

"સખી જાગો......જાગો સખી વીતી રજની સજની
ઝટપટ નિદ્રા ત્યાગો–સખી. વગેરે.

હજી પણ નિર્મળાને પથારીમાંથી ઉઠવું ગમતું નથી. સંગીતનો સ્વર કાને અથડાતાં તેણે પૂછયું: "માશી! અત્યારના પહોરમાં આ કોણ ગાય છે?"

જયા: "એ તો માંગલિક ગીત ગવાય છે. બન્દિનીગણ ઉષઃ-ગાન કરે છે."

નિર્મળા: "એ વળી અહીં કયાંથી?"

જયા: "એ બધી તારી બાલસખીઓ હોય એમ લાગે છે. ગઢની માલિકણની આજ્ઞાથી તેઓ સર્વ નવાગઢથી અહીં આવ્યાં છે. તેમણે ખૂબ ગાયું પણ તું શું કરવા જાગે? જા, ગાંડી! લગ્નને દિવસે તો બે ઘડી વહેલાં ઉઠીએ ને?"

આથી નિર્મળા લજવાઈ. બરાબર ઠીકઠાક થઈ શય્યાત્યાગ કરીને કુટિરની બહાર આવી અને આનંદભેર તે પોતાની સહિયરોને ભાવપૂર્વક ભેટી પડી. તેમણે પણ એક પછી એક નિર્મળાને તેટલાજ ઉમળકાથી આલિંગન કરી ગાવા માંડયું:—

" આનંદ શો આજે અજબ આનંદમયીના ધામમાં,"
બીજી સખી: " સ્વર્ણપ્રતિમા શોભશે નિજ શ્યામના વામાઙ્કમાં,"
ત્રીજી ,, " સખી આજ આનંદેભરી ઉર અજબ રંગ જમાવશે,"
ચોથી ,, " નિઃશંક વીરવિમોહિની વેશે તું ધન્ય ! કહાવશે."
પહેલી ,, " ફુલમાળ ગૂંથી નિર્મળા ! વનમાળીને પહેરાવજે,"
બીજી ,, " પતિદેવના સેવન–પૂજન દર્શન થકી સુખ પામજે,"
પાંચમી ,, " પતિ–ભક્તિ, શિયળ–ધર્મ રૂડો સાચવી સંસારમાં,"
,, ,, " તું વીરગૃહિણિ શ્રેષ્ટ થાજે વિશ્વનાં નરનારમાં."

આ પ્રમાણે આનંદ વિનોદ કરતી સહિયરો વનવિહંગિની સમાન નિર્મળાને લઇ કલ્યાણીના પુષ્પોદ્યાન સ્વરૂપ ઉપવનમાં ગઈ.

આ તરફ મંદિરમાં મહાધૂન મચી રહી. આજે જગકલ્યાણીનું ષોડશોપચાર મહાપૂજન થશે. સૂર્યોદય થતાની સાથે દુકાનદારોએ દુકાનો ઉઘાડી નાંખી છે. મીઠાઇવાળાઓએ સારા વકરાની આશા રાખી છે–તેમણે ખૂબ ઠાઠ કર્યો છે. પ્રભાતના મૃદુમંદ પવને આજ ચારે દિશામાં સમાચાર પહોંચાડી દીધા છે કે: આજ કલ્યાણુ મંદિરમાં નિર્મળાનાં લગ્ન હોવાથી ભગવતીકલ્યાણીનું યથાવિધિ ષોડશોપચારે પુજન–અર્ચન થવાનું છે. સેવક–ભક્તજનોને ખાવા પીવા વગેરેનો જેવો જોઇએ તેવો યોગ્ય બંદોબસ્ત કરવામાં આવ્યો છે. આજ સર્વત્ર આનંદ આનંદ છવાઇ ગયો છે. આજ પ્રત્યેક સ્થળે ઉત્સાહ પ્રસરી રહ્યો છે. આજ અનેક ભક્તનાં ટોળેટોળાં આનંદભેર દૂર દૂરથી આવીને કલ્યાણધામમાં જમે થયાં છે. થોડાક સમયમાં મંદિરનો વિશાળ ચોક માણસોથી છવાઇ ગયો. ભક્તજનો માજીના ચરણામૃતની ઇચ્છાએ ધક્કામૂક્કીને ગણકાર્યા વગર આગળ ધસવા લાગ્યાં. ક્ષુધાતુર ભિક્ષુકોનાં ટોળે ટોળાં ઉદરની જ્વાળા ઓલવવા માટે અધીરાં બની ગયાં છે. કેટલાંક રસિયાં નર–નારી માત્ર મોહિત–નિર્મળાનો લગ્નોત્સવ જોવાજ આવ્યાં છે.

મહામાયાની મહાપૂજા થવાની હોવાથી ખાસ નિમંત્રણથી અનુ· શીલાથી વૃદ્ધ યોગીરાજ પણ ભક્તમંડળી સહિત મંદિરમાં આવી પહોંચ્યા છે. સ્થાનમહાત્મ્યને લીધે અહીં નાના મોટા ગરીબ અને તવંગરનું ભેદ–જ્ઞાન જણાતું નથી. જેને જે સ્થળે એક રતિભાર

જગા મળી તે સારૂં ખોટું કર્યા વગર આડુંઅવળું જોયાં વગર બેસી જાય છે. યોગીરાજનું વય સો વર્ષથી પણ વધારે હશે. બુધિયા અને મતિયા નામની બે વૃદ્ધા પરિચારિકાઓ એક ઠેકાણે બેસીને સતૃષ્ણ નયને આ વિરાટ વ્યાપાર જોઇ રહી છે. બુધિયાએ કહ્યું: "યોગેશ્વર ! સાંભળ્યું છે કેઃ આજ નિર્મળાનાં લગ્ન છે, પરન્તુ એ કયી નિર્મળા ? કોઇ દહાડો નહિ અને આજ આ બધી ધામધૂમ શી ?"

યોગીરાજઃ "એ સંબંધી હું કંઈ ખાસ જાણતો નથી. એક તરફ માતેશ્વરીની મહાપૂજા અને બીજી તરફ દીન-દરિદ્રજનોને માટે મિષ્ટાન્ન ભોજનની અપૂર્વ વ્યવસ્થા ! એક તરફ અનંત ભક્તજનોનું એકત્ર મિલન અને બીજી તરફ વિવાહોત્સવ ! માતા કલ્યાણીના મંદિરમાં આ એક નવા પ્રકારનું સાધન-પૂજન છે !"

મતિયાઃ "બાપજી ! કોક કોક કહે છે કેઃ પીંઢારાઓએ જે પેલી બ્રાહ્મણની છોકરીનું હરણ કર્યું હતું એજ નિર્મળા, હોં કે ? એ છોકરીને લીધેજ પીંઢારાઓનું સર્વનાશ થયું છે."

બુધિયાઃ "તે દિવસે પેલી છોકરીને જોઈ હતીને-ભૈરવીઓની વચમાં જેણે ફૂલનાં ઘરેણાં પહેર્યાં હતાં તે ?"

મતિયાઃ "હા હા, એજ નિર્મળા-ગોસાંઇજીની છોકરી. આજ તેનોજ વિવાહ છે."

બુધિયાઃ "અરે પણ પીંઢારાઓને ઘેર ઉછરેલી એ છોકરીને ગોસાંઇએ ફરી કેમ સંઘરી ? અને એનો વિવાહ કોની સાથે કર્યો છે ?"

યોગીરાજઃ "અંગ્રેજની ફોજ સાથે કલ્યાણી સંપ્રદાયને ગાઢ સંબંધ છે. ધારૂં છું કેઃ તેમાંના કોઈ એક સાથે તેનાં લગ્ન થનાર છે. ભૈરવીનો મેળાપ થયા પછી તેની બધી ખરી હકિકત જણાશે."

એક સ્થળે ઉભા ઉભા ગોસાંઇ આ સઘળી વાતચિત સાંભળતા હતા. "યોગીરાજ પધાર્યા છે" એવી ખબર કાને આવતાંજ ભૈરવી પણ ત્યાં આવી પહોંચી. ગોસાંઇએ કહ્યું: "લ્યો ! આ સામેથીજ ભૈરવી આવતી જણાય છેને !" આજ ગોસાંઇનો ડોળ બધો ફરી ગયો છે. આજ તેમણે ધોતિયું, ઉપરણો વગેરે શરીરપર ધારણ કર્યાં છે. આવા નૂતન વેશમાં ગોસાંઇને એકદમ પારખવા એ મહા કઠણ કામ છે !

કણ્ઠસ્વર સાંભળીને યોગીરાજ ચમકી ઉઠયા. આંખો ઉંચી કરીને તેમણે બોલનારના મોં તરફ જોયું-ખૂબજ જોયા કર્યું ! જોતાં

જોતાં તેમણે આશ્ચર્યવશ થઇ પૂછ્યું: "કેમ પરમાનંદ ! આજ આ વેશ કેમ ?"

ગોસાંઇ: "મારેજ કન્યાદાન આપવું પડશે."

યોગીરાજ: "પીંઢારાઓએ હરણ કરેલી બ્રાહ્મણકન્યા તે તમારીજ દીકરી કે ? સ્વામીજીએ આપેલું ઇષ્ટ-કવચ મને લાગે છે કે: બાહુભ્રષ્ટ થયું છે કેમ ?"

"પ્રભો ! કારંજાનો આ ગુપ્તમાં ગુપ્ત ઇતિહાસ આપે ક્યાંથી જાણ્યો ? આપ તો સાક્ષાત્ અંતર્યામી છો." કહી ગોસાંઇએ નીચા વળી પ્રણામ કર્યો.

યોગીરાજ: "પરમાનંદ ! ભગવાનના રાજ્યમાં કશું અસંભવિત નથી-તેના મહારાજ્યમાં કશું ગુપ્ત નથી ! એ બધાં ખાલી ફાંફાં છે. પ્રત્યેક જીવમાં તે પરમ તત્ત્વ વિલસી રહ્યું છે. એ તત્ત્વપ્રભાવે મનુષ્ય ભુત ભવિષ્ય અને વર્તમાનના ભેદ ઉકેલી શકે છે. એ એકને તમે જાણો એટલે તમે બધું જાણી ચૂકયા ! પણ ગોસાંઇ ! આ લગ્નની બીના સ્વામીજી જાણે છે કે ? એ ઇષ્ટકવચની વાત મને સ્વામીજીએજ કરી હતી-લે થયું ?"

ગોસાંઇ: "કૃપાળો ! તેઓશ્રીની આજ્ઞાથીજ આ કાર્ય થયું છે. સેનાપતિ કુળવાન બ્રાહ્મણપુત્ર છે, તેના કુળ-ધર્મમાં કોઇ પણ પ્રકારનો ડાઘ નથી."

યોગીરાજ: "દુખની વાત માત્ર એટલીજ છે કે: આ શુભ પ્રસંગે સ્વામીજી હાજર નથી. કોને ખબર કે: પોતે અત્યારે કયાં હશે ? ગોસાંઇ ! તું તેમને ઓળખે છે કે ?"

ગોસાંઇ: "મારા પુજ્યવર-શ્રીગુરૂદેવ છે. એ વગર તેમનો પૂર્વ પરિચય મને નથી થયો અને એ પરિચય પ્રાપ્ત કરવા જેટલો હું અધિકારી પણ કયાં છું ?"

યોગીરાજ: "ગભરાઇશ નહિ, તું સંપૂર્ણ અધિકારી છે. તારા ગુરૂ કહે કે:-પિતા-કારંજાના રામાનંદ પાઠક તે પોતે !"

पिता धर्म पिता कर्म पिताहि परमं तपः ।
पितरि प्रीतिमापन्ने प्रियन्ते सर्व देवता ॥

અત્યારે તો તારાં ધર્મ, કર્મ યોગ, તપસ્યા, સર્વ પિતાની પ્રીતિ સંપાદન કરવામાંજ સમાયાં છે. તેઓ પોતે સિદ્ધપુરૂષ મહાયોગી છે !"

યોગીરાજની વાત પુરી થતા ન થતામાં ભૈરવી આવીને યથોચિત અભિવાદન કરીને ઉભી રહી. મહાપુરૂષે પણ તેને યથારીતિ

આશીર્વાદ આપીને કહ્યું: "વિવાહના નિમંત્રણનો સ્વીકાર કરીને આજ હું પણ આ સ્થળે આવ્યો છું. હસ્તમેળાપ કરાવવા સંબંધી કંઈ ગોઠવણ થઇ છે કે?"

ભૈરવીએ ગોસાંઇને બતાવીને વિનિત વચને કહ્યું: "કન્યાના પિતા સ્વયં આપની નજર આગળ ઉભા છે. આપનો આશીર્વાદ અને આપ મહાપુરૂષની ચરણુરજ આજના મંગળ પ્રસંગે વર-કન્યાને પ્રાપ્ત થાય એટલે થયું."

યોગીરાજે પરિતુષ્ટ થઇને કહ્યું: "વત્સે! તારૂં જ્ઞાન અને ભક્તિ અલૌકિક છે! તારી યોગસિદ્ધિ અવશ્ય સિદ્ધ થશે! કલ્યાણમાં આજ અપૂર્વ યજ્ઞ છે–એ યજ્ઞમાં મારી ઇચ્છા છે કે: પુરોહિતનું કાર્ય મારેજ કરવું, કેમ?"

એ સાંભળીને ગોસાંઇની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં. પરમ પ્રીતિપૂર્વક ગદ્દગદ્દ કણ્ઠે તેમણે કહ્યું: "પ્રભો! તેની માતાના મૃત્યુ પછી આ ભૈરવીએજ તેનું પ્રતિપાલન કર્યું છે."

યોગીરાજ: "તેના સ્વામીનો કંઈ પત્તો લાગ્યો છે કે?"

ગોસાંઇ: "હાજી! નવાગઢના કોષાધ્યક્ષ શાન્તશીલ એજ તેના પતિ!"

યોગેશ્વરે હસીને કહ્યું: "કલ્યાણ સર્વાંશે કારંજાનિવાસીજનોનું સ્વર્ગીય મિલનમંદિર છે! પતિ–પત્નીનું અપૂર્વ મિલન, યોગાશ્રમે પિતા–પુત્રનું સન્દર્શન, પીંઢારાઓએ હરણ કરેલી બાલિકાનું ઉદ્ધાર સાધન અને તે ઉપરાંત આ પ્રસંગે એ કન્યાનું સત્પાત્રે પાણીગ્રહણ, આ સમસ્ત કેવળ યોગમાયા છે! ઇચ્છામયીની ઇચ્છા!"

ગોસાંઈ અને યોગીરાજ વચ્ચે આ પ્રમાણે વાતચિત ચાલતી હતી, એવામાં સહસા મંદિરની બહાર જબરો કોલાહલ થયો, ધીમે ધીમે એ જન–કોલાહલ અંદરના ભાગમાં દાખલ થયો. એક પૂજારીએ આવીને સમાચાર કહ્યા કે: "તોપ અને બંદૂકોના બહાર થાય છે, જાન લગભગ નજીક આવી પહોંચી છે." આ કોલાહલનો ખરો અર્થ સમજતાં હવે કોઇને વાર ન લાગી. ગોસાંઇએ એ સંબંધી અગાઉથીજ સર્વપ્રકારનો બંદોબસ્ત કરી રાખ્યો છે, એટલે એ સંબંધી રજે ચિન્તા કરવાનું તેમને કારણ નથી. યોગીરાજની આજ્ઞાથી સૌ એકત્ર થઇ સામૈયું કરવા ગયા, ત્યારબાદ બેઠા હતા ત્યાંથી ઉઠીને મહાપુરૂષ અને ગોસાંઇ ભોજનગૃહમાં ગયા, ભૈરવી પણ તેમની સાથેજ હતી.

મંદિરના ચોકમાં પુરુષવર્ગ અને 'યોગિનીના' આવાસ આગળ સ્ત્રીઓ બેઠી છે, મંદિરની બહાર ગરીબ—ભિક્ષુક જનોને ભોજન અપાય છે. શાન્તશીલ આજ સ્વહસ્તે અભ્યાગતોને ભાવપૂર્વક પકવાન પીરસે છે, જયા એની મેળે સ્ત્રીવર્ગની બરદાસ્તમાં રોકાઇ છે. યોગીરાજની આજ્ઞા મુજબ ગોસાંઇ શાન્તશીલને અને ભૈરવી પોતાથી બને તેટલી જયાને પ્રેમપૂર્વક મદદ કરે છે. વૃદ્ધ મહાપુરુષ પોતે ચારે બાજુ ફરી બરાબર વ્યવસ્થા રાખે છે. દીન—દરિદ્ર, ભિક્ષુક—અભ્યાગત-વર્ગને આજ મનભાવતાં મિષ્ટાન્ન—પકવાન મળવાથી તેમના આનંદની સીમા નથી. નોતરેલા ભક્તજનોએ સંતોષપૂર્વક, શાન્તિથી જમી-પરવારીને સહસ્ર કણ્ઠે ગર્જના કરીઃ—

"કુરૂ મા કલ્યાણી કલ્યાણ જીવે,"

એ ગર્જના સાંભળીને દરિદ્ર ભિક્ષુક મંડળે પણ બહારથી એક અવાજે જોરજોર ગર્જના કરીઃ—

"સુખી થાઓ દંપતી દીર્ઘાયુષી હવે."

યથાર્થ રીતે જોવા જતાં આવો વિરાટ વ્યાપાર—ઉત્સવ આ પહેલાં કલ્યાણમાં કોઇએ કોઇ દિવસ જોયો નથી.

યથાસમયે ભોજનકાર્ય સમાપ્ત થયું. ધીમે ધીમે મનુષ્યો ઓછાં થવા લાગ્યાં. સૂર્યદેવ પણ અસ્તાચળમાં પ્રયાણ કરવા લાગ્યા—સાયંકાળ થવાથી મંદિરનાં પશુગણ પણ એક પછી એક ચારો ચરીને મંદિરમાં આવવા લાગ્યાં. ગોરજ સમય જાણીને જયાએ ઉચ્ચ સ્વરે શંખ-ધ્વનિ કર્યો. ગંભીર ગર્જના કરતી નોબતોના ગડગડાટ શરૂ થયા. સમય થયો જાણી યોગીરાજે કહ્યું: "પરમાનંદ! તૈયાર થાઓ! લગ્ન સમય થયો છે."

ગોસાંઈ: "કૃપાસાગર! આપના સત્ય સ્વરૂપનું ઓળખાણ અને આપની અનુમતિ વગર હું એક ડગલું પણ આગળ ભરીશ નહિ."

યોગીરાજ: "હું પ્રસન્નચિત્તે તને અનુમતિ આપું છું કેઃ તું સુખેથી કન્યાદાન દે! આત્મપરિચય તને સમયે થશે! આપણે હવે પછી જ્યારે પુનઃ મળીશું ત્યારે તે સઘળું બની રહેશે."

ગોસાંઈ: "પ્રભો! પુનર્દર્શન ક્યાં થશે?"

ઉ: "અનુશીલામાં."

બાદ મહાપુરુષને લગ્નસ્થાનમાં ઉપસ્થિત થવાને સવિનય પ્રાર્થના કરી ગોસાંઇ પોતાના કાર્યભારમાં પડયા.

યથાસમયે વરકન્યાને લગ્નસ્થાનમાં નિર્દિષ્ટ આસને બેસાડવામાં આવ્યાં, અને સાથે ગોસાંઇ પણ એક આસન ઉપર બેઠા. કાર્યારંભ

સુચક વાદ્યધ્વનિ થવા લાગ્યા, એ સાંભળીને યોગીરાજ વધારે સમય દૂર રહી શકયા નહિ. તેમણે તરતજ લગ્નમંડપમાં આવીને કહ્યું: "પરમાનંદ! સંસાર–વિરાગીના ભાગ્યમાં આવાં સૌભાગ્ય ક્યાંથી? યોગક્ષેત્રમાં રહીને યોગ્ય અધિકારીને કન્યાદાન આપવાનો જો તને અધિકાર છે તો પછી હું પણ વયોવૃદ્ધ બ્રાહ્મણજ છું ને? આ સ્થાનમાં મેં અગાઉ કહ્યું છે તે પ્રમાણે પુરોહિતનું કાર્ય હુંજ કરીશ. મને અધિકાર ખરો કે નહિ?" કહીને યોગેશ્વર નિયત કરેલા એક ઉચ્ચ સિંહાસન ઉપર બેઠા, અને વિલંબ કર્યો વગર પ્રારંભમાં કલ્યાણીનો સ્તોત્રપાઠ કર્યો પછી વિવાહ પ્રસંગને અનુકૂળ એવા શાસ્રોચિત મંત્ર–પાઠ ભણીને તેમણે સર્વને ઘડીભર સ્તમ્ભિત કરી નાંખ્યાં. અતિ વૃદ્ધયોગીરાજનો હ્રસ્વ–દીર્ઘયુક્ત શુદ્ધ વાણીપ્રવાહ, અને તેથીય વધારે જોવા જઇએ તો આચાર્યને શોભે એવી એમની અપૂર્વ કાર્યકુશળતા જોઇને સમસ્ત કલ્યાણસંપ્રદાયનાં સ્રી–પુરૂષો અને સ્વયં મંદિરસ્વામી પોતે પણ દિગ્મૂઢ બની ગયા. મંત્રપાઠ પૂર્ણ થયા બાદ યોગેશ્વરની આજ્ઞા થતાં ગોસાંઇએ વર–કન્યાનો હસ્તમેળાપ કરાવ્યો. એજ શુભ સમયે કલ્યાણસંપ્રદાયના સાધુ–સાધ્વીઓએ મંગલધ્વનિ કર્યો:—

॥ कुर्यात्सदामंगलम् ॥

સાથે સાથે કલ્યાણીના મુખ્ય પૂજારીએ માજીની પ્રસાદીરૂપ એક ખાસ તૈયાર કરેલી સુદીર્ઘ–મનોહર પુષ્પમાળા દંપતીના કણ્ઠમાં આરોપી દીધી. મંગળા અને બિન્દુએ એક પછી એક શંખનાદ કર્યો. હાજર રહેલાં કલ્યાણસંપ્રદાયનાં પ્રત્યેક સ્રી–પુરૂષે માજીના નિર્માલ્યથી નવદંપતીને આશીર્વાદ આપ્યા. પ્રણામપૂર્વક માથાં નમાવીને દંપતીએ એ આશીર્વાદને શિરસાવંદ્ય ગણી લીધા–વધાવી લીધા, અને યોગેશ્વરને સાષ્ટાંગ દંડવત્ કર્યા. અંતિમ ઉભય કરયુગલ ઉંચા કરી મહાયોગીએ મહાઆશિષ આપી:–ૐ **શાન્તિ: શાન્તિ: શાન્તિ:!**

એ સ્વરતી વાકય સાંભળીને સૌ કોઈ ક્ષણવારને માટે નિસ્તબ્ધતામાં ડૂબી ગયાં. એ નિસ્તબ્ધતાનો ભંગ કરીને યોગીરાજે કહ્યું: "લાલજી! આજથી નિર્મળા તમારી થઇ છે. તેને સુપ્રસન્ન રાખવા નિરંતર પ્રયત્ન સેવજો! તેને સંતોષવામાંજ તમારૂં કલ્યાણ છે!" એટલું કહી પોતે ત્યાંથી ચાલતા થયા. સૌથી પહેલાં ગોસાંઇએ, તે પછી ભૈરવી અને નવદંપતીએ એક પછી એક વંદન કર્યાં. મહાયોગીએ જયા અને ભૈરવીના શિર ઉપર હાથ મૂકી કહ્યું:–ૐ **શાન્તિ: શાન્તિ: શાન્તિ:!** એ ઉક્તિથી શાન્તિની પ્રાર્થના કરનારી જયા

અને ભૈરવીના હૃદયમાં એક પ્રકારની અનિર્વચનીય શાન્તિધારા વહન કરી રહી. વૃદ્ધ યોગીરાજ અનુશીલા ચાલ્યા ગયા.

મંદિરસ્વામી પણ ગોસાંઇની ઇચ્છા પ્રમાણે માજીના મંદિરમાં ગયા, અને નવદંપતી સહિત ભૈરવી પણ પોતાની કૂટિરે પહોંચી. ભાઉશર્મા અત્યાર સુધી લાલજીની પાછળ ઉભો ઉભો બધું જોયા કરતો હતો. ભાઉશર્માની સાથે વાચકવર્ગને અગાઉ એક વખત નવાગઢમાં પરિચય થયો છે, એટલે તે સંબંધી આ સ્થળે પુનઃ ઉલ્લેખ કરવો નિષ્પ્રયોજન છે. ભાઉશર્મા બિચારો દરિદ્ર બ્રાહ્મણ છે. આજસુધીમાં તેણે અનેક લગ્નપ્રસંગ જોયા છે. અરે ! પોતે પણ એકવાર પરણ્યોજ છે ને ? પણ આ પ્રકારની લગ્નવિધિ તેણે ક્યાંય નથી જોઈ.*

નિર્મળાની અમાનુષિક લીલા જોઇને દરિદ્ર બ્રાહ્મણે મનથી નિશ્ચય કર્યો કેઃ સરદારબાળા માનવીવેશે દેવી છે. અંગ્રેજ ફોજનો

---

* ગોસાંઈ મહા ભાગ્યશાળી કેઃ આ લગ્નક્રિયા કરાવવામાં પુરોહિત-યોગીરાજે ન માગી એક પાઇ દક્ષિણા કે પૂજનકાર્યમાં ન મૂકાવી દમડી ! અમારા શ્રીમાન્ ભાલચંદ્ર શર્મા કેઃ શુક્લ ગાંડાભાઇ જેવા ગોર-પુરોહિતના ઝપાટામાં આવ્યા હોત તો ખબર પડત કેઃ છોકરા-છોકરીને કેમ પરણાવાય છે ? આજ કુળ-પુરોહિત અને યજમાનનો સંબંધ કાળ પ્રભાવે બગડી ગયો છે. આજ પુરોહિતો યજમાનોની મર્યાદા કોરાણે મૂકી અનેક પ્રકારનાં દુર્વ્યસનો અને લક્ષ્મીના હડકવામાં દોડાદોડી કરે છે, અનેક પ્રકારના ચાળાચટકા અને રંગરાગમાં મશગુલ રહે છે. એક ઉપર એક અનેક સ્ત્રીઓનાં બન્તર ભરે છે. અમે જેમને તુચ્છ માનીયે તેમની ગુલામીમાં તેઓ સબડયા કરે છે, સાહેબી ઠાઠમાઠની સામે શિર ઝુકાવે છે. ભક્તિભાવવાળાં કુળ-પુરોહિતનાં પૂજ્યભાવે સન્માન કરનારા રંક યજમાનોનો પડછાયો લેવામાં પણ કેટલાક પાપ સમજે છે ! આજ કલિમહાત્માના મહારાજ્યમાં જ્યાં ત્યાં વિપરિતતા દૃષ્ટિ-ગોચર થાય છે. આવા પ્રત્યક્ષ કલિ-યુગાવતાર પુરોહિતજ્ન્દના યજમાનોનું શું પૂછવું ? યજમાનના દેખતાં પુરોહિત હોટેલનો આશ્રય લેતાં વિચાર નથી કરતા, તેનું પરિણામ આજ એ આવ્યું છે કેઃ એવા પુરોહિતોની છાતીપર પગ મૂકીને યજમાનરાજ ફનીબન્દા બિલ્ડીંગ કે લાલકાકા-લોજમાં જઇ મનગમતી મોજ કરે છે ! આવા યજમાનોના પૈસાથી પુરોહિતનાં સંતાન અન્ન તેવા ઓડકાર તે ન્યાયે તેવાંજ મહાવ્યસની સર્વગુણસંપન્ન પાકે તેમાં આશ્ચર્ય શું ? ગોસાંઈના જેવા કોણ ભાગ્યશાળી ? સાક્ષાત્યોગનિષ્ઠ મહાપુરૂષ કપર્દિકાને સ્પર્શ નહિ કરનાર મહાપુરૂષને હાથે તેમની પુત્રીના લગ્ન-સંસ્કાર થયા ! દંપતી-જીવનનો આ દલાલવર્ગ સમય વિચારી સમજે તો ઠીક નહિ તો "સંસાર-સુધારાની પોકમાં" આ હિન્દુ-લગ્નવિધિની તવડી લાંબોકાળ નહિ નભે."

લેખક.

સેનાપતિ વીરપ્રવર છતાં એવા દેશદ્રોહી–પીંઢારાઓનું સર્વનાશ કરાવનાર સાથે નિમળા જેવી દેવકન્યાનાં લગ્ન! આ બિલકુલ ગેરવ્યાજબી છે! દંપતીને ચાલ્યાં જતાં જોઇને ભાઉશર્મા હતાશ થયા અને નજીક જઇ તેણે કહ્યું: "લાલજી! કેમ, યાદ છે કે? તે દિવસે પેલી અંધારી રાત્રે પેલી કયી યોગિનીની પાછળ પાછળ જતા હતા? તમારી એ ઇચ્છા હવે પૂર્ણ થઈ કે? હવે આ શર્માને લાયક કંઇ કામ–સેવા?"

લાલજીને સમજતાં વાર ન લાગી કે: દરિદ્ર બ્રાહ્મણ પોતાના ભવિષ્યને માટે ચિન્તાતુર છે. બ્રાહ્મણને સાન્તવન આપી લાલજીએ મીઠીવાણીએ કહ્યું: "કેમ શર્માજી! તમે મને એક દિવસ અપૂર્વ સહાય કરી છે. હું તમને નહિ ભૂલું, તમે ભવિષ્યમાં જેમ સુખી થાઓ તેમ કરીશ. જુવો! આ સામે ઉભાં છે તે પણ તમને આશ્રય આપશે. ગભરાશો નહિ હોં! તેને તો માત્ર સરદારે પાળી પોષી એટલુંજ! હા, પણ શર્માજી! તમે કંઇ ખાધું છે કે કેમ?"

ભાઉશર્માએ કોઇ વિચિત્રવેશ ભજવીને કટાણું મોં કરીને જવાબ વાળ્યો: "જાઓ, સરકાર! તમારા લગ્નમાં કોઈ પ્રકારનો બંદોબસ્તજ કયાં છે?" એટલું કહીને મનમાં હસતાં હસતાં ભાઉશર્મા જયાની પાસે પહોંચ્યો. સુયોગ જોઈને તેણે કહ્યું: "જાનૈયાઓને માટે તમે કંઇ ખાસ બંદોબસ્ત કર્યો છે કે પછી મારા જેવા બેશર્માને મોંયે ચડીને પેટનું ભાડું માગવું પડશે? આ તો એ વાળો ઘાટ થયો જણાય છે: "લાલજીની જાનમાં, ખાવું પીવું કાનમાં, ને સૂઈ રહેવું મેદાનમાં." કેમ જયદેવી! ખરૂં ને?"

જયાએ વિલંબ ન કરતાં હસમુખા શર્મામહારાજને ખૂબ પકવાન્ન જમાડીને તૃપ્ત કર્યા, બાદ લાલજીએ પૂછ્યું: "મહારાજ! બરાબર ઝાપટયું ને? હવે તમે તમારી મેળે ઉદયગિરિ જાઓ, અને હું પણ અમણેજ કામકાજ પતે એટલે તે તરફ આવું છું."

ત્યારબાદ નવદંપતી ભાઉશર્માને યાવતજીવન પાળવાનો નિશ્ચય કરી, તેનાં વખાંણ કરતાં કરતાં પ્રસન્ન હૃદયે ભૈરવીની કૂટિરે ગયાં.

આ બાજુ રમા અત્યંત દીનવેશે ભૈરવીના બારણા આગળ આવીને ઉભી રહી. રમાના વદન ઉપર કેવળ મલિનતા છવાઇ છે. ચિન્તાને લીધે તે વ્યાકુળ જણાય છે. માત્ર કૂટિરમાં પેસવા જેટલું પણ તે સાહસ કરી શકતી નથી. એકાએક નિર્મળાની દૃષ્ટિ રમા ઉપર પડી. તે એકીટસે માતૃવત્ રમાને જોઇ રહી, અને તેનો હાથ

ઝાલીને તેને કુટિરમાં લઇ જઇ એક મૃગચર્મ પર બેસાડી અને બિન્દુને તેનો સારી રીતે પરિચય કરાવ્યો. બિન્દુએ હર્ષોત્ફુલ્લ નયને મધુર વચને રમાનો સત્કાર કર્યો. રમાને જોઈને કોણ જાણે કેમ બિન્દુની આંખમાં આંસુ આવ્યાં. તેના હૃદયમાં કોઇ એક લુપ્ત-સ્મૃતિ જાગ્રત થઇ ઉઠી. રમાને જોતાંની સાથેજ બિન્દુને તેની મોટી બેન ઇન્દુમણી સાંભળી આવી. જાણે ઇન્દુજ જોઇ લ્યો! બિન્દુની આંખમાં આંસુ જોઇને રમાએ પૂછ્યું: "કેમ, બહેન! આ શું? આજ આનંદને દહાડે આંખમાં આંસુ કેવાં? આથી તો વર-કન્યાનું અમંગલ થાય!"

એ અમંગલની વાત સાંભળી બિન્દુએ મહાકષ્ટ પૂર્વક આંસુ રોકી રાખ્યાં. ત્યાર પછી ઉભયની વચ્ચે અનેક પ્રકારની બીજી વાત-ચિત થઇ. છેવટે રમાએ એક મહામૂલ્ય રત્નજડિત્ પહોંચી કાઢીને તારાને, અને એક રત્નજડીત્ પહોંચી લાલજીને હાથગરણામાં આપી તેમનું શુભ ઇચ્છયું. નવદંપતીને આશીર્વાદ આપી રમા નવાગઢ તરફ ગઇ.

---

## ત્રયોદશ કલ્પ.

---

### યોગેશ્વરનો આશીર્વાદ.

---

મોહિત–નિર્મળાનાં લગ્નને આજ આઠ દિવસ થઇ ગયા. જે જે ગુન્હેગારોને ફાંસીની સજા ફરમાવવામાં આવી છે તેમને ફાંસી દેવાની એકદમ મંજૂરી આપતાં વાર થવાથી ઉદયગિરિથી આજ્ઞાપત્ર કાડવામાં આવ્યું: "આવતી તેરસને દિવસે ફરી દરબાર ભરાશે, અને તે દિવસે શાન્તશીલને દરબારમાં હાજર કરવાને માટે ખાસ સૂચનાપત્ર મોકલવામાં આવ્યું છે."

એ દરબારનો ઉદ્દેશ કેવળ સજાનો અમલ કરવાનોજ છે. તે દિવસે જેમને જીવનદણ્ડની સજા ઠરાવવામાં આવી છે તેમને ફાંસીએ ચડવું પડશે. અંગ્રેજબહાદૂર શાન્તશીલનો અપરાધ માફ કરી શક્યા નહિ, તેથી તેને પણ જીવનદણ્ડ ભોગવ્યા વગર છૂટકો નથી.

આ હકીકત લાલજી ક્યારનો જાણે છે, પણ તેણે ખરી હકિ-કત કોઈને કહી નથી. "બ્રાહ્મણને ફાંસી! એ દારૂણ ચિન્તા–મનો-વેદના લાલજીને અસહ્ય થઇ પડી. લાલજીનું શોકપૂર્ણ મલિન મુખ-મંડળ જોઇને શાન્તશીલના ભાવિ સંબંધી ઉચિત કલ્પના કરતાં

ગોસાંઇને વાર ન લાગી. મંગળા અને નિર્મળાને સંપૂર્ણ વિશ્વાસ હતો કે: મેજરસાહેબની ભલામણથી સરકારબહાદૂર સજામાં કંઇક ફેરફાર કરશે, પણ એ આશા દુરાશા નીવડી. લાલજી પોતે મહા-સાવધાનતાથી ભૈરવી, મંગળા અને નિર્મળાની આગળ પોતાના મનોભાવ ગુપ્ત રાખીને ફરતો હતો. સરકારી કામનું બહાનું કાઢીને લાલજી હંમેશાં ઘરની બહારજ રહેતો. ક્વચિત્ તે નિર્મળાની સાથે ક્ષિપ્રાને તીરે તીરે પાર્વત્યપથે પરિભ્રમણ કરીને તરંગલીલા અથવા ઉચ્ચ પર્વતશિખર ઉપર ચઢીને સાયંકાલિન્ સ્વર્ગિય દૃષ્ય જોયા કરતો. જે શિલાખણ્ડ ઉપર બેસીને નિર્મળાએ યોગિનીવેશે લાલજીને દેખા દીધી હતી તે સ્થાન આજ ઉભય નવદંપતીને ઘણુંજ પવિત્ર અને પ્રીતિપ્રદ લાગે છે. એ સ્થાનમાં જઇને ભગવાનદીનકરનું સાયંકાળનું દૃષ્ય જોવાનો નિર્મળાને ઘણો ભાવ થાય છે. લાલજી પણ તેને પ્રસન્ન રાખવાને અર્થેજ તેની ઇચ્છા પ્રમાણે તેને એ સ્થળે સમયે સમયે લઇ જાય છે.

અને બિન્દુ? એ વિવેકવાણી વડે આખા જગતના જીવોના કાનમાં મોહનમંત્રની ફુંક મારી પોતાની મેળે શબ–સાધનાનો પાયો મજબૂત કરે જાય છે. તેના પ્રસંગમાં આવનાર પ્રત્યેક મનુષ્ય તેને મહામાયા માની તેની ચરણ પૂજા કરે છે, તેથી જ અમે કહીએ છીએ કે: તેણે જીવમાત્રના કાનમાં મોહનમંત્રની ફુંક મારી છે. તેણે પાકો નિશ્ચય કર્યો છે કે: પતિને થએલી સજા બ્રહ્માદિક પણ મિથ્યા કરી શકનાર નથી, તેથીજ ઐહિકમિલનની સુખચિન્તાએ તેના યોગમય હૃદયમાં સ્થાન મેળવ્યું નથી. અથવા તો પતિના ભાવિ–ભયંકર પરિણામથી તેનો આત્મા જરીકે ખળભળ્યો નથી! તેના આત્માને નથી હર્ષ કે શોક! વૃદ્ધ યોગીરાજે કહ્યું કે: "અનુ-શીલાની સાધનશાળા એજ સાધનાને માટે અનુકૂળ સ્થાન છે, તેથી બિન્દુના આત્માને ટાઢક છે. તે શાન્તચિત્તે "પતિ–શબ–સાધન" કરીને દેહનો ત્યાગ કરશે. યોગીરાજના દિક્ષાપ્રભાવને લીધે તેમજ યોગકૌષલ વડે શબ–સાધન અવશ્ય સિદ્ધ થશે! વૃદ્ધમહાપુરૂષ પણ ભૈરવીની સાધનશક્તિ અને યોગાસક્તિ જોઇને વિસ્મિત થયા છે. તેમણે ધ્રુવ નિશ્ચય કર્યો છે કે: ભૈરવીના સાધન–પ્રભાવને લીધે અનુશીલાનું પૂર્વકાળનું લુપ્ત થએલું ગૌરવ–મહાત્મ્ય પુનઃ જાગૃત થશે.

આજ દ્વાદશી છે. બિન્દુએ સ્નેહપૂર્વક જયાની સાથે માજીની સેવા–પૂજામાં ભાગ લીધો. બિન્દુએ માની લીધું કે: કલ્યાણીની સાથે આ છેલ્લો સંબંધ છે–માતેશ્વરીની સાધના પણ આ છેલ્લીજ છે!

તેથીજ બિન્દુએ આજ ભક્તિપૂર્વક મહામાયાનું નિર્માલ્ય ગ્રહણ કરીને મનથી પ્રાર્થના કરી કેઃ "માતઃ ! તારી ઇચ્છાથીજ મનવાંચ્છના પૂર્ણ થઇ છે, અને હવે તારી–ભગવતીની ઇચ્છાથીજ સાધના સંપૂર્ણ સિદ્ધ થશે." જયા, બિન્દુના મનના ભાવ ન જાણી શકી. પૂજન કાર્ય પૂર્ણ થયા બાદ માજીનું ચરણામૃત લઇને જયા અને બિન્દુ પોતપોતાના સ્થાનમાં ચાલ્યાં ગયાં.

સાયંકાળ થયા પહેલાંજ બિન્દુ લાલજી અને નિર્મળા સાથે છેલ્લી વાતચિત કરી છૂટી પડી છે. ત્યારબાદ તે પોતાના સ્વામીની પાસેથી વિદાયગિરિ લેવા ગઇ. કુટિરની નજીક અશોકવૃક્ષની નીચે બેઠેલા ધ્યાનપરાયણ પતિના ચરણને સ્પર્શ કરી તેણે ભક્તિયુક્ત ચિતે કહ્યુંઃ " નાથ ! પતિ એજ સ્ત્રીના ગુરૂ અને ઉપાસ્ય છે, આ સંબંધ ફક્ત આ લોકને માટેજ નથી, પરલોકમાં પણ સ્ત્રીને પતિ ચરણનોજ આધાર છે. તમે કહ્યું છે કેઃ આપણું આ મિલન આ લોકને માટે નહિ, પરન્તુ પરલોકને માટે છે, તમારા એ વેદવાક્ય ઉપર મને પૂર્ણ શ્રદ્ધા છે. સાધનભક્તિદ્વારા આપણે અવશ્ય સ્વર્ગસુખનાં અધિકારી થઇશું. કલ્યાણીની ઇચ્છાથી મને પતિ પ્રાપ્ત થયા છે, પરન્તુ પ્રાણભરીને પતિદેવનું પુજન અર્ચન હું કરી શકી નથી. જીવનનો એકમાત્ર સાર–પતિના ચરણની પૂજા કરીને સહગમન કરવું એજ છે. સહગમન કરીને હું પણ સ્ત્રીજીવન સફળ કરીશ" કહીને બિન્દુ પતિની ચરણરજ લઇ તેમની પાસેથી રજા લઇ ત્યાંથી ચાલી નીકળી. પતિ પણ મરવાને તૈયાર છે. પતિ–પત્ની ઉભય પરલોકના અક્ષયમીલનને માટે સાધન માર્ગમાં અગ્રસર થયાં જે. તેથીજ આજ એકના વિયોગનું બીજાને દુખ થયું નથી, તેથીજ પત્નીના મોંથી વિયોગ–પરત્વેની વાત સાંભળીને સ્વામીના હૃદયને કંઇ દુખ થયું નથી–તેથીજ તેનો આત્મા કંપ્યો નથી. તેણે શાન્તિપૂર્વક સરળ અને મધુર વચને કહ્યુંઃ "પતિમાં લાખો દુર્ગુણ–હજારો અપરાધ હોવા છતાં પત્નીને આશીર્વાદ આપવાનો તેને અધીકાર છે. આજ તારી આ સુપ્રસન્ન મૂર્તિ, નયનમાં ઝળકતી અલૌકીક યોગજ્યોતિઃ ઉજ્વળ સ્થિર દૃષ્ટિ–મારા હૃદયના અત્યંત ઉંડાણમાં છૂપાઇ રહેલી પાપ વાસના–પાપપુંજને બાળીને ભસ્મ કરે છે. મારો આત્મા મને એજ કહે છે કેઃ આ સઘળાં પાપનું માત્ર જીવનદણ્ડ એજ યોગ્ય પ્રાયશ્ચિત છે. જો પાપનું યોગ્ય પ્રાયશ્ચિત ન થાય તો કાળાંતરેય પાપી ઉદ્ધાર ન થાય. મને સંપૂર્ણ વિશ્વાસ છે કેઃ યોગીનીના પ્રચંડ પવિત્ર યોગ–તેજથી મારાં અનેક પાપ બળીને રાખ થઇ જશે ! અને એ

રાખનો હુમલો તપસ્વિનીના તપઃપ્રભાવથી ટાઢો થશે ! જાઓ! જાઓ ! સતી ! આશીર્વાદ છે–તમારૂં જીવન ધન્ય છે ! તમારી સાધના અવશ્યમેવ સિદ્ધ થશે ! "

આરબાદ સજળ નયને ઉભય ઉભયના સામું જોઇને છૂટાં પડયાં. બરાબર સાયંકાળના સમયે સકળ જડ–ચેતનને સાક્ષીભૂત રાખીને પતિના ચરણુમાંથી પત્ની અદૃશ્ય થઇ. બિન્દુ આ નશ્વર દેહે પુનઃ પતિદર્શન નહિ કરે–નાશવંત શરીર ધારણુ કરીને તે પુનઃ પતિના ચરણુમાં ઉપસ્થિત નહિ થાય ! આજથી ઉભયના ઐહિક સંબંધનો અંત આવ્યો ! ઉભયનાં જીવન–સ્વપ્નનો અંત આવ્યો.

બિન્દુના ગયા પછી શાન્તશીલ માતાના મંદિરમાં ચાલ્યો ગયો, અને બિન્દુ તેની પાસેથી નીકળી મંગળાની પાસે રજા લેવા ગઇ. હૃદયના એકમાત્ર બંધન રૂપ, યોગજીવનના કેવળ અવલંબન સ્વરૂપ મંગળાને સ્નેહપૂર્વક ભેટીને તેણે કહ્યું: " મંગળે ! પતિની આજ્ઞા લીધી છે, હવે તારી પાસે રજા લેવા આવી છું. હવે પછી તું મને પુનઃ કલ્યાણુમાં નહિ દેખે ! મારી માત્ર એજ પ્રાર્થના છે કે: તું આવતી કાલ યથા સમયે ઉદયગિરિ જજે. મારી રાહ ન જોઇશ. માની લેજે હું અત્યારથીજ મરી ગઇ છું. આજસુધી વિશુદ્ધ સ્નેહ વડે તેં સેવા–ચાકરી કરી જેને જીવનદાન આપ્યું છે તેની જીવનલીલા આજ પૂર્ણ થઇ છે. દરબારનું કાર્ય પૂર્ણ થયા બાદ તું તારી મેળે વૃદ્ધયોગીરાજની આજ્ઞાનુસાર કાર્ય કરજે. હું હૃદય ભરીને અનુશીલામાં પતિપદસેવા કરીશ ! મંગળે ! તું માનવીવેશે દેવી છે ! અંતર્યામી નહિ પણુ બહુ જ્ઞાનિ છો ! યોગમાયાની ઇચ્છા હશે તો હવે પુનઃ તારાં દર્શન કરીશ " કહી બિન્દુ ઉન્માદિની સમાન અદ્ધર શ્વાસે ઉતાવળે પગલે એ સ્થાનમાંથી અદૃશ્ય થઇ. મંગળા બિચારી ખોળે પણુ કયાં ? તેણે કલ્પી લીધું કે: વાદળમાં જેમ વીજળી જોતજોતામાં અદૃશ્ય થઇ જાય તેમ એ જ્યોતિર્મયી–ભૈરવીમૂર્તિ પણુ સાન્ધ્યગગનમાં કોણુ જાણે કયાંય છૂપાઇ ગઇ !

આ તરફ ઉદ્દેશસાધનને અર્થે મહામાયાને પ્રણામ કરીને બિન્દુ એક ક્ષણુમાત્રનો વિલંબ કર્યા વગર અનુશીલામાં યોગીરાજની કુટિર સમીપ પહોંચી, યોગીરાજે મધુર વાણીએ ભૈરવીને કહ્યું: "આવ બેટા ! કયારનો હું તારીજ રાહ જોયા કરૂં છું. દ્વાદશીની રાત્રી યોગા-રંભને માટે અત્યુત્તમ યોગ છે. "

ભૈરવીઃ " આજ યોગવ્રતના મંગળાચરણનો મહેન્દ્ર યોગ છે, પરન્તુ અભિષ્ટદેવતાનું આહ્વાન કર્યા પહેલાં સાધનશાળાને સમુચિત સંસ્કાર થવાની આવશ્યકતા છે. કાલે અભિષ્ટદેવમૂર્તિનું આગમન થશે."

પ્રઃ " ક્યાંથી આવશે ? "

ઉઃ " ઉદયગિરિથી. "

પ્રઃ " એ ઇષ્ટદેવતા કોણ ? "

યોગીરાજે અતિ આશ્ચર્ય પામીને પુનઃ પ્રશ્ન કર્યોઃ " કોણ ! કોષાધ્યક્ષ શાન્તશીલ ? "

ભૈરવી આ સમયે માત્ર માથું નમાવીને મૌન રહી.

યોગીરાજે કહ્યુંઃ " વત્સે ! તારી આ બધી ગોળગોળ વાતમાં મને કંઇ સમજણ ન પડી. "

યોગીરાજના પ્રશ્ન ઉપરથી બિન્દુએ પતિનું પૂર્વચરિત્ર અને ત્યારબાદ કલ્યાણમાં સ્વામીના સમ્મિલનનો સઘળો ઇતિહાસ તેમને કહી સંભળાવ્યો અને કહ્યુંઃ " એ સમ્મિલનનું મૂળ મંદિરવાસિની જયાજ છે, એ દયાવાન છે. "

પ્રઃ " જયા કોણ ? "

ઉઃ " કારંજાની બાલવિધવા—મંગળા—ગોસાંઇજીની જ્ઞાતિભગિની. "

એ સાંભળીને વૃદ્ધમહાપુરૂષ કેટલીક ક્ષણ પર્યંત કંઇક વિચાર કરતા રહ્યા. વિચાર કરી રહ્યા બાદ તેમણે કહ્યુંઃ "કોણ કહે કેઃ ભગવાનની શી ઇચ્છા હશે ? કદાપિ શાન્તશિલને મુક્તિદાન મળવાનો સંભવ કેમ ન હોય ? "

ભૈરવીઃ "આ કાળરાત્રિ પૂર્ણ થતાં આવતીકાલજ તેમના જીવનનો અંત આવશે. તેમને પ્રાણદણ્ડની થએલી શિક્ષા કોઇ કાળે ફરે તેમ નથી. તેથીજ આજ હું અહીં આવી છું. આપશ્રીના કૃપાપૂર્વક આશીર્વાદનીજ માત્ર અગત્ય છે ! "

તે સમયની ભૈરવીની શ્રદ્ધાભરી સ્નિગ્ધ દૃષ્ટિ, વદન મંડળ ઉપરની અલૌકિક પ્રભા જોઇને વૃદ્ધ યોગી સ્તમ્ભિત થઇ ગયા, અને પોતાના મનથી તેમણે નવયોગિનીના યોગબળની પ્રશંસા કરીને કહ્યુંઃ " મા ! તારૂંજ યોગબળ યથેષ્ટ છે, કહે તારી શી ઇચ્છા છે ? "

ભૈરવીઃ " આ યોગિનીવેશે—માત્ર તેને અંગે જોઇતાં સાધન અને શિક્ષાગુરૂના ઉપદેશ વગર બીજી વસ્તુની ઇચ્છા કરવાથી યોગભ્રષ્ટ થવાનો અતિ ભય રહે છે ! "

પ્રઃ " કહે ત્યારે, તારે હવે શું કરવું છે ? "

પ્રત્યુત્તરમાં ભૈરવીએ ગદ્દગદ્દ સ્વરે કહ્યું: "પ્રભો! આજ હવે લજ્જા નથી. પતિ ચરણુની પુજા એજ માત્ર આ યોગનો ઉદ્દેશ છે. ફાંસી દીધા પછી પતિના મૃતદેહ—શબને મેળવવાનો પત્નીને સંપૂર્ણ અધિકાર છે. માત્ર એટલોજ બંદોબસ્ત થવાની આવશ્યકતા છે."

ભૈરવીની હકીકત સાંભળતાં સાંભળતાં મહાયોગી ધ્યાનસ્થ થયા. તેઓ જ્ઞાનચક્ષુથી જોઇ શક્યા કે: "શાન્તશીલનો પાપપિણ્ડ-દેહ ફાંસીને માંચડે ઝૂલે છે, અને યોગિની ભીષણુ રાત્રિએ મૃતપતિના ચરણુયુગલ બે ખાંધે સ્થાપન કરીને ઉચ્ચ દષ્ટિએ ઉભય હાથ ઉંચા કરી ઉપસ્થાનપૂર્વક સમાધિસ્થ થઇ રહી છે.'

એ તાણ્ડવદશ્ય જોઈને યોગીરાજની સમાધિ ઉતરી ગઈ. તેમણે કહ્યુ: "વત્સે! તારી પતિભક્તિને ધન્ય છે! ધન્ય! તારી સાધનશક્તિને! અનુશીલા પરત્વેની લોકવાયકા તારા સાધનપ્રભાવથી સત્ય—સિદ્ધ થશે! આ મહાસ્થાનના લુપ્તગૌરવનું પુનઃ સંસ્થાપન થશે!

**મારો આશીર્વાદ છે બેટા! પરમધામમાં તમારૂં અક્ષય-મિલન થશે!**

ભૈરવી: "કેવી લોકવાયકા? આ સંબંધમાં કંઇ કિમ્વદન્તિ છે કે!"

યોગીરાજ: "કહેવાય છે કે: ભૂતકાળમાં કોઇ એક યોગિની આ સાધનશાળામાં **શબ—સાધન** કરીને શિવલોકમાં ગઇ છે. મહા-માયાના માયાપ્રાબલ્યથી આજ ઑાર એક નવયોગિનીનો આ સાધનશાળામાં શબ—સાધન અર્થે આવિર્ભાવ થયો છે!"

ઉભય વચ્ચે જે વખતે આ બધી વાતચિત થતી હતી તે વખતે લગભગ બે એક પહોર રાત્રિ થઈ ચૂકી હશે. ભૈરવીના આગ્ર-હથી મહાયોગીએ ઉદયગિરિ જવાને કબૂલ્યું અને ગુરૂની આજ્ઞા લઇને સિદ્ધોદક સહિત ભૈરવી સાધનશાળાને યથાપવિત્ર—માર્જન કરવાના ઉદ્દેશથી અંદર દાખલ થઇ. મતિયા અને બુધિયાએ ધૂપની સઘળી સામગ્રી લાવીને હાજર કરી દીધી. ભૈરવીએ પોતાને હાથેજ અગ્નિકુણ્ડ પ્રજ્વલિત કરીને ધૂપ, ચંદન, પુષ્પ આદિ ચડાવીને સમસ્ત પાર્વત્યપ્રદેશમાં તેની અપૂર્વ સૌગંધ પ્રસારી પોતે યોગાસન વાળીને ધ્યાનસ્થ થઇ. મતિયા અને બુધિયા યોગિનીને વંદન કરીને પોત-પોતાને સ્થાને ચાલતી થઇ. ઘેર જતી વખતે તેમણે યોગીરાજને પૂછ્યું: "પ્રભો! આ યોગિની કોણ છે?"

ઉ: "મતિયા! તે દિવસે તું જેને સાધનશાળામાં લાવી હતી એજ!"

મતિયા: "પ્રભો! એ શું? આજ તો એ ભૈરવીના નખમાંય શોભ નથી. તેના મોં ઉપર તે વખતે આટલું તેજ પણ ક્યારે હતું?

શી તેની દિવ્ય મૂર્તિ ! શી તેની ઉજ્જ્વળ દૃષ્ટિ ! એટલામાં આટલો બધો ફેરફાર ?"

યોગેશ્વરઃ "યોગબળથી અસંભવ સંભવ થાય છે. આજ તો તમે જાઓ ! પરન્તુ આવતીકાલ તમારે ઉદયગિરિ આવવાનું છે. ફક્ત સુધિયા અને એક બે બીજી સેવિકાઓ મારા આવતા સુધી સાધનશાળાના દ્વાર ઉપર નજર રાખતાં રહેશે કે જેથી યોગિનીના સાધનપ્રસંગમાં કોઇ પ્રકારનું વચ્ચે વિઘ્ન ન આવે."

"જેવી આજ્ઞા" કહીને મતિયા અને સુધિયા મહાપ્રભુને દંડવત્ કરી ત્યાંથી વિદાય થઈ.

---

## ચતુર્દશ કલ્પ.

---

### અંતિમ—પરિણામ.

---

આજ કૃષ્ણચતુર્દશીની કાળરાત્રી છે. ઉદયગિરિમાં આજ છેવટનો દરબાર ભરાશે !

માતેશ્વરીની પુજા સમાપ્ત થયા બાદ ઉપાસક અને સેવક સંપ્રદાયે કલ્યાણથી ઉદયગિરિ તરફ પગલાં માંડયાં. આજ એ સઘળા સંતમંડળની આગળ લાલજી અગ્રસર થઇને ચાલે છે. તેની પાછળ શાન્તશીલ એક ધર્મવીરની માફક જીવનની સઘળી માયા અળગી કરી નિશ્ચિંત–નિડર મને ચાલ્યો જાય છે. ગોસાંઇ નિર્મળા અને મંગળા પણ ધીમે ધીમે શાન્તશીલની પાછળ પાછળ ચાલ્યાં જાય છે. જતાં જતાં જ્યાંસુધી મંદિરની ધ્વજા નજરે પડી ત્યાં સુધી શાન્તશીલ ભક્તિપૂર્વક માજીનું સાધન–ચિન્તન કરતો રહ્યો. એ દૃષ્ય બંધ થતાંની સાથે શાન્તશીલની દૃષ્ટિ શૂન્ય થઇ તેને સઘળું અંધકારમય જણાવા લાગ્યું. નજર સામેનો પહોળો અને સીધો રાજમાર્ગ આજ તેને અંધારો ભેંત અને કેવળ કંટકમય જણાવા લાગ્યો. શાન્તશીલ સમજી શકયો કેઃ નર્કયાતનાના અંતકાળનું–આ છેવટનું દૃષ્ય છે. ક્રમશઃ તેઓ એક લાંબી ખીણ વટાવીને એમને એમ રસ્તો કાપતાં મૂંગે મોંયે કેટલેક છેટે સુધી નીકળી ગયાં. એ નિસ્તબ્ધતાનો ભંગ કરીને શાન્તશીલે કહ્યુંઃ સૌ ગાઓઃ—

હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા !
નમીયે અભયા અભયદાયિની શ્યામા—હજી૦ ઇત્યાદિ.

ગોસાંઇએ પણ સાથે સાથે ભજન ગાવા માંડ્યું: " હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા ! " મંગળા અને નીમંળાને કંઇ કહેવું પડે તેમ નહોતું, તેમણે પણ ભજનમાં ભાવપૂર્વક ભાગ લેવો શરૂ કર્યો: " હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા ! " આ સુધાસંગીતથી સમસ્ત પાર્વત્યપ્રદેશ ગાજી રહ્યો. ચારે તરફથી પ્રતિધ્વની આવવા લાગ્યો.

નમીયે અભયા અભયદાયિની શ્યામા,
હજી, કેમ વિપદમાં રાખ્યા હે, મા ! ઇત્યાદિ.

આ શક્તિભક્તિ–ગુણકીર્તનથી શાન્તશીલની મલિન દૃષ્ટિ ઉજ્વળ થઈ. જ્ઞાન અને ભક્તિબળને લીધે તેના વદનમંડળ ઉપર અપૂર્વ તેજ ઝળકવા લાગ્યું. ઉદયગિરિના પાધરમાં પહોંચતાં ભજન સમાપ્ત થયું. લાલજીએ કહ્યું: " એક વખત સૌ મુક્તકણ્ઠે કહો: "નીતિ–ન્યાય, સત્ય–ધર્મપરાયણ અંગ્રેજનો જય થાઓ ! યતોધર્મસ્તતો જય " સેંકડો મનુષ્યોનો એ જયધ્વનિ ઉદયગિરિ નજીકના સઘળા ગિરિ–ગહ્વરમાં પ્રતિધ્વનિત થઇ રહ્યો. એ ભૈરવનાદથી મેજરસાહેબ હાંફળાફાંફળા બની ગયા. તેમણે આતુરતાપૂર્વક ધૂજતા પગે પૂછ્યું: " ફોજદાર ! દેખો ! જુવો ! આજ આ સમયે સબળ દળ કોણ ચડી આવે છે ? આવી ભીષણ ગર્જના શી ? " ફોજદાર ચેતી ગયો કે મેજર સાહેબના પગ ઢીલા થયા છે–તેમનું કાળજું ફફડી ઉઠ્યું છે. તેણે સહજ હસીને કહ્યું: " એ તો આપણા સેનપતિ મહાશય મી. લાલજી કલ્યાણથી બન્દીજનો સાથે આવતા જણાય છે. કલ્યાણસંપ્રદાય " નિતિ––ન્યાયપરાયણ, સત્ય–ધર્મને પાળવાવાળા અંગ્રેજનો જયઘોષ" કરી સમસ્ત પર્વતમાળા કંપાવી મૂકી લાલજીની પાછળ પાછળ ચાલ્યો આવે છે. એ સાંભળીને મેજર સાહેબના આત્માને સંતોષ વળ્યો. ત્યારબાદ તેમની આજ્ઞાથી દરબાર ભરવાના સમયસૂચક એક તોપનો બહાર કરવામાં આવ્યો.

યથા સમયે દરબાર ભરવાનો આરંભ થયો. સૌથી પહેલાં મેજર સાહેબે ગુન્હેગારોને કહ્યું: " લૉર્ડની સભાએ ગુન્હેગારોની પ્રાણદણ્ડ અને જેઇલની સજા મંજૂર કરી છે. ખજાનચી શાન્તશીલની સજા કાયમ રાખી છે, તેથી તેને પણ પ્રાણદણ્ડની સજા બહાલ રહે છે. સરકાર બહાદૂર પીંઢારાઓએ અનેક પ્રકારના ભય–ત્રાસથી મેળવેલા ધનમાલમાંથી એક રતીભાર પણ લેવાને માટે તૈયાર નથી. ચિતુસરદારે જે દાનપત્ર તૈયાર કરાવ્યું છે તે પ્રમાણેજ તેની વ્યવસ્થા થશે તેમાં શંકા રાખવાનું કારણ નથી–તેમાં કોઇએ લેશ વહેમ આવો નહિ."

મેજર સાહેબનું ભાષણ સમાપ્ત થયા બાદ ગુન્હેગારોએ સમસ્વરે ગર્જના કરી કે: "અમે અમારાં કર્મફળ ભોગવવા તૈયાર છીએ! અમને જે સજા કરવામાં આવી છે તે અમારે મંજૂર છે! ક્ષમા પ્રાર્થના કરવી તે અમારા જાતિધર્મથી વિરૂદ્ધ છે! અમને જીવનદાનની ઇચ્છા નથી! અમે ખુશીથી ફાંસીને લાકડે ચડવા આતુર છીએ!" છેવટે: "પીંઢારાઓનો જય!" "કલ્યાણીની જય!" એવી ગર્જના કરી તેઓ શાન્ત થયા. મેજરસાહેબ મનમાં સમજી ગયા કે: જેવી રીતે નરહત્યા કરવામાં તેઓને આનંદ થતો હતો તેટલાજ બલ્કે તેનાથી પણ સમાધિ કઆનન્દથી પ્રાણદણ્ડની સજા ભોગવવા તેઓ ખડે પગે તૈયાર છે! ધન્ય છે!

અંતિમ મેજર સાહેબની આજ્ઞાનુસાર જેમને ફાંસીની સજા કરવામાં આવી છે તેમને ચાંડાલો સહિત વધસ્થાન તરફ મોકલવામાં આવ્યા, અને જેમને કારાગારની સજા કરવામાં આવી હતી તેમને ઇન્દોરની જેલમાં રવાના કરવામાં આવ્યા. વધસ્થાનમાં જેમને અગાઉથી ઉભા રાખવામાં આવ્યા હતા તેમના જીવનરવિનો અસ્ત થાય તે પહેલાં-એ હણાતા ભારતવીર્યને જોવાની જેનામાં શક્તિ નહોતી એવા ભગવાન સૂર્યનારાયણ-રવિદેવ, નજર સામે જોતજોતામાં અસ્ત પામી ગયા! અને મહાકાળરાત્રિ કૃષ્ણકર્મ કરવા પ્રવૃત્ત થઈ.

ભૈરવીની સુચનાથી વૃદ્ધ યોગીરાજ શાન્તશીલના મૃતદેહને લઈ અનુશીલા ગયા. ગોસાંઇ બીજા કેટલાક સાધુ અને જયા વગેરે યોગીરાજની સાથે ગયાં.

આ તરફ કેટલાંક શબને તેમનાં આત્મીય સ્વજનને સોંપવામાં આવ્યાં. નિર્મળાના કહેવાથી ચિતુસિંહના મૃતદેહને નવાગઢ પહોંચતું કરવામાં આવ્યું. પોતાના પતિની અનુમતિ લઇને નિર્મળા શબની સાથે નવાગઢ ગઇ. તેણે પતિને કહ્યું કે: "લગભગ સાયંકાળ પછી હું અનુશીલા આવી પહોંચીશ."

ચિતુનો મૃતદેહ નવાગઢ પહોંચતાની સાથે ત્યાં એકાએક હૃદય-દ્રાવક ઘટના બની. પતિના શબના સમાચાર મળતાની સાથે અનુ-પમા ઉન્માદિની માફક કાળજાને કંપાવી મૂકે એવો હાહાકાર કરી પતિના ચરણમાં પટકાઇ પડી. અને રમા? તેનું મન વળી બીજીજ તરફ છે. તેના મોં ઉપર શોક અથવા દુખની લેશ પણ છાયા નથી. પ્રલય કાળ પછીની પ્રકૃતિ માફક તે કેવળ સ્થિર અને ગંભીર છે! રમાએ મૃદુમંદ ચાલે જઇને ક્ષિપ્રાના પવિત્ર જળવડે પતિના ચરણદ્વય ધોઇ તેનું ચરણોદક લીધું. ભૈરવીની સાથે વાતચિતમાં તેણે સાંભળ્યું હતું તે સમયથીજ તેણે પ્રતિજ્ઞા કરી છે કે: "પતિ એજ સ્રીની

ગતિ છે" એટલા માટે એ પતિદેવનું ચરણુ શરણુ છોડાયેજ નહિ! એ વ્રત-ઉદ્યાપન કરવા માટેજ તેણે અન્ન-જળનો ત્યાગ કર્યો છે. આજ કેટલા ઉપવાસ પછી તેણે માત્ર પતિનું ચરણોદક લઈ કાયાને પવિત્ર કરી છે-આજ તે પતિ ચરણામૃત લઇ મહા ભાગ્યશાળી થઇ છે! એ ચરણામૃતથી રમાના અંતરમાં એક પ્રકારની અલૌકિક શાન્તિધારા પ્રવાહિત થઇ રહી છે. શોક-દુઃખથી સળગી રહેલા હૃદયને પતિ ચરણામૃતથી ઠારી પતિ-ભગવાનની સુન્દર વીરમૂર્તિનું ધ્યાન કરી તેના ચરણમાં બેઠી છે. ધીરે ધીરે તેની બેઉ આંખો બંધ થઇ-તેને મહાનિદ્રા આવી-એ મહાનિદ્રામાંથી રમા ન જાગી તે ન જાગી! યથાસમયે ચંદનકાષ્ઠથી પતિ-પત્નીના શબને અગ્નિ સંસ્કાર થયો-રમા પતિની સાથે સહગમન કરી સતી થઇ!

નિર્મળાની સારવારથી અનુપમાના શરીરમાં પુનઃ ચૈતન્ય આવ્યું. અનુપમાએ નિર્મળાને ખોળામાં બેસાડી તેને પોતાની છાતી સાથે ચાંપીને કહ્યું: "બેટા નિર્મળા! તું મનુષ્યરૂપે સાચી દેવી છે, તેંજ રમાને વૈકુંઠધામની અધિકારિણી કરી છે. કહે કહે, મારે માટે તેં શી વ્યવસ્થા કરી છે બ્હેન!" એ સાંભળીને સજળ નયને ગદ્દગદ્દ સ્વરે નિર્મળાએ કહ્યું: "માતા! જેવી કલ્યાણીની ઇચ્છા-તેની ઇચ્છા પ્રમાણેજ સઘળું થયા કરશે. એ શાન્તિમયિની કૃપાથી તમે પણ અવશ્ય શાન્તિ મેળવશો.

"ના ના, શાન્તિ નહિ-ઉદ્ભ્રાન્તિ! નવાગઢમાં હવે મારે માટે સ્થાન નથી" કહેતી કે-અનુપમા ત્યાંથી પવનવેગે ચાલી ગઇ-જોત જોતામાં અનુપમા ગિરિકંદરામાં અદૃષ્ય થઇ ગઈ. લગભગ સાયં-કાળ થવા આવ્યો હશે. અનુપમાની શોધખોળ કરવાનો નિર્મળાને યોગ ન મળ્યો. નિરૂપાય થઇને તે ક્ષિપ્રાની તીરે તીરે અનુ-શીલાને રસ્તે વળી. હાથમાં ત્રિશૂળ ધારણ કરીને નિર્મળા સમર્થ યોગિની વેશે વેગપૂર્વક ચાલી. જતી હતી ત્યાં પાછળથી કોઈએ તેને હાંક મારીઃ "નિર્મળા!" એ પરિચિત અવાજ કાને અથડાતાં નિર્મળાએ તરતજ પાછું વાળીને જોયું. તેણે કહ્યું: "કોણ, બા?" પરન્તુ તેનો તેને ઉત્તર ન મળ્યો, તેમ કોઇ તેની નજરે પણ ન ચડયું. નિર્મળા પુનઃ ચાલવા લાગી-વળી કોઈએ બૂમ મારીઃ "બેટા! નિર્મળા!" આ વખતે પણ એવોજ અવાજ થયો-એજ ધાંટો! નિર્મળાને ચોક્કસ લાગ્યું કેઃ અનુપમા પહાડ-કોતરમાં થઇને પોતાની પાછળ પાછળ છૂપી રીતે ચાલી આવે છે, તેથી તેણે પુનઃ પ્રાર્થના કરીઃ—

"આવો! પધારો! માત! ક્યાં છો? બાળ આ જોજો નમે!"
"ભટકું તમોને ખોળવા પણ ના ચડો નજરે તમે!"

આ વખતે પણ ઉત્તર ન મળ્યો. નિર્મળા જરાક ચમકી-કંઇક ભય પામી, તેમ છતાં ધૈર્ય રાખીને, કલ્યાણીનું ધ્યાન કરતી તે આગળ વધવા લાગી. પુનઃ પાછો પાછળથી એવોજ પૂર્વપરિચિત સ્વર સંભળાયો-"નિર્મળા ! એકવાર ગા જોઉં-હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા !"

આ વખતે નિર્મળાએ નિશ્ચય કર્યો કે: અવશ્ય અનુપમા અદૃષ્ય રીતે તેની પાછળ પાછળ ચાલી આવે છે. માતાની ઇચ્છા તૃપ્ત કરવાના હેતુથી એ નિર્જન પાર્વત્યપ્રદેશમાં ફરફરફરફર કરી વહન કરતી રાત્રિની સમિર લહરીની સાથે કંઠ મેળવીને નિર્મળાએ સંગીતની સુધામધુરધારા વહેવરાવવા માંડી:—

"હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા !
નમીયે અભયા અભયદાયિની શ્યામા-ઇત્યાદિ.

એ ગાન સાંભળીને પાછળ ચાલી આવતી વ્યક્તિએ કહ્યું: "નિર્મળા ! તું જરીકે ભય ન પામીશ, એ તો હું-તારી મા છું. મેં અનેકવાર તારા મોંથી સાંભળ્યું છે કે: "ભગવતી-શ્યામા સૌનું રક્ષણ કરશે, પણ મારો જીવ તારામાં ભરાઇ રહ્યો છે. તું એકલી શું કરીશ-તારૂં શું થશે? તને જે સંભાળશે-સાચવશે તેના હું પગ પખાળતી રહીશ-તને જોતી રહીશ ને તૃપ્ત થઇશ !"

માતાના વહાલસોયા શબ્દોએ નિર્મળાના હૃદયમાં જબરી અસર કરી, પણ તે ગભરાઇ ગઇ, તેણે આર્દ્રસ્વરે કહ્યું: "બા ! એ બા !" પરન્તુ તેનો પ્રત્યુત્તર ન મળ્યો. નિર્મળાએ જોયું કે: તેની પાછળથી કોઇ એક છાયામૂર્તિ તેની નજર આગળ થઇને વિદ્યુતગતિએ ચાલી ગઇ. નિર્મળા ચારે બાજુ દૃષ્ટિ કરતી, વળી થોડેક છેટે ગઇ એટલે ફરી આકાશને કંપાવી નાંખે એવો અવાજ થયો:-"નિર્મળાએ તો માતાને તજી છે-પણ હું કેમ તજું? પ્રાણ ભરીને જોયા કરીશ, પણ નજરે નહિ ચડું" કહેતી કે-એ છાયામૂર્તિ પુનઃ અંતર્ધાન થઇ. એટલામાં શોકાતુર હૃદયે નિર્મળા પણ અનુશીલામાં પહોંચી.

આ તરફ યોગીરાજની સાથે ગોસાંઇ અને લાલજી શાન્તશીલનું શબ લઇને અનુશીલા પહોંચ્યા. એ શબને સાધનશાળા સમિપના એક વિશાળ પત્થર ઉપર સુરક્ષિત રીતે મૂકવામાં આવ્યું. બિન્દુએ ઉત્સાહપૂર્વક સાધનમંદિરમાંથી બહાર આવીને ભક્તિભાવ પૂર્વક મૃતપતિના ચરણને સ્પર્શ કરી, બે હાથ જોડીને ઉંચા કરીને ઉર્ધ્વદૃષ્ટિએ ધર્મસાક્ષિએ કહ્યું: "હે, પ્રભો ! પતિ એજ સ્ત્રીની ગતિ છે, સતીને પતિજ પોતાનું જીવનસર્વસ્વ છે, પતિ-પત્નીનો સંબંધ

કંઇ આલોકને માટેજ છે એવું નથી, પરન્તુ પરલોકને વાસ્તે પણ છે, પરલોકનું તો અક્ષયમિલન છે. પતિદેવની સેવાપૂજાથીજ એ દિવ્ય લહાવ પ્રાપ્ત થાય છે. પતિના ચરણમાં યોગ-ભક્તિ રાખવાથીજ સ્ત્રીને મુક્તિ મળે છે, અને એ મુક્તિનો માર્ગ માત્ર શબ-સાધન છે. એ સાધનકાર્યને માટે આ સાધનશાળાએ સર્વોત્તમ સ્થાન છે."

વૃદ્ધ યોગીરાજ આ સઘળી હકિકત શરૂવાતથી જાણે છે. ગોસાંઇ પણ આનો સઘળો ભેદ પામી ગયા છે. આ બીના સાંભળીને લાલજી આશ્ચર્યવશ થઇને ગોસાંઇના મોં સામે તાકીને જોઇજ રહ્યા. એ કૌતુહલમયી દૃષ્ટિનો ભેદ સમજીને વૃદ્ધ યોગેશ્વરે કહ્યું: "ભાઈ! ભૈરવી આજ પતિસહગમન કરવા પ્રવૃત્ત થઇ છે, પરન્તુ તે હાથથી સળગાવેલા ચિતાગ્નિવડે મૃતપતિદેહનો અગ્નિદાહ કરવા નથી ઇચ્છતી, એ યોગેશ્વરી પોતાના મહાન યોગબળથી તપસ્યાગ્નિ દ્વારા દેહને ભસ્મ કરવા ધારે છે. આ સાધનશાળાજ માત્ર એવી કઠોર તપસ્યાને અર્થે યોગ્ય સ્થાન છે" એટલું કહીને મૃતદેહને સિધ્ધોદક છાંટીને પોતે ત્રણ વખત ઉચ્ચાર કર્યો: " ૐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

તેના પ્રત્યુત્તરમાં ભગવતી ભૈરવીએ ભક્તિ-શ્રદ્ધાપૂર્વક અવનત મસ્તકે કહ્યું:—

स्वस्तिः ! स्वस्तिः !! स्वस्तिः !!!

ત્યાર બાદ બિન્દુએ પતિનું શબ સાધનમંદિરમાં લઇ જઇને બરાબર મધ્ય ભાગમાં આવી રહેલી શિવવેદિ ઉપર પધરાવ્યું. આ સમયે હાજર રહેલાં પ્રત્યેકજણ જોઇ શકયાં કે: કોઇ દિવ્ય બે જ્યોતિમયી-છાયામયીમૂર્તિઓએ મૃતદેહને પડયું હતું ત્યાંથી ઉપાડીને શિવવેદિ ઉપર તેની પ્રતિષ્ઠા કરવામાં ભૈરવીને સહાય કરી. કલ્યાણ સંપ્રદાયનાં સઘળાં મનુષ્યો મંત્રમુગ્ધવત સ્થિર નેત્રે એ અદ્દભુત દૃશ્ય જોઇજ રહ્યાં! સઘળાં કેવળ મૌન અને નિસ્તબ્ધ હતાં! આ સ્વર્ગીય દૃશ્ય જોઇને મંગળા આભી બની રહી. માનો કે: તેના શરીરમાંથી જીવ પણ ઉડી ગયો! તે કંઇજ બોલી શકી નહિ. તેને થયું: આજ મારે બિન્દુને શું કહીને બોલાવવી! હું શી રીતે એક વખત મન ભરીને તેનું તેજોમય મુખમંડળ જોઈ લઉં? આ પ્રકારની ચિન્તામાં મંગળાના આત્માને ચેન નથી-તેની મુંઝવણનો આરો નથી! તેના હૃદયમાં આજ સહસ્રઘણી વેદના થાય છે કે: કેટકેટલાં કષ્ટ વેઠીને બિન્દુને મેં જીવતી રાખી, જે ભવિષ્ય સુખની આશાએ-માજીની ઇચ્છાથી લાંબા સમયે પણ પતિ-પત્નીનું પુનર્મિલન થયું, એજ સમ્મિલન આજ બિન્દુના કાળરૂપ થયું! બિન્દુની જીવનલીલા

આજ અહીંજ સમાપ્ત થશે ? ત્યારે, શું મંગળાજ બિન્દુના મહોત્સવનું કારણુ થઈ ?" આવા આવા અનેક વિચારથી મંગળાનું કાળજું આ ક્ષણે વિંધાઇ જાય છે—તેનું હૃદય ભરાઇ આવ્યું.

શબને સાધન મંદિરમાં રાખી, બિન્દુએ બહાર આવી મંગળાને અસ્વસ્થ જોઇ તેનું માથું પોતાને ખભે મૂકીને તેને સ્નેહપૂર્વક-આશ્વાસન આપવાના હેતુથી મધુર વચને કહ્યું: "બ્હેન ! એકવાર ગાઓ જોઇએ—"હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા !" પરન્તુ મંગળા કંઇ બોલી નહિ. ભૈરવીએ ફરી કહ્યું: "સૌ સાથે મળી એ સુમધુર સ્તવન ગાઓ જોઇએ—હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા !"

આ વખતે મંગળા કંઇક બોલવા ગઇ ખરી, પણુ તેનું હૃદય હતાશ હોવાથી દુખને લીધે તે કંઈ કહી શકી નહિ. કેવળ રડતા હૃદયે તે માત્ર બિન્દુના મોં સામું જોઇ જ રહી. તેના મનમાં એમજ થયા કરે છે કે: "બિન્દુ ! તું શક્તિ છે, તુંજ મૂર્તિમતી ભક્તિ છે, કહે જોઉઃ મંગળાના ભાગ્યમાં મુક્તિ છે કે ?" બિન્દુએ ફરી પાછું કહ્યું: "મંગલે !" પરન્તુ તેનો તેને જવાબ ન મળ્યો, એ સમય સાધીને ગોસાંઇએ ગાવા માંડ્યું:—

હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા !
નમીયે અભયા અભયદાયિની શ્યામા ! ઇત્યાદિ૦

ગોસાંઈની ભાવયુક્ત પ્રાર્થનાથી મંગળાના મૃતવત્ શરીરમાં પુનઃ નવચેતન આવ્યું, હૃદયમાં બળ આવ્યું. હૃદયમાં ભક્તિભાવ જાગ્રત થવાથી તેની ગભરામણુ કંઇક ઓછી થઇ, તેના આત્માને હવે કંઇક ચેન વળ્યું. તેણે બિન્દુના ખભે માથું રાખીને સાથે સાથે ગાવા માંડ્યું. એ સંગીત લહરીનો અતુશીલાની સાધનશાળામાં અને ત્યાંથી શૈલમાળાના એકેએક સ્થાનમાં અંતરિક્ષ વાણીની માફક પ્રતિઘાત થઇ રહ્યો—"અભયા અભયદાયિની શ્યામા !"

ભક્તના કંઠમાંથી નીકળતું ભક્તિયુક્ત ભજન એકદમ અટકે ખરૂં ? એમનેએમ કેટલાક સમય સુધી અતિ જોરશોરથી ભજન ચાલુ રહ્યું. વચમાં દુર્મુખ ચીબડીએ પણુ તેના કર્ણકટુ અવાજથી કંઇકના આત્માને મહા ઉત્પાત ઉપજાવ્યો. સાધનશાળાના ઉન્નત મસ્તક ઉપર બેસી ઘુવડે અસ્પષ્ટ સ્વરે ચિત્કાર કર્યો: "સાધકને માટે સાધનાનો સમય થયો છે." ત્યાર બાદ થોડેક છેટે અનુલા અને શિસોડા નામક નાનાં નાનાં ગામડાંમાં કુતરાંઓએ કાન બહેર મારી નાંખે એવી રીતે કઠોર સ્વરે ભસી—રડીને પોળ—મહોલ્લામાં નિશ્ચિન્ત મને ઘોરતાં નર—નારીને જગાડીને કહ્યું: "સાધનશાળામાં સાધન—ભક્તિનો આવિર્ભાવ થયો છે, જાઓ ! તમે સઘળાં પણુ જાઓ ! દર્શન કરી એ

મુક્તિનો મોંઘો માર્ગ અનુભ કરો ! ” વૃદ્ધયોગેશ્વરે આકાશ તરફ દષ્ટિ કરીને જોઇ લીધું કેઃ સાધનાનો સમય થયો છે. તેઓ બિન્દુની સાનિધ્ય આવીને ઉભા રહ્યા. બિન્દુએ સાષ્ટાંગ પ્રણિપાત કરીને કહ્યું: “પ્રભો ! ગુરૂદત્તમહામંત્રજ સાધનાનું બળ છે, એજ દુખ–દારિદ્રયનો નાશ કરનાર છે ! આપશ્રી આશીર્વાદ આપો કેઃ આ દુખિણીની સાધના સિદ્ધ થાય !” યોગેશ્વરે પોતાનો જમણો હાથ બિન્દુના મસ્તક ઉપર રાખી કહ્યું: “બેટા ! લે, લે. આ મારી યોગમાયા અને તપઃપ્રભા–” એટલું કહીને યોગેશ્વરે પોતાના હાથ ઉપરથી એક સિદ્ધ કવચ છોડીને બિન્દુના હાથે બાંધ્યું, અને આગળ કંઇ પણ બોલ્યા કર્યો વગર પોતે ત્યાંથી ચાલ્યા ગયા.

એટલામાં નિર્મળા અનુશીલામાં આવી પહોંચી. લાલજી અત્યાર સુધી ઉત્કંઠાપૂર્વક તેના આવવાની રાહ જોઇ રહ્યા હતા. નિર્મળા આવીને ગોસાંઇના ચરણમાં પડી. ગોસાંઇએ આતુર હૃદયે તેને પૂછ્યું: “બહેન ! બધું ઠીક છેને ?” પિતાજી ! સારૂં નરસું બધું કાર્ય સર્વમંગળાના હાથમાં છે. આપણું ક્યાં કશું ચાલે છે” કહીને નિર્મળાએ સરદારના અંતિમ્ સત્કાર સંબંધી તથા રમાનું સહગમન અને અનુપમાની ઉન્મત્તતાની સઘળી હકિકત એક પછી એક જણાવી દીધી. ઉન્માદિનીએ લગભગ આખે રસ્તે પોતાનું અનુસરણ કર્યું એ વાત પણ તેણે કહી, તેથી સૌ વિસ્મય પામ્યાં, અને મનથી રમાની પતિભક્તિની પ્રશંસા કરવા લાગ્યાં. નિર્મળાએ કહ્યું: “મને લાગે છે કેઃ કદાચિત્ ઉન્માદિની આટલે સુધી આવી હોય પણ ખરી ! ત્યારે શું તેણે આત્મવિસર્જનજ કર્યું ? અવશ્ય.”

નિર્મળાની વાત પૂર્ણ થાય ન થાય તેટલામાં તો એક વિકટ છાયામૂર્તિ દરેકની આગળ થઇને ચાલી ગઇ, અને જતાં જતાં વિકટ હાસ્ય કરીને કહેતી ગઇઃ “તારાએ તો માતાને તજી છે, પણ હું કેમ તજું ? પ્રાણુ ભરીને જોયા કરીશ પણ દેખા નહિ દઉં.”

તારાએ મંગળાની પાસે જઇને આકુળ હૃદયે કહ્યું: “માશી ! આ એજ ઉન્માદિની બોલી !” તેનો અવાજ સાંભળીને એ છાયાએ ફરી અટ્ટહાસ કર્યું. તારાએ કહ્યું: “માતા ! હવે, જરીક મને સમજાવીશ કેઃ આનો કંઇ રસ્તો ? મને માતૃહિના કરીને તું ક્યાં ચાલી ગઇ છે ?”

ઉઃ “નિર્મળા ! તુંજ શક્તિ છે, તુંજ ભક્તિ છે, બેટા ! કહે જોઉં મને મુક્તિ મળશે ?”

એવામાં વચ્ચે કોઇ બોલી ઉઠયું: “ભક્તિથીજ મુક્તિ !

અઃ “પણ શક્તિ વગર ભક્તિ શી રીતે થાય ?”

ઉ: "એકાગ્ર મનથી જેઓ ભગવતીનું સ્મરણુ-ચિન્તન કરે છે, તેઓ મુક્તિ લાભ કરે છે."

એ ઉત્તર સાંભળીને છાયા તરતજ બોલી ઉઠીઃ "વાહવાહ! વાહવાહ! હવે એ મુક્તિ પામવા હું પણુ જગજ્જનનીની મનઃ-પ્રાણુપૂર્વક ભક્તિ કરીશ-તપસ્યા કરીશ."

એટલું કહેતાં કહેતાં એ છાયા અંધકારમાં ભળી ગઇ.

આ બધી અલૌકિક ઘટના જોઇને લાલજી આશ્ચર્ય પામ્યા-સહજ ભય પણુ થયો! તે સાહસ કરીને કંઇ પણુ બોલી શક્યા નહિ, હવે બરાબર યોગ જોઇને તેમણે ગોસાંઇને કહ્યું: "તાત! મને લાગે છે કેઃ અનુશીલા અવશ્ય માયાપુરી છે, અને આ બધી માયિક લીલા છે. કલ્યાણુની શિક્ષાદીક્ષા અજબ છે. નિષ્કામભાવે પરાયાંને માટે પ્રાણુ પાથરવા એ કંઇ સામાન્ય વાત નથી-ખરેખર આ બધી અદ્દભુત માયા છે!"

ગોસાંઇઃ "યોગમાયા તો ખરી જ, પરન્તુ સાધનબળથી બધુંજ સિદ્ધ થાય છે. હા, સ્થાનમહાત્મ્ય પણુ ખરૂં જ! ઉન્માદિનીએ યથાર્થ જ કહ્યું છે કેઃ શક્તિ વગર ભક્તિ શી રીતે થાય?"

લાલજીઃ "તો એ શક્તિ લાવવી ક્યાંથી?"

ગોસાંઇઃ "એકાગ્રચિત્તે કલ્યાણીની ઉપાસના અને યોગસાધના-દ્વારાજ શક્તિ પ્રાપ્ત થશે!"

એજ સમયે મંગળા કંપિત હૃદયે ગોસાંઇની પાસે આવી પહોંચી. તેણે કહ્યું: "મહાત્મન્! આજ મારી સઘળી આશાએ ધૂળમાં મળે છે, આજ મને મારાં દુષ્કર્મનું ફળ મળવાનો કઠણુ સમય આવ્યો છે, આજ કલ્યાણુ સાથેનો પોતાનો ચીર સંબંધ છોડીને બિન્દુ વિદાય થવા તત્પર થઇ છે! હવે મારી શી ગતિ થશે?"

કલ્યાણુમાં આવ્યા પછી નિર્મળા અને મંગળા વચ્ચે ગાઢ સ્નેહ થયો હતો. મંગળાની એ મર્મઘાતક વાણી સાંભળીને નિર્મળાએ પણુ ડસકાં ભરતાં ભરતાં કહ્યું: "માશી! તું એવું ન કહીશ! તું પણુ મને તજીને ચાલી જઇશ તો મારી શી વલે થશે? હજી સુધી મને કલ્યાણીની સેવા-પૂજાનો યોગ તો મળ્યો જ નથી, તમે તમારૂં કલ્યાણુ શોધ્યું, પણુ મારૂં કેમ થશે?" મંગળાએ ગોસાંઇના સામી દૃષ્ટિ કરી કહ્યું: "એ સંબંધી સઘળી વ્યવસ્થા ગોસાંઇજી કરશે."

આથી ગોસાંઇ ધર્મસંકટમાં આવી પડયા. ઉભયના પ્રશ્નના યોગ્ય ઉત્તર આપવા ગોસાંઇને સહજ વસમા લાગ્યા, તેમણે મનથી ઇષ્ટમંત્રનું સ્મરણુ કરીને-બહુજ વિચાર કરીને કહ્યું: "જેવી મહા-માયાની ઇચ્છા!" કલ્યાણીની કૃપા થાય તો કશું અસંભવિત નથી.

આવી આવી વ્યર્થ ચિન્તાઓ કરવાનું કંઇ પ્રયોજન ? નિર્ભય રહો–
"કરો, મા કલ્યાણી ! સકલ જનનું શ્રેય જગમાં."

આથી નિર્મળા અને મંગળાના આત્માને ઘણું જ આશ્વાસન મળ્યું–તેઓ મૌન રહ્યાં.

ત્યારબાદ બિન્દુએ કલ્યાણસંપ્રદાયની પાસેથી વિદાય લઇ, ગોસાંઇની ચરણરજ માથે ચડાવી, મંગળાને ભેટીને લે ! કહ્યું: "મંગલે ! સર્વમંગળા–મહામાયા તારૂં કલ્યાણ–મંગળ કરશે. તું પારકાંને સુખે સુખી અને દુખે દુખી થઇ છે, પારકાંને પોતાનાં કરવામાં તો તું પ્રવીણ–મંત્રસિદ્ધ છે. એજ પરમમંગલ માર્ગે ચાલ્યા જવાથી તારૂં અવશ્ય કલ્યાણ થશે–તું મુક્તિ પ્રાપ્ત કરીશ. તારી સેવાથી કલ્યાણીની તારા ઉપર સંપૂર્ણ કૃપા થઇ છે." ત્યારપછી જીવનસર્વસ્વ–સ્નેહપ્રતિમા નિર્મળાને આલિંગન કરી એક છેવટનું વહાલભર્યું ચુંબન લઇ સ્નેહપૂર્વક કહ્યું: "બેટા ! સ્વામી એજ સ્ત્રીનો ઉપાસ્યદેવ છે, પતિના ચરણની સેવા વગર સ્ત્રીની કોઇ કાળે મુક્તિ નથી. ગૃહસ્થાશ્રમમાં રહીને એ ગુરૂસેવા, ભૂખ્યાં–તરસ્યાંને યથાશક્તિ અન્નજળ આપવું, દીન–દુખીની બને તેટલી પ્રેમપૂર્વક સેવા–ચાકરી કરવી અને અતિથિ સત્કાર કરવો એ સર્વશ્રેષ્ઠ–પવિત્ર સંસારધર્મ છે" કહીને લાલજી અને નિર્મળાને કાયમનોવાક્ય આશીર્વાદ આપી બિન્દુએ સાધનમંદિરમાં પ્રવેશ કર્યો. તે પુનઃ બહાર ન આવી. તેણે અંદરથી બારણાં બંધ કર્યાં. ગોસાંઇ, લાલજી, મંગળા અને નિર્મળા ઉદાસ હૃદયે કલ્યાણ તરફ પાછાં ફર્યાં.

---

## પંચદશ કલ્પ.

### સતીની શબ–સાધના !

સાધનશાળાની પૂર્વ અને દક્ષિણ બાજુની દીવાલોમાં આંખોનાં આકારાં જેવાં બે છીદ્ર છે. સવારમાં સૂર્યનાં કિરણ એ છીદ્રમાં થઇને સાધનશાળામાં પ્રવેશ કરે છે, ત્યારે જ મહા મહેનતે અંદરની વસ્તુ નજરે પડે છે, મંગળા અને નિર્મળાએ સવારમાં આવીને એ છીદ્રમાંથી બિન્દુને જોવા પ્રયત્ન કર્યો. સિદ્ધાસનવાળી પતિનું શબ પોતાના બન્ને ખભા ઉપર ધારણ કરી, પતિના બન્ને હાથ પોતાના હાથમાં લઇ ઉપસ્થાનપૂર્વક ઉર્ધ્વ દૃષ્ટિએ બિન્દુ ધ્યાનમગ્ન છે. અવકાશ મળતાં ગોસાંઈ અને લાલજી પણ અહીં આવે જાય છે આમને આમ એક બે દિવસ કરતાં લગભગ એક સપ્તાહ જેટલો સમય થઇ ગયો, પણ બિન્દુ ધ્યાનમુક્ત ન થઈ, તેમ એ શબમાં

પણુ કંઇ ફેરફાર ન થયો ! ભૈરવીના કઠોર સાધન–બળને લીધે એ મૃતદેહમાં કોઇપણુ પ્રકારનો લેશમાત્ર સડો કે દુર્ગંધ પણુ પેદા ન થઇ !

વૃદ્ધ યોગીરાજની આજ્ઞાથી મતિયા અને બુધિયા હમેશાં સવારમાં આવી સાધનશાળાના સમાચાર લઇ જાય છે. આઠમે દિવસે સવારે મતિયા અને બુધિયા પેલા બે છીદ્રમાં દૃષ્ટિ કરી મહા ભય પામ્યાં. તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો–તેમનું કાળજું ફફડી ગયું. સર્વનાશ ! સાધનશાળા શૂન્ય છે ! ભૈરવી મૃતદેહ સહિત કોણુ જાણે કયાંય અદૃશ્ય થઇ ગઇ છે ! તેઓ વધારે સમય એ સ્થળે ઉભાં રહી શક્યાં નહિ. કાંપતાં કાંપતાં અદ્ધર શ્વાસે આવીને તેમણે વૃદ્ધ યોગીરાજને કહ્યું: "પ્રભો ! રક્ષા કરો ! આજદિન સુધી અનુશીલા સાધનમંદિર હતું તે હવે પ્રેતપુરી થઈ છે ! ભૈરવી મૃતદેહને ગળી જઇને કોણુ જાણે કયાંય પહોંચી ગઈ છે. સાધનશાળામાં તો કોઇ જણાતું નથી ! બારણાં અંદરથી બંધ છે. અમે એ ઓરડીનાં બારણાં આગળ પહોંચ્યાં એજ વખતે પ્રચણ્ડ ગર્જનાની માફક સું........... કરતો એક એવો વાયરો વાયો કેઃ એના ઝપાટાથી અમે તો ઉડી જતાં જતાં રહી ગયાં. થોડેક દૂર ગયા પછી એ પવન પર્વતમાળામાં સમાઇ ગયો, અને ગહ્વરને ભેદીને એવો અવાજ બહાર આવ્યો કેઃ—

"વાહ ! અજબ આનંદ આ નીરખી હૃદય–મન થા ખુશી,
સાર્થક સતી–શબ–સાધના–થઇ દંપતીની સદ્ગતી;
શિવલોકમાં અદ્ભુત–પરમ અક્ષય–મિલન થાશે ખરે !
માયા તણી જાળે ફસી જીવ અધમ કંઇ ભટકયા કરે."

આ સાંભળતાંની સાથે મહાયોગીને સમજતાં જરીપણુ વાર ન લાગી કેઃ આટલા લાંબા વખતે પણુ આ સાધનશાળા સંબંધી લોકવાયકા ફળી છે. પોતે કલ્પના કરી લીધી કેઃ એ બોલનાર તે પેલી "ઉન્માદિની" જ છે. પોતે પ્રકટ રીતે ઉન્માદિનીની કઠોર તપસ્યાની પ્રશંસા કરીને કહ્યું: "મતિયે ! તારે ભય પામવાનું કંઇજ કારણુ નથી. આ યોગમાયા છે, આટલે દિવસે ભૈરવીની કઠોર તપસ્યા ફળીભુત થઇ છે. યોગબળને લીધે ભૈરવી પતિસહિત સ્વદેહે અક્ષયધામમાં ચાલી ગઇ છે. આજ પુનઃ સાધનશાળા જાગ્રત થઇ છે" કહીને મહાયોગીએ સાધનશાળા તરફ પ્રયાણુ કર્યું. મતિયા અને બુધિયાએ પણુ ભયાકુળ ચિત્તે યોગેશ્વરની પાછળ પાછળ ચાલવા માંડયું.

"મૃતદેહને ગળી જઇને–સ્વાહા કરીને ભૈરવી અદૃષ્ય થઇ છે!" એ સમાચાર કલ્યાણુમાં પહોંચે એટલામાં મંગળા અનુશીલા આવી

પહોંચી. આખી રાત મંગળાને ઉંઘ ન આવી. તેણે સ્વપ્નમાં જોયું કેઃ યોગઅગ્નિદ્વારા દંપતીના જડ દેહની ભસ્મ થઇ ગઇ છે. વૈકુણ્ઠમાંથી એક પરમ સુન્દર પુષ્પક વિમાન ધીરે ધીરે આવીને સાધનશાળાના દ્વાર આગળ અટક્યું, તેની સાથેજ સાધનમંદિરનાં દ્વાર આપો આપ ઉઘડી ગયાં, અને સારથિની આજ્ઞાનુસાર ભૈરવી પરમગુરૂ યોગેશ્વરનું ધ્યાન કરી–મધ્યસ્થ શિવ–વેદિની પ્રદક્ષિણા કરી, પ્રસન્ન મને તેના આરાધ્યદેવસહિત દિવ્યદેહે જઇને વિમાનમાં વિરાજતાં સાધનશાળાનાં દ્વાર એની મેળેજ અંદરથી બંધ થઇ ગયાં, અને વિમાન વિદ્યુત્ વેગે અદૃષ્ય માર્ગે ચાલ્યું ગયું.” દ્વાર આગળ વૃદ્ધ યોગીરાજને જોઇને પ્રણામપૂર્વક મંગળાએ આ સમસ્ત સ્વપ્નવૃત્તાંત તેઓશ્રીને કહી સંભળાવ્યો. એ સાંભળીને યોગેશ્વરે કહ્યુંઃ “જયે! તને પણ ધન્ય છે! તારા ઉપર પણ કલ્યાણીની સંપૂર્ણ કૃપા છે! તારૂં સ્વપ્ન સફળ થયું છે! તું તેને સ્વપ્ન ન માનીશ, મહામાયાની આદેશવાણી છે! ખરેખર ભૈરવી પ્રખર યોગબળને પ્રભાવે પતિસહિત બ્રહ્મલોકમાં ગઇ છે. મંદિર સુનું છે, બારણાં અંદરથી બંધ છે, ત્યાં છે કેવળ રાખનો ઢગલો! આનુંજ નામ પ્રત્યક્ષ યોગમાયા!”

વિસ્મયને લીધે મંગળાના મોંથી એક પણ શબ્દ આગળ ઉચ્ચારાયો નહિ. તે ફક્ત યોગીરાજની વાત સાંભળી રહી. યોગીરાજ પણ ઘડીભર મૌન ધારણ કરી આંખો બંધ કરીને બેસી રહ્યા. અનુશીલામાં ક્ષણવારને માટે અલૌકિક શાન્તિ પ્રસરી રહી. પ્રાતઃ સૂર્યકિરણ સાધનશાળામાં સ્વતંત્ર રીતે વિહાર કરતાં હતાં, ઉચ્ચ શિખર ઉપર મયૂર–મયૂરી પોતાના કેકારવથી ઉષાના આગમનની હકિકત સંભળાવી રહ્યાં હતાં. મેના અને પોપટ નિભૃત્ ગિરિગહ્વરમાંની અલૌકિક શોભાનું મધુરલલિત રાગે સુંદર ગીત વૃક્ષલત્તા ઉપર બેસી ગાઇને વન પ્રદેશને ગજવી રહ્યાં હતાં. કેટલેક છેટે અશોકની ડાળ ઉપર બેસીને શ્યામરંગી કોકિલા સુધામધુર સ્વરે સુંદર ગાન કરી રહી હતી–એ કુહૂ ધ્વનિની સાથે સાથે ખડખડાટ અટ્ટહાસ કરતાં કરતાં કોઈ બોલી ઉઠ્યુંઃ—

વાહ! અજબ આનંદ નિરખી હૃદય–મન થાતાં ખુશી–ઇત્યાદિ.

આ પળે મંગળા ચમકી, તેણે આતુરતાપૂર્વક પૂછ્યુંઃ “મહાત્મન્! વળી આ ભક્ત કોણ?”

મહાત્માઃ “એ તો એજ નવાગઢવાળી ઉન્માદિની. આજ આઠ દિવસથી એ ઉન્માદિની અદૃશ્ય આદેશાનુસાર પેલા અશોક વૃક્ષ ઉપર બેસીને કઠોર તપસ્યા કરે છે. તેનું કહેવું યથાર્થ છે–ભૈરવીની શબ સાધનાની એ છૂપી રીતે સાક્ષી પુરે છે–તેણે દર્શન કર્યાં લાગે છે! આટલા વખતે અનુશીલાનું લુપ્ત મહાત્મ્ય પુનરૂદ્દિપ્ત થયું છે. લોકનાયકા ફળી અને...” કહીને યોગેશ્વર અટકી ગયા.

મંગળાઃ " મહાપુરુષ ! ' અને ' એટલે ? "

ઉઃ " આપણે એ સંબંધી પછી વાતચિત કરીશું. "

એજ સમયે ગોસાંઇ, લાલજી, નિર્મળા અને કલ્યાણસંપ્રદાયના કેટલાક સાધુ–સાધ્વીઓ પવનવેગે સાધનશાળામાં આવી પહોંચ્યાં. ગોસાંઇએ વૃદ્ધ યોગીરાજને પ્રણામ કર્યો. યોગીરાજે કહ્યું: " કલ્યાણ ! કલ્યાણ ! આજ ભૈરવીની સાધના સિદ્ધ થઇ છે ! મંગળાનું સ્વપ્ન સફળ થયું છે, અને અનુશીલા સંબંધી લોકવાયકા આજ ભૈરવીના સાધન–બળને લીધે સત્ય સ્વરૂપે પ્રકટ થઈ છે " કહીને યોગીરાજે મંગળાનું સ્વપ્ન વૃતાન્ત, ઉન્માદિનીની અદૃશ્યવાણી, યોગપ્રભાવ દ્વારા પતિ ભગવાન સહિત ભૈરવીએ શિવલોકમાં પ્રયાણ કર્યો સંબંધી સઘળી હકિકત કહી સંભળાવી.

યોગેશ્વરની વાત પૂર્ણ થઇ એજ વખતે ખડખડ ખડખડ હસતાં હસતાં ઉન્માદિનીએ પુનઃ કહ્યું:—

પડી રહી હું હવે એકલી અનુશીલામાં અભયા માત:
તજી નિર્મળા ગઇ, એકલી રહી દિવાની ઝૂરતી રાત.
આઓ નિર્મળે ! મંગળ, સતીનું સફળ થયું છે **શબ–સાધન** !
શિવલોકમાં થયું મહા એ દંપતી કેરૂં અક્ષય–મિલન !
દિવ્ય યુગલ એ પુષ્પવિમાને ચઢી સંચર્યું સ્વર્ગે આજ,
ધન્ય ! પ્રભુ ! દર્શન આપી, મુજ બાંહ્યગ્રહીને રાખી લાજ.

હાં, સૌ એક વાર ગાઓ જોઇએ:—

" હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા !
નમીએ અભયા અભયદાયિની શ્યામા !—ઇત્યાદિ.

પ્રકૃત ભક્તનું ભક્તિપ્રાબલ્ય જોઇને ગોસાંઇએ પણ સાથે સાથે ગાવા માંડયું:—

હજી, કેમ વિપદમાં રાખ્યાં હે, મા !—ઇત્યાદિ.

મંગળા અને નિર્મળાએ પણ વચ્ચે રાગ પૂરવા માંડયો અને ધીમે ધીમે એ સંગીત પંચમમાંથી સપ્તમમાં ભળી ગયું.

સૌએ સમસ્વરે લલકાર્યું:—

હજી કેમ વિપદમાં રાખ્યાં હે, મા !
નમીએ અભયા અભયદાયિની શ્યામા !— હજી૦

× × × ×

અહિ ત્રિશળ હૃદય સિંહાસન જનની–
વિરાજી લ્યો હાથ લગામ આ મનની.
અનુચિત માર્ગ જતાં અટકાવો
જય જય કલુષનાશિની કહાવો— હજી૦

આ વખતે તેણે કહ્યું: "મને પણ લાગે છે કે: મહામાયાની સાધનાની આજપુર્ણાહુતિ છે. હવે આગળ ગાવાની કંઇ આવશ્યકતા નથી. શક્તિ-ભક્તિ વગર મુક્તિ કયાંથી હોય ?"

નિર્મળાએ કહ્યું: "મા-મા આ તમારી નિર્મળાને એક વખત દર્શન આપો જોઇએ ?" તેના ઉત્તરમાં ઉન્માદિનીએ કહ્યું:—

વિસરી ગઈ પતિશોક પણ હું ; નિર્મળા ; વિસરી નથી,
ત્યાગીશ આ જડ દેહ દર્શન દઇશ ; એ સમયે નકી,
પાષાણીના ચરણે સમર્પણ પ્રાણ આ કયારે થશે ?
ક્ષણવારમાં પડતાં ચરણ અમૃત ; હું હિનભાગી મુખે.

નિર્મળા: "ક્યારે ? કયાં આગળ ?"

ઉ: "ક્ષિપ્રા તીરે આવશે કાળ જ્યારે,"
"થાશે મૃત્યુ પક્ષ અન્તેજ ત્યારે."

ઉન્માદિનીના કહેવાનો ભાવાર્થ કોઇ સમજી શકયું નહિ.

કેટલાક સમય સુધી સઘળાં છાનાંમાનાં બેસી રહ્યાં. સા કોઇ આશ્ચર્યવશ થયાં-ચમકયાં, તેમાં મંગળા તો આભીજ બની ગઇ. વૃદ્ધ યોગેશ્વર ગોસાંઇને એક કોરાંણે લઇ જઇને બહુજ ધીરેથી કોઇ સાંભળી શકે નહિ એવી રીતે કહેવા લાગ્યા: "પરમાનંદ ! અનુશીલામાં મારી યોગસાધના હવે સમાપ્ત થઇ છે. મેં તને એક દિવસ કહ્યું હતું કે: હું તને વખત આવે મારો સત્ય પરિચય કરાવીશ. આજ એ સમય આવ્યો છે. હાલમાં મહાત્મા મુરારી સ્વામી-પરમહંસે હરિદ્વારનો ત્યાગ કરીને હિમાલયની એક નિભૃત ગુફામાં કોઈ એક મહાસિદ્ધપુરૂષનો આશ્રય ગ્રહણ કર્યો છે. હવે કલ્યાણ સંબંધી કાર્યની સમાપ્તિ કરી તમેપણ લેશ પણ વિલંબ કર્યા વગર ત્યાં ચાલ્યા જજો ! પરમહંસ કલ્યાણાશ્રમના અધિષ્ઠાતા મુરારીસ્વામી એજ મારો પુત્ર-એજ તારા પૂજ્ય પિતા-રામાનંદ પાઠક પોતે એટલાજ માટે તુંજ પુત્ર તરીકેનુ શિષ્યભાવે તેમનું પાછળનું કાર્ય કરજે. આજ રાત્રિએ હું ધ્યાનસ્થ થઇશ. પુરા ચાર દિવસ પછી સાધનાશ્રમમાં દૃષ્ટિ કરજે. તું જયારે આ બે હાથને બ્રહ્માંડ ઉપર સ્થિત રહેલા દેખે ત્યારે જાણજે કે: સમાધિ પૂર્ણ થઇ છે-અને દેહ પ્રાણશૂન્ય છે" કહીને યોગેશ્વર પોતાના આશ્રમમાં ચાલ્યા ગયા.

પિતા અને પ્રપિતામહનો પરિચય થવાથી ગોસાંઇના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેમણે મનમાં વિચાર કર્યો કે: કલ્યાણનું મહાત્મ્ય અગમ્ય છે. કલ્યાણ એ સર્વાંશે યોગમાયાનું અદ્ભુત લીલાક્ષેત્ર છે ! શૂન્ય હૃદયે ગોસાંઇ પુનઃ સાધનશાળાના દ્વારપર આવીને ઉભા. મંગળાએ કહ્યું: "પાઠકજી ! આજ સઘળું ધૂળમાં મળી ગયું."

ગોસાંઇએ આત્મસંયમ કરીને કહ્યું: " જયે ! હજી તારૂં કાર્ય સમાપ્ત થયું નથી. મંદિરસ્વામિની–અધિષ્ઠાત્રી હવે ઘણે ભાગે મંદિરનો સઘળો ભાર તારા માથે નાંખી એ માયામાંથી મુક્ત થશે, પરન્તુ કલ્યાણ સાથે મારો તો આ છેલ્લામાં છેલ્લો સંબંધ છે. પૂજ્ય–વૃદ્ધ યોગેશ્વરની સમાધિનું કાર્ય પૂર્ણ થયા બાદ હું પિતાશ્રીની શોધમાં જઇશ. શક્તિ–સાધનથી કલ્યાણનું મહાત્મ્ય આજ અનેકઘણું વધ્યું છે. આ સ્થાનમાં આજ યોગબળનો પૂર્ણ વિકાસ થયો છે. તું હવે તારી મેળે કલ્યાણમાં જા–હું મારી મેળે હાલમાં કેટલોક વખત અનુ-શીલામાં રહીશ. "

મંગળા: " તમે પિતા કહ્યા–એ કોણ ? "

ગોસાંઇ: " પરમહંસ-સ્વામીજી પોતે. "

એ સાંભળીને મોહિતલાલે કહ્યું: " પિતાશ્રી ! ખરેખર કલ્યાણ એ કારંજાનું પ્રભાસક્ષેત્ર છે. પિતા, પુત્ર, કન્યા, સ્વામી અને સ્ત્રીનું કેવું અપૂર્વ મિલન ! "

ગોસાંઇએ સહજ હાસ્ય કરીને કહ્યું: " વત્સ ! આ સઘળી કલ્યાણીની ઇચ્છા ! આ સઘળા પાર્વત્ય પ્રદેશમાં તમારે લીધેજ શાન્તિ સ્થાપન થઇ છે. કલ્યાણીની દયાથી હવે કોઇ પણ કાર્ય અધૂરૂં રહ્યું નથી. આ પ્રપંચમય સંસારમાં માજીની ઇચ્છા એજ આદ્ય–શક્તિ અને શક્તિ પ્રાપ્ત કરવાનો મહામંત્ર એજ ભક્તિ ! "

લાલજી: " આદર્શ સદ્ગુરૂના ઉપદેશ વગર સામાન્ય મનુષ્યને માટે શક્તિ પ્રાપ્ત કરવી એ સર્વથા અસંભવ છે ! "

ગોસાંઇ: " મહામાયામાં અનન્યભાવવડે ભક્તિ અને કર્મમાં સંપૂર્ણ આસક્તિ હોય તો અવશ્ય શક્તિ પ્રાપ્ત કરવામાં સમર્થ થવાય છે. સંસાર–કર્મક્ષેત્રમાં સુચતુર ગૃહિણી એ પ્રાધાન્ય સહાયક છે. "

મંગળા: " મહાપુરૂષ ! નિર્મળા હજી અલેલી–અજ્ઞાત્ બાલિકા છે, સંસારકાર્યમાં એ બિલકુલ સમજણ વગરની છે, હજી તો તેને તેની પોતાની મેળે વેણીબંધન કરતાં–અંબોડો વાળતાં પણ નથી આવડતું. ચાહે તેમ કહો પણ ચિતુસરદારે તેને બહુજ લાડકોડથી ઉછેરી આવી અનેક સ્વાભાવિક બાબતોથી પણ અજ્ઞાત્ રાખી છે. તેના કહેવા મુજબ તેને ત્યાં કંઇજ દુખ નહોતું, ત્યાં તેની સેવામાં અનેક દાસ–દાસીઓ હાજર રહેતાં. સમવયસ્કા સહિયણીઓનો ત્યાં સુમાર નહોતો. ઉત્તમ ગૃહિણીને છાજે એવું શિક્ષણ તો શું પરન્તુ એક સામાન્ય સ્ત્રીને શોભે એવું ગૃહશિક્ષણ પણ તેને ત્યાં મળ્યું નથી."

લાલજી: " દેવી ! ચિતુસરદારે કરેલા વ્યૂહલ યાને ઇચ્છાપત્રથી તમારૂં કહેવું મને સંપૂર્ણ સત્ય લાગે છે. કલ્યાણીની ઇચ્છાથી બધું બની રહેશે. એ સંબંધી તમે લેશ ચિન્તા ન રાખશો. "

ગોસાંઇ: "નિર્મળા જરૂર બાલિકા છે-તેમ છતાં તે સંપૂર્ણ ચતુર અને બુદ્ધિવાન છે. મંગળાની માફક જો તેને ગુરૂ-શિક્ષા મળી હોય તો એ બાલિકાના બ્રહ્મજ્ઞાન અને માનસિક વૃત્તિનો શીઘ્ર ઉત્કર્ષ થઇ શકે એમ છે. ગૃહસ્થાશ્રમ એજ કેવળ નિષ્કામ-ધર્મો-ચરણ અને વાસનાવિરહિત કર્મશિક્ષાનું મુખ્ય ક્ષેત્ર છે. સંસારમાં આનો શિક્ષાગુરૂ માત્ર તેનો સ્વામીજ મનાયો છે. પતિના પવિત્ર પ્રેમ અને સ્ત્રીની અલૌકિક પતિ-ભક્તિના એકત્ર સમ્મિલનથી થોડાજ સમયમાં દંપતીની આધ્યાત્મિક ઉન્નતિ થઇ શકે છે-આધ્યાત્મિક ઉન્નતિનું એ પ્રથમ પગથિઉં છે. કલ્યાણીની કૃપાથી આ ક્ષેત્રમાં એ પ્રેમ અને ભક્તિનો તોટો પડે તેમ નથી, એ અપૂર્વ પ્રેમ-ભક્તિનાં તમે ઉભય સંપૂર્ણ અધિકારી થાઓ!" એવી સ્નેહ-ભરી આશિષ આપીને ગોસાંઇ, મંગળા, પુત્રી અને જમાઇ પાસેથી વિદાય થયા. સર્વેએ એક પછી એક તેમને સાષ્ટાંગ કર્યાં-"કલ્યાણી તમારૂં કલ્યાણ-મંગળ કરો" કહીને ગોસાંઇ યોગેશ્વરના આશ્રમ તરફ ચાલ્યા ગયા.

લાલજી મંગળા અને નિર્મળા શબ-સાધનના દિવ્ય મહાત્મ્યની કલ્પના કરતાં કરતાં શૂન્ય મને કલ્યાણ તરફ પાછાં ફર્યાં. આજથી મંગળાના મોંથી સ્રવતી સુધામધુર ભક્તિ-સંગીત લહરી હમેશને માટે બંધ થઇ. બિન્દુના નામનો પણ આજથી લોપ થયો, તેમ છતાં એક વંદનીય-યોગેશ્વરી-પતિવ્રતા-સતીરત્ન તરીકે શ્રદ્ધાભક્તિવાળાં નર-નારી તેને પૂજ્યભાવે યાદ કરશે! તેના શબ-સાધનની-પતિસહ અક્ષયધામની પ્રાપ્તિની આ પુણ્યકથા સંભાળી પાવન થશે! વાચક! આપણે પણ કહો કે: જય! યોગેશ્વરીનો જય!

---

## ષોડશ કલ્પ.

---

### ધર્મ-પાલન.

---

યોગેશ્વર આશ્રમમાં આવીને ધ્યાનસ્થ થયા. અનુક્રમે એક પછી એક કરતાં પૂરા ચાર દિવસ ચાલ્યા ગયા. એક આધીન-શિષ્યની માફક ગોસાંઈ પણ તેમની સમિપ ધ્યાનસ્થ થઇને બેઠા છે. યથાસમયે ગોસાંઇએ ધ્યાનથી મુક્ત થઇને જોયું કે: મહાગુરૂની સમાધિ પૂર્ણ થઇ છે, ત્યાર પછી એ મહાપુરૂષને શોભે એવી રીતે કલ્યાણા-શ્રમમાંથી અનેક સાધુસાધ્વીઓને બોલાવી ભજન-કીર્તન અને યોગે-શ્વરનો જય ઉચ્ચારતાં મહાહાદમાહથી તેમના જડદેહને તાપ-પાપ-

નાશિની ગોદાવરીના પવિત્ર તટપર સમાધિસ્થ કરવામાં આવ્યો. છઠ્ઠે દિવસે ગોસાંઇ પિતાને શોધવા માટે અનુશીલામાંથી ચાલી નીકળ્યા. હવે તેમને એ સ્થાનમાં રહેવાને કંઇ કારણ ન લાગ્યું.

આ તરફ ભૈરવીના શબ–સાધનના પ્રતાપે કલ્યાણમાં એક પ્રકારનો નવયુગ પ્રવર્ત્યો છે. વિસ્મય અને ભક્તિનો પ્રબળ પ્રવાહ વહી રહ્યો છે. મંદિરનાં અધિષ્ઠાત્રી મહામાયાની સેવા–પૂજાનો સઘળો ભાર જયાને માથે નાંખી દઇ પોતે યોગવ્રતોદ્યાપનને અર્થે એમાંથી મુક્ત થયાં. જયા કાયમનોવાક્ય મહામાયાની સેવા, શુદ્ધ સનાતન-ધર્મ અને યોગમાયાના મહિમાનો પ્રચાર કરવા પ્રવૃત્ત થઇ* એ

* જગત્ કહે છે કે: શક્તિના ઉપાસકોએ આજતો તેમની શાખ બગાડી છે. શક્તિના ઉપાસકો એટલે કેવળ ભૈરવ જેવા અને મદ્યના મોહમાં ફસાઇ મહામાયાના પરમપૂનિત સ્થળમાં કે જગત્માં મનફાવે તેમ સભ્યતાને નેવે મૂકી વાણીપ્રયોગ કરવામાં કુશળ ભવાઇયાઓમાં તેમની ગણના આધુનિક સભ્યસમાજે કરી છે, એ વાજબી કે ગેરવાજબી તેનો નિર્ણય કરવાનું આ સ્થળે કંઇ પ્રયોજન નથી. સમાજ આજ એટલી બધી મૂર્ખતા–અસભ્યતાની હદે પહોંચ્યો છે કે: તે પોતાની જનેતા, બહેન, દીકરી કે પુત્રવધૂની સામે મનફાવે તેમ બકી આનંદ મેળવી શકે? અરે! રસ્તે ચાલી જતી કોઇ અજ્ઞાત સ્ત્રીના સાંભળતાં પણ એવા તુચ્છ શબ્દપ્રયોગ કરી શકે? આશ્ચર્યનો વિષય છે કે: નાગની જ્યોત એ જગદંબાના ઉપાસકો–જગજ્જનનીનાં એ પોતાનો પ્રથમ હક્ક સાબિત કરાવી આપવામાં કુશળ બાળકો તેની નજર સામે ફરતાં ફરતાં એ જગન્માતાના ચાચૂ ચોકમાં ઉપરથી જણાતો વિષયવાણીવિલાસ કરી એ ભગવતીને સુપ્રસન્ન કરવાની ચેષ્ટા કરે છે! પ્રકૃતિ માત્રમાં–સ્ત્રીમાત્રમાં એ જગદીશ્વરીની ભાવનાથી તેના તરફ દૃષ્ટિ કરનાર આ સંસારમાં એવા કેટલા શક્તિભક્તો હશે? કોઇ પરમસુન્દર નવયુવાન રમણીને જોઇ–જગદંબાનું સ્મરણ કરી–તેને એ પરમશક્તિ ભગવતીનો અંશ ગણી કોણે તેનું ધ્યાન કર્યું છે–તેને માથું નમાવ્યું છે? શક્તિની યથાર્થ ઉપાસના તો ત્યાં છે. એ જગત્કલ્યાણીના ચરણમાં પડી સમસ્ત જગતના કલ્યાણની કામના કરી કૃતાર્થ થનારા–મનુષ્ય માત્રને એ શક્તિ–ભગવતીનાં સંતાન ગણી તેમની સેવા એજ શક્તિ સેવા અને તેમની પ્રસન્નતામાંજ મહામાયાની પ્રસન્નતા છે એવું સમજનારા શક્તિભક્તો સંસારમાં વિરલ છે–એવા શક્તિભક્તશિરોમણી મહાપુરુષોની સંસારમાં બલિહારી છે! અખૂટ શક્તિ સંપન્ન, અથાક ધન ભંડારના અધિશ્વર, પ્રખર દાનેશ્વરી અને કલ્યાણીની સેવામાં સર્વસ્વનું વિસર્જન કરી શકે એવા વીરશ્રેષ્ઠ ચિતુસિંહને પેલા વૃદ્ધ પુરોહિતે યથાર્થજ કહ્યું હતું કે: પ્રત્યેક મનુષ્ય એ માજીનાં સંતાન છે, તેમની સેવાથીજ માજી પ્રસન્ન થાય છે–નહિ કે: તેમનો વધ કરી–તેમનો સંહાર કરી મેળવેલી મહાલક્ષ્મીથી અને તે દ્વારા કરેલાં દાન–પુણ્ય અને ભરેલા અન્નકૂટથી! તેણે કરેલા એ મહા નૃશંસ અત્યાચારના પરિણામે એક દિવસ તેનું સર્વનાશ થયું, નાગતી છતાં જગન્માતાએ આવીને ફાંસીને માંચડેથી તેને હેઠો ન ઉતાર્યો!

સત્પ્રવૃત્તિના પરિણામે સૌને દૃઢ વિશ્વાસ ઉપજ્યો છે–યથાર્થજ્ઞાન થયું છે કે: **"સાધનાથીજ સિદ્ધિ થાય છે, યોગબળ દ્વારાજ શિવલોકની પ્રાપ્તિ થાય છે, ભક્તિથીજ મુક્તિ પમાય છે."**

તે માને છે કે: ભગવતીકલ્યાણીની યથાર્થ ઉપાસનાનો પ્રચાર સંસારમાં જેમ જેમ થતો જશે તેમ તેમ વિશ્વબંધુત્વની ભાવના મનુષ્યહૃદયમાં જાગ્રત થશે, ત્યારેજ મનુષ્યજીવન સુખરૂપ અને શાન્તિયુક્ત જણાશે.

સરકાર બહાદુરના હુકમથી પાર્વત્ય પ્રદેશમાં શાન્તિસ્થાપન કરવાનો સઘળો ભાર સેનાધ્યક્ષ મોહિતલાલ ઉપર નાંખવામાં આવ્યો. પ્રત્યેક સ્થળેથી પીંઢારાઓનું બળ કમી કરી–બને તો પીંઢારાઓને નિર્મૂળ કરવાનો બોજો મેજર સાહેબને માથે આવી પડ્યો. પીંઢારાઓની મુખ્ય લીલાભૂમિ હોલ્કર રાજ્ય છે એમ સમજીને ઇન્દોરમાં મોટી હેડ ઓફીસ–પીંઢારા પ્રતિશોધક ઓફીસ ઉઘાડવામાં આવી. ઉદયગિરિની ઓફીસ ઇન્દોરના તાબામાં ઠરાવવામાં આવી.

---

શ્રીશક્તિ–મહાકાળીની ઉપાસનાનો પ્રચાર ભગવાનશ્રીરામકૃષ્ણ પરમહંસદેવે બંગાળામાં કરી બંગપ્રજામાં શક્તિ–ભક્તિનો પ્રચાર કર્યો છે. આજ સેંકડો નર–નારી એ ઉપાસનાતત્ત્વનો અભ્યાસ કરી શક્તિમહાત્મ્ય સમજી જીવન સાર્થક કરે છે. એવાજ સમર્થ શક્તિ ભક્ત શિરોમણી શ્રીશક્તિપિઠાચાર્યશ્રીમદ્વલ્લભ ભટ્ટ ગુજરાતનાગૌરવરત્ન ભટ્ટમેવાડાબ્રાહ્મણ હતા. મહાશક્તિના એ વરદાયી–મહાપુરૂષના ભક્તિથી ઓતપ્રોત જીવનની, જ્વલંત શક્તિ ઉપાસનાની અને તે દ્વારા તેમણે બતાવેલા અનેક નાનાવિધ ચમત્કારોની પૂણ્યકથા પ્રકટ થાય તો શક્તિસંપ્રદાયને ઘણોજ લાભ થાય તેમ છે–ઘણુંજ શીખવાનું મળે તેમ છે. શ્રીશક્તિપૂજન–માતૃપૂજનના એ આચાર્યે શ્રીનાથજીને પોતાના શક્તિ ઉપાસનાના સામર્થ્યથી, "માતૃ–સેવા–ભક્તિના જ્વલંત ઉદાહરણરૂપ નાકમાં નથણી પહેરાવી એ દંતકથાજ તેમના શક્તિભક્તિસામર્થ્યની પ્રતિતિ કરાવે છે. તેમનો આનંદનો ગરબો અને અનેક કાવ્યો એ ગુજરાતી સાહિત્યમાં અમર કૃતિ છે. પ્રખર જગજ્જનનીના ઉપાસકોમાં વડનગર (ગુજરાત)ના મોઢબ્રાહ્મણ શ્રીમદ્દયકુરામમહારાજ પણ એક એવીજ પ્રભાવશાળી વ્યક્તિ તરીકે આજપણ સ્થળે સ્થળે પૂજનીય છે–બાળા–મુકુન્દના એ મસ્ત ઉપાસક હતા. તેમનાં રચેલાં શક્તિભક્તિનાં કાવ્યોમાં શ્રી શક્તિ સાધના તેમના અભેદત્વ અને તેમને જગદંબાએ બતાવેલા અનેક પરચાનું વર્ણન છે, તે જેમણે સાંભળ્યા છે, તેઓ તેમને સમર્થ શક્તિ ઉપાસક તરીકે માને છે અને તેમનું નામ સાંભળતા માથું નમાવે છે. પિતા–ઈશ્વરની ઉપાસના કરતાં જનેતા–જગદંબાની ઉપાસના કરવામાં, પિતા કરતાં માતા બાળક ઉપર સત્વર પ્રસન્ન થાય છે એ લોકવાક્ય તો આધાર ભૂત નહિ હોય? અસ્તુ. ગમે તેમ હોય પણ **"मातृदेवो भव"** એ મંત્ર વિસરવા જેવો નથી.

**લેખક.**

સરકારી કામકાજને લીધે મોહિતલાલને વધારે વખત ઉદય-ગિરિમાં રહેવું પડતું. પ્રિયંવદા નિર્મળા છાયાની માફક પતિની અનુગામિની, રાજકાર્યમાં સહચારિણી અને શૈલવિહારમાં નિત્ય-સંગિની થઇને સાથે ફરતી. આસપાસનો પાર્વત્યપ્રદેશ નિર્મળાથી બહુજ સારી રીતે જાણીતો હતો તેથી તે સંબંધી સમયે સમયે નિર્મળાની સલાહ બહુજ ઉપયોગી થઇ પડતી. ઉદયગિરિમાં ઓફીસ રહેવાથી તેમનો કલ્યાણ સાથેનો સંબંધ પૂર્વવત્ ચાલુજ રહ્યો. હમેશાં સાયંકાળે આરતી સમયે જો નિર્મળાને મંગળાનો મેળાપ ન થયો તો તે રાત્રે નિર્મળાને જરાય ઉંઘ ન આવે! ગોસાંઇએ કહ્યું છે કેઃ સંસારઆશ્રમજ કર્મશિક્ષાનું મુખ્ય ક્ષેત્ર છે. નિર્મળાને કર્મ-શિક્ષા આપવાની જવાબદારી મંગળાએ સંભાળી લીધી છે. તેણે સમજાવ્યું છે કેઃ સંસારમાં કર્મશિક્ષા "ક, ખ, ગ," એ ત્રિવર્ણા-ત્મક છે. અર્થાતઃ—

ક—કલ્યાણીની કૃપા વગર જીવનું કાળાંતરેય કલ્યાણ નથી.

ખ—ખદ્યોતમાળા—તારાઓ જેમ અંધકાર વગર ઠીક નથી લાગતા તેમ પ્રકૃત જ્ઞાન વગર જીવાત્મા દિવ્યતા પ્રાપ્ત કરી શકતો નથી.

ગ—ગંભીર આધ્યાત્મિક ચિન્તા એજ યોગ-સાધનનો મૂળ મંત્ર છે.

આ સંબંધી વિસ્તૃતજ્ઞાન શ્રીમદ્‌ભાગવતમાં ભગવાન વેદવ્યાસે કથેલું છે. મંગળા હમેશાં શ્રીમદ્‌ભાગવતનો નિત્ય પાઠ કરે છે. આદર્શ-સંસ્કારિણી મંગળાને ધર્મ ગ્રંથો ઉપર મૂળથીજ વધારે અનુરાગ છે.

ઉન્માદિનીએ કહ્યું છે કેઃ "શક્તિ વગર ભક્તિ નથી અને ભક્તિમાંજ મુક્તિ છે." મંગળાના શિક્ષાકૌશલથી કલ્યાણધામની પ્રત્યેક સાધ્વીઓને નિશ્ચય થયો છે કેઃ સાધન વગર શક્તિ નથી, અને શક્તિ વગર ભક્તિ નથી. મંગળાની સાધનકુટિરમાં દિવસમાં એકવાર પણ ન અવાય તો તારાના આત્માને ચેન ન વળે! ઘરના કામકાજમાં પણ તેનું મન ન ચોંટે! એટલે સુધી કેઃ પતિસુખ સૌભાગ્ય પણ મંગળાનાં દર્શન ન કર્યાં હોય તે દિવસે તેને કંઇક લુખું લાગે એવું ખરૂં! બિન્દુએ કહ્યું છે કેઃ નિર્મળાને યોગિની વેશ ઘણોજ સુન્દર લાગે છે. તેથી નિર્મળા આજપણ એ વેશમાંજ રહે છે. જેટલી ઘડી એ ઉદયગિરિમાં રહે છે એટલીજ ઘડી માત્ર ગૃહિણી-વેશ રાખે છે. ગૃહકાર્યને માટે તો ઠીક પરન્તુ કેવળ સ્વામીને સહજ ઠીક લાગે એજ એ વેશ ધારણ કરવાનું મુખ્ય કારણ છે, પરન્તુ શૈલવિહાર સમયે અથવા કલ્યાણમાં જતી વખતે ભૈરવીવેશે-યુવાનીમાં પણ યોગિની વેશે રહે છે.

ચિતુસરદાર પીંઢારાઓનો અધિનાયક હતો તેથી આજ પણ નિર્મળાનું પ્રત્યેક સ્થળે સન્માન થાય છે, અને તે સાથે વળી એ સરદારકન્યા એ પાર્વત્યપ્રદેશના શાસનકર્તાની ગૃહલક્ષ્મી થઈ છે, તેથી રાટસંપ્રદાયનું ગૌરવ પણ બેશક વધ્યું છે, કારણ ચિતુસરદાર પછી એ પ્રદેશનો અધિકાર એક રીતે તેના જામાત્ર મોહિતલાલના હાથમાં આવ્યો તેથી માનો કેઃ સરદારકન્યાનીજ એ સ્થળમાં આણ વર્તે છે. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ લૂંટફાટ કરી જન–પશુ ઉપર અત્યાચાર કરવો એ મહાન ધિક્કારવા યોગ્ય અને નિર્દય કામ છે, એ મહાતત્ત્વ અનેક મનુષ્યોના જાણવામાં આવ્યું–પર્વતમાં રહેનારાં જડ મનુષ્યોમાં હવે એ દયા–જ્ઞાનનો ઉદય થયો, તેમાં પણ લાલજીના સુંદર બંદોબસ્તથી ઉચ્છૃંખલ રાટ જનોએ દસ્યુવૃત્તિ તજી દઈને પુનઃ કૃષિકાર્ય શરૂ કર્યું, અને તેથી દિવસે દિવસે તેમની સ્થિતી સુધરતી ગઈ. આ પ્રમાણે એ પાર્વત્ય પ્રદેશમાં ઉત્તરોત્તર શાન્તિનું સામ્રાજ્ય સ્થપાયું. નિર્મળાના ઉત્તમ વ્યવહારથી અને મોહિતલાલની કાર્યચતુરતાથી પીંઢારાઓનો એક વખતનો એ પરમ શત્રુ, રાટકુળનો કલ્યાણાકાંક્ષિ અને પ્રત્યેક સ્થળે કેવળ મિત્ર તરીકે ઓળખાવા લાગ્યો.

આજ પણ કલ્યાણમાં નિર્મળાનાં બે નિત્યકર્તવ્ય છે.

૧ લું:—રોગીઆવાસમાં રોગીની સેવા–શુશ્રૂષા કરવી.

૨ જું:—ભૂખ્યાં–તરસ્યાં, દીન–દરિદ્રને માટે અન્નજળની વ્યવસ્થા કરવી.

સરદારજીની ઇચ્છાનુસાર તારાએ ઉદયગિરિમાં જે અતિથિશાળા ઉઘાડી છે તેમાં જવાનું કોઇ સાહસ કરી શકતું નથી. કલ્યાણમાં ગરીબ–ભિક્ષુકને માટે જે આશ્રમ બાંધવામાં આવ્યું છે તેમાં સરદારજીએ કરેલા ઇચ્છાપત્ર પ્રમાણે બરાબર અમલ થાય છે, અને અનાથ મનુષ્યો તેનો લાભ સારી રીતે લે છે. નિર્મળા જાતે તેના ઉપર ઘટતી દેખરેખ રાખે છે. તેની ઉત્તમ દેખરેખ અને સુંદર વ્યવસ્થાને લીધે દિવસે દિવસે અનેક ભિક્ષુક આશાનાં માર્યા દૂર દૂરથી આવીને તેનો લાભ લેવા માંડયાં.

એક દિવસ રાત્રિએ લગભગ બેએક પહોર વ્યતિત થઇ ગયા બાદ મંગળા અને નિર્મળા સાધનકુટિરમાં બેસીને શ્રીમદ્ભાગવત સંબંધી વાર્તાલાપ કરી રહ્યાં હતાં. આખા કલ્યાણમાં નિસ્તબ્ધતા પ્રસરી રહી હતી, એ સમયે અશોકની ડાળ ઉપર બેસીને એ અપૂર્વ શાન્તિનો ભંગ કરતાં કોઇ એક વિચિત્ર પક્ષીનો કર્ણ કઠોર અવાજ સંભળાવા લાગ્યો, તેની સાથેજ હીઃ હીઃ હાઃ હાઃ અવા-

જથી અટ્ટહાસ થતું સંભળાયું. આ અટ્ટહાસથી નિર્મળાના શાન્ત હૃદયમાં મહાત્રાસ ઉપજ્યો, તેણે મંગળાની કોટે વળગીને વ્યાકુળ ચિત્તે કહ્યું: "માશી! આ પેલી ઉન્માદિનીના હસવાનો અવાજ સાંભળ્યો કે? શું એ હજી પણ હયાત છે?"

મંગળા: "એમાં આશ્ચર્ય શું છે! જીવન અને મૃત્યુ એ કોઇના હાથની વાત નથી. જીવ મૃત્યુને આધીનજ છે. વાસનાનો ક્ષય થયા વગર જીવ અખંડ શાન્તિ અને પરમસ્થાનનો અધિકારી થઇ શકતો નથી, યોગેશ્વરે કહ્યું છે કે: ઉન્માદિની અનુશીલામાં કઠોર તપસ્યા કરે છે."

મંગળાની વાત પૂર્ણ થતા ન થતામાં ફરી પણ એવીજ રીતે ખડખડાટ હસતાં હસતાં કોઇ બોલી ઉઠયું: "હા-હા-હા-મહામાયાની કૃપાથી આજ મારી સાધના સમાપ્ત થશે."

આ વખતે કોઇને સમજતાં વાર ન લાગી કે: એ બોલનાર એજ ઉન્માદિની—અનુપમા છે. નિર્મળાએ ત્વરિત વેગે બહાર આવીને આતુરતાપૂર્વક ગદ્‌ગદ્ સ્વરે કહ્યું: "મા! એકવાર મને દર્શન આપશો?"

પ્રત્યુત્તરમાં ઉન્માદિનીએ કહ્યું: હા—

મા નિર્મળાની કાલ મરશે સાધના પુરી થતાં,
મરવા મહીં મહા સુખ છે મુખ નિર્મળાનું દેખતાં;
જો થાય સિદ્ધોદક તણું મુખપાન તો શિવલોકમાં-
જઉં, એકલી છું હાય અનુશીલા મહીં આ લોકમાં.

નિર્મળા: "મા! કહે જોઉં-તું નિર્મળાને ક્યાં દર્શન આપીશ?"

પુનઃ અટ્ટહાસ કરીને ઉન્માદિનીએ ઉત્તર આપ્યો:-"ક્ષિપ્રાને તીરે દેવીઘાટ ઉપર."

એટલું કહીને ઉન્માદિની પુનઃ એકવાર અંતિમ અટ્ટહાસ કરીને આનંદસૂચક અવાજ કરતી કરતી પવન વેગે ચાલી ગઇ. ત્યારબાદ નિર્મળા ઉદયગિરિ ગઇ, પરન્તુ તે રાત્રે તેને શાન્તિપૂર્વક નિદ્રા ન આવી. નિર્મળાએ સ્વપ્નમાં જોયું કે: "અનુપમા તેને નવાગઢ લઇ જવા આવી છે. આ સમયે તેણે સંપૂર્ણ ભૈરવીવેશ ધારણ કર્યો છે એ સ્નેહમયી પાલકજનનીની સુપ્રસન્ન તેજસ્વી મુખાકૃતિ અને ઓજસ્વતી વાણી સાંભળીને નિર્મળા અદ્દભુત આશ્ચર્ય પામી. નિર્મળા માતાની સાથે જવાને તૈયાર થઇ જેવી ઘરમાંથી બહાર નીકળે છે, એવીજ એ ભુવનમોહનભૈરવીમૂર્તિ સુંદર-નિર્મળ નિલાકાશમાં-ઉજ્વળતારકમંડળમાં ભળી ગઇ-અદૃષ્ય થઇ! તે પછી નિર્મળાએ જોયું કે: છૂટા-લૂખા કેશવાળી, રાતાં નેત્ર વાળી

ઉ માદિની-માતા અનુપમા ક્ષિપ્રાના તટપર સુચવેલા દેવી ઘાટઉપર સાધનમગ્ન અવસ્થામાં વિરાજેલી છે. એણે આંગળીની ઇશારત કરીને કહ્યું કેઃ નિર્મળા ! તું મને હવે સિદ્ધોદક આપે તો હું શિવલોકમાં ચાલી જાઉં."

આ તાદૃશ્ય સ્વપ્નદર્શનથી નિર્મળા ભય પામી, તેને મહા આશ્ચર્ય લાગ્યું, તેનો આત્મા કંપી ઉઠ્યો. તે પછી તેને ઉંઘ ન આવી. નિદ્રાથી જાગ્રત થતાં પ્રાતઃકાળમાં નિર્મળાએ આ સ્વપ્નની સઘળી હકિકત અથથી ઇતિ સુધી પોતાના સ્વામીને જણાવી દીધી. આ ઘટના સાંભળીને અનુશાલામાં ઉન્માદિની જે બોલી હતી તે લાલજીને યાદ આવ્યું. તેણે પ્રેમપૂર્વક-મધુર વચને પત્નીને કહ્યું: "મને લાગે છે કેઃ ઉન્માદિનીનો જીવનકાળ હવે પૂર્ણ થવા આવ્યો છે. તેનું કહેલું આધ્યાત્મિક દૃષ્ટિએ યથાર્થ છે-એને અસત્ય માનવાની જરાપણ ભૂલ ન કરશો !"

નિર્મળાઃ "ત્યારે હવે મારે શું કરવું ?"

ઉઃ "સૂર્યોદય થાય એટલે તમારે કોઇપણ પ્રકારે નવાગઢ જવું જ જોઇએ."

નિર્મળાઃ "સ્વપ્નમાં મેં ઉન્માદિનીની જે ચામુંડા જેવી સાક્ષાત્ ભૈરવીમૂર્તિ જોઇ છે તેથી મારૂં કાળજું થથરી રહ્યું છે. મને ચારે દિશામાં ફક્ત અંધકાર જ જણાય છે. હું અત્યારે કર્તવ્યભાન-શૂન્ય થઇ છું."

પતિએ પત્નીને આશ્વાસન આપતાં કહ્યું: "પ્રિયતમે ! એમાં તમારે ભય પામવાનું કંઇ જ કારણ નથી. હું પોતે તમારી સાથે નવાગઢ આવીશ, પછી કંઇ ?"

પત્નીઃ "ઠીક, પણ સિદ્ધોદક એટલે ?"

પતિઃ "ધારૂં છું કેઃ મંત્રપુત માજીનું ચરણામૃત એજ સિદ્ધોદક -બીજું શું ?"

પત્નીઃ "તો પછી તમારે મને તે આણી આપવું પડશે. તમે કલ્યાણમાંથી કલ્યાણીનું ચરણામૃત લઇને નવાગઢ આવજો. હું ધીમે ધીમે ક્ષિપ્રાની તીરેતીરે થઇને દેવીઘાટ પર જઇશ. ગઢમાં માજીના મંદિરની સામે ક્ષિપ્રાને કાંઠે જે ઘાટ છે એજ દેવીઘાટ-વાર કર્યા વગર કલ્યાણથી ટુંકે માર્ગે ચાલ્યા આવજો-નાવ કિનારા ઉપર તૈયાર જ હશે."

પતિઃ "એની ચિન્તા ન રાખશો. હું વખતસર ઘાટ ઉપર આવી પહોંચીશ."

ત્યાર બાદ સૂર્યોદય થયા પહેલાંજ નિર્મળા કપડાં બદલીને તૈયાર થઇ ઉતાવળે પગલે દેવીઘાટ ઉપર પહોંચી. ત્યાં પહોંચતાંજ તેણે જે કંઇ જોયું તેથી તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. અગાઉથી સૂચવ્યા પ્રમાણે ઉન્માદિની ખરેખર ઘાટપર ઘૂંટણ વાળીને બન્ને હાથ જોડી ઉંચા કરી સાધનમગ્ન અવસ્થાએ પ્રત્યક્ષ નજરે ચડી. હાથમાં ચંદનચર્ચિત રક્તપુષ્પ સહિત કરસંપુટ કરી ઉર્ધ્વદૃષ્ટિએ આકાશ તરફ જોઈ માજીના પ્રસાદની આકાંક્ષામાં, અને જાણે કોઇની આજ્ઞાનીજ રાહ જોતી હોય એમ પ્રતિત થાય છે. ઉન્માદિનીનો દેહ શીર્ણ અને અવસન્ન થઇ ગયો છે. તેની ઉર્ધ્વદૃષ્ટિ કેવળ સ્થિર અને ગંભીર છે. અનુપમાની એ અવસ્થા જોઇ નિર્મળાએ અશ્રુપૂર્ણ લોચને ગદ્‌ગદ્ સ્વરે કહ્યું: "મા! સહજ કૃપાદૃષ્ટિ ફેંકો! આ તમારી પ્રાણતુલ્ય તારા આવીને ક્યારની તમારી પાસે ઉભી છે. જરી નજર તો કરો મા!"

આ ઘડીએ અનુપમાએ હાથમાં રાખેલાં પુષ્પ માજીના ચરણામૃતની ઇચ્છાથી માથા ઉપર મૂકી નદીમાં નાંખ્યાં અને ઉંચે મોંયે, કરૂણનેત્રે નિર્મળા ઉપર દૃષ્ટિ સ્થાપી, પરન્તુ તે બહિરદૃષ્ટિશૂન્ય હતી. તેનો શીર્ણદેહ કંપવા લાગ્યો અને સ્થિર રહી શક્યો નહિ. ધ્રૂજતે હાથે નિર્મળાએ આગળ વધી સાચવીને માતાના મસ્તકને પોતાના ખભા સાથે ટેકવી દીધું-ઝાલી રહી. નિર્મળા અતૃપ્તનયને માતાનું મુખકમળ જોતી રહી. તેને લાગ્યું કે: હવે માતાનો અંતકાળ નજીક આવ્યો છે, તેમનાં અંગપ્રત્યંગ શિથિલ થઇ ગયાં છે, આંખો અર્ધ ઉઘાડી છે અને મહાશ્વાસ ચાલ્યો જાય છે. તે પળે પળે મોં ઉઘાડી નાંખે છે-તેથી એ એમ સૂચવે છે કે: "નિર્મળા"—

**"તું આપ સિદ્ધોદક અને તો જાઉં હું શિવલોકમાં."**

નિર્મળા ક્યારની આતુર હૃદયે પતિના આવવાની રાહ જોઇ રહી છે, અને સાચા હૃદયથી ઉન્માદિનીના આત્માની સદ્‌ગતિને અર્થે પ્રભુચિન્તન કરી રહી છે. એજ સમયે મંગળા સહિત લાલજી ચરણામૃત લઇને ત્યાં આવી પહોંચ્યા. નિર્મળાએ તુર્ત માતાના મોંમાં સિદ્ધોદક મૂક્યું તે ગળામાં ઉતરી ગયું, તેણે બીજીવાર ચરણામૃત રેડયું તે મહા મુસિબતે ઉતર્યું, પરન્તુ ત્રીજી વખત નાંખ્યું તે ન ઉતર્યું-બહાર નીકળી ગયું; એજ ધન્ય પળે એક મહાનિશ્વાસની સાથે તેનો પ્રાણવાયુ ચાલ્યો ગયો. માત્ર પંચભૂતાત્મક દેહપિંજર એ દેવીઘાટ ઉપર પડયું રહ્યું. મંગળાએ કલ્યાણીનું નિર્માલ્ય ઉન્માદિનીના

મસ્તક ઉપર છાંટયું—એજ ક્ષણે અંતરિક્ષ વાણી થઈ—શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ આથી મંગળાને ખાત્રી થઇ કેઃ આજ ઉન્માદિનીની કઠોર સાધના સિદ્ધ થઈ—તેની તપસ્યા પારપૂર્ણ થઈ.

આ સમયે પણ રાટલોકો નવાગઢમાં રહેતા હતા. તારાની સૂચનાનુસાર તેનાં જ્ઞાતિજનોએ ચન્દનકાષ્ટની ચિતા ઉપર તેના મૃતદેહને મૂકી તેને યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો. અંતિમ્ સંસ્કાર થયા બાદ લાલજી, મંગળા અને તારા સરિતામાં સ્નાન કરી કલ્યાણ તરફ પાછાં ફર્યાં. માર્ગમાં ચાલતાં ચાલતાં નિર્મળાએ કહ્યુંઃ "આજ નવાગઢના અવશેષ ગૌરવરવિનો પણ અસ્ત થયો. હવે તો મારા પિતાજીની ઇચ્છાનુસાર—તેમણે તેમના ઇચ્છાપત્રમાં જણાવ્યા પ્રમાણે યોગ્ય વ્યવસ્થા થાય એ ઇચ્છવા યોગ્ય છે."

લાલજીઃ "જે તે વ્યવસ્થા મંદિરસ્વામિની—જયદેવીએજ કરવાની છે—તે કરશે."

જયદેવીઃ "મારૂં ધન્યભાગ્ય ! મારાથી બનતું તમામ હું કરીશ, પરમાર્થ કાર્ય કરવાનું કયા નિર્ભાગી જીવને ન ગમે ? આપણે સહુ સાથે મળીને વીરસરદારચિતુસિંહના ઇચ્છાપત્રનો અમલ કરીશું. સરદારે વ્યવસ્થા તો ઉત્તમ કરી છે, પણ લાલજી ! હવે આ મારી તારાને પણ આ ભૈરવીવેશ છોડવો પડશે કે કેમ ?"

જયદેવીના વહાલભર્યા શબ્દો સાંભળી આડું જોઈ લાલજી સામે દૃષ્ટિ કરી તારા—નિર્મળાએ તેનો ઘટતો જવાબ નયનયુગલ દ્વારા—હસતે મુખડે આપી દીધો—એટલે લાલજીને એ સંબંધમાં હા કે ના કહેવાનું કંઇ પ્રયોજન ન રહ્યું. નવદંપતીના સંકેત એવાજ હોય તેમાં જયા શું જાણે ! અસ્તુ.



# ઉપસંહાર.

કલ્યાણીના અનુગ્રહથી નિર્મળા અથાક ધનસમ્પત્તિની અધિકારિણી થઇ. પ્રારબ્ધયોગે આવી રીતે લક્ષ્મીવાન થએલાં સ્ત્રી-પુરૂષોને ક્યાંથી ગમ હોય કે: આટલો અથાક પૈસો પેદા કરતાં પગે કેટલું પાણી ઉતર્યું હશે? કહે છે કે: ચિતુસરદારે અનેક નિર્દોષ મનુષ્યોને લૂંટી ઉભાંને ઉભાં સળગાવી મૂકી લક્ષ્મી મેળવી હતી—નહિ તો ફાંસીને માંચડે ચડવાનો વારો ક્યાંથી હોય? ગમે તેમ પણ અમે નિર્મળાની પેલાં હલકી કોટિનાં મનુષ્યોમાં ગણના નથી કરતા—કારણ એ પૈસાની તેને ચરબી નથી ચડી—એ પૈસાના મદમાં ફાટી જઇને તેણે એક પણ અનિષ્ટ કામ નથી કર્યું કે નથી તેણે મનુષ્ય જાત પર ઘૃણાદૃષ્ટિથી જોયું! મોજમજાહ અને ભોગવિલાસનું તેને સ્વપ્ન પણ નથી આવ્યું. દાન-ધર્મ વગર પૈસાને ક્યાં વાપરવો તેનું તેને ભાન કે જ્ઞાન કશું નથી! તે સાદાં વસ્ત્રાભરણ પહેરી સંતોષ પામે છે. મોટી મોટી મેડમોના સંસર્ગમાં આવવા છતાં તેને મેડમ બનવાની ઇચ્છા નથી થઇ, જ્યાં ત્યાં બ્રાહ્મણની છોકરી તરીકે ઓળખાતાં તેને લાજ શરમ નથી આવતી! તેનો સંસાર એક આદર્શ ગૃહસ્થને છાજે તેવી રીતે ચાલ્યો જાય છે. તેના પતિની માસિક આવકમાંથી જ તે તેનું સંસાર ખર્ચ ચલાવે છે. ધર્માદાની-પૂણ્ય કાર્યની એક પાઇનો પણ તે દુર્વ્યય થવા દેતી નથી—થાય તો તેનો જીવ ઉડી જાય છે. વિષયજ વિષ અને અર્થજ તમામ અનર્થનું મૂળ છે એ એણે ચિતુસિંહના છેવટના પરિણામ ઉપરથી જોઇ લીધું છે.

બાલ્યાવસ્થામાંથીજ નિર્મળા એક વનબાળાની માફક પુષ્પાભરણ પરિધાન કરીને યોગિની વેશે રહી છે. ભગવાં વસ્ત્ર અને રૂદ્રાક્ષ ઉપર તેને ઘણોજ મોહ છે, અને તે તેથી જણાય છે પણ સુન્દર! લગ્નને દિવસે બિન્દુએ તેને ફક્ત એક સુવર્ણકંકણની જોડ પહેરાવીને લગ્ન-મંડપમાં પધરાવી હતી એ વગર તેની પાસે બીજું એકે ઘરેણું નથી. તેના હાથમાં આવેલા ચિતુસરદારના હજારો રૂપિયાના દાગીના તેણે દીન-દુખીને દાન કરી કૃતાર્થતા અનુભવી છે, કંઇક બ્રાહ્મણ કુમારિકા-ઓને કન્યાદાનમાં આપ્યા છે. નિર્મળા હવે ગૃહિણીપદપર આરૂઢ થઈ છે. એક વીરપત્ની થઇને ભાગ્યવતી થઇ છે. સંસારિણીને યોગિની વેશ-ભૈરવીવેશ ન શોભે એ જાણવા અને માનવા છતાં તે કોક કોક

વખત એ વેશને માટે વળાખાં મારે છે. એ જોઇને મંગળા તેના ઉપર અનેક વખત ગુસ્સે થાય છે. લગ્ન સમયે હાથગરણા તરીકે રમાએ જે અલંકાર આપ્યો છે તે બિન્દુએ જતી વખતે મંગળાને સોંપ્યો છે. આજ મંગળાએ એક બહુમૂલ્ય હાથી દાંતનો દાબડો કાઢીને જોયું કે: એ દાબડો કેવળ મણિમુક્તાજડિત્ રત્નાભરણથી ભરેલો છે. બરાબર એક પછી એક ધારી ધારીને જોયું કે: તેમાં એક મૌક્તિકહાર, એક જોડ કંકણ, કર્ણફુલ અને બીજાં પરચુરણ નાનાં નાનાં ઘરેણાં છે. આ પ્રદેશમાં આવાં ઘરેણાંનો લોકોને વધારે મોહ છે. મંગળાએ આનંદપૂર્વક એ સઘળા અલંકાર તેની અનેચ્છા છતાં તેને પહેરાવ્યા. ભગવું વસ્ત્ર ઉતરાવી એક સાડી પહેરાવી–તેનો યોગિની વેશ તજાવી આજ તેને એક રાજરાણી જેવી શણગારી. અથાક ધન–ઐશ્વર્યશાલિની સમાન સાક્ષાત્ લક્ષ્મી જેવી જણાવા છતાં નિર્મળાને તેમાંનું કંઇજ ગમતું નથી-આ સઘળું તેની ઇચ્છા વિરૂદ્ધ છે. નસીબ કોનું લાવે ? !

બાદ ચિતુસિંહની ઇચ્છાનુસાર-તેણે ઇચ્છાપત્રમાં જણાવ્યા મુજબ જૂદી જૂદી સંપત્તિની અનુક્રમે નીચે પ્રમાણે સુવ્યવસ્થા કરવામાં આવી–

૧ લું:—ઉદયગિરિમાં રહેવાને માટે એક સુરમ્ય મહાલય બાંધવામાં આવ્યો, અને લાલજીએ એ મહાલયનું નામ **કારંજભવન** રાખ્યું.

૨ જું:—બાકી વધેલા ધનમાંથી એક માતાજીનું મંદિર બનાવવામાં આવ્યું. નવાગઢમાંથી નૃમુણ્ડમાલિની સ્યામાની મૂર્તિ લાવીને તેનું એ મંદિરમાં સ્થાપન કર્યું અને કેટલીક સંપત્તિ તેમાંથી માજીના નિત્ય ખર્ચને માટે અલગ રાખી.

૩ જું:—મંદિરની પાસે એક ધર્મશાળા–મુસાફરખાનું તૈયાર કરાવી તેમાં અન્નક્ષેત્ર પણ ઉઘાડવામાં આવ્યું. અનાથ–અસહાય પીંઢારાઓને એ અન્નક્ષેત્રમાંથી છૂટથી લાભ મળવા લાગ્યો. માજીની નિત્યસેવાનો ભાર નિર્મળાએ પોતાના જ હાથમાં રાખ્યો. મહામાયાની પૂજા અને પ્રસાદ ભક્ષણ કર્યા વગર નિર્મળા પાણીનું એક બિન્દુ સરખું લેતી નથી.

૪ થું:—અનુશીલામાં બિન્દુના અપૂર્વ યોગ સાધનના સ્મૃતિચિન્હ તરીકે એ સ્થાનમાં એક આશ્રમ બંધાવી ત્યાં આગળ ભગવાન શૈલેશ્વરની એક શિવમય મૂર્તિની ત્યાં પ્રતિષ્ટા કરવામાં આવી. એ આશ્રમનું નામ **શબ–સાધનાશ્રમ** પડયું. એ આશ્રમ સાધુ સન્યાસીઓને માટે મુકરર કરવામાં આવ્યો. શૈલેશ્વરની સેવા–પૂજાને માટે પણ જે અલગ દેવદ્રવ્ય કાઢવામાં આવ્યું છે તેમાંથી વ્યવસ્થા થઈ.

૫ મું:—સરદારની ઇચ્છા પ્રમાણે ઉદયગિરિમાં દરબારની જગાએ એક ઉન્નત સ્તમ્ભ નિર્માણ કરાવીને તે ઉપર અંગ્રેજીરાજપતાકા ફરકાવવામાં આવી–પીંઢારાઓની બહાદુરીને પણ ત્યાં ભૂલવામાં આવી નહોતી.

દૈ હું:—કલ્યાણીના નિમિત્તની સમ્પત્તિ પણ કંઈ થોડી નહોતી. મંદિરનાં અધિષ્ઠાત્રી મંગળાની ઇચ્છા એવી હતી કેઃ તેનો કોઇ સારા કાર્યમાં વ્યય થાય તો ઠીક. ઈશ્વરીની ઇચ્છાથી કલ્યાણમાં માજીના મંદિર સમીપ એક Sanitorium—**આર્તનિવાસ** તૈયાર કરાવવામાં આવ્યું. દુર્ભાગ્યવશાત્ એ આર્તનિવાસ તૈયાર થાય તે અગાઉ જ મહાદેવી મંગળા મંગલમયી મહામાયાના મહામંગલધામમાં ચાલ્યાં ગયાં. મંગળાના વિયોગદુખને લીધે વનમાળીએ પણ અન્નજળનો ત્યાગ કરી જય મંગળે! જય મંગળે! એ મંત્ર જાપ કરતાં પ્રાણ તજ્યો—જે પ્રમાણે આજ ભારતના સાચા સપુતો જતીન—સતીન અને ભગત દત્ત આદિક અભિષ્ટ સિદ્ધિને અર્થે ઉપવાસ આદરી જય સ્વદેશ! જય સ્વદેશ! એ ઇષ્ટમંત્રની સાધના કરતાં તેને ખાતર પ્રાણ ઓવારે છે તેમ! નિર્મળાના આગ્રહથી એ આર્તનિવાસનું નામ **મંગળાધામ** રાખવામાં આવ્યું.

પ્રસ્તુત ગ્રંથમાં નજરે ચડતાં અન્ય સામાન્ય પાત્રોએ પણ પરમેશ્વરીની ભક્તિ—સેવા કરી પરિણામે અનંત—અખંડ સુખનો માર્ગ લીધો—એ વગર અન્ય ઉલ્લેખ કરવા યોગ્ય બાબત હવે નથી જણાતી. ઈતિ ૐ

**ॐ सहनाववतुसहनोभुनक्तुसहवीर्यंकरवावहै तेजस्विनावधित-मस्तु—मा विद्विषावहै ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥**



# "ગુજરાતી પંચ"ની ભેટો.

**નામ.** **કીંમત.**

૧ માલતી અથવા આર્યોના સંસારિક
દુર્ગુણોથી થતી ખુવારી ... ૧-૦-૦
૨ શ્રીગીતા અથવા વીજળી ગામડીયણ ૧-૦-૦
... ૦-૧૨-૦
૩ સંસાર યાત્રા... ... ... ૧-૦-૦
૪ શૈલપુરની સુંદરી ... ... ૧-૮-૦
૫ અયોધ્યા અને અંગ્રેજ ... ૧-૮-૦
૬ અલક્ષ્ય જ્યોતિ ... ... ૧-૮-૦
૭ ઉષાકાન્ત ... ... .. ૧-૮-૦
૮ પદ્મનાભ ... ... . ૧-૮-૦
૯ મધુકર ... ... ... ૧-૮-૦
૧૦ જ્યોતિપુંજ ... ... ... ૦-૧૨-૦
૧૧ શાન્તિદા ... ... ... ૧-૮-૦
૧૨ પ્રિયકાન્ત ... ... ... ૧-૮-૦
૧૩ સિતારનો શોખ અને સુરબાળા ... ૧-૮-૦
... ૧-૮-૦
૧૪ લલિત મોહન ... ... ૧-૮-૦
૧૫ શ્વેતભાનુ ... ... ... ૧-૦-૦
૧૬ સુવર્ણકુમારી... ... ... ૧-૦-૦
૧૭ કુંજબાળા ... ... ... ૧-૮-૦
૧૮ સત્યસિંહ ... ... ... ૧-૮-૦
૧૯ કરણસિંહ ... ... ... ૧-૮-૦
૨૦ મથુરા કિંવા બ્રહ્મસંજ્ઞા... ... ૧-૮-૦
૨૧ સ્નેહલતા અને અદ્ભુત ખુન ... ૧-૮-૦
૨૨ ભોળો ભીમદેવ ... ... ૧-૦-૦
૨૩ મંજરી ... ... ... ૧-૮-૦
૨૪ વીર રમણી ... ... ... ૧-૦-૦
૨૫ શલ્યાની અહલ્યા ... ... ૧-૦-૦
૨૬ ભિષ્મ પ્રતિજ્ઞા ... ... ૧-૮-૦
૨૭ દિવ્ય જ્યોતિ... ... ... ૨-૦-૦
૨૮ નિર્મળા ... ... ... ૨-૦-૦
૨૯ અનુપમ-ઉષા ... ... ૦-૧૨-૦
૩૦ સુધા-સુન્દરી ...
૩૧ લક્ષ્મી અથવા જન્મભૂમિની ... ૧-૮-૦
જયગર્જના ... ... ... ૧-૮-૦
૩૨ સોરઠના સિતારા ...